REGISTERED No. B 764

# સુદર્શન.

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—ભાગવત.

પુસ્તક ૨૮-અંક ૧.] (માસિક) [ ઑક્ટોબર-૧૯૧૨.]



ભાવનગર—ધી આ૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ શામજીભાઇએ છાપ્યું.

# તંત્રી યોજીત પુસ્તકો.

## યાજ્ઞવલ્કય સંહિતા.

હઠ અને રાજયોગને સારી રીતે સમજાવી ખરો, સરલ યોગ માર્ગ દર્શાવતો ગ્રંથ સહ ગુજરાતી કીંમત ૦-૧૨-૦.

## આપણાં પુરાણો.

પુરાણો ગપ્પાં કહેનારને સબલ ઉત્તર કીંમત ૦-૨-૦.

સુદર્શનના ગ્રાહકોને આ બંને ૦-૧૦-૦ મળશે ટપાલ જુદું.

## શીગાલવાદ સુત્ત*

સર્વ ધર્મના ગૃહસ્થોને બાધ ન આવે તેવા બુદ્ધધર્મના સાદા, સરલ, નીતિશિક્ષા

કીંમત ૦-૨-૦

(આ પુસ્તક મંગાવવા માટે ૦-૨-૬ ની ટીકીટો મોકલવી.)

* આ પુસ્તક ના. ગાયકવાડ સરકારના કેલવણી ખાતા તરફથી "શાળા લાયબ્રેરી ખાતે "તથા" શાળાઓમાં ઇનામ ખાતે" મંજુર થયું છે. શીક્ષકોને સારૂ કમીશન મળશે તથા મુંબઇ ઇલાકાના કેલવણી ખાતા તરફથી પણ લાયબ્રેરી માટે મંજુર થયું છે.

* હવેથી સુદર્શન માટેનો સર્વ પ્રકારનો વ્યવહાર નીચેને શિરનામે રાખવો—

તન્ત્રી—સુદર્શન ઓફીસ નડિઆદ.

REGISTERED No. B.764

[illegible] મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તંત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

(ધર્મ-શૃદ્ધ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

શતક ૨૮-અંક ૧.] (માસિક) [ ઑક્ટોબર-૧૯૧૨.]

## प्रार्थना.

( ભૈરવી-ઠુમરી. )

રામનામ સમરો—

સજ્જન સહૂ રામનામ સમરો,
ભવભય ભંજન રઘુવર શુભવિતરો.સજ્જન.

પૂણ્યનિધાન મયે કલિમલને,
જન વાંછિતં પૂર્ણ કરો. સજ્જન.
પાવનને પાવન કરનારો,
પરમ પુનિત રસઝરો. સજ્જન.

મોક્ષમાર્ગ:પળતા પથિકોનો,
એ અમૃત આચરો. સજ્જન.

કવિવર વચન વિરામ લહે જ્યાં,
તે પદ મંગલ વિસ્તરો. સજન.

સજ્જનની સજ્જનતા જેથી,
તે અમ શિર કર ધરો. સજન.

ધર્મ વૃક્ષનું સફલ બીજ એ,
શ્રેય સકલ અહીં ભરો. સજન.

आयदृष्टा.

---

# आत्मरमण.[1]

અમારે આત્મરમણનું તાન,
અમારો એજ મહા વિશ્રામ.

નભવત જે સર્વત્ર છવાઇ સત્તા એક સમાન,
પટંતરે વિધ વિધ દીસે એ અમ અવલંબન સ્થાન;

અમારે આત્મરમણનું તાન,
અમારો એજ મહા વિશ્રામ. ૧.

પ્રકૃતિ પટંતર વચમાં આવ્યે, થાય ન વસ્તુ ભાન,
અવસ્તુમાં અટવાવું તેથી આત્મરમણ અમ કામ;

અમારે આત્મ રમણનું તાન,
અમારો એજ મહા વિશ્રામ. ૨.

રતિ વૃત્તિ તૃપ્તિ અમ ત્યાને અમૃતરસ સમપાન,
કરતાં શાને હવે ઇન્દ્રિએ મૂઢ બની વિષપાન;

---

૧ સ્હમજ્યા વગર વ્યવહાર માત્ર ત્યજી જડ જેવા સૂના બની વિચરવું એ ન વિવક્ષિત નથી. વ્યવહારનાં કર્તવ્યો બજાવતાં અનેક વિરૂદ્ધ પ્રકૃતિના યોગ થઇ ભ્રાન્તિ કલહ આદિ વિસ્તરે છે, આ કાળે પ્રકૃતિની કૃતિ પ્રતિ દુર્લક્ષ અને જે મહાન જ્યોતિ પ્રકાશથી એ પ્રકાશિત થએલ છે તેપર વૃત્તિનું સ્થાપન, આમ આત્માપર વૃત્તિ ઠેરવી અન્ય કશી દરકાર નહિ કરતાં પ્રાપ્ત કર્તવ્યો યથાવત્ બજાવવાં એ ભાવ વિવક્ષિત છે.

અમારે આત્મ રમણનું કામ,
અમારો એજ મહા વિશ્રામ. ૩.

રાગદ્વેષમાં રાચતી રચતી પ્રકૃતિ પ્રપંચ તમામ,
અવિકૃત સાક્ષી સત્તા વ્યાપક એ અમ વૃત્તિ સ્થાન;

અમારે આત્મરમણનું તાન,
અમારો એજ મહા વિશ્રામ. ૪.

અંતરના પડદા વાસે જે ઝબકે જ્યોત મહાન,
પડે તો પ્રાકૃતજન રાચે અમ એ જ્યોત નિશાન

અમારે આત્મરમણનું તાન,
અમારો એજ મહા વિશ્રામ. ૫

મુંબઇ-૩૨૭. } ન્હાનાલાલ વિ. દેવશંકર વૈદ્ય.

---

# हरिना मंदिर.

---

તોડજો મા રે તોડજો મા
કોઇ હરિના મંદિર તોડજો મા:
(ધ્રુવ)

જગના દરબારમાં પ્રભુના જો ! ઠાઠ,
ખેલ તમાશા એના મહીં હા !
ખોડજો મા રે ખોડજો મા: તોડજો મા૦

જોઇને ઝુંપડે કંઇ કંઇ મ્હેલાતું,
મરીમરાતી કાંઈ પેલી વાતું
ઊંડજો મા રે ઊંડજો મા: તોડજો મા૦

પ્રજાના એક સભ્યરૂપે, હિંદને દુનિયામાં ભજવવાના ભાગ વિષે તમારા આગળ હું મારો અભિપ્રાય જણાવવા માગું છું.

મારૂં ખાત્રીપૂર્વક માનવું છે, કે હિંદને માનવજાતને એક અદ્‌ભૂત પ્રકારનો સંદેશ આપવાનો છે; એ સંદેશનો કેટલોક ભાગ ક્યારનોએ કહેવાઇ ચૂક્યો છે; પરંતુ હજુએ ઘણું ઘણું વધારે કહેવાનું બાકી રહ્યું છે. હિંદને કર્મને લઇને આપવાના મળેલા સંદેશની સંપૂર્ણ અગત્ય હજુ તેના સમજવામાં આવી નથી, પરંતુ જ્યારે તે તેના સમજવામાં આવશે ત્યારે તેટલા માટે પણ દુનિયા શ્રેષ્ઠ પ્રકારની બની હશે.

દુનિયાના તલ ઉપર વસતા વિવિધ પ્રકારના લોકનો અભ્યાસ કરતાં આપણને માલુમ પડી આવે છે, કે દરેક પ્રજા ભિન્ન ભિન્ન પ્રકારનાં લક્ષણોવાળી વિવિધ જાતની શક્તિયો અને સંભવોવાળી હોય છે. દષ્ટાંત તરીકે મહાન આર્ય જાતિની એક શાખારૂપે અવતરી આવેલી જર્મન પ્રજા ઘણીજ ધીમી છે, પરંતુ અત્યંત ચોક્કસ છે, અને તે એક બંધારણ યોજી કાઢે છે ત્યારે વીગતવાર પણ એ સંપૂર્ણ હોય છે. પદાર્થ વિદ્યાના શોધોમાં પણ તેમનું આવુંજ વર્તન જણાઇ આવે છે. એક પંડિત, માનવ જ્ઞાનના એકાદ સૂક્ષ્મ વિભાગને અથવા પદાર્થવાદીઓને વિકટ થઇ પડતા અનેક પ્રશ્નોમાંના એકાદને પસંદ કરે છે, અને બહુ વર્ષો પછી તેનો અભ્યાસ પૂર્ણ થતાં એ વિષય વિષે કંઇ પણ વધારે કહેવાનું બાકી રહેતું નથી; તેણેજ એ વિષયનું પરિપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય છે જર્મન લોક ધર્મોના બાહ્ય સ્વરૂપોના શ્રેષ્ઠ પંક્તિના અભ્યાસિઓ નિવડી આવે છે, દરેક ચાલ, આચાર અને વિચારની ઉત્પત્તિ શોધી કાઢવાના કંટાળા ભરેલા કાર્યમાં પણ તેઓ જરાએ કંટાળતા નથી. એટલું ખરૂં, કે આવા પ્રકારના પૌર્વાત્ય પંડિતો ઘણું કરીને જ્યોતિ પ્રતિ દોરી જતા આંતર્જ્ઞાનની ખામી વાળા હોયછે, છતાંએ જર્મનીમાંજ જન્મેલાઓમાં આટલી બધી લાક્ષણિક રીતે જણાઇ આવતી સખ્ત મહેનત કરવાની તેમની આવી અદ્‌ભૂત પ્રકારની શક્તિને તો આપણે ધન્યવાદજ આપવા જોઇએ.

આથી અન્ય પક્ષે ફ્રાન્સનું એક માનવિ કલ્પનાની ભૂમિમાં વિહાર કરે છે; તેને ધાંધલ અને ઉથલપાથલ માટેજ પ્રેમ હોય છે; તે ઉર્મિઓમાં તણાઇ જવામાં અત્યાનંદ માને છે અને કાવ્ય અને સૌંદર્યના પ્રદેશનું વિહારિ હોય છે. એક ફ્રાન્સવાસિને મન જીવન, તત્ત્વ શાસ્ત્રના એક પ્રકારના ઠંડા ઉત્સાહમાં વિચારવા જેવા બુદ્ધિ ભરેલા પ્રશ્નોની એક પરંપરા સમાન નથી; તેને મન તો જીવન તાદશ અનુભવો અને ઇન્દ્રિયોના સંતોષ સમાન હોય છે. એક ફ્રાન્સવાસિ હમેશાં એક વા અન્ય અંત તરફજ ભટકતો હોય છે. તે આનંદ અથવા નિરાશા, રાજા પ્રત્યે વફાદારી અથવા ઉન્માદી વિપ્લવ, ઉત્કટ આધ્યાત્મિકતા અથવા હડહડતા જડવાદમાં તણાઈ જાય છે.

ઇંગ્લિશ ચેનલમાં થઇને થોડાક માઇલ આગળ મુસાફરી કરો; દુનિયાના ઇતિહાસમાં આટલો બધો અગત્યનો ભાગ ભજવનાર પેલા નાના બેટમાં મળી આવતી માનવોની એક ભિન્ન પ્રકારની જાતિ તમારા જોવામાં આવશે. આ પ્રજામાં જર્મન પ્રજાના જેવી ઝીણી

ચોકસાઇની અને ફ્રાન્સવાસિના જેવી લાવણ્યની ખામી છે, પરંતુ રાજ્ય ચલાવવાની બુદ્ધિવાળા, ઉત્સાહી અને દૃઢ મનના લોકની તે બનેલી છે વર્તમાન કાલના અનેક અંગ્રેજ લોક પૂર્વના જન્મોમાં અનેક શતકો પહેલાં રોમન લોક હતા, તેમનો પુનઃ જન્મ થતાં તેઓ પોતાની બુદ્ધિ પોતાની સાથે લાવ્યા અને સામ્રાજ્યકેન્દ્ર રોમની માફક લંડન નગર બાંધ્યું છે, એટલી યથાર્થ વાતને આધારે આવા પ્રકારની બુદ્ધિનો થોડો ઘણો ખુલાસો મળી રહે છે.

વળી ફરીથી તમે જો એકાદ મોટી સ્ટીમરમાં ઉછળતાં મોજાંવાળા સમુદ્રમાં આશરે ત્રણ હજાર માઈલ મુસાફરી કરીને અમેરિકા ખંડમાં પહોચો તો એક બીજી જાતિ અન્ય પ્રકારનાં લક્ષણો દર્શાવતી તમારા જોવામાં આવશે;—બંધારણ યોજવાની શક્તિ, મોટાં મોટાં કાર્યોની વ્યવસ્થા કરવાની બુદ્ધિ, નવનવાં યંત્રો શોધી કાઢવાની ચપલતા અને દુનિયાના ઉદ્યોગોમાં ઉથલપાથલ કરી નાખનાર અન્ય યુક્તિ પ્રયુક્તિઓ ત્યાં આગળ જોવામાં આવે છે. ચકચકીત રેલ્વે ઉપર રાક્ષસી એંજીનના ભાર ખમતા વિશાલ ખંડમાં સઘળે પસરેલા અંત વિનાના રેલ્વ માર્ગો, રાક્ષસી કદનાં છાપખાનાઓ, દરરોજ શ્રેષ્ઠ કારીગરીનો માલ મોટા જથ્થામાં બનાવતાં મોટાં મોટાં કારખાનાઓ, પૃથ્વી ઉપર ત્રીસ અને વધારે માળ સુધી પોતાનાં મસ્તક ઉંચે લઇ જતાં રાક્ષસી ભવનો—આવી આવી સર્વ બાબતો અમેરિકાની પ્રજાની બુદ્ધિ દર્શાવી આપે છે.

આ પ્રમાણે આપણે પશ્ચિમના એક દેશ ઉપરથી અન્ય દેશ ઉપર નજર ફેરવીએ તેમ તેમ આપણને માલૂમ પડે છે, કે દરેક દેશ સ્થૂલસૃષ્ટિ વિષેના ધીમે ધીમે એકઠા થતા ભંડારમાં શોધોનો પોતપોતાનો ભાગ ઉમેર્યા જાય છે. પ્રકૃતિ અને જડનાં રહસ્યો શોધી કાઢવા માટે પોતાની પ્રયોગશાલાઓમાં ધીરજ અને દૃઢતાથી પ્રવૃત્તિમાં લાગેલા પદાર્થવિજ્ઞાનવાદીઓ દરેક દેશમાં જોવામાં આવે છે. પૃથ્વીગ્રહ અને તેના સમર્થ બંધુઓને સૂર્યની આસપાસ ફરવાની ફરજ પાડતા નિયમો, દૂરના આકાશીય ગ્રહમાંથી પ્રકાશને લાવનાર નિયમો, પરમાણુઓની ગતિના વ્યવસ્થાપક નિયમો, આવા પરમાણુઓના તત્ત્વોરૂપે થતા મિશ્રણમાં પ્રવર્તતા નિયમો, જડના એક જથ્થાના અન્ય સર્વ સાથેના સંબંધોની વ્યવસ્થા કરતા નિયમો, આવા આવા સર્વને ધીમે ધીમે ગણિત શાસ્ત્રની પરિભાષામાં દર્શાવવાનો તેમણે આરંભ કર્યો છે.

માનવજાત જેમાં વસે છે એવી સૃષ્ટિ, બુદ્ધિને બુદ્ધિગમ્ય બનાવીને પદાર્થવિજ્ઞાને માનવજાતના વિકાસમાં ઘણી ઘણી સહાય કરી છે. સ્થૂલવિશ્વમાં આપણું સ્થાન ક્યાં આગળ છે, એ તેણે દર્શાવી આપ્યું છે; શુરતરશાસ્ત્ર, ખગોળવિદ્યા, રસાયણવિદ્યા, ભૌતિકવિજ્ઞાન, પ્રાણિવિદ્યા, આરોગ્યવિદ્યાવિષે પણ તેણે જ્ઞાનભંડાર એકઠો કર્યો છે; આ સર્વ માનવ જાતને અત્યંત ઉપયોગનો છે. માત્ર જડના દૃષ્ટિબિંદુથી આવો અભ્યાસ ચલાવવામાં આવ્યો છે, પરંતુ આ પ્રમાણે મેળવેલી જ્ઞાનની વિગતો બીજે સ્થલેથી પ્રાપ્ત કરી શકાય એવા અધ્યાત્મજ્ઞાનના એક આવશ્યક પરિપૂરક સમાન છે. જડ, સ્થૂ-

લના જ્ઞાનવિના અધ્યાત્મજ્ઞાનને વ્હેમોનો કાટ ખાઇ જાય છે; અધ્યાત્મજ્ઞાન વિના જડનું જ્ઞાન જડવાદ વડે કલુષિત બને છે.

પશ્ચિમનાં લોક મોટે ભાગે વિશ્વની વ્યાવહારિક બાજુ સાથે વિશેષ સંબંધવાળા છે. એટલું ખરૂં, કે ત્યાં આગળ ધર્મનો પણ ઉપદેશ આપવામાં આવે છે, પરંતુ આ દેશની પેઠે તેમનાં સમગ્ર જીવનમાં ધર્મ વ્યાપક બનતો નથી: છતાંએ આવા કારણને લીધે એમ માનશો નહિ, કે ત્યાં આગળ ઉચ્ચ સૂક્ષ્મ બાબતો માટેની ખરી ભક્તિ મળી આવતિજ નહિ હોય. કૃષ્ણને બદલે તેમનાં હૃદય ક્રાઇસ્ટ તરફ ભક્તિભાવવાળાં હોય છે, પરંતુ ભક્તિ તો સમાન પ્રકારનીજ જોવામાં આવે છે. છતાંએ જો દુનિયાની પ્રવૃત્તિની સર્વે દિશાઓમાં અદૃશ્ય બાબતો માટેની વિશેષ સમજ અને આધ્યાત્મિકતાનો ભાવાર્થ પ્રવર્તે તો તે પશ્ચિમના સુધારાને અત્યંત લાભકારક થઇ પડશે.

આવા પ્રકારનું અધ્યાત્મજ્ઞાન મેળવવા માટે પશ્ચિમને સ્વાભાવિક રીતે પૂર્વ તરફ વળવાનું છે—ખરેખર દુનિયાના બધાએ મહાન ધર્મો પૂર્વમાંથીજ ઉપજી આવ્યા છે;—મહાન્ આર્ય જાતિના એક અતિપ્રાચિન વિભાગરૂપ, હિંદુઓનાં શાસ્ત્રોમાં મોટે ભાગે પુરાણુ જ્ઞાન મળી આવે છે. હજુ સુધી નહિ જણાયલી જડ પદાર્થ વિદ્યા વિષે બાકીની દુનિયાને હિંદ કંઇ કહી શકે એમ નથી; તેનાથી સ્થૂલસૃષ્ટિનું જ્ઞાન શિખવી શકાય એવું નથી, જડના નિયમો વિષે માહીતી આપી શકાય એવી નથી, પ્રકૃતિની શક્તિયો ઉપર વિજય મેળવવામાં સહાય થઇ શકે એમ નથી, પરંતુ અધ્યાત્મ વિદ્યામાં, પ્રભુને શોધવાના માર્ગોના વિષયમાં તેમજ અદૃશ્યસૃષ્ટિયોનું વર્ણન પૂરૂં પાડવામાં, તેનાથી દુનિયાને ઉપદેશ આપી શકાય એમ છે.

હિંદનું કર્તવ્ય, પોતે અનેક ઝમાનાઓ થયાં સાચવી રાખેલા અધ્યાત્મવિદ્યાના અણમૂલ ખજાનાઓ દુનિયાને અર્પણ કરવાનું છે; ઉત્ક્રાન્તિ-વિકાસ વાદના આધ્યાત્મિક દૃષ્ટિબિંદુનો માનવજાતને ઉપદેશ આપવાનું, પ્રકૃતિના ચેતન પક્ષ તરફ ધ્યાન દોરવાનું, દિવ્ય તત્ત્વની સર્વ ગ્રાહક દિવ્યતા દર્શાવવાનું પણ તેનુંજ કર્તવ્ય છે. અનેક ઝમાનાઓ થયાં હિંદ હમેશાં અધ્યાત્મ વિદ્યાની ખાણરૂપેજ રહ્યો છે; જો કે વર્તમાનકાલના હિંદીઓ ભૂતકાલની કીર્તિને પહોચીવળે એવું જીવન ગાળતા નથી, છતાંએ પ્રાચીન ગ્રંથોમાં, પવિત્ર શાસ્ત્રોમાં ઋષિયોનું જ્ઞાન ઉભરાઇ જાય છે. જેમ હિમમય હિમાલયમાંથી પવિત્ર નદીનાં પાણી વહ્યાં જાય છે, તેમ હિંદમાંથી આધ્યાત્મિકતાનું વહન વહ્યાં જાય છે.

દૂર દૂરના ભૂતકાલમાં આર્યજાતિના આરંભોને તપાસતાં, આપણે જે મૂલમાંથી ઉતરી આવ્યા છીએ તેનું અવલોકન કરતાં, ટીબેટથી હિંદનુ રક્ષણ કરતા મહાન પર્વતની ઉત્તરે દૂર દૂરની એક ભૂમિ નજરે ચઢે છે, જ્યાં અત્યારે ગોબીનુ એકાંતરણ્ જોવામાં આવે છે ત્યાં એક સમયે ભૂમિના મધ્યમાં એક સમુદ્ર હતો, ત્યાં આગળ જાતિના પિતા મહામનુના રક્ષણ નીચે અમુક કુટુમ્બો એકત્ર રહેલાં આપણા જોવામાં આવે છે; ખાસ-

કોના જેમ વાળાએ તેમ વળે એવા દેહોની, આર્યજાતિનાં લક્ષણો દર્શાવે એવા બનતા સુધી તેઓ જાતજ યોજના કર્યા કરતા હતા. કેવી રીતે મહામનુ વારંવાર જન્મ લેતા, અને ઝમાનાઓના ઝમાનાઓ, શતકોનાં શતકો થયાં પોતાનાજ જીવનમાંથી ઉછરતા લોકને શક્તિઓ પૂરી પાડતા હતા; આખરે પરિપૂર્ણ આર્યજાતિ વિકસી આવતા સુધી તેઓ આ પ્રમાણે વર્ત્યા ગયા.

પછી તેઓ કેવી રીતે એટલી મોટી સંખ્યામાં વધી ગયા કે તેમને વિદેશગમન કરવાની ફરજ પડી, હિંદનાં ફલદ્રુપ મેદાનોમાં પહોચતા સુધી તેમને પર્વત માર્ગોમાં કેવાં કેવાં કષ્ટ વેઠવાં પડયાં, ત્યાં આગળ આટલાંટિસ ખંડના વિનાશ પામતા સુધારાના અવશેષરૂપ વસતા પ્રાચીન લોકને તેમણે કેવી રીતે જીતીને તાબે કર્યા, એ સર્વ આપણા વાચવામાં આવે છે. આર્યો પોતાની સાથે જ્યોતિર્મય દેવોના જ્ઞાનને લેતા આવ્યા; જ્યોતિના દેવો, મોદના દેવો, આતપના દેવો, વીગેરે વીગેરે નામો તેમને આપવામાં આવતાં હતાં; માતૃભૂમિમાં પ્રથમથી વસતા લોકની વધારે પ્રાચીન અને શુષ્ક બનેલી શ્રદ્ધાનુ સ્થાન ક્રમે ક્રમે આ લોકે ઉપદેશેલા ધર્મે લીધું.

જેમ જેમ આ આર્યજાતિ હિંદમાં વધીને આબાદ થતી ચાલી તેમ તેમ મહાન્ આધ્યાત્મિક વ્યક્તિઓ તેમાં અવતાર લેતી ચાલી, અને લોકને પુરાણ જ્ઞાનના સિદ્ધાન્તો વધારે વધારે આપતી ગઈ, જે હમેશાં અસ્તિત્વ ભોગવતા આવ્યા છે અને હવે પછી આવવાના ખધા સમયમાં એ અસ્તિત્વમાં રહેશે. લોકોએ આમને ઋષિનુ નામ આપ્યું હતું, શાસ્ત્રો અને કથાઓમાં તેમનાં કેટલાંક નામ આપણા જાણવામાં આવ્યાં છે. તેમની હાજરી માત્રજ જે લોકના મધ્યમાં તેઓ જન્મતા હતા તેમને કેળવતી હતી અને હિંદી આર્યો ઉપર એક પ્રકારના ધાર્મિક જીવનની અખૂટ તૃષ્ણાની અને આધ્યાત્મિક બાબતો માટેની એક પ્રકારની પ્રબલ ઇચ્છાની છાપ લગાવી છે. આ પ્રમાણે વર્તમાન કાલનો હિંદુ પોતાની પ્રકૃતિથી જુદા ના પડી શકે એવા એક ભાગરૂપે આવી તૃષ્ણાઓ સહિતજ જન્મે છે, એ સ્પષ્ટ થાય છે; જો તેની મરજી હોય તો અન્ય માનવિઓને અજ્ઞાત સુગમતા સહિત ઉચ્ચ બાબતોના સંસર્ગમાં આવવાની શક્તિ તેનામાં હોય છે, એ પણ આ પ્રમાણે બની આવે છે; આવાં કારણોને લીધેજ દુનિયાના મહાન મહર્ષિઓએ સર્વે લોકોને આધ્યાત્મિકતાનો સંદેશ પહોચાડવા માટે એક હિંદી શરીરને પસંદ કરવામાં આવ્યું છે.

આર્યજાતિની ઉત્તર તરફની જન્મ ભૂમિમાંથી અન્ય વિદેશગમનો થયાં હતાં; પરંતુ તેમણે અસ્ત પામતા સૂર્ય તરફ મુસાફરી કરી અને કાલ ક્રમે પશ્ચિમમાં રાજ્ય ચલાવતા આર્ય જાતિના અન્ય વિભાગોની ઉત્પત્તિ થઇ આવી—અંગ્રેજો, ફ્રેન્ચલોક, જર્મન લોક, અમેરીકન લોક અને બીજી પ્રજાઓ ઉપજી આવી આવા લોકને ભાગ અન્ય ગુણો ખીલવવાના આવેલા હોવાથી વર્તમાનકાળે આપણે તેમને એવી શક્તિઓ અને સત્તાઓનો ઉપયોગ કરતા જોઇએ છીએ કે જે આર્યજાતિની હિંદની શાખામાં જણાઇ આવતી નથી.

દરેક માનવિમાં સર્વે શક્તિઓ અને સર્વે પ્રકારના સંભવો સુપ્ત દશામાં અસ્તિત્વવાળાહોય છે પરિપૂર્ણતા પામનાર અભ્યાસિએ બધી પ્રજાઓવડે દર્શાવાતા ગુણોનો અભ્યાસ કરીને તેમાંથી શ્રેષ્ઠ પસંદ કરીને તદનુસાર વર્તવું જોઇએ. જો આપણે દરેક પ્રજાનાં શ્રેષ્ઠ લક્ષણો લઇને એક માનસિક પ્રતિમાં ખડી કરવામાં તેમનું એકીકરણ કરીએ તો,-કાલક્રમે માનવિ જેવા પરિપૂર્ણરૂપે પ્રકાશશે તે આપણા સમજવામાં આવે છે. આપણાથી ભિન્ન પ્રકારે વિચારીને વર્તનારી અન્ય પ્રજાઓ પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિથી જોવાને બદલે તેમના ગુણો અને લક્ષણોને આપણા ગુણો અને લક્ષણોના પરિપૂરક સમાન ગણીએ તો-આપણે દરેક વધારેમાં વધારે સુખી અને ઉન્નતિવાળા બનીએ.

જો પશ્ચિમની વ્યાવહારિક પ્રજાનો, પ્રત્યક્ષ બાબતને યથાર્થ માનનારો એક પુરુષ, હિંદીને પોતાની નિત્યની ધાર્મિક ક્રીયા કરતા જોઇને એવી નિત્ય ક્રીયાઓને એક પ્રકારે મૂર્ખતા ભરેલા સમયના વ્યય સમાન ગણી કાઢે તો તે માત્ર સાંકડા મનનો ભૂલભરેલો વિચારજ દર્શાવે છે. પશ્ચિમના લોકની બાહ્ય સતત ચાલતી પ્રવૃત્તિઓને, પદાર્થોની આધ્યાત્મિક કીમત આંકવામાં કુશલતા વિનાનાં માનવોના અપક્વ વિચારના પરિણામરૂપ માની લેવી, એ પણ અન્ય પક્ષે એક હિંદી માટે સમાન પ્રકારનું અજ્ઞાન દર્શાવી આપે છે.

જેમ તંતૂઓના સમૂહવડે એક જાળમાંની ગ્રંથિઓ સંબંધવાળી હોય છે તેમ અદૃશ્ય ગ્રથિઓવડે આપણે સર્વે એકઠા સંકલાયલા છીએ; જેમ એકજ ગ્રંથિ ઉપાડવામાં આવતાં બધીએ તેની સાથે ઉપડી આવે છે, તેમ એકાદ માનવ પણ વધારે ઉચ્ચ ભુમિકાએ પહોચતાં સમગ્ર માનવજાતિ પણ ઉચ્ચ દશા પામે છે, અને જો એકજ ગ્રંથિને નીચે દાબાવી દેવામાં આવે તો માનવોની સમગ્ર સૃષ્ટિ અધમ બની જાય છે. આપણે બધા ખરેખર એક જાળની પેઠે ગુંથાયલા છીએ, બંધુભાવની અદૃશ્ય-પરંતુ અનુભવાતી-ગ્રંથિઓવડે એક સાથમાં સંકલાયલા છીએ. જો આપણે આપણી જાતને ભિન્નરૂપે-અન્ય કોઇ પણ ધોળી વા કાળી, પીળી વા ભુરી અન્ય જીવંત વ્યક્તિથી ભિન્નરૂપે માનીએ તો જે જડના મોહમાંથી આપણે છૂટા બનવા પ્રયત્ન કરીએ છીએ તેનાજ ભોગ થઇ પડાય છે. જો કે આપણે જે દેહોમાં વસીએ છીએ તે ભિન્ન છે, છતાંએ માનવવ્યક્તિઓ વચ્ચે કોઇ પ્રકારના ભેદ જેવું કંઈ વર્તતું નથી. આધ્યાત્મિક ઉપદેશકના હમેશના લક્ષણ સમાન આવા પ્રકારની એકતાની ભાવના હોય છે.

દુનિયાને આધ્યાત્મિક ઉપદેશ પૂરો પાડવનો હક, અણમૂલ હક હિંદને મળ્યો છે. તમે આવા પ્રસંગનો લાભ લો છો? તમે તમારી જાતને, સર્વે પ્રજાઓના આધ્યાત્મિક ઉપદેશક થઇ પડનાર એક જાતિરૂપે જુઓ છો? તમારા પૂજ્યપદની કીર્તિ અને મોભાને છાજતું તમે જીવન ગાળો છો? ભૂતકાલ તરફ આટલાં બધાં તમારાં ચક્ષુઓ દોરવાની જરૂર નથી, નહિ તો તમારા દૃષ્ટિપથમાંથી વર્તમાન પ્રસંગ ખસી જશે. પ્રથમના ઝમાનાની મહત્તામાં તમે યથાર્થ રીતે મહત્તા માનો છો, અધ્યાત્મ વલનવાળા પૂર્વજો માટે તમે યોગ્ય રીતે ગર્વિષ્ઠ બનો છો, પરંતુ એટલું ભૂલશો નહિ, કે જો તમે આવા ગર્વથી

દેરાઇને ભૂતકાલની પ્રતિજ્ઞાનુસાર જીવન ગાળો નહિ અને તે સમયની મહત્તાને યોગ્ય બનો નહિ તો એ બીલકુલ નકામું છે.

તમારી પ્રકૃતિના સમગ્ર ઉત્સાહ સહિત શ્રી કૃષ્ણને મુખે કહેવાયલા દિવ્ય ગુણોને કેળવો. તમને અનેકવાર ઉપદેશાયું છે, કે સત્યની પૂજા કરવાની છે, એ સત્યયોગીની નીશાની છે, ઋષિપદ પ્રાપ્ત કરાવતાં સાંકડા માર્ગમાં ભયવિના સત્યપ્રિય અભ્યાસિજ આગળ વધી શકે છે; છતાંએ વર્તમાન કાલના હિંદમાં સત્યની આટલી બધી પૂજા થતી આપણા જોવામાં આવે છે? અસત્યને, એક માનવિ માટે અસંભવિતરૂપે ગણવામાં આવે છે! જો આવા પ્રશ્નોનો ઉત્તર હકારમાં ના આપી શકાય તો દિવ્ય પ્રભુના ઉપદેશો જ્યાં આગળ તેમને પૂજવામાં આવે છે તેજ ભૂમિમાં પાળવામાં આવતા નથી એટલું આપણા સમજવામાં આવે છે.

શુદ્ધિ પણ આધ્યાત્મિક માનવિનો એક ગુણ હોય છે. શું સ્નાન કરતી વખતે માત્ર દેહજ નહિ પરંતુ વિકારો અને મન શુદ્ધ બને એવા મંત્રો તમે ઉચ્ચારતા નથી? માત્ર એકલા શબ્દોનોજ ઉચ્ચાર કરી જશો નહિ, માત્ર એકલા મંત્રોનેજ બોલી જશો નહિ, પરંતુ તમારી પ્રકૃતિના સમગ્ર બલસહિત અશુદ્ધિને બહાર ફેંકી દેવાનો પ્રયત્ન કરજો અને અત્યંત વિશુદ્ધ અને પવિત્રનેજ વિચારજો, અનુભવજો.

દયાનો પણ ઉપદેશ આપવામાં આવ્યો છે; તમારી નજીકનાં અને વ્હાલાં હોય તેમનેજ માટે નહિ પરંતુ સર્વ જીવંત પ્રાણીઓ માટેના દયા ભાવનો ઉપદેશ આપવામાં આવ્યો છે. આજેજ સવારે તમારા નગરની ગલીઓમાંથી પસાર થતાં એક પિતાપોતાના બાલકને એવો સખ્ત ફટકો લગાવતો જોવામાં આવ્યો, કે દુઃખને લઇને રહવું જોઇએ તેવું તેનાથી રડી શકાયું પણ નહિ; જો દયા અને અહિંસામય જીવન ગાળવામાં આવે તો માતૃભૂમિમાં આવા પ્રકારની નિર્દયતા સંભવી શકે ખરી? જો ઉપદેશો અનુસાર જીવન ગાળવામાં આવે તો શાસ્ત્રો ભરડી જવાથી શો લાભ થવાનો છે? જો તમે ઉપદેશને વ્યવહારમાં ના મૂકો તો, હિંદુધર્મ અને તમારા પ્રાચીન મહર્ષિઓ માટેની તમારા ગર્વની ન્યાય પુરઃસરતા ક્યાં? પૂજ્ય પ્રભુના શબ્દો અનુસાર જીવન ગાળવામાં નહિ આવે ત્યાં સુધી હિંદ કોઇકાલે પણ પોતાની પ્રાચીન મહત્તા પ્રાપ્ત કરી શકવાનું નથીઃ—

अभयंसत्वसंशुद्धि र्ज्ञानयोग व्यवस्थितिः ।
दानदमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दयाभूतेष्वलोलुप्त्वं मार्दवाह्री रचापलम् ॥
तेजः क्षमाधृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥

" અભય, સત્વસંશુદ્ધિ, જ્ઞાનયોગ વ્યવસ્થા, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, આર્જવ, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, અપૈશુન, ભૂતદયા, અલોલુપત્વ, માર્દવ, હ્રી, અચાપલ, તેજ, ક્ષમા, ધૃતિ, અદ્રોહ. અતિમાનિતા ભાવ, એટલાં હે ભારત! દૈવી સંપતમાં જે અભિજાત છે તેનામાંજ હોય છે."

પશ્ચિમના લોક આધ્યાત્મિક જ્ઞાન માટે ક્ષુધાતુર બન્યા છે; તમે તેમને જે આપી શકો એવું છે તે માટે તૃષ્ણા ધરાવતા થયા છે. પરંતુ જ્યાં સુધી તમારા સંદેશ વાહકો જેવા જીવનનો ઉપદેશ આપે છે તેવું જાતે જીવન ગાળશે નહિ, તેઓ જે જે સર્વ કરે તેમાં તેમના વિચારો અને ભાવનાઓને વ્યાવહારિક રીતે સિદ્ધ કરી બતાવશે નહિ ત્યાં સુધી વ્યાવહારિક પાશ્ચાત્ય સૃષ્ટિને તેમની સાથે કંઇ પણ કરવાનું રહેશે નહિ. અત્રે હિંદમાં તો કોઇ કોઇવાર લોકો જાતે સન્યાસિનાં ભગવાં વસ્ત્રો સમક્ષ લાંબા થઇને પગે લાગે છે, આવાં વસ્ત્રો ધારણ કરનાર પોતના વ્રતાનુસાર જીવન ગાળે છે કે નહિ એમ પણ તેઓ જાણતા નથી અથવા તે માટે બેદરકાર હોય છે; પરંતુ પશ્ચિમમાં તો બાહ્ય જીવનનેજ આંતર જીવનના ચિહ્નરૂપે સ્વીકારવામાં આવે છે; ત્યાં આગળ જો એક ઉપદેશક પોતાના સિદ્ધાન્તો અનુસાર જીવન ગાળે નહિ તો તેના અનુયાયીઓ તેને અલ્પ સમયમાંજ તજી જાય છે. ઘણું કરીને પશ્ચિમના લોક તેમના દરરોજના વ્યાપારોના જેટલાજ તેમના ધર્મના સંબંધમાં વ્યાવહારિક હોય છે; તેઓ બાહ્ય સૃષ્ટિમાં થતાં કાર્યોને આધ્યાત્મિક અને ધાર્મિક ખરી શ્રદ્ધાના એક સૂચિપત્રરૂપે ગણે છે.

તેથી જો હિંદને દુનિયાના બ્રાહ્મણ બનવું હોય તો તેણે સર્વે પ્રજાઓનો પૂજ્યભાવ પામવા જેવું જીવન ગાળવું જોઇએ; તેણે વળી એકવાર ફરીથી ઉપદેશકનો ધર્મ સ્વીકારીને પ્રાચીન ઋષિઓએ આટલી બધી જ્વલંત ભાષામાં ચિતરેલી ભાવનાનુરૂપ બનવાનો અતિ ઉત્સાહ સહિત પ્રયત્ન કરવો જોઇએ.

વર્તમાનકાલે બધા લોકમાં એક પ્રકારની આધ્યાત્મિક અશાંતિ પ્રવર્તિ રહી છે; માનવ જાતના રક્ષણ કર્તા મહર્ષિઓ તરફ હૃદય વળવા લાગ્યાં છે; વળી ફરીથી એકવાર માનવોના મધ્યમાં કદાચ એક સંદેશવાહકને મોકલવામાં આવે, એવો ઘોષ હમેશાં વધતો ને વધતોજ જાય છે. જ્યારે આવી એક ઘોષણા પ્રચલિત બને છે, આવા પ્રકારની આકાંક્ષા સર્વ પાસા દર્શાવવામાં આવે છે ત્યારે પોતાના પ્રથમ જન્મેલા પુત્રને વ્હાલી માતાની પેઠે માનવજાત માટે પ્રેમવાળા પૂજ્ય મહર્ષિઓ કોઈ કાલે પ્રત્યુત્તર આપ્યા વિના રહેતા નથી. પૂર્વ અને પશ્ચિમ ઉભયને ખળભળાવી મૂકનાર અશાંતિ, એક પ્રકારના આધ્યાત્મિક ઝમાનાના ઉષઃકાલ સમાન છે; આવા મહા નાટકનો પડદો પ્રથમ હિંદમાંજ ઉચકાવાનો છે, એ પણ શુભસૂચકજ છે. કદાચ એમ બને, કે તમારા મધ્યમાંથીજ એકાદ મહાગુરુ બહાર નીકળી આવશે અને પ્રાચીન ધર્મનો પુનઃ ઘોષ ગજાવશે, પુરાણ જ્ઞાનના જ્વલંત સિદ્ધાંતો શુદ્ધ અને અકલુષિત સ્વરૂપમાં પુનઃ દર્શાવશે.

જ્યારે તેઓ ઉપદેશશે ત્યારે આપણે આશા રાખવી જોઇએ કે તે આપણને માનવ મનમાંથી ઉપજી આવેલા મતો અને આચારોનો કાટ લાગ્યા વિનાનું સત્ય દર્શાવશે; શબ્દો અથવા ગ્રંથોમાં કોઇ કાળે પૂરી ના શકાય એવાં પરંતુ માનવ જાતને તાજી બનાવવા માટે એક સૃષ્ટિમાંથી અન્ય સૃષ્ટિમાં પસાર થતાં, બધાએ પ્રલયોદ્વારા જીવંત રહેતાં, આપણે મેળવવા યોગ્ય થતાં હમેશાં આપણને મળી રહેતાં આવાં નિત્ય સત્યોને તે આપણને અર્થથી જ્વલંત બનતા શબ્દોમાં ફરી સમજાવશે.

મારા ધારવા પ્રમાણે જો હિંદ એક આધ્યાત્મિક ગુરુનું સ્થાન પુનઃ ધારણ કરે, મહાન પ્રસંગને અનુકૂળ બનીને ઋષિયોના સિદ્ધાંતોનું જીવંત દૃષ્ટાંત બને અને વિશુદ્ધ ધર્મ અને આધ્યાત્મિક વિચાર માનવો માટે શું શું કરી શકે છે એ દર્શાવી આપે તો કદાચ એમ થાય, કે મહાગુરુ બહાર આવીને દુનિયાને પોતાનો કીમતિ સંદેશ સંભળાવે, તે આવે ત્યારે તેમને આવકાર આપવાને તૈયાર બનેલાં હૃદયને આનંદથી ભરપૂર બનાવે.

તેથી આંતર અને ઉચ્ચ આધ્યાત્મિક જ્ઞાન સંભવિત બને એવું જીવન ગાળવાનો હું તમને આગ્રહ કરું છું; તમારા મનની સર્વ શક્તિઓને, તમારા અડગ પ્રેમને, તમારી બબડાટ વિનાની સેવાને, એ સર્વને એકઠાં કરીને માતૃ ભૂમિની વેદી ઉપર અર્પણ કરી દો. પછીથીજ આવા અર્પણનો સુવાસ ચારે પાસા દૂર દૂર ફેલાશે, અનેકને આધ્યાત્મિક સત્યો તરફ પોતાનાં હૃદય વાળવાને પ્રેરશે, માત્ર થોડાં ગણ્યા ગાંઠ્યાં વર્ષો પછીજ પ્રાચીન દિનોના ઋષિઓએ આપેલા સંદેશનો, કદાપિ મરણશરણ ના બનતા સંદેશનો પુનઃ ઘંટા ઘોષ ગજાવવામાં આવશે ત્યારે તેમને સાંભળવાની ફરજ પડશે.

---

# दैवनी घटनाओ उपर पोतानी शांतिनो आधार राखनार कोइकाले सुखी बनी शकतो नथी.



( ૧૦ )

પોતાના સુખનો આધાર દૈવ ઉપર રાખનાર કોઇ પણ માનવિને, કોઇકાલે સુખી છે એમ કહેશો નહિ, કારણ કે એક બુદ્ધિશાળી વ્યક્તિના સુખનો સમાવેશ બુદ્ધિ રહિત બાબતોમાં માનવો એના જેવું કંઇ પણ વધારે અસંગત નથી. જો મેં કંઇ પણ ગૂમાવ્યું હોય તો તે આગંતુક હતું; જેમ ઓછામાં ઓછા પૈસા તેમ ઓછામાં ઓછી માથાકૂટ; જેમ ઓછામાં ઓછી કૃપા, તેમ ઓછામાં ઓછો દ્વેષ; આટલુંજ નહિ પરંતુ આપણને બુદ્ધિ શૂન્ય બનાવતી બાબતોના સંબંધમાં પણ અમુક પ્રકારની હાનીને લઇને નહિ પરંતુ

એ હાનીથી ઉપજી આવેલો અભિપ્રાયજ આપણને સંતાપ કરાવે છે. નકામી બાબતોને જરૂરની ગણવી અને માત્ર સદાચારી જીવનમાંથી ઉપજી આવતા જીવનના સુખ માટે દૈવ ઉપર આધાર રાખવો, એ એક સાધારણ ભૂલ થઇ પડી છે. દૈવની કૃપામાં કોઇ પ્રકારનો વિશ્વાસ રાખવાનો નથી; સમુદ્ર એક ક્ષણમાંજ ઉછાળા મારતો ભયંકર બની જાય છે; જ્યાં આગળ પ્રભાતમાં વ્હાણો આનંદથી ડોલતાં હતાં ત્યાં આગળજ તેઓ રાત્રીના સમયમાં સમુદ્રમાં ગરકાવ થઇ જાય છે. દૈવની યુવરાજો ઉપર જેટલી સત્તા હોય છે તેટલીજ રાજ્યો ઉપર હોય છે; પ્રજા ઉપર જેટલી સત્તા હોય છે તેટલીજ તેની સત્તા નગરો ઉપર પણ હોય છે; નગરો ઉપર તેના જેટલીજ સત્તા હોય છે તેટલીજ ખાનગી માનવો ઉપર હોય છે. એવી જાગીર કઇ છે, કે જેના ઉપર દુકાળ અને ભિક્ષાવૃત્તિ ટાંપી રહ્યાં નથી ? એવું કયું પદ છે, કે જે બીજીજ ક્ષણે ધૂળમાંના રગદોળાઇ ના જાય ! એવું કયું રાજ્ય છે, કે જે નિર્જનતા અને વિનાશના ભયથી સુરક્ષિત રહ્યું છે ! બધી બાબતોનો સમય નજીકમાંજ હોય છે–એકાલ સુદૈવવાળાને તેમજ દુર્દૈવવાળાને પણ દૂર કરે છે; જે ગમે તે સમયે બનવાનું હશે તે કદાચ આજે પણ બની બેસે. કેવું કેવું બનશેજ, એ મારા જાણવામાં છે. આથી હું કશાથી પણ નિરાશ બનીશ નહિ પરંતુ કેવા કેવા પ્રકારનું બની શકે, એ મારા જાણવામાં છે. આથી હું કશાથી પણ નિરાશ બનીશ નહિ. પરંતુ દરેક બાબતની આશાવાળો બનીશ, જે જે દૈવ પૂરૂં પાડે છે તે તો ચોખ્ખા નફા સમાન છે. દરેક ક્ષણ જે મારો બચાવ કરતી હોય તો તે મને છેતરે છે, છતાંએ અમુક પ્રકારે તે મને છેતરતી નથી. જો કે કોઇ પણ બાબત કોઇ પણ કાલે બની આવે, છતાંએ એવી રીતે મારા જાણવામાં આવ્યું છે, કે દરેક બાબત નહિજ બની આવે. હું ઉત્તમોત્તમ બાબત માટે આશાભર્યો બનીશ, અને ખરાબમાં ખરાબ બાબત માટે આગળથી તૈયાર થઇ રહીશ. મારા ધારવા પ્રમાણે જ્યાં આપણે દરેક પળે ગળાતા જીવનમાં આપણી જાતે ફેરફાર પામ્યાં જઇએ છીએ ત્યાં આપણે દૈવની અસ્થિરતા માટે તેનો એટલો બધો દોષ કાઢવાનો નથી; માત્ર બીજી જાતના ફેરફારો ઘણુંજ ધાધલ મચાવી મૂકે છે ત્યારે આવા પ્રકારનો ફેરફાર આપણા ઉપર સૂર્ય ઘટિકા ઉપર પડતી છાયાની માફક ગુપચુપ આવી પડે છે–દરેક અણુ માત્ર ખાત્રીથી પરંતુ ક્રમે ક્રમે પોતાનો ભાગ ભજવ્યાં જાય છે.

## માનવબનાવોની અનિશ્ચિતતા.

બાહ્યસૃષ્ટિની સર્વ બાબતો દૈવના સામ્રાજ્યમાં વર્તે છે. એક સમયે તે આપણા હસ્તને સહાયમાં લે છે; અન્ય પ્રસંગે તે પોતાની શક્તિમાંજ સંતોષ માનીને આપણને કરનાર ના જડી આવે એવાં સંકટોમાં સપડાવીને વિનાશ શરણ કરે છે. કોઇ પણ કાલ, સ્થલ અથવા દશાને બાધરૂપ માનવામાં આવતાં નથી. તે આપણા આનંદોનેજ આપણે માટે દુઃખમય બનાવી મૂકે છે; શાંતિના ઉંડાણમાં તે આપણા ઉપર હુમલો લઇ આવે છે આપણાં રક્ષણનાં સાધનોને ભયના પ્રસંગમાં પલટાવી નાખે છે; તે એક મિત્રનો દુશ્મન બનાવી દે છે અને વ્હાલાને વેરીમાં પલટાવી નાખે છે; કોઇ પણ વિરોધી દુશ્મન વિનાજ આપણે હુમલાનાં પરિણામથી દુઃખી બનીએ છીએ અને આપણા વિનાશનું કારણ આપણું

સુખજ થઇ પડે તેના કરતાં આપણે નિષ્ફલ નિવડીએ, એ વધારે ઇચ્છવા યોગ્ય છે. કદાચ આપણે તેની સત્તાનું વિસ્મરણુ અથવા ઉપેક્ષા કરીએ તેથી દરરોજ કંઇક કંઇક અવનવુંજ બન્યાં જાય છે. અત્યંત મિતાચારવાળાને તે રોગી બનાવીને દુઃખી કરે છે, લઠ્ઠ શરીરવાળાને પણુ વેદનાનો અનુભવ કરાવે છે; તે નિરપરાધીને સજા કરાવે છે અને અત્યંત એકાંતમાં વસનાર ઉપર પણુ હુમલા લઇ જાય છે. ગમે તે ખાનગી અથવા જાહેર કોઇ પણુ બાબમાં કોઇ પ્રકારના સુખનો સમાવેશ થતો નથી;–માનવો, પ્રજાઓ, અને નગરો, સર્વનાં ભાવિ અને સમય અંકાયલા હોય છે. અરે આપણા આનંદોપભોગજ ભય વિનાના નથી. જ્યાં આપણે બીલકુલ થોડીજ આશાવાળા બનીએ છીએ ત્યાંજ આપણાં સંકટો ઉપજી આવે છે. વિદેશી અને સ્વદેશી ઉભય પ્રકારનાં યુધ્ધોના આઘાત સહન કરનાર ભૂતકાલનાં સામ્રાજ્યો એકાદ દુશ્મનના દેખાયા વિનાજ વિનાશ શરણુ થયાં છે. અરે, આપણે જૂલમ કરતાં પણ આપણાં શાંતિ અને સુખથી ભયમાં વસવાનું છે. કારણુ કે એવી દશામાં, તૈયાર થતા પહેલાંજ આપણુને ઝડપી લેવામાં આવે છે; એક પ્રકારની શાંતિની દશામાં ના હોઇએ ત્યાં સુધી આપણે યુદ્ધમાં યોજાયલાં માનવોનું કર્તવ્ય કરીએ છીએ અને આપણી જાતને કહીએ છીએ, કે જેજેબનવાનું હશે તે બનશેજ. મારા દેશ માટેની પ્રેમભાવનામાં હું આજે રક્ષિત અને સુખી વસુ છું; કાલ પ્રભાતમાં મને દેશપાર કરવામાં આવે; આજે શાંતિ, આનંદ અને આરોગ્યમાં વસુ છું, કાલ પ્રભાતમાં ચક્ર તળે ચગદાયલો, જીતાયલો, રોગના સપાટામાં સપડાયલો બની જાઉં. તેટલા માટે આપણે બંદર આગળજ કદાચ વ્હાણુ ભાગી જાય એમ માનીને પ્રથમથીજ તૈયાર બની રહેવું જોઇએ અને શાંત ઋતુમાં પણુ તોફાન આવી પડશે એમ ધારીને આગળથી કેડ કસવી જોઇએ. એક પ્રકારનું સાહસ મને મારા દેશમાંથી હાંકી કાઢે છે, અન્ય પ્રકારનું મારી પાસેથી તે ઝુંટાવી લે છે અને તેજ સ્થલ કે જ્યાંથી અત્યારે એકાદ માનવિથી ભારે ભીડને લીધે આગળ જઇ શકાતું નથી તેજ કદાચ કાલ પ્રભાતમાં એક વેરાન સમાન બની જાય છે. તેટલા માટે આપણે આપણાં ચક્ષુ સમક્ષ માનવપ્રકૃતિનો સમગ્ર ચિતાર ખડો કરીને, શું શું કોઇ કાલે બને એવું છે અને શું શું સાધારણુ રીતે બન્યાં જાય છે તેનો ઉંડો વિચાર કરવાનો છે. ભાવિનાં સંકટો ભોગવવાનાં આવી પડે ત્યારે તેમનો ભાર હલકો બનાવવા માટે આપણે પ્રથમથીજ તેમના વિષે ચિંતન, વિચાર ચલાવીને ભોમીયા બનવું જોઇએ.

**"આપણું પોતાનું છે" એવું જે આપણે ગણીએ છીએ તે માત્ર આપણુને ઉછીનું આપવામાં આવ્યું છે.**

જેને આપણે આપણું પોતાનું કહીએ છીએ તેતો માત્ર આપણુને ઉછીનું આપવામાં આવ્યું છે; આપણુને જે એમનું એમ આપવામાં આવ્યું છે તે આપણે બગડ્યા વિના પાછું આપવુંજ જોઇએ. આપણુને આ ઘડીએ દૈવ જે આપે છે તે તે બીજી ઘડીએ કદાચ પાછું પણુ લેઇ લે. જે કોઇ તેની કૃપામાં વિશ્વાસ કરશે તે ગમે તો જાતે છેતરાશે અથવા તેમ નહિ થાય તો તે છેતરાયલો બનવા માટે વધારે નહિ-તો તેને માનસિક વ્યથા પણુ આપવામાં આવશે. કોટ, કિલ્લાઓ અને યંત્રોથી પણુ દૈવની શક્તિ સામે થઇ

શકે એવો કોઇ પ્રકારનો બચાવ બની શકતો નથી. આપણે જાતે અંતરમાંજ તૈયાર બની રહેવું જોઇએ અને ત્યાં આગળ આપણે સુરક્ષિત બન્યા તો પછી આપણે અજીતજ છીએ; આપણને તોડી પાડવામાં આવે પરંતુ જીતી શકાશે નહિ. આપણા મધ્યમાં તે પોતાની બક્ષિસો વર્ષાવે છે, આપણે તેમને માટે પરસેવો ઉતારીને ધાંધલ મચાવી મૂકીએ છીએ, પરંતુ જેની સર્વ આશા રાખતા હોય તેથી તો માત્ર ગણ્યા ગાંઠ્યાજ શ્રેષ્ઠ નીવડી શકે છે, એ બાબતનો કોઇવાર વિચાર કરતા નથી. કેટલાક જે મળી આવે છે તેથી આનંદમાં તણાઇ જાય છે, અન્ય કેટલાકને મળતું નથી તેથી દુઃખી થાય છે; એકાદ મુદ્રા મેળવતાં અનેકવાર એકાદ હાથ અથવા પગ ભાગવામાં આવે છે. તે આપણા ઉપર માન, સમૃદ્ધિ, કૃપાનો વર્ષાદ વર્ષાવે છે, તે માત્ર બળાત્કાર અથવા દગલબાજી ગમે તેથી આપણી પાસેથી પાછાં લઇ લેવા માટેજ હોય છે, તેથી તે જેમને મળે છે તેમને વારંવાર વિનાશકારક નીવડી આવે છે. પક્ષિયો માટે કરવામાં આવે છે તેમ તે આપણે માટે લાલચોની જાળો પાથરે છે. તેની મહેરબાનીની જાળો અને કાંટાવાળી ડાળીઓ સમાન છે. આપણે ધારીએ કે આપણે લેઇએ છીએ પરંતુ આપણે લેવાતા જઇએ છીએ. જો તેમનામાં કંઇક પણ યથાર્થતાનો સમાવેશ થતો હોત તો તેમનાથી એક અન્ય સમયે આપણને શાંતિ અને સંતોષ મળી રહત; પરંતુ તેમનાવડે તો આપણી વિકારી વાસનાઓની વૃદ્ધિ થાય છે જેમને શાંત પાડવા માટે ડોળ અને દીમાક વિના કંઈ પણ વધારેની જરૂર પડતી નથી. પરંતુ આ સર્વમાંથી શ્રેષ્ઠ તો એ છે, કે જો એકાદ માનવિથી પોતાનું ભાવિ ના સુધારી શકાય તોએ તે પોતાની રીતભાત સુધારી શકે અને પોતાની જાતને તેની પહોચના પ્રદેશની એટલીબધીપાર રાખે કે ગમે તો તે લઇલે અથવા આપી દે એ સર્વ આપણે માટે તો સમાનજ બની રહે, કારણ કે મળવાથી આપણે મ્હોટા બની જતા નથી, તેમજ જતુ રહેવાથી નાના બની જતા નથી. આપણે આ ખંડને અંધારાવાળો અને પેલાને પ્રકાશવાળો ગણીએ છીએ પરંતુ તેમાંના એકે પણ જાતે તો અંધારા વા પ્રકાશવાળા નથી, છતાંએ માત્ર રાત્રી અને દિન જેમ બનાવે છે તેમ તે બની રહે છે સમૃદ્ધિ, શરીરબલ, સૌંદર્ય, માન, પ્રતિષ્ઠા, એ સર્વના સંબંધમાં પણ આમને આમજ છે. દુઃખ, રોગ, દેશત્યાગ, મરણ, એ સંબંધમાં પણ એમજ હોય છે, આવી બાબતો મધ્યમ અને સામાન્ય હોય છે અને સદાચારની અસરના પ્રમાણમાં સારી વા નરસી ગણાય છે. આંસુ ગાળવાં, રૂદન કરવું અને શોક કરવો એ આપણા કર્તવ્યનો ત્યાગ કરવા સમાન છે; અન્ય પક્ષે પરમાનંદ માનવો, મુદિત બનવું એ પણ સમાન પ્રકારની નબળાઇ છે. હું આશા રાખીને બેશી રહેવા કરતાં મારા દૈવને ઘડવાનું વધારે પસંદ કરીશ, તેના કોપથી નિરાશ તેમજ કૃપાથી અંજાયલો, એક પણ બનીશ નહિ. એક માનવિ પોતાના મનને તેની ધમકીઓ અને ખુશામતોના પ્રદેશની પાર વર્તે એવું વધારી શકે તો તે એક મહત્તાની બાબત છે; કારણ કે જે કોઇ એકવાર પણ તેનઃ કરતાં શ્રેષ્ઠ નિવડે છે તે હમેશ માટે સુરક્ષિત બની જાય છે.

## ન્હાના તેમજ મ્હોટા કોઇને પણ ભાવિ છોડતું નથી.

છતાંએ અભાગીને આવો કેટલોક દિલાસો છે, કે મહાપુરૂષો પણ તેના ચાબુકના

સપાટામાં આવી જાય છે, મરણ ઝૂંપડીની પેઠેજ રાજભવનને પણ જવા દેતું નથી, અને જે કોઇ મારા ઉપર ઉપરિપદ ભોગવે છે તેના ઉપર પણ ઉપરિપદમાં એક સત્તા વર્તે છે. મરણોને, ગાદીએથી ઉડાડી મૂકેલા આલસુ યુવરાજોને, ઉજડ બનતા દેશોને, આપણું પોતાનું એ આવુંજ ભાવિ બની આવે એ વાતનો જરા પણ વિચાર કર્યા વિના શું આપણે દરરોજ જોતા નથી ? આથી ઉલટી રીતે જો આપણે દૈવના અન્યાય સામે તૈયાર રહીને કટિ બદ્ધ થઇએ તો આપણને કોઇવાર નવાઇ લાગશે નહિ. જ્યારે કોઈ માનવિ દેશપાર થયલું, ભિક્ષુક બની ગયલું, દુઃખી બનેલું જોવામાં આવે ત્યારે જો કે સંકટ બીજા ઉપર પડ્યું છે છતાંએ તે આપણા ઉપરજ આવી પડ્યું હોય એમ આપણે ધારી લેવાનું છે. આપણી આસપાસ ભટકતાં આટલાં બધાં હજારો સંકટોમાંથી આખરે એકાદ આપણા ઉપર આવી પડે તો તેથી શું થયું ? સરખાવોઃ........मरण त्वामिशोकानामकिमघ निर्वतिष्यति ॥ જે કોઇ પણ માનવિના ઉપર આવી પડે તે કદાચ દરેક માનવ ઉપર પણ આવી પડે. આપણું ગમે તેવા પ્રકારનું ભાવિ હોય તે આપણે સહન કરવું જોઇએ. ધારો કે તે નિંદા, નિર્દયતા, અગ્નિ, અસિ, સંકટ, રોગ અથવા જંગલી પશુના ભોગનું સ્વરૂપ ધારણ કરે છતાંએ કોઈ પ્રકારનાં બાયેડીયાં અથવા કોઈ પ્રકારનો ઉપાય કામ લાગે એમ નથી પરંતુ મનની દૃઢતાજ સહાયકારક થઇ પડે છે. જ્યાં જીવનજ સ્વતઃ સઘળુંએ દુઃખકારક છે અને તેનો સમગ્ર સંઘાત એક દુર્દૈવમાંથી અન્યમાં પસાર થવાના સંક્રાંતિકાલના માત્ર એક માર્ગ સમાન છે, ત્યાં આપણા જીવનના કોઇ પણ વિભાગ માટે બડબડાટ કરવો જરાએ કામનો નથી. આવીજ રીતે એકાદ માનવિ ભલે નવાઇ પામે, કે તેણે શિતકાલમાં ઠંડા બનવું જોઇએ, સમુદ્રમાં માંદા પડવું જોઇએ, માનવ જીવનના માર્ગમાં અશુભ અકસ્માતો અને સંકટોના સામે થવામાં થાય છે તેમ એક ગાડામાં તેનાં હાડકાં પાંસળાં ખોખરાં થવાં જોઇએ શોધી શકાય નહિ એવું છૂપાવાનું કોઇ સ્થાન હોય એમ માનીને ભાવિથી નાસી છૂટવું બીલકુલ નકામું છે; તેની પાસેથી કોઇ પ્રકારની શાંતિની આશા રાખવી નકામી છે કારણ કે તેતો જીવનને જરા પણ શાંતિ અથવા સલાહના ભાગ વિના એક હમેશના યુદ્ધક્ષેત્ર સમાન બનાવી મુકે છે. આપણે આટલા નિર્ણય ઉપર આવી શકીએઃ—

દૈવનું સામ્રાજ્ય માત્ર કાલ્પનિક છે, જે કોઈ તેની સેવા કરે છે તે પોતાની જાતે ખુશીથી તેનો ગૂલામ બને છે; કારણ કે વિચાર શૂન્યોથી કોઇ કોઈવાર અને વિચારશાળાઓથી હમેશાં વારંવાર તિરસ્કૃત બનતી બાબતો સ્વતઃ સારી વા નઠારી એક પણ હોતી નથી;—જેવી રીતે સુખ અને દુઃખ, સમૃદ્ધિ અને દારિદ્રય મન ઉપર કોઈ પ્રકારની યોગ્ય અને જરૂર અસર કર્યા વિના માત્ર આપણી બાહ્ય દશા ઉપર અસર કરી શકે છે, તેવી રીતેજ આ બાબતોનું પણ સમજી લેવું.

---

# सामाजिक पुनरुद्धार उपर धार्मिक भावनाओनी असर.

(અનુસંધાન ગત વર્ષ પૃષ્ઠ ૩૩૮ થી.)

ધાર્મિકભાવનાઓની આસપાસ ઘડાયલી અને તેમના વડેજ નિયમાયલી એક સમાજ ઉપર એવી ભાવનાઓની કેવા પ્રકારની અસર થાય છે, એ સમાજવા માટે આટલી બાબત મનમાં રાખીને આપણે સંભાળપૂર્વક ભૂતકાલના ઇતિહાસનો અભ્યાસ ચલાવવાનો છે. આવા અભ્યાસ માટે આપણે ક્રિશ્ચિયન ધર્મની ભાવનાઓનો અને તેમની અસરને લઇને યુરોપીય સમાજના વિકાસનો અભ્યાસ ચલાવીશું.*

ક્રિશ્ચિયન ધર્મે બે મુખ્ય ભાવનાઓ પૂરી પાડેલી મારા જોવામાં આવે છેઃ (૧) વ્યક્તિની કીમત; (૨) આત્માર્પણ. આમાંની પ્રથમ ભાવનાને આધારે કુટુમ્બની સામાજીક ભાવનાને સ્થાને વ્યક્તિ ઘડાતી હતી; વ્યક્તિની જાતની કીમત વધારે ભારે થઇ જવાને લીધે માનવિમાં વ્યક્તિત્વની ભાવના વિકાસ પામીને પોષાતી ચાલી. અત્રેનું જીવનજ જાણે કે માનવિનું નિત્યનું ભાવિ નિશ્ચિત કરતું હોય તેમ ઐહિક જીવનનેજ અત્યંત અગત્યનું ગણવામાં આવ્યું; પ્રાચીન દુનિયામાં સર્વમાન્ય થઇ પડેલા પુનર્જન્મવાદનું અદૃશ્ય બનવું-આથી દુનિયા ઉપરના આવા એક જન્મના ઉપયોગને લીધે ઉપજી આવતાં મરણ પછીના જીવનના સુખ અથવા દુઃખ વધારે ને વધારે હમેશનાં થઇ પડયાં; આ પ્રમાણે ઐહિક જીવનની ઉપયોગિતા હદ પારની વધારી મૂકવામાં આવી. આખરે પરિપૂર્ણતા પમા-

---

* આપણે અહિંયાં ક્રિશ્ચયન ધર્મે રંગાયલી સામાજીક ભાવનાઓને આપણા ધર્મને અનુસરતુ વિચિત્ર પ્રકારનું રૂપ આપીને, સુધારકો તરફથી પૂરજોસથી પ્રવર્તાવવામાં આવે છે, તેમને આ ઇતિહાસ મનન યોગ્ય નિવડશે અને આપણી આર્યભાવનાઓવાળાને આમાંથી ઘણું ઘણું વિચારીને આપણે અત્યારે આપણી ધાર્મિકભાવનાઓ અનુસાર સમાજને કેવું રૂપ આપવા લાયક છે એ સારી રીતે સુગમ થઇ રહેશે. હવે તો ખરી ધાર્મીક ભાવનાઓ વડે દોરાયા વિનાના સુધારાની ભાવનાઓનો ચારેપાસ સ્પષ્ટ અસ્વીકાર થતો ચાલે છે. અને આવી ભાવનાઓ વડે રંગાયલા નવીન સુધારાનો જન્મ થયો છે. એટલે હવે સુધારાવાળાઓનાં તેવાં ને તેવાં પ્રાચીન પિંજણોથી તો સમાજનો શિષ્ટ વર્ગ સંપૂર્ણ રીતે કંટાળી ગયો છે.

તન્ત્રી.

હતા એક લંબાણુ વિકાસ ક્રમના માર્ગમાં, સ્થૂલ, માધ્યમિક અને સ્વર્ગ સૃષ્ટિયોની ત્રિશ્રેણીમાં વારંવાર પરિભ્રમણ કરતા નિત્ય જીવનને બદલે, સ્વર્ગ અને નર્કના સાથવાળા ઐહિક જીવનની હદપારની ઉપયોગિતાની આવા પ્રકારની ભાવનાની સ્થાપના; આવા સઘળાના અનિવાર્ય પરિણામરૂપે મોક્ષ પામવાનો આવો એકજ પ્રસંગ પ્રાપ્ત થયલી વ્યક્તિ ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો, " જો એક માનવિ આખી દુનિયા મેળવે અને પોતાનો જીવ ખુવે તો તેથી તેને શો લાભ થવાનો હતો ? અથવા એકાદ માનવિ પોતાના જીવને બદલે બદલામાં શું આપશે ! " સ્થિર પૃથ્વીની આસપાસ સૂર્ય, ચંદ્ર અને તારકો જડેલા ફરતા આકાશની હીબ્રેઈક ભાવનાના આધારવાળા ક્રિશ્ચિયન ધર્મના સિદ્ધાન્તે માનવિને જેમ તેની પૃથ્વી એ વિશ્વનું કેન્દ્ર હતી તેમ પોતાના જીવનનું એક ખરેખરૂં કેન્દ્ર બનાવ્યું છે. માનવ માટે પ્રભુ દુનિયા ઉપર અવતર્યા, માનવ દેહમાં જન્મ લીધો અને મરણશરણ માનવોનો ઉદ્ધાર કરવો એજ પ્રભુનું મુખ્ય કાર્ય બન્યું. માનવો માટેજ પ્રભુ ઉચ્ચપદ પામ્યા, સ્વર્ગમાં પહોંચ્યા અને ત્યાંથી વળી પાછા પણ આવશે. માનવિના વર્તનથી પ્રભુ ખુશી અથવા નાખુશી થતા, તેથી તેઓ સંતોષી, દ્વેષી અને ક્રોધી બનતા. "દુરાચારી માટે પ્રભુ દરરોજ ક્રોધે ભરાયલા હોય છે; " સ્વર્ગ, માનવદુરાચારનાં વાદળોથી છવાઇ જાય છે અને તેના પશ્ચાત્તાપથી આનંદી બને છે. પદાર્થોની આવા પ્રકારની ઘટનામાં માનવિની ઉપયોગિતા અત્યંત વધી પડી અને તેની કીમતનો આંકડો પણ અકલ્પ્ય બન્યો. જો આપણે આવા પ્રકારની ભાવનાનો, પૂર્વની એક નિત્ય જીવનની ભાવના સાથેનો–ભૂતકાળના દુરાચારના પરિણામરૂપે વર્તમાનમાં ઉપજી આવતા દુઃખના આવી ભાવનામાંથી નિપજી આવતા જીવન- સાથેનો, ભાવિમાં પુષ્પવંત બનીને ફલવંત નિવડે એવા ગુણોનાં બિજડો વાવવાના ધીરજ ભર્યા પ્રયત્ન સાથેનો, એક નિત્ય જીવન આગળ પ્રમાણમાં અલ્પ જણાતા માત્ર એક જન્મના ભાવિપ્રત્યે દર્શાવવામાં આવતી નમ્ર બેદરકારી સાથેનો જો આપણે આવા ઉભય પ્રકારની ભાવનાઓના ભેદની સરખામણી કરી જોઈએ તો ક્રિશ્ચિયન ધર્મે વ્યક્તિની ભાવનાને આપેલા વેગનો અને વ્યક્તિમય પુરૂષને આટલો બધો મોટો બનાવી મુકવાનો ખુલાસો આપણને મળી રહે છે.

આ પ્રમાણે પશ્ચિમમાં સમાજના આધારરૂપે વ્યક્તિસ્વાતંત્ર્યની ભાવના પ્રવર્તતી આપણા જોવામાં આવે છે. સ્વાભાવિક, સાહજીક હકોના એક સમુદાયરૂપે એકાકિ, એકલો પુરુષજ અવશેષ રહે છે. માનવિના હકોના સિદ્ધાન્તમાં વ્યક્તિભાવનાનું દેવત્વારોપણ જણાઇ આવે છે અને તે એક અહમહમિકાવાળા સમાજના ઉપ–સિદ્ધાન્તરૂપ બને છે. વ્યક્તિભાવનાપરાયણ માનવિ પોતાની જાતનું પ્રતિપાદન કરે છે અને પોતાના સાથીઓ સામે યુદ્ધ મચાવે છે; વ્યક્તિ ભાવનાવાળા વર્ગો અન્યોન્ય સાથે યુદ્ધમાં મચી રહ્યા છે; આવી ભાવનાવાળી પ્રજાઓ એક બીજા સામે યુદ્ધમાં જોડાય છે. દરેક પોતાના દસ્તની ખાતર યુદ્ધ કરે છે; દરેક જણ જે મેળવવાની મરજી થાય છે તે દેહ અથવા મસ્તકના પોતાના વ્યક્તિ બલવડેજ મેળવવાનો પ્રયત્ન કરે છે; વ્યાપારના હરિફો ગળાં કાપવા જેવી હરિફાઇ ચલાવી રહ્યા છે; મુડીવાળાઓ અને મજુરો, બહાર કાઢી મુકીને અને હડતાલોવડે યુદ્ધ કરી રહ્યા છે; હરિફ રાજ્યો યુદ્ધરૂપી રૂધિરમય માધ્યસ્થ શોધે છે;

બલવાન પ્રજાઓને સમૃદ્ધ બનાવવા માટે નિર્બલ પ્રજાઓને પરાક્રમ દર્શાવવામાં આવે છે; શંકુ આકારની ગોળીઓના સાધનવડે વ્યાપાર વિસ્તાર સાધવામાં આવે છે અને તલવાર વડે બજારો ખુલ્લાં મુકવામાં આવે છે; વિરોધી સ્વાર્થોની એક પ્રકારની ગરબડ ભરેલી અંધાધુંધી સમાન સમાજ બનતો જાય છે; સામર્થ્યનેજ હક સમાન ગણવામાં આવે છે; સબલનો હસ્ત નિર્બલના ગળા ઉપર લાગી રહ્યો છે; નિરાધારને પગતળે કચરી મારવામાં આવે છે.

ત્યારે શું, દુનિયાનું ખરાબ થવા બેઠું છે? ત્યારે શું આવા પ્રકારનો ફ્રૂક્રીના ખરા જેવો સુધારો, અતિ નમ્ર, અતિ દયાળુ, માનવોના પ્રેમપાત્રના ઉપદેશના પરિણામરૂપ હશે? એમ નહિ, હજુ પથ્થરમાંથી અડધાજ ઘડાયલા કલાના મહાન કાર્યના હે ટીકાકાર! જરા ધીરજ ધર. બાહ્ય દેખાવ ગમે તેવો હોવા છતાંએ સર્વ સારી રીતે પ્રવર્તિ રહ્યું છે, કારણ કે **પુરૂષરૂપ**, પ્રભુનો આ બલવાન પુત્ર, જ્યારે વર્તમાનમાં નિર્બલને કચરી મારનું સામર્થ્ય તેમની સેવાના ઉપયોગમાં લેવાશે અને તેમનાં સંકટનું દરેકબિજ, તેમના આનંદનાં રમણિય પુષ્પોરૂપે ખીલી નીકળશે ત્યારે પોતાને કરવાના કાર્યમાં જરૂરની શક્તિયો વિકસાવી રહ્યો છે.

ધર્મ વિષયક સિદ્ધાન્તના આધારે ઓછી ઘડાયલી અને એક પરિપૂર્ણ જીવનની સર્વ સમર્થ શકિતના વધારે આધારવાળી ક્રિશ્ચિયન ધર્મની બીજી ભાવના **આત્માર્પણની** છે, તેના સતત ઉત્સાહક ચિહ્નરૂપે ક્રૉસ છે;

...................the Cross of Christ
Is more to us than all His miracles.

જ્યારે ઇચ્છાપૂર્વક એક **અમર જીવનને** એક શરમ ભરેલા મરણને શરણ બનાવતા અને વિશ્વને ધારણ કરતા સબલ હસ્તોને **પોતાનાંજ** બાલકોવડે ક્રૉસ ઉપર જડાવા દેતા એક ઇશ્વરનું નિયંત્રિત સર્વ સામર્થ્ય કરૂણાજનક નિર્બલતાને પોષતું હતું ત્યારે મરણ શરણ બનતા **ક્રાઇસ્ટની** કાંટાના મુકુટવાળી, ફટકા લગાવેલી, ખીલા મારેલી, નગ્ન દયામય આકૃતિને અતિમાનુષિ પ્રભુત્વના પદમાં સ્થાપવામાં આવી. ક્રિશ્ચિયન સામ્રાજ્યના સામે આવી એક **આકૃતિ** શાંતિથી ઉભી હતી,—ખરેખર શાંતિ સહિત ખડી હતી પરંતુ એ શાંતિમાંએ એક પ્રકારના મોહનો સમાવેશ થનો હતો. સંકટ અને વેદનામાં થઇને, ક્ષોભ અને પરિતાપમાં થઇને પણ એક અવાજ હમેશાં ધીમેથી થયાં કરતો હતોઃ "આ એકઠા થયલા મારા નાનામાંનાના બંધુઓ પ્રત્યે તમે જેવું અને જેટલું કર્યું હશે, તેવું અને તેટલુંજ તમે મને કર્યું છે." ક્રોધી પુરુષો, રૂદન કરતી સ્ત્રીઓ અને ભુખ્યાં બાલકોનાં ચક્ષુઓદ્વારા પીડા પામતા ક્રાઇસ્ટના ચક્ષુઓની મૌનઅભ્યર્થના પ્રકાશી નીકળી. વિજયની ક્ષણેજ સામર્થ્યને શરમાવવામાં આવ્યું હતું; જ્યાં લોભ શાંત રહેવો જોઇએ ત્યાં નિર્દયતા સંપૂર્ણ રીતે પ્રબલ બની હતી. અમુક અદ્દભુત પ્રકારે બલના કરતાં નિર્બલતાને વધારે

પ્રબલ ગણવામાં આવતી હતી. સુખોપભોગ કરતાં સંકટને વધારે આનંદ દાયક ગણવામાં આવતું હતું. પછીથીજ ક્રિશ્ચયન સામ્રાજ્યના હૃદયમાં તેના પ્રભુએ ઉચ્ચારેલા ભૂલી જવાયલા શબ્દોના અર્થનો ઉદય થયો: "તમારામાં જે શ્રેષ્ઠપદ ભોગવતો હોય તેને કનિષ્ઠ પદવાળાના જેવો બનવા દો; જે નાયક પદમાં હોય તેને સેવક પદમાં હોય તેના જેવા થવા દો" પછીથી તેમના સેવક પોલના શબ્દોનો ઘોષ ગાજી ઉઠયો:—"આપણે જેઓ સમર્થ છીએ તેમણે નિર્બલની નિર્બલતાઓને સહન કરવાની જરૂર છે, તેમણે પોતાની જાતે સુખોપભોગમાં મ્હાલવાનું નથી." વર્તમાન ઝમાનાના ક્રિશ્ચિયન સામ્રાજ્યમાં આત્માર્પણની આવા પ્રકારની ભાવના આપોઆપ સિદ્ધ થતી ચાલે છે; સામર્થ્યને સેવામાં યોજવાની, સત્તાના માપને જવાબદારીના માપ તરીકે સ્વીકારવાની, ઇચ્છાપૂર્વક થતા અર્પણની આનંદ અને મહિમાની અને આવા પ્રકારની અન્ય ભાવનાઓ ચારેપાસ પ્રચલિત બની છે. પૈસાદાર અને ઉચ્ચપદ ભોગવતી વ્યક્તિઓના યુવાન વંશજો આવા પ્રકારની ભાવના પ્રત્યે સેવા માટે ચેપવાળા બનેલા હસ્તો લંબાવી રહ્યા છે, માનવો માટેની તીવ્ર ભક્તિની જ્વાલાઓથી જ્વલંત હૃદયો અર્પણ કરી રહ્યા છે. આવી ભાવનાનેજ ભાવિમાં વિજય થવાનો છે અને તેના વડેજ કલહમાં મળેલા બલનો કચરાયલાઓનો ઉદ્ધાર કરવાના કામમાં ઉપયોગ થશે; તેના વડેજ આવા પ્રકારના સામર્થ્યને હક્ક સિદ્ધ કરી બતાવવામાં યોજવાને બદલે કર્તવ્યાચરણમાં અર્પણ કરવામાં આવશે.

આજ હમેશાંની ભાવના છે, જ્યારે અન્ય તો ક્ષણિક છે અને પોતાનું કાર્ય પાર ઉતારીને તે પસાર થઇ જવાની છે; જે અનેક ભૂમિકાઓમાં થઇને માનવિ પાશવ દશામાંથી સુધારાની દશામાં આવ્યું છે તેમાંની એકાદ ભૂમિકા દર્શાવનાર ભૂતકાલના એક ચિહ્નરૂપે તેને ગણી કાઢવામાં આવશે. કેટલાક પ્રથમથી આજેજ જોઇ શકે છે તેમ ભાવિમાં એટલું સ્પષ્ટ જોવામાં આવશે, કે—સામસામે જતા સ્વાર્થોની એક નિત્યની યુદ્ધ-ભૂમિરૂપે સમાજ ટકી શકશે નહિ પરંતુ એક પ્રકારની મહાન પુનઃ સંસ્થાપના કરવાનો સમય આવશે જેમાં સર્વની જરૂરીઆતોનો ફરીથી વિચાર ચલાવવામાં આવશે, સર્વના સુખ માટે ગોઠવણ કરવામાં આવશે, સમૃદ્ધિના વિસ્તારવડે સેવાધર્મનું માપ કાઢવામાં આવશે.

પશ્ચિમની પ્રજાઓના મધ્યમાં આવા પ્રકારની ભાવના અનેક પ્રકારનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં પોતાનો માર્ગ કરતી જાય છે. કોઇ કોઇકવાર તે, વર્ગ વર્ગના દ્વેષની પ્રેરણાથી પ્રેરાતા સાર્વલૌકિક સમાજવાદના ભયંકર સ્વરૂપમાં જણાઇ આવે છે; પરંતુ દ્વેષ તો એક ઉચ્છેદક શક્તિ સમાન છે; તેનાથી સ્થાપના થઇ શકતી નથી; દ્વેષમાંથી ઉપજી આવતો દરેક પ્રયત્ન આપોઆપ નિષ્ફલતા પામવાનેજ સરજાયલો હોય છે. આના સાથમાંજ પ્રેમથી પ્રેરાયલા એક પ્રકારના સમાજવાદનું અન્ય સ્વરૂપ પ્રવર્તિ રહ્યું છે, તેનો ઉપદેશ અર્પણનો હોય છે, તે કંઇ ઉથલપાથલ કરી નાખવાનો ઉપદેશ આપતું નથી. સુખી માનવોની દુઃખીઓને સુખી બનાવવાની શ્રેષ્ઠ પ્રકારની ઇચ્છારૂપે તે જણાઇ આવે છે; કેળવાયલાઓની બીન કેળવાયલાઓને જ્ઞાન અર્પણ કરવાની વૃત્તિમાં તેનાં દર્શન થાય છે; આરામ ભોગવનારાઓની, મજુરી કરનારાઓની મજુરી ઓછી કરાવીને આરામ લાવી આપ-

વાની ઉમદા લાગણીમાં પણ તેજ દર્શન દે છે. આપણે જેને "સામાજીક અંતઃકરણના" નામથી વ્યવહરીએ છીએ તે આવા પ્રકારની લાગણી છે—આવી લાગણીનાં મૂલ પ્રેમ અને સદ્‌ભાવમાં હોય છે, તેટલા માટે તે સ્થાપક પ્રકારની હોય છે. પ્રેમમાંથીજ જન્મેલી શક્તિઓજ એકઠી જોડનાર શક્તિયો સમાન હોય છે; માત્ર પ્રેમના આધારે બંધાયલી અને પ્રેમ વડેજ જોડાયલી એક સમાજ ભાવિના ઝમાનાઓમાં પણ ટકી રહેશે.

સમાજની પુનઃ સંસ્થાપનાના એક આધારરૂપે કેવા પ્રકારની ધાર્મિક ભાવના હવે જરૂરની બનશે, એ આપણે વિચારીએ. માનવ હૃદયમાં પ્રવૃત્તિ માટેનો આવશ્યક ઉત્સાહ પ્રેરવામાં કેવા પ્રકારની ભાવના બંધબેસતી થઇ પડશે? શું આવા પ્રકારની એક ભાવના આટલી બધી નિશ્ચિત, સ્પષ્ટ, સમજાય એમ અને બુદ્ધિયુક્તરીતે દર્શાવી શકાશે કે જેથી માનવોનાં મસ્તક ઉપર આધિપત્ય ભોગવી શકાય અને તેમનાં હૃદય આકર્ષી શકાય? તેના વડે સામાજીક અંતઃકરણને પ્રાકૃતિક નિયમનું બલ મળી શકશે? આમ કરવામાં નહિ આવે તો આપણી મહેનત મોટે ભાગે નકામી જશે, કારણ કે આપણે માત્ર અતિ શ્રેષ્ઠ અને અતિઆધ્યાત્મિક સ્ત્રીપુરુષોની ઉદાર પ્રેરણાઓનો સામાજીક પુનઃ સંસ્થાપના અર્થે વિશ્વાસ રાખી શકીશું નહિ. બધા લોકોએ એટલું જાણવું જરૂરનું છે, કે એક નિયમ પ્રવર્તિ રહ્યો છે, તેને અનુસાર વર્તવાથી સુખ થાય છે અને તેના પ્રત્યે બેદરકાર બનવાથી દુઃખ ઉપજી આવે છે—આ પ્રમાણે ધીમે અથવા ઉતાવળે પરંતુ અનિવાર્ય રીતે થાય છે. જેમાંથી આપણાથી બચી શકાય નહિ, જેના અનુસાર આપણે વર્તવું જોઇએ અથવા દુઃખી બનવું જોઇએ એવો એક નિયમ આપણી ચારે પાસા ઉપર નીચે પ્રવર્તિ રહ્યો છે, એવા ભાનના જેવું માનવ તર્કશક્તિને નમાવનાર અન્ય કંઇ પણ નથી. ધર્મ અને નીતિની પેઠે સમાજમાં પણ આપણે તર્ક શક્તિને પ્રમાણરૂપ માનવી જોઇએ, આપણે આપણા સિદ્ધાન્તોને બુદ્ધિની અદાલત આગળ સિદ્ધ કરી બતાવવા જોઇએ; ભૂતકાલમાંથી ઉપજી આવેલી જેમની પ્રેરણાઓ સમાજ વિરોધિ હોય છે તેમને માત્ર આ પ્રમાણેજ સમજાવી શકાશે, કે તેમનાથી આવી પ્રેરણાઓને બુદ્ધિપૂર્વક સંતોષી શકાશે નહિ, કારણ કે આવા પ્રકારના સંતોષનું સાધારણ વિનાશમાંજ પરિણામ આવે, તેમાં તેમનો તેમજ બીજાઓનો પણ અંત આવી જાય.

ત્યારે તો સમાજના આશ્રયસ્થાને કામ લાગે અને અવિકૃત તથા અલંઘ્ય પ્રાકૃતિક નિયમમાંથી ઉપજી આવતી જણાય એવી કઇ ધાર્મિક ભાવનાઓ હશે? પ્રથમ તો એક ચૈતન્ય, એક જીવનની ભાવના વિચારવા જેવી છે. આપણે બધાએ આવા એક જીવનના ભાગી છીએ, એમાંજ ઓતપ્રોત બનેલા છીએ એવો અનુભવ થવો જોઇએ કે જેથી બીજા કોઇને કંઇ પણ નુકશાન થાય એવું આપણામાંના કોઇને માટે પણ નિત્ય સુખરૂપે સંભવી શકે નહિ. સામાજીક દેહના તેમજ વ્યક્તિના દેહના આરોગ્યનો આધાર દરેક અવયવના સારી રીતે કામ કરવા ઉપર હોય છે, તેથી એકાદ અવયવ રોગવાળું બનતાં સમગ્ર દેહને દુઃખ ખમવું પડે છે.

[ચાલુ.]

મિસિસ એનિબેસન્ટ.

---

# पूर्व मीमांसा दर्शन.

( અનુસંધાન ગતવર્ષ છેલ્લા અંકથી. )

## मू० तदर्थशास्त्रात्. १।२।३१। ( पू० अधि० ४ )

टीका—मंत्रोच्चारणमदृष्टार्थमाहोस्विद् समवेतार्थ मार्गतया तदुपयोग इति विशये प्रथम् पूर्वपक्षः तदर्थ शास्त्रात् मंत्राणां ब्राह्मणेन अर्थाच बोधकत्वात् मंत्रा अदृष्टार्थाएव. ॥

હવે આ વિચાર કરાય છે કે વેદમાંના મંત્રો અર્થવાળા છે કે નહિ. અર્થવાળા હોય તો મંત્રના અર્થને જણાવનાર બ્રાહ્મણો મંત્રની સાથે કેવો સંબંધ પામે છે અને અદૃષ્ટાર્થવાળા હોય તો એટલે કે અર્થ વગરના હોય તો બ્રાહ્મણની સાથે તેનો શું સંબંધ છે. આ બાબત ઉપર પૂર્વપક્ષિ કહે છે કે યદિ ઉચ્ચારણ માત્રથી મંત્રોનું સાફલ્ય હોય તો બ્રાહ્મણ ભાગો નિરર્થક થશે. એટલે વિધિ વાક્યો નકામાં થશે. યદિ વાક્યથી પ્રકરણના અંગભાવને જાણીને યાગાદિકોમાં મંત્રનો ઉપકાર થાય છે, તો બ્રાહ્મણોનું સાફલ્ય છે એટલા માટે એમ જણાય છે કે મંત્રો અર્થ રહિત છે. બ્રાહ્મણો મંત્રના અર્થને જણાવે છે તેથી યાગાદિ ક્રિયા કાળમાં મંત્ર ભણવાનું ફલ અદૃષ્ટ છે. જેથી જે અર્થ કહેવા વાળા મંત્રો છે તેજ અર્થને વિધિ વાક્યો કહે છે જેમ उरुप्रथा उरुप्रथस्व એ મંત્ર છે તેનો બ્રાહ્મણ उरुप्रथा उरुप्रथस्व इति पुरोडाशं प्रथयति એ છે એનો અર્થ उरुप्रथा उरुप्रथस्व એ મંત્ર ભણીને પુરોડાશને થાપવો ( પોહોળો કરવો ) યદિ મંત્રનોજ અર્થ હે પુરોડાશ તું પોહોળો થા એમ હોય તો બ્રાહ્મણ વચન નકામાં થશે. એટલા માટે મંત્ર અર્થ રહિત છે અને તેના ઉચ્ચારણથી અદૃષ્ટ ફલ થાય છે. એ ઉચ્ચારણનો વિનિયોગ બ્રાહ્મણથીજ થાય છે. જેમ નેત્ર સહિત બીજા પુરૂષો હાથ પકડી લઈ જતા હોય તો તે પુરૂષ અવસ્ય નેત્રથી દેખતો નથી એમ નિશ્ચય થાય છે તેમ મંત્રોને બ્રાહ્મણ અર્થદ્વારા વિનિયોગ કરતા હોય તો અવસ્ય મંત્રો અર્થ રહિત હોવા જોઇએ. જો પૂર્વપક્ષિ એવો વાંધો ઉઠાવે કે મંત્રો અર્થવાદને માટે છે તો તે ચાલે નહિ, કેમકે જે વાક્યોથી વિધાન કરાય છે તેનાં શેષ વાક્યો અર્થવાદ થાય નહિ એ નિયમ છે. એવી રીતે લિંગથી तांचतुर्भि आदत्ते આ સ્થલમાં પણ સમુચ્ચય શબ્દના અભાવથી ચતુઃ સંખ્યા નથી એમ નિશ્ચય કરવો અને इमामग्रभणन् रशनामृतस्य એ મંત્ર પણ ઉદાહરણ છે. અહિં इमामग्रभणन्रशनामृतस्य इत्यश्वाभिधानीमादत्ते આ બ્રાહ્મણ છે તેનો અર્થ इमामग्रभणन्रशनामृतस्य એ મંત્ર ભણીને અશ્વની લગામ હાથમાં લેવી, એમ છે. અહિં અશ્વની લગામ અને ગર્દભની લગામ બંને પ્રકૃતમાં પ્રાપ્ત છે તેથી કેટલાકના મતમાં ગર્દભરશનાની પરિસંખ્યા (વ્યાવૃત્તિ) પૂર્વોક્ત બ્રાહ્મણ વિધાન કરે છે એમ છે પણ તે બનતું

નથી કેમકે તેમ કરવાથી અશ્વરશનાની પ્રાપ્તિરૂપ વાક્યાર્થનો પરિત્યાગ અને ગર્ધભરશનાની પરિસંખ્યા રૂપ બીજા અર્થની કલ્પના વિગેરે દોષો થશે માટે અહિં પરિસંખ્યા વિધિ નથી. તેથી મંત્રો અર્થવાળા નથી તેટલા માટે મંત્રોનુ પ્રામાણ્ય નથી. ૧ । ૨ । ૩૧ ।

सू० वाक्य नियमात् १ । २ । ३२ । पू०.

टीका—वाक्यस्य वाक्य क्रमस्य नियमात् मंत्रेषु न मंत्रा अर्थवन्तः अन्यथा व्युत्क्रम पाठोऽपिस्यात्.

નિયમિત રીતિથી મંત્રોના પદો ક્રમે ક્રમે ભણવામાં આવે છે. વિપર્યયે ભણવામાં આવતા નથી. જેમ अग्निर्मूर्द्धादिवःककुत्–જો મંત્રો અર્થના જ્ઞાનના પ્રયોજનવાળા હોય તો ઉલટા પણ ભણી શકાય, પણ નિયમથી ક્રમ પાઠ જ થાય છે તેથી મંત્રો અનર્થક છે. એમ ન હોય તો ક્રમ પાઠનો નિયમ નિરર્થક છે. કેટલાક મંત્રો અર્થવાળા છે તેમાં નિયમો પણ દેખાય છે જેમ इन्द्र, अग्नि આદિ ત્યાં પણ વિપર્યયમાં અર્થજ્ઞાનના અભાવથી તે યુક્તજ છે. ૧।૨।૩૨

सू० बुद्धशास्त्रात् १ । २ । ३३ । पू०

टीका—अग्नीदग्नीन् विहर इत्यादि मंत्रेषु बुद्धे अर्थे ज्ञाते सतिशास्त्रात् शासनात् पाठादिति यावत् एवं च ज्ञातस्य ज्ञानमफलमिति न सार्थका मंत्राः ॥

પાઠથી અર્થ જાણતાં છતાં તેને કહેવાવાળા મંત્રો હે અગ્નિદ અગ્નિને લાવો ઇત્યાદિ છે તે જો અર્થ જ્ઞાનવાળા હોય તો શું જણાવે. જો કે ઉચ્ચારણને માટે જ મંત્રો હોય તો અર્થ જ્ઞાન થયા છતાં ઉચ્ચારણથી અદૃષ્ટ ફળ કલ્પાય છે. ઉચ્ચારણ માત્રથી સંસ્કાર થાય છે એ સિદ્ધાંત છે માટે અર્થજ્ઞાનમાં સામર્થ્યવાળા મંત્રો નથી. જેમ એક જોડાવાળા પગમાં બીજો જોડો પહેરાય નહિં તેમ એકવાર અર્થજ્ઞાન થયેલા મંત્રો બીજીવાર અર્થજ્ઞાન માટે ભણાય નહિં. ૧ । ૨ । ૩૩

सू० अविद्यमानवचनात् १ । २ । ३४ । पू०

टीका—चत्वारि शृङ्गास्त्रयोअस्यपादाद्वेशीर्षेण्ये सप्तहस्तासद त्रिधा बद्धोवृषभः इत्यादयोमंत्राः अविद्यमान वचनाः, अप्रसिद्ध वस्तु बोधकाः तस्माद्य न मंत्राः सार्थकाः ॥

યજ્ઞમાં જણાવવા યોગ્ય સાધન ભૂત અર્થને નહિં જણાવવા વાળા એટલે ત્રણે કાળમાં પણ જોવામાં કે સાંભળવામાં નહિ આવેલી અપ્રસિદ્ધ વસ્તુઓને કેટલાક વેદમંત્રો કહે છે. જેમ કે જેને ચાર શિંગડાં છે, ત્રણ પાદ છે, બે માથાં છે, સાત હાથ છે અને ત્રણ પ્રકારે બંધાયેલો છે એવો બળદ છે ઇત્યાદિ આવા મંત્રોમાં ઉક્ત વસ્તુ દુનિયામાં ન હો-

વાથી મન્ત્રો અર્થવાળા નથી. માટે મન્ત્રોનું ઉચ્ચારણ અદષ્ટદ્વારા ફળ આપે છે. ૧ ૧ ૨ । ૩૪

**सू० अचेतने अर्थ वन्धनात् १ । २ । ३५ । पू० ( अचेतनार्थ बन्ध-नादि वा पाठः )**

टीका--ओषधे त्रायस्वैनम् इत्यादयो मंत्रा पठन्ति तत्रयादिमंत्रा अर्थवन्तः तर्हि औषधिं पशुत्राणाय प्रतिपादयेयुः कुतः अचेतने औषध्यामर्थबन्धनात्, नचैव शक्य श्रावयितुम्-तस्मात् उच्चारणार्था मंत्राः॥

હે ઔષધિ તું પશુની રક્ષાકર ઇત્યાદિ અર્થવાળા મન્ત્રો ભણાય છે. તે મન્ત્રો જડ વસ્તુમાં અર્થને સિદ્ધ કરે છે. અચેતન ઔષધિની સાથે વાત કરવી એ બાળકોનું કામ છે અપૌરૂષેય વેદમાં આવી વાત હોય જ નહિં. તેથી જ ઉચ્ચારણ માટે મન્ત્રો છે તે અર્થ શૂન્ય છે એમ માનવામાં કોઇ દોષ નથી અને હે પથ્થર તું સાંભળ એવા અચેતન વસ્તુને ઉદ્દેશીને ઘણા મન્ત્રો ભણેલ છે તે બધા અહિં ઉદાહરણ સમજી લેવા. । ૧ । ૨ । ૩૫

**सू० अर्थविप्रतिषेधात् १ । २ । ३६ पू०**

टीका--अदितिर्द्यौरदितिरन्तरीक्षम् इति आम्नायते तत्रापि अर्थस्य अदिति रूपस्य विप्रतिषेधो द्यौरात्मकत्वमन्तरीक्षात्मकत्वंच तस्मादपि मंत्रानार्थवन्तः॥

અદિતિ અંતરીક્ષ લોક છે અને સ્વર્ગ લોક છે ઇત્યાદિ અર્થને જણાવવાવાળા મન્ત્રો તેજસ્વર્ગ લોક, તેજ અંતરીક્ષ લોક એમ અર્થમાં વિરોધ કહે છે. આવાતને કોણ નક્કી કરી શકે ! એ વાતનો નિશ્ચય ન થાય તો મંત્રના અર્થનું પ્રયોજન શું ! મંત્રનાં ઉચ્ચારણ અદષ્ટ ફળ આપે એ પક્ષમાં આવા દોષો નથી તેથી ઉચ્ચારણ પ્રયોજનવાળા મન્ત્રો છે. એવી રીતે એક જ રૂદ્ર ( દેવતા ) છે. એક મંત્ર એમ કહે છે ત્યારે બીજો મંત્ર કહે છે કે અસંખ્ય હજારો રૂદ્ર છે. આવા મન્ત્રો પણ અહિં ઉદાહરણ છે. ૧ । ૨ । ૩૬.

**सू० स्वाध्यायवद्वचनात्. १ । २ ३७. पू०**

टीका—स्वाध्यायोऽध्येतव्य इति श्रुतमैतरेयब्राह्मणे, तेनचाक्षरग्रहणं विहितम् यद्वतद्वत् वचनंविधित्सनमर्थाति तस्मात् अर्थे स्मरणमविहितम्॥

સ્વાધ્યાય કાલમાં પૂર્ણિમાવદ્દન્તિકરોતિ એ ભણાય છે. તે મંત્ર વડે તેના અર્થનો અભ્યાસ ( દ્વિરૂક્તિ ) થાય છે. જેનું પ્રયોજન હોય તેનો જ અભ્યાસ કરવો યુક્ત છે. અહિં કોઈ પ્રયોજન ઉચ્ચારણથી ભિન્ન છે જ નહિં, માટે મન્ત્રોનાં ઉચ્ચારણ પ્રયોજન છે અગવા જેમ વેદ ભણવાનો વિધિ છે તેમ મંત્રનો અર્થ જાણવાનો વિધિ નથી. ૧।૨।૩૭.

**मू० अविज्ञेयात्. १ । २ । ३८. पू०**

टीका—सृण्येव जर्भरी. तुर्फरी इत्यादि मंत्र आम्नातः-तस्य अर्थस्य अविज्ञेयात् विज्ञेयार्थक पदप्रक्लृप्त्यभावाच्च मंत्रानार्थवन्तः॥

બીજી વાત એ છે કે કેટલાક મન્ત્રોના અર્થો જણાતા નથી. જેમ सम्यकसात इन्द्र

सृण्यिरहमे અને तृम्पेवजर्भरी तुर्फरीतू ઇત્યાદિ છે. આનો શો અર્થ હોય-કાંઇ જ નહિં માટે ઉચ્ચારણમાં ઉપયોગી મંત્રો છે એ જ પક્ષ નિર્દુષ્ટ છે.॥

मू० अनित्य संयोगान्मंत्रानर्थक्यम्. १ । २ । ३९. पू०

टीका--किंते कृण्वन्ति कीकटेषु गावः इत्यादौ कीकटादिनां जनपदा नामनित्यानां संयोगात् अर्थवत्सु मंत्रेषु आनर्थक्यम् इति नार्थवन्तो मंत्राः किंतर्हि अदृष्टार्था इति ब्रूमः॥

કીકટ દેશોમાં તે બળદો ચરે છે. નૈચાશાખ નામનું નગર છે. પ્રમંગદ નામનો રાજા છે ઇત્યાદિ મંત્રો અનિત્ય વસ્તુના સંબંધવાળા માનવા પડશે, યદિ મંત્રનો અર્થ હોય તો યદિ મંત્રોના અર્થ ન હોય તો અદષ્ટાર્થ દ્વારા મંત્રનાં ઉચ્ચારણ જ સફલ છે. જો મંત્રો અર્થવાળા છે તો પ્રમંગદ રાજાના પહેલાં આવા મંત્રો ન હતા એમ કહેવું પડશે અને એમ કહેવાથી વેદોની અપૌરૂષેયતામાં અને નિત્યતામાં વિરોધ આવશે તેથી મંત્રો અર્થવાળા છે એમ માનવાના કરતાં મંત્રોનો અર્થ વિવક્ષિત નથી એમ માનવું યુક્ત જ છે. ૧।૨।૩૯

मू० अविशिष्टस्तुवाक्यार्थः १।२।४० सि०

टीका--एवं प्राप्ते पूर्वपक्ष तुनारक्षोव्यावर्त्यते लोके यानि पदानि सन्ति येच तेषामर्थाः तेषां वेदेऽपि अविशिष्टः समानोऽर्थः पदानाम्-तथाच वाक्यार्थोऽपि समानः॥

લોકમાં પ્રયોગ કરાતાં પદો જે અર્થને જણાવે છે તેજ અર્થ વેદમાં પણ સમજવા અર્થાત્ લોકમાં કે વેદમાં વાક્યાર્થ સમાન જ છે. લોકમાં કંઇ બીજો અને વેદમાં કંઇ બીજો વિવક્ષિત નથી. પૂર્વપક્ષિ કહે છે કે લોકમાં જે પદના અર્થો જાણેલા છે તે અર્થને જ તે પદથી વ્યવહાર કરે છે પણ વેદમાં અપ્રત્યક્ષ દેવતાઓની સાથે અને જડ યજ્ઞનાં અંગ (પથ્થર-લાકડાં વિગરે) સાથે મંત્રો બણી વ્યવહાર કરવામાં આવે છે જે કરવાથી યજ્ઞની સાથે કોઇ ઉપકાર નથી. સિદ્ધાન્તિ એમ કહે કે અદષ્ટ ફળ થાય છે તો કેવળ ઉચ્ચારણથીજ તે થઈ શકે તેમ છે તેમ છતાં અર્થવાળા મંત્રો છે એમ માનવામાં પ્રયોજન શું? જે કરવું જોઇએ તે પ્રયોજન માટે છે. સિદ્ધાન્તિના મતપ્રમાણે ઉચ્ચારણ માત્ર પ્રયોજનવાળું નથી તેથી તે કર્તવ્ય નથી. જો અર્થ જ્ઞાનને માટે હોય તો અર્થનું જ્ઞાન જ્યારે થતું નથી ત્યારે અનર્થક છે એમ તો કહેવાય નહિં—યદિ મંત્રનો પ્રયોગ ન કરે તો મંત્ર પાઠ અનર્થક થશે—સર્વથા ઉચ્ચારણથી અપૂર્વ જ ઉત્પન્ન થાય છે-આ વાત એકત્રીશમા સૂત્રમાં સ્પષ્ટ કરી છે. અહિં સિદ્ધાન્તિ સમાધાન આપે છે કે मंत्रैरेवार्थःस्मर्तव्यः મંત્રોવડે અર્થ સ્મરણ કરવો જોઇએ એ વિધિ છે તેથી અર્થ જ્ઞાન માટે જ યાગમાં મંત્રોનું ઉચ્ચારણ છે. અપ્રત્યક્ષ દેવતાઓની સાથે અને જડની સાથે મંત્રોનો જે વ્યવહાર છે તે યજ્ઞાંગરૂપ અર્થ પ્રકાશ માટે છે યજ્ઞ કે યજ્ઞાંગનો મંત્રોવડે પ્રકાશ ન થાય તો યાગની સમાપ્તિ થઇ શકે નહિં. માટે યાગ સમાપ્તિ રૂપ અર્થપ્રકાશન કે ક્રિયાર્થ પ્રકાશન મંત્રોનાં ફળ છે—તે અર્થજ્ઞાન વિના સંભવે નહિં એટલા માટે જ કર્મોમાં મંત્રો અતિ ઉપકારક છે. જ્યારે મંત્રોના અર્થજ્ઞાન રૂપ દષ્ટફળ છે ત્યારે અર્થજ્ઞાન રહિત કેવળ અદષ્ટ ફળવાળા છે એમ કહી દષ્ટફળનો ત્યાગ કરી શકાશે

નહિં, કેમકે એવો નિયમ છે કે જ્યાં સુધી દષ્ટફળ દેખાતું હોય ત્યાં સુધી અદષ્ટ ફળની કલ્પના કરી શકાય જ નહિં તેથી મંત્રો અર્થવાળા છે. મંત્ર અને બ્રાહ્મણનો સમુચ્ચય હોવાથી મંત્રના અર્થને વિધાન કરતા બ્રાહ્મણ મંત્રના અર્થનો નિષેધ કરી શક્તા નથી-પૂર્વપક્ષિના મત પ્રમાણે અર્થવાળા મંત્રો હોય તો વિધિવાક્ય અનર્થક છે તો અમે કહીએ છીએ કે ભલે અનર્થક હોય પણ દૃષ્ટાર્થ રૂપ અર્થ જ્ઞાનનો અમે બાધ કરી શકતા નથી-અમારા મત પ્રમાણે તો મંત્ર અને બ્રાહ્મણનો સમુચ્ચય હોવાથી બંને નિર્દુષ્ટ છે. ૧।૨।૪૦.

सू० गुणार्थेनपुनः श्रुतिः १।२।४१. सि०

टीका--गुणार्थेन चतुष्टयरूप गुणलाभाय पुनः श्रुतिः पुनर्विधानम् चतुर्भिरभ्रिमादत्त इत्यत्र॥

**तांचतुर्भिरादत्ते** આ સ્થળમાં સમુચ્ચયને જણાવનાર શબ્દ ન હોવાથી સમુચ્ચયનથી એમ જે પૂર્વપક્ષિએ કહ્યું હતું ત્યાં કહીએ છીએ કે ચાર સંખ્યારૂપ વિશિષ્ટ ગુણની પ્રાપ્તિ માટે વાક્યરૂપ પ્રમાણ છે. જો એક મંત્રથી ગ્રહણ કરે તો શ્રુતિ અનુસારી ન થાય તેથી ગુણ વિશેષના સમુચ્ચય માટે પુનઃ શ્રુતિ છે. ૧।૨।૪૧.

सू० परिसंख्या. १ । २ । ४२ । सि०

टीका—इमामग्रभणन् रशनामृतस्य इतिमंत्र लिंगस्य अश्वाभिधान्यां गर्दभाभिधान्यांच साम्यात अश्वाभिधानी आदत्त इति परिसंख्या, गर्दभरशना निवृत्तिरित्यर्थ.॥

**इमामग्रभणन्निति अश्वाभिधानीमादत्ते** આ સ્થળે પરિસંખ્યા વિધિ માનીએ તો પ્રાપ્ત અર્થના પરિત્યાગ વિગેરે દોષો થશે એમ પૂર્વપક્ષિએ કહ્યું હતું ત્યાં આ દોષો છતાં પરિસંખ્યાવિધિ માનવો જોઇએ એ ઘણા મીમાંસકોનો મત છે પણ ભાષ્યકાર શબર સ્વામીના મતમાં એમ નથી કિન્તુ **इत्यादत्ते** આવી રીતનો સંબંધ નથી પણ **अश्वाभिधानीमादत्ते** એવી રીતે સંબંધ છે. **इमामग्रभणन्** આ મંત્રલિંગ રશના માત્રની પ્રાપ્તિ છે પણ **इमामग्रभणन्निति अश्वाभिधानीमादत्ते** આ વાક્યથી વિશેષ અશ્વાભિધાનીની પ્રાપ્તિ છે. વાક્યને લિંગ બંનેનો પરસ્પર બલાબલ વક્ષ્યમાણ રીતિથી વિચાર કરીએ તો લિંગ વિનિયોજક છે-તે લિંગ આ મંત્રનુ પ્રકરણ પઠિત અનુમાન પ્રાપ્ત વાક્ય નથી પણ આ મંત્ર ભણીને આદાન કરવું એટલે લેવું એમ છે. આમ છતાં રશના માત્રમાં આદાન લિંગથી પ્રાપ્ત છે. અશ્વાભિધાનીમાં તો, પ્રત્યક્ષ વચનથી પ્રાપ્તિથી. એમ હોવાથી તે અનુમાન સિદ્ધ નથી તેથી ગર્દભ રશનાની પ્રાપ્તિ નથી. ૧।૨।૪૨.

( ચાલુ )

स्वामी शान्त्यानंद सरस्वति ॥

# ગોપીચંદની વાર્તાનું રહસ્ય.

પ્રાચીન હિંદમાં એક ગોપીચંદ નામના, સમૃદ્ધ, સત્તાવાન, સૌંદર્ય માટે સઘળે પંકાયલા મહારાજા થઇ ગયા. તેમની ઉગ્યવયમાં, વિત્ત અને સત્તાને લઇને સામાન્ય પ્રકારે જેવું પરિણામ બની આવે છે તેવું થયું હતું; તેઓ દુનિયાદારીના ભોગ વિલાસમાં સંપૂર્ણ રીતે ડુબ્યા. જલંદર નામના મહાયોગીના સત્સંગના પ્રતાપથી આત્મજ્ઞાનના તાનવાળાં બનેલાં તેમનાં માતા મૈનાવતીને તેમના ચરિત્રનું આવું વલન જોઇને ઘણુંજ લાગી આવ્યું. પોતાની પત્નીઓના સાથમાં અનેક પ્રકારની કામ ચેષ્ટાઓમાં લાગેલા રાજાના આવા પ્રકારના ભોગ વિલાસનાં ચોક ઉપર આવેલા બારીના ઝરૂખામાં બેઠેલાં માતાજીને એક દિને દર્શન થયાં. વાસનાની જાળોવડે રાજા પ્રપંચમાં કેવા વધારે ને વધારે સપડાતા જતા હતા, એવું આ દૈખાવ જોઇને વિચારતાં માતાનાં ચક્ષુમાંથી શોકાશ્રુ ગરવા લાગ્યાં; રાજા ઝરૂખા નીચેજ હોવાથી આનાં કેટલાંક ઉષ્ણ બિન્દુઓ તેમના ઉપર પડ્યાં. તેમણે ઉંચે નજર કરી અને પોતની માતાને રડતાં જોઇને, પોતાને અટકાવી રાખવાની રકઝક કરતી પત્નીઓને આજુબાજુએ હડસેલી મૂકીને તે એકદમ ઉપર તેમની પાસે દોડી ગયા. તેમના શોકના કારણ માટે પૂછપરછ કરતાં તેમણે જણાવ્યું, કે ઐહિક આનંદોના વર્તમાનના હદપારના ઉપભોગને લીધે તમે તમારે માટે ભાવિમાં ભોગવવાનો શોક દુઃખનો મોટો સંચય એકઠો કરો છો એ જોઇને તેમને આંસુ ભરાઇ આવ્યાં. તેમણે તેને વૈરાગ્ય અને અન્ય મહા સાધનોની આવશ્યકતા અને રમણીયતા સારી રીતે સમજાવીને જણાવ્યું, કે આ બાબતની વધારે માહિતી પોતાના ગુરુ જલંદર પાસેથી મળી શકશે. વળી તેમણે ઉમેર્યું, કે તેમણેજ તેને આવી સર્વ બાબતોનો ઉપદેશ આપ્યો છે. રાજાએ પોતાની પત્નીઓ પાસે આવીને પોતાની અને માતાની વચ્ચે થયેલું વૃત્તાંત કહી સંભળાવ્યું, આ સમયે તેમનામાં આ ઉપરથી થઇ આવેલી ઉંડી અસરની અચૂક નીશાનીઓ જણાઇ આવતી હતી. પત્નીઓએ આવી "ઘેલછા" મટાડવાની મહેનત ચલાવી; જલંદર એક "ઠગારો" છે, મૈનાવતી સંપૂર્ણ પ્રકારે તેમની મોહજાલમાં ફસાયાં છે, એમ તે સર્વ જણાવવા લાગી. આ ઉપરથી રાજાએ જલંદરની શક્તિઓની જાતેજ કસોટી કરી જોવાનો નિશ્ચય કર્યો. તેમણે મહાયોગીને પોતાના દરબારમાં બોલાવવાનું તેડું મોકલાવ્યું અને પોતાના મંત્રીઓ અને પુરોહિતોને અનેક પ્રકારના પ્રશ્નો પુછવાનું જણાવી રાખ્યું. જલંદરે આવા સર્વ પ્રકારના પ્રશ્નોના ઉત્તર વાળ્યા. પરંતુ એકાએક તેઓ સમાધિ દશામાં આવી પડવાથી આવી ચર્ચાનો એકદમ અંત આવ્યો જલંદરે જે જે કહ્યું તે સર્વ રાજાથી સંપૂર્ણ રીતે નહિ સમજાવાથી અને તેમની પત્નીઓએ કપટથી ઉપજાવેલી શંકાઓને લીધે પક્ષપાતિ બનેલા તેમણે આ દેખાવને પોતાની સાથે રમવામાં આવેલા કપટરૂપ માનીને જલંદરને ઉતાવળ દાટી દેવાની આજ્ઞા કરી. આને માટે એક ઉંડો કૂપ પસંદ કરીને જલંદરને તેમાં નીચે ઉતારવામાં આવ્યા; તેમના મસ્તક ઉપર, બધીએ કૂપ ભરાઇ જતા સુધી લાદના ઢગલે ઢગલા નાખવામાં આવ્યા.

આ અકસ્માત પછી અનેક વર્ષ વહી ગયાં; પોતાના ગુરુને આમ એકાએક અદૃશ્ય થઈ ગયલા જોઇને પ્રથમ અત્યંત શોકાતુર બનેલાં મૈનાવતીએ, કદાચ તેઓ ઉપદેશ આપવાનું લાભકારક કાર્ય ચલાવવા માટે અન્ય દેશોમાં ચાલી ગયા હશે, એમ માનીને આખરે મન વાળ્યું. પરંતુ આ બધા સમયમાં ગમે તેવી રીતે રાજાને જણાયું, કે દુનિયા પહેલાં જેવી હતી તેવી હવે રહી નથી. તેમના સર્વ પ્રકારના સુખોપભોગોમાંની આનંદની મીઠાશ ક્યારનીએ દૂર ગઇ હતી; તેમને વળી લાગી આવ્યું, કે તેમનાથી દૂર ના થઇ શકે એવી એક હમેશની પશ્ચાત્તાપની, શોકની, સામાન્ય પ્રકારે અસંતોષની લાગણી સામેના આટલા બધા સમયના કંઇપણ પરિણામ વિનાના યુદ્ધ પછી તેમના મનમાં એવો વિચારનો ઉદય થવા લાગ્યો, કે કદાચ પોતાના દુઃખનું કારણ જલંદર સાથેનું પોતાનું વર્તન હોવું જોઇએ. તેથી તેમણે માતાજી પાસે જઇને પોતે જે જે કર્યું હતું તે કબુલ કર્યું અને પોતાની દીલગીરી દર્શાવવાનો માર્ગ જણાવવા કહ્યું. મૈનાવતીને તો આ સર્વ વૃત્તાંત સાંભળીને ફાળ પડી, પરંતુ પોતાના અતિ પ્રેમને લઇને રાજાની ખાત્રી કરી આપી, કે જલંદર મરી શકેજ નહિ, માટે જેમ બને તેમ જલદીથી તારે તેમને આવી કચરાની ગોરમાંથી બહાર કાઢીને તેમની ક્ષમા યાચવી જોઇએ. પરંતુ આવો માર્ગ લેવાની અંતરધા લાગવાથી બીરૂ બનેલા રાજાની હિમત ચાલી નહિ; આથી મૈનાવતીએ તેમને જણાવ્યું કે જલંદરનો પટ્ટ શિષ્ય કર્નફજ માત્ર મધ્યસ્થ થઇ શકે એવો મને લાગે છે; ગુરુ આજ્ઞાથી તેમના કાર્યને પાર પાડતો તે એક સ્થલેથી અન્ય સ્થલે હમેશાં ફરતો ફરે છે. તેનું એક પણ નિશ્ચિત સ્થલ નહિ હોવાથી, ઘણા કાલ સુધી બુદ્ધિપૂર્વક શોધ કરવાની જરૂર છે. તેને ઓળખી કહાડવાની એક નીશાની હતી; તે એટલી હતી, કે માનવ બાલકોમાં સાધારણ રીતે જોવામાં ના આવતી શક્તિયો તેનામાં છે એવું દર્શાવતાં કાર્યો તે હમેશાં કર્યા કરે છે

રાજા જાતેજ શોધ કરવા નિકળ્યો, પરંતુ ઘણા કાલ સુધી કંઇ પત્તો લાગ્યો નહિ. પછી એક દિને આમ્ર વૃક્ષની ઘટામાં વિશ્રામ લેતાં તેમના જોવામાં આવ્યું, કે એક વૃદ્ધ મહંત સાથે યુવાન યોગીઓનું ટોળું એજ વૃક્ષોની ઘટામાં વિશ્રામ લેતું પડ્યું હતું. મધ્યાહ્ન થયા હતા, યોગીઓ બહુ મુસાફરીથી ભુખ્યા થઈ જવાથી ચારે પાસ ખોરાકની શોધ કરતા હતા તેવામાં મસ્તકે આવેલાં વૃક્ષો ઉપર લાગેલાં સ્વાદુ ફલો તેમની નજરે ચડ્યાં. તેમણે એકદમ ફલો તોડી પાડીને તૃપ્ત થતા સુધી ભુખને સંતોષી; ક્ષુધા શાંત થતા સુધી તેમને એટલો પણ વિચાર આવ્યો નહિ, કે તેમણે રજા વિના બીજાની માલીકીનાં ફલો ખાધાં હતાં આ બાબત તેમને પશ્ચાત્તાપ થતાં તેમણે ગુરુ પાસે જઇને પોતાની મુશ્કેલી જણાવી. મહંતે કહ્યું કે આ સર્વ બાબત સુધારી લેવી સહેલી છે. તેમણે પોતાના હસ્તની અમુક પ્રકારની ગતિવડે ચૂસી લીધેલાં ફલોનાં ખાલી છોડાં અને ગોટલાને પ્રથમની પેઠે વૃક્ષ ઉપર લટકતાં રસભર ફલોમાં પલટાવી નાખ્યાં અને જાણે કે પહેલાં કંઈ પણ ના બન્યું હોય એમ થઇ રહ્યું. આ પ્રસંગને અવલોકતા રાજાને સંતોષ થયો, કે પોતાની શોધની વ્યક્તિ આજ હતી; આ ઉપરથી આવા અદ્દભૂત કાર્ય કરનાર પાસે જઇને તેમણે પોતાના અપકૃત્યનું સંપૂર્ણ વૃત્તાંત તેમના આગળ કહી સંભળાવ્યું.

કનીફને, કારણ કે ખરેખર તે તેજ હતો, લાગ્યું કે રાજાનો પશ્ચાત્તાપ ખરો હતો

તેથી તેને સહાય આપવા કબુલ કરીને તેની સાથે નગરમાં આવ્યો. ત્યાં આવીને તેણે ગોપીચંદને તેના જેવાંજ ધાતુનાં ચાર પૂતળાં બનાવવાની આજ્ઞા કરી; આ પૂતળાં લોહ, તાંબા, રૂપા અને સુવર્ણનાં એકેક બનાવવાનાં હતાં. પૂતળાં તૈયાર થયા પછી તેણે કુપમાંથી બધો કચરો કઢાવવાની આજ્ઞા કરી. આ પ્રમાણે તૈયાર થયા પછી તેણે રાજાને લોહનું પૂતળું કુપના મુખ આગળ રાખીને તેની પાછળ ઉભા રહીને જાલંદરને બોલાવવાની આજ્ઞા કરી. રાજાએ આજ્ઞા પ્રમાણે કરીને બૂમ પાડી, " હે ગુરુદેવ, હું આપની આજ્ઞાની વાટ જોઇ રહ્યો છું. " " તું કોણ છે ? " એમ પૂછતો જાલંદરનો સ્વર સંભળાયો; ગોપીચંદે ઉત્તર વાળ્યો. " એતો હું, ગોપીચંદ " ફરીથી વળી કુપમાંથી સ્વર સંભળાયો, " જો આવી કાળી આકૃતિ ગોપીચંદ હોય તો તે મારી આજ્ઞાથી બળીને ભસ્મ થઈ જાઓ " આટલા શબ્દોનો ઉચ્ચાર થતાંજ એ પૂતળાની આસપાસ અગ્નિ જ્વાળા ફરી વળી અને તેને ભસ્મ કરી નાખ્યું હવે કનીફે તાંબાના પૂતળાને કુપના મુખ આગળ ખડું કરીને ગોપીચંદને ઉપર પ્રમાણેનો વિધિ કરવાની આજ્ઞા કરી અને ક્રમાનુસાર રતાશ પડતું તાંબાનું પૂતળું પણ બાળીને ભસ્મ કરી નાખવામાં આવ્યું. રૂપના શ્વેત પૂતળાનું ભાવિ પણ આવુંજ બન્યું; સુવર્ણના પીત પૂતળાનો અંત પણ આજ પ્રકારે આવ્યો; આખરે કનીફે રાજાને પોતાને કુપના મુખ આગળ ઉભા રહીને ઉપર પ્રમાણેનો વિધિ એકવાર ફરીથી કરવાની આજ્ઞા કરી. ગોપીચંદે પ્રથમની પેઠેજ બુમ પાડી, " હે ગુરુદેવ, હું આપની આજ્ઞાની રાહ જોઇ રહ્યો છું " ફરીથી વળી પ્રશ્ન થયો, ' તું કોણ છે ? " આ ઉપરથી ઉત્તર આપવામાં આવ્યો, " એતો હું, ગોપીચંદ. " પરંતુ ભયંકર શબ્દને બદલે આ સમયે કુપમાંથી ગંભિર ઘોષ થયો " ચાર વખત તારી આકૃતિ બાળી નાખવામાં આવ્યા છતાં ગોપીચંદ હજુએ હયાત છે! ખરેખર તું અમર બન્યો છે ! " આટલા શબ્દોચ્ચારની પાછળ તુર્તજ બાહ્ય મદદ સિવાય જાલંદર કુપના મુખ ઉપર આવી લાગ્યા.

પછી કનીફે ગોપીચંદને કુપવાસિ આગળ ખડો કર્યો અને મેનાવતીએ પણ તેને માટે કાલાવાલા કરવાથી જાલંદરે જણાવ્યું, કે ગોપીચંદ ખરેખર અમર બન્યો છે. કોઇ પણ હવે તેને નુકશાન કરી શકશે નહિ, હું એ રાજાને મારા શિષ્ય તરીકે સ્વીકારૂં છું આ ઉપરથી રાજા મહાયોગીના સાથમાં દેશ વિદેશના ભ્રમણમાં જોડાયા; થોડા ઘણા અભ્યાસ અને ઉપદેશ પછી જાલંદરે ગોપીચંદને કહ્યું. કે તારી શિષ્યવૃત્તિ સંપૂર્ણ બનાવવા તથા અમરત્વનો હસ્તામલકવત્ અનુભવ કરાવવા માટે હવે તારે એક ખરી કસોટીમાંથી તરી પાર ઉતરવાનું છે. તેણે રાજાને પોતાના નગરમાં પાછા જઇને પોતાની બહેન પાસેથી, અત્યંત પ્રિયપત્ની પાસેથી અને માતા પાસેથી ભિક્ષા માગીને જે કંઇ મળે તે પોતાની પાસે લઇને પાછા આવવાની આજ્ઞા કરી. આ ઉપરથી ગોપીચંદ ચાલી નીકળ્યા અને ભિક્ષુકના વેશમાં પોતાની ભગિનીના દ્વાર આગળ જઇને ભિક્ષાની યાચના કરી. ભગિના જાતેજ ભિક્ષા આપવા બહાર આવી, પરંતુ ભિક્ષુકના વેશમાં રાજાને ઓળખી કાઢીને તેની ઓઢણી પકડીને આટલા બધાનો ત્યાગ કરવાને લલચાવનાર ભાગ્ય માટે ઠપકો આપવા લાગી. પરંતુ ગોપીચંદ દૃઢ મનના રહ્યા અને ભગિના પાસેથી આગ્રહપૂર્વક ભિક્ષા લઇને ચાલી નીકળ્યા. પછી તે રાજભવનના રાણીવાસના દ્વાર પાસે ગયા અને ભિક્ષા

માગવા લાગ્યા. તેની અત્યંત પ્રિયપત્નીજ ભિક્ષા આપવા બહાર આવી અને રાજાને ઓળખીને, તેણે પોતાના ઉપરના પ્રેમની ખાતર, અવિચારીપણે તજી દીધેલા જીવનમાં ફરીથી પ્રવેશ કરવાનો ઘણોજ આગ્રહ કર્યો. તેણે બધાં બાલકો અને અન્યરાજપત્નીઓને ત્યાં આગળ બોલાવ્યાં અને તેમના એકઠા પ્રયત્નના દબાણથી રાજાની દૃઢતા લગભગ છિન્ન ભિન્ન થઇ જવા જેવી બની ગઇ. પરંતુ બરાબર આ સમયેજ તેમના ગુરૂદેવને। સ્પષ્ટ અને કડક સ્વર સંભળાયો, " સંભાળ ! લક્ષમાં રાખ કે મેં તને દર્શાવેલા માર્ગમાંથી તું પાછો ના હટી જાય. " આવો સ્વર સાંભળીને ગોપીચંદને ભાન આવ્યું, પોતાની પ્રકૃતિનું સમગ્ર બલ એકઠું કરીને દૃઢ મન સહિત હમેશ માટે લાલચને દૂર કરીને તે ત્યાંથી ચાલી નીકળ્યા. પછીથી તેમણે પોતાની માતાના ગૃહ આગળ જઇને ભિક્ષાની માગણી કરી. આ ઉપરથી મેનાવતી બહાર આવ્યાં, રાજાને ઓળખી કાઢયા, માર્ગ પસંદ કરવા માટે તેમને ધન્યવાદ આપ્યા. દૃઢતા અને ઔત્સુક્ય માટે વખાણ કર્યાં, આવાં સાધનોવડે તમે વિજય પામશો એવું ભાવિ સૂચવ્યું. પછીથી ગોપીચંદ જાલંદર પાસે પાછા આવ્યા અને પૂર્ણ શિષ્યનું પદ પામ્યા; તેમને એવા પ્રકારનું જ્ઞાન આપવામાં આવ્યું કે જેના અનુભવવડે અમરત્વ હસ્તામલકવત્ થઇ રહે છે.

હવે આ વાર્તાનો રહસ્યાર્થ વિચારતાં પ્રથમ તો આપણે ગોપીચંદ નામ વિચારવા જેવું છે. **गोपीचन्द्रः = गाः इन्द्रियाणि पालिता गोपी तासु चन्द्रः ॥** અત્રે गा નો અર્થ ઇન્દ્રિયો થાય છે; ગોપી એટલે બીલકુલ ઇન્દ્રિયોના ભોગમાં રચીપચી રહેનાર, અને **गोपीचन्द्र** એટલે ગોપીનાં ઉત્તમોત્તમ લક્ષણો જેનામાં જણાતાં હોય તે. આ પ્રમાણે ગોપીચંદથી એક એવા પ્રકારનું માનવ સૂચવાય છે કે જેનામાં ઇન્દ્રિયોના રાજારૂપ **काममनस्** અત્યંત પ્રબલતર્તતું હોય છે. આવાં માનવો વાસનાના સંતોષમાં, ઇન્દ્રિયોપભોગના આનંદમાંજ જીવનનો સમાવેશ થઇ જતો હોય એમ માને છે અને તેટલા માટે આવો હેતુ સિદ્ધ કરવામાંજ તેઓ પોતાની સર્વ શક્તિયો વાળે છે. હવે આપણે મેનાવતી વિષે વિચાર કરીએ. **मैनावती = मैनामीने येषां शक्तिर्यस्याः सा ॥** અત્રે **मीन** એટલે માનવ દેહમાં આવેલું **मनोबुद्धि**ના સ્થાનરૂપ મત્સ્યાકાર ગુપ્ત અવયવ; આવા અવયમાં સંગ્રહાતી શક્તિ જેનામાં હોય તે **मैनावती**. આ પ્રમાણે મેનાવતીથી અશુદ્ધ મનના ઉત્પત્તિ સ્થાનરૂપ **ઉત્તમ પુરૂષ** સૂચવાય છે; ઉત્તમ પુરુષના પોતાના એક કીર્ણ સમાન અશુદ્ધ મન છે અને તે પોતેજ તેને અનુભવ સંગ્રહવા માટે આ સ્થૂલ સૃષ્ટિમાં મોકલે છે. ઉત્તમ પુરૂષ પોતાના સંતાનની સતત સંભાળ રાખે છે અને સૂક્ષ્મ સૂચનો આપીને હમેશાં તેને સીધે માર્ગે દોરવાનો પ્રયત્ન કરે છે. આવાં સૂક્ષ્મ સૂચનોને સાધારણ રીતે અંતરના ડંશોના નામથી વ્યવહરવામાં આવે છે; દુનિયાદારીના, સ્વના સંતોષમાં મ્હાલતાં માનવોને તેમના ઉપભોગના મધ્યમાંજ વારંવાર આવાં સૂચનો મળી રહે છે; વાર્તામાં મેનાવતીનાં અશ્રુઓવડે આવાં સૂચનો સૂચવાય છે, જે ઇન્દ્રિયોપભોગમાં ડુબેલા ગોપીચંદનાં દેહ ઉપર પડતાં, મેનાવતીએ જીવનના ઉચ્ચ હેતુઓ વિષે રાજાને સંભળાવેલા એક ભાષણના પ્રસંગરૂપ બની જાય છે; પરંતુ મેનાવતીનું જ્ઞાન અધુંએ તેનું પોતાનું નથી; તેનું ખરેખરૂં ઉત્પત્તિ સ્થાન તો યોગીરાજ જાલંદર છે. **जालंदर = जालं मय जालं दारय-**

तिसः ॥ અત્રે जालं એટલે ભવની જાળ અને जालंदर એટલે આવી જાળને કાપી નાખનાર. આ પ્રમાણે જાલંદરથી **अंतरात्मा** સૂચવાય છે, આના અનુભવવડેજ ભવજાલનું હમેશ માટે છેદન થઇ જાય છે. તેને યોગીરૂપે વર્ણવવામાં આવે છે, કારણ કે કોઇ કાલે **आत्मा** ઐહિક જીવનમાં જોડાતો નથી પરંતુ **मनोबुद्धि** તેનું નિયમન કરે છે.

મૈનાવતી મારફતે જાલંદરનું જ્ઞાન, ગમે તેવું હોવા છતાં ગોપીચંદના હૃદયને સ્પર્શ કરતું નથી, કારણ કે તે પોતાની અનેક પત્નીઓના દેખીતા મધુર વિશ્રંભાલાપો પોતેજ ધ્યાનપૂર્વક સાંભળી રહેલો હતો. આવી પત્નીઓવડે સાધારણ માનવિ જેવી ઉર્મિઓ અને વિકારોના વશમાં વર્તે છે તે સર્વ સૂચવાય છે. તેમની સત્તાને આધિન બનવાને લીધે, કોઈ કોઈ પ્રસંગે તેને ઝાંખી થઇ આવતાં સત્યોને વ્યવહારમાં અનુસરવાને તે અશક્ત બને છે. છતાંએ તેની માતાના શબ્દોવડે તેના મનમાં ઉંડા સંસ્કાર પડ્યા હતા અને દૈવી અને આસુરી સંપત વચ્ચેનું અનિવાર્ય યુદ્ધ આરંભાયું હતુ. આવા યુદ્ધનો આરંભ થતાં સ્વતે લાડ લડાવનાર માનવિ ધારે છે, કે બુદ્ધિવાદની દલીલોના વિધિવડે શાંત સુખી સ્વરને ગુંગળાવી મારીને તે આવા યુદ્ધનો અંત લાવી શકશે. કુપમાં દાટીને જાલંદરનો વિનાશ સાધવાના ગોપીચંદના પ્રયત્નવડે આવું સૂચન મળી રહે છે. કુપવડે, ઐહિક જીવનમાં સ્વતઃ આવિર્ભાવ પામતા આત્માના વસતિ સ્થાનરૂપ ગહન હૃદય **गुहा** સૂચવાય છે. મહાભારતમાં આપણને ઉપદેશ આપવામાં આવ્યો છે–**आत्मानमन्विच्छ गुहां प्रविष्टं।** ગુહામાં પ્રવિષ્ટ આત્માનું અન્વેશણ કરો; જાલંદરને આ કુપના તળીએ સ્થાપવામાં આવ્યા છે, આથી એટલું સૂચવાય છે, કે બાહ્ય જીવનમાંથી બની શકે તેટલી આત્માની અસરોને દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. પરંતુ આટલુંજ પુરતું થતું નથી, તેથી તબેલાના કચરાના થર ઉપર થર ચઢાવીને મુખ સુધી આખો કુપ પુરાતા પર્યંત મોરો હમલો કરવામાં આવે છે. કઠોપનિષદના વિખ્યાત મંત્રમાં ઇન્દ્રિયોને અશ્વોનું રૂપ આપવામાં આવ્યુ છે,–**इन्द्रियाणि हयानाहुः।**–આલંકારિક ભાષામાં અધ્યાત્મવિદ્યાનાં સત્યો સમજાવતાં આવો અલંકાર સાધારણ રીતે વાપરવામાં આવે છે. તબેલાના કચરાવડે તેટલા માટે બીભત્સ કલ્પનાઓ, નકામા પક્ષાભાસો, ઇન્દ્રિયોને આધિન વર્તતી બુદ્ધિની અંધ શ્રદ્ધા ભરેલી તર્કપરંપરાઓ સૂચવાય છે; આમના સાધનવડે આપણા **मनोबुद्धि** દ્વારા ચમકારા મારતાં અનનુકૂલ સત્યોને આપણે દૃષ્ટિ પથની બહાર રાખવાનો પ્રયત્ન કરીએ છીએ અને આ પ્રમાણે ઐહિક જીવનનું આલંબન લઇએ છીએ.

જાલંદરને આ પ્રમાણે દાટી દેવામાં આવે છે પરંતુ એકવાર આવિર્ભાવ પામેલી તેની સત્તા દૂર કરી શકાતી નથી; કારણ કે આત્માની એકજવાર સહજસાજ ઝાંખી થાય તો તેથી અભ્યાસિના જીવનનું વલન ગંભિર પ્રકારે પલટાઈ જાય છે. આવા અનુભવ પછી કોઇનાથી પણ પ્રથમના જેવાજ રહી શકાતું નથી. ગમે તો તે દુનિયામાં પાછો જઇને તેમાં જાતે રચીપચી જાય તો પણ પ્રથમની માફક દુનિયા તેને આકર્ષી શકતી નથી. આવો અભ્યાસિ હમેશાં કંઇક ઉચ્ચતરની આશાવાળો બને છે અને કંઇક પેલીપારનાને માટે ઝાંફાં મારે છે. ગોપીચંદને આ સર્વ થઇ આવે છે. તેના જીવનને કટુ બનાવતા પશ્ચાત્તાપનો આરંભ થાય છે. જીવનમાં એક પ્રકારનો શૂન્યભાવ છવાઇ રહે છે, દુનિયામાં કંઇક ખૂટતું હોય એવી તીવ્ર લાગણી મનમાં વ્યાપી રહે છે, જે દુનિયામાંના કંઇથી પણ દૂર

થઇ શકતી નથી. આખરે માતાને વિનતિ કરવામાં આવે છે, અને તે પોતાની પ્રકૃતિ અનુસાર, ભૂલચુક વિનાનો સીધેસીધો માર્ગ તેને દર્શાવે છે. જે જે કરવામાં આવ્યું છે તે ના કર્યું હોય એવું થવાની જરૂર છે. તબેલાનો કચરો ખસેડીને જાલંદરને કુપમાંથી બહાર કાઢવાની જરૂર છે. ઇન્દ્રિયાધિન બુદ્ધિ–વાદ પરાયણ જીવનમાં યોજવામાં આવેલી શક્તિને પાછી ખેંચી લેવાની છે, ઇન્દ્રિયોની સહાયમાં વિશ્વાસ રાખવાના વલણનો અને તેમના સાધનદ્વારા પદાર્થોને જોવાનો અંત લાવવાનો છે, તથા આત્માની સત્તાને સંપૂર્ણ પ્રકારે છુટથી વર્તવા દેવાની છે.

પરંતુ, આમ થવું એ કંઇ સહેલું કાર્ય નથી. હમેશના પોષણવડે અશુદ્ધ વાસનાઓને બલવાન બનાવવામાં આવી છે, તેમને અટકાવવાના પ્રસંગો ગુમાવવામાં આવ્યા છે, તેટલા માટે રાજ–અભ્યાસિના પ્રયત્નોનું અમુક પ્રકારના નિયમનની, અમુક સહાયની, અમુક પ્રકારની રક્ષક સત્તાની જરૂર છે. તેટલા માટે માતા તેને જાલંદરના શિષ્ય કનીફને શોધી કાઢવાની આજ્ઞા કરે છે. કનીફવડે, જાતે માર્ગમાં પાળનાર અને આત્માનો સંપૂર્ણ અનુભવ કરીને આત્મામાં નિત્ય અવસ્થિત થનાર ગુરુ સુચવાય છે. ગીતાજીના કથન પ્રમાણે आत्मन्यवस्थितः। જાલંદરના શિષ્યરૂપે કનીફને દર્શાવવાથી આવી સત્ય બાબતનું સૂચન મળી રહે છે. કનીફ અમુક ખાસ સ્થલમાં વસતો નથી; તે હમેશાં એક સ્થલેથી અન્ય સ્થલે ફરતો રહે છે; કારણ કે ગુરુઓ કોઇ પણ દેશ, જાતિ અથવા વ્યક્તિઓમાં જાતે બંધાઇ પડતા નથી. તેઓ પોતાની જાતને એક પ્રકારના પૌરુષેય ઇશ્વરમાં પલટાવી નાખવા દેતા નથી. તેઓ તો સમગ્ર દુનિયાને સહાય થવાના કાર્યમાં મંડેલા હોય છે, માનવોનાં બાલકોમાં એક સમયરૂપે તેઓ પોતાનું લાભકારક ઓજસ પસરાવે છે. તેટલા માટે જો ગોપીચંદની કનીફને શોધી કાઢવાની મરજી હોય તો તેણે તેને માટે " માનવ આવાસોમાં " તપાસ ચલાવવી જોઇએ. જીજ્ઞાસુએ ગુરુ માટે દુનિયામાં ખંત અને બુદ્ધિપૂર્વક શોધ ચલાવવી જોઇએ; આ પ્રમાણે શોધના સમયમાં તેણે દુનિયાની સેવા કરીને પોતાની યોગ્યતા દર્શાવી આપવી જોઇએ. આમ છતાંએ તેને ઓળખી કાઢવાનું ખાસ " યોગીનું લક્ષણ હોય છે. " તેનાં સર્વે કાર્યો **પરમ સત્તાની** છાપવાળાં, **પરમ જ્ઞાનના** પરિણામરૂપ, **પરમ** પ્રેમવડે દોરાયલાં હોય છે. આમ ફલોના પ્રસંગમાં આવાં લક્ષણ સ્પષ્ટ રીતે આગળ તરી આવે છે; કારણ કે આ પ્રસંગે કનીફની અદ્ભૂત શક્તિયોનો ઉપયોગ પ્રેમથી દોરાઇને કરવામાં આવ્યો હતો; પોતાના શિષ્યો માટેનો પ્રેમ કે જેમની ક્ષુધા સંતુષ્ટ કરવાની હતી અને એ ફલોના માલિક માટેનો પ્રેમ કે જેને મોટી ખોટમાંથી બચાવવાનો હતો. આવા વર્તનવડે તેણે જ્ઞાન કાર્ય પણ સાધ્યું, કારણ કે તેણે પોતાના શિષ્યોને સિદ્ધિયોના યોગ્ય ઉપયોગનો એક પદાર્થપાઠ પુરો પાડયો અને તેમને મહાન ઉપદેશ આપ્યો, કે કોઈ પણ માનવિની જરૂરીઆતો પુરી પાડવા માટેજ આવી સિદ્ધિયોનો હમેશાં ઉપયોગ થવો જોઇએ, પરંતુ તેથી કોઇને કોઇ પણ પ્રકારનું નુકશાન થવું જોઇએ નહિ. આવા અકસ્માતથી ગોપીચંદ પોતાના ગુરુને પીછાની શકે છે.

કુપમાંથી તબેલાનો બધોએ કચરો તેની પાસે બહાર કાઢાવીને કનીફ ગોપીચંદના અભ્યાસનો આરંભ કરે છે, કારણ કે માર્ગનું પ્રથમ પગલું, ઇન્દ્રિયાધિન બુદ્ધિની પ્રવૃત્તિઓને અટકાવવા સમાન છે. चित्तवृत्ति निरोधः ॥ પછીથી તે ધાતુ મૂર્તિઓને બળાવે

છે. દેહોક્ષર છે અને માત્ર આત્માજ અક્ષર છે એવું દર્શાવવા માટે રાજાને આત્મા અને અનાત્મા વચ્ચે વિવેક કરતાં શિખવવામાં આવે છે. **आत्मानात्मविवेकः।** પૂતળાંવડે માનવિના વિવિધ દેહો સૂચવાય છે. કાળી લોહ પ્રતિમા **स्थूल शरीर** સૂચવે છે, રાતી તાંબાની પ્રતિમા વિકારોથી ઉભરાઈ જતા **कामरूप** દેહને દર્શાવે છે, રૂપાની શ્વેત પ્રતિમા શુદ્ધ મનસના દેહને સૂચવે છે અને સુવર્ણની પીત પ્રતિમા બુદ્ધિદેહ દર્શાવે છે. પુસ્તકોમાં મળી આવતા અને વિશ્વદૃષ્ટિથી જણાય છે તેવા, વિવિધ દેહોના આવા પ્રકારના વર્ણ હોય છે. જેમ ગોપીચંદ દરેક પુતળાને " હું, ગોપીચંદ " કરીને બોલાવતો હતો તેમ માનવિ હમેશાં પોતાની જાતને પોતાના દેહોરૂપ ગણી કાઢે છે અને તેની ચિતિશક્તિ દરેકમાં વારા ફરતી વ્યવહાર કરતાં તે દરેકને તે " હું " ના નામથી વ્યવહરે છે. જેમ ગોપીચંદને શિખવવામાં આવ્યું, કે તેનાં પુતળાં બળીને ભસ્મ થઇ ગયાં છતાંએ તે સુરક્ષિત રહ્યો તેમ દેહોનો નાશ થાય છે પરંતુ " હું " તો અવશેષ રહે છે એમ સમજાવીને તેની યથાર્થ પ્રકૃતિ દર્શાવવાનો માત્ર માર્ગ લેવામાં આવ્યો હતો. જાલંદરે ગોપીચંદના દૃષ્ટાંતમાં જણાવ્યું તેમ બધાએ દેહો મરણ પામવા છતાં છેલ્લે અવશેષરૂપ રહેતાં " હું " માંજ માનવિ ખરેખરૂં અમર છે. આટલું બધું શિખ્યા પછીથી જાલંદર કુપની બહાર આવે છે, કારણ કે હવેજ આત્મા જીવનમાં સ્વતંત્ર રીતે વર્તિ શકે છે.

હજુએ એક વધારે સાધન સિદ્ધ કરવાનું બાકી રહે છે. ગોપીચંદ પોતાનાં અતિ નિકટનાં અને વ્હાલાં સંબંધિઓ પાસેથી ભિક્ષા માગીને એકઠી કરી લાવે છે. આનુંજ નામ વૈરાગ્ય કે જેના વિના સંપૂર્ણ શાંતિની પ્રાપ્તિ પરિપૂર્ણ બનતી નથી. દુનિયાના પદાર્થો મેળવવારૂપ **वित्तैषणा**, દુનિયામાં મારી ખ્યાતિરૂપ **लोकैषणा** અને સંતતિની ઇચ્છારૂપ **पुत्रैषणा** નામની ત્રણ મૂલ ઇચ્છાઓની પાર જઇનેજ વૈરાગ્ય, નિષ્કામતા પામી શકાય છે. ગોપીચંદના દૃષ્ટાંતમાં આવી ત્રણે એષણાઓ ઉપર એક અને તેનાનેજ સમયે હુમલો કરવામાં આવ્યો હતો, કારણ કે રાજાએ પોતાના રાજ્યમાંજ ભિક્ષા માગીને પ્રથમ બે એષણાઓ તાબે કરી છે એમ દર્શાવી આપ્યું અને અતિ નિકટનાં અને વ્હાલાં સંબંધિઓ પાસેથી ભિક્ષા માગીને તેણે છેલ્લી એષણા ઉપર વિજય મેળવ્યો છે, એમ દર્શાવી આપ્યું છે. ખરેખરા કટાકટીના સમયે જાલંદર તરફથી મળેલી સહાયને લીધે આવી ભયંકર કસોટીમાંથી થોડા અથવા વધારે વિજય પ્રાપ્ત કરીને તે બહાર નીકળી આવ્યો.

અત્રે બે અગત્યની બાબતો લક્ષમાં રાખવા જેવી છે. પ્રથમ તો એકે અભ્યાસિની આરંભદશાની ભૂમિકામાં કોઈ પણ સાધનોની પરિપૂર્ણતા માગવામાં આવતી નથી: માત્ર જેની જરૂર છે તે એટલુંજ છે, કે ખરા હૃદયનો, સખ્ત, ઔત્સુક્ય ભરેલો અભ્યાસ ચાલવો જોઇએ. બીજી બાબત એ છે, કે જ્યાં સુધી આવા પ્રકારનો અભ્યાસ ચાલતો હોય છે ત્યાં સુધી આત્માનું અખૂટ બલ અને ગુરૂદેવની રક્ષકસહાય આપણી નિર્બલતાના સમયમાં આપણને મદદરૂપ બનવા માટે હમેશાં આપણાં સાથમાંજ હોય છે.

# અઢીસો રૂપીઆમાં અમર નામ.

## પુન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

[અત્યાર સુધીમાં ૫૮ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે.]

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો વધારો થવાથી તથા અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી આશ્રમના મધ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે. આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ, અપંગો વિગેરેનો સમાસ કરવામાં આવશે. મકાનને લગતી હરેક ઓરડી બાંધતા લગભગ પાંચશો રૂપીઆ ખર્ચ થાય છે. તથાપિ કોઇ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપાહાણની તખ્તી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે પરંતુ કોઇ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપશે તો એ આખુ મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઇશુ; આ મકાન આશ્રમમાં ઘણુંજ આગળ પડતા સ્થળમા થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાન શીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી આશા છે. વધુ વિગત માટે લખો.

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---

## જીવીતદાન આપનાર સો પાળક પણ નહીં નીકળે?

વત્સલો !! પ્રભુની ખાતર દયા લાવો, અને અનાથોના પાળક બનો,
રૂ. ૭ આપનાર ધર્મા ત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અના
માસે રૂ. આપનાર ધર્માત્માના નામથી .એથી ના ટી
પાપી સનાથ બનાવીશું. આ પૂન્ય કામ-
સો (૧૦૦) પાલક પણ નહિં નીકળે?

હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

REGISTERED No. B. 761

# સુદર્શન.

આધ્યસ્થાપક મણિલાલ નભુભાઈ દ્વિવેદી.
—તંત્રી—

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૮-અંક ૨.] (માસિક) [ નવેમ્બર-૧૯૧૨.]



અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મેળવીયા

REGISTERED No. B 764

આદ્યતંત્રી—
એક આત્મજ્ઞાની
મહાનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તંત્રી—
માધવપ્રસાદ નભુભાઈ (દ્વિવેદી).

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૮-અંક ૨.] (માસિક) [ નવેમ્બર-૧૯૧૨.]

## कर्म-चळ.

રાગ-કાફી.

(૧) વિચારીને જોજ્યો રે,
ચાલે વિશ્વ કેવી કળે,
પ્રભુ મ્હારો પ્રેમે રે,
આપે ગતિ કેવા બળે.
વિચારીને જોજ્યો રે—

(૨) નિયમ વિના ચાલે નહિ સૃષ્ટિ,
સૃષ્ટિ વિના નીમ ન્હોય,
એક બીજાના આધારેથી,
રચિયું આ સૌ હોય.

કર્મોનાં બીજ વાવ્યા રે...
અચાનક આવી મળે,
વિચારીને જોજ્યો રે—ચાલે વિશ્વ કેવી કળે

(૩) કર્તા કોણ? અને શું કરતો?
ભોગવનારો કોણ?
કર્મ ગતિ ક્યાંથી અટકે છે?
એનાં જોજ્યો જોણ.

શાન્તિનું સ્થળ ક્યાં છે રે...
ક્યાંથી આવી કોને મળે
વિચારીને જોજ્યો રે—ચાલે વિશ્વ કેવી કળે.

(૪) સૂરજ ચન્દ્ર તો સાખ પૂરે છે,
જુઓ ફરે દિનરાત;
રહે કર્તવ્ય નિમગ્ન સદાએ,
ગોઠે ન બીજી વાત

ઉપાધિથી અળગા રે...
ત્હેને કેમ કર્મ ગળે?
વિચારીને જોજ્યો રે—ચાલે વિશ્વ કેવી કળે.

(૫) ક્ષારાબ્ધિથી મીઠા જળનું,
ઉંચે ચ્હડવું થાય;
અવસર આવી મળતાં ત્હેનું,
પાછું પડવું થાય.

કરી ચૂક્યો સંચો રે...
ચાલ્યા કરે એની મેળે
વિચારીને જોજ્યો રે—ચાલે વિશ્વ કેવી કળે.

(૬) એક અનુપમ વૃક્ષ વિરાજે,
ત્હેની નવલી ડાળ્ય;
ડાળે જે જઇ બેઠો ત્હેને,
સુખ સરવે તું નિહાળ્ય,

ભક્તિ એમાં ભારે રે...
થડ વિના ડાળ્યો ફળે
વિચારીને જોજ્યો રે—ચાલે વિશ્વ કેવી કળે.

(૭) અખંડ હું માધવને યાચું,
માગું ત્હેનો પ્રેમ;
કળજો કોઈ બતાવે અમને,
કરીએ ત્હેનો નેમ.

જો તું રહેમ રાખે રે...
તો તો સહુએ આવી ભાળે
વિચારીને જોજ્યો રે—ચાલે વિશ્વ કેવી કળે.

(૮) કૃપા થાય જો કરૂણાકરની,
(તો) પાપ પ્રલય થઇ જાય:
કિલ્મિષ નાશી જાય પલકમાં,
પાવન તે બની જાય.

એવો છે ભરોંસો રે...
આશ્રય હો નાથ તણે
વિચારીને જોજ્યો રે—ચાલે વિશ્વ કેવી કળે.

(૯) સંપૂરણ સન્તોષ થવાથી,
નૌતમ શું ન પમાય?
કાળ ગતિ ત્હેને નવ પીડે,
બ્રહ્મપણું મળી જાય.

મુક્તિને જોવાનું રે...
ભાગ્ય ત્હેને આવી ભળે
વિચારીને જોજ્યો રે—ચાલે વિશ્વ કેવી કળે.

મઢડાકર—નાગર

# नदीने टकोर अने त्हेनो खूलासो.

શૈલરાજ તણી પુત્રી ? અન્તે ક્ષારામ્બુધિ મળ્યો !
પ્રયત્નો પૂર્ણ કીધા હશે ? અન્ય કો નાથ ના મળ્યો ?

ક્યાં શૈલરાજ તુજ તાત મહાનુભાવ !
જેની અસંખ્ય જન જઈ ખુબીઓ નિહાળે.
કોને પ્રભુ, જગતની કંઈ સિદ્ધિ કોને,
ત્યાંથી મળે કદીય ના થયું કો નિરાશ,

સૌન્દર્ય કો શીખી જતું, લઈ દ્રવ્ય કોઈ,
કો રોગમુક્ત થઈ શાંતિ અપૂર્વ પામે.
કો રાજપુત્ર કરી દેશદિવાલ રાખે,
એ ગુણ લાભ નહિ અન્ય કદાપિ કોને.

પુત્રી ભણી ? તું તુજ તાત આજ્ઞા,
ભૂલી ભમી આ કરી બેઠી છે શું !
મીઠા મધુરી મળી ક્ષાર સમુદ્ર નીરે !
ને કોઈને કંઈ ઉપયોગની ના ?

નિસારે નદી અશ્રુઓ વેણ ધિક્કારનાં સુણી,
ઉચ્ચરે હાય ! આ ચિત્તે જવાબ તે મનુના જુએ.

આજ્ઞા હજુ તાત તણી શિરે છે,
તૈયાર આ પ્રાણ પરાર્થ દેવા.
ચાહો કરો તે ઉપયોગ મ્હારો,
ગૃહદ્વાર મ્હારાં ખુલ્લાં બાજુ ઉભાં.

વાંકી વળું, ને ભરૂ થોડું ઝાઝું,
ને જે ચહે તે જન લઈ શકે લે.
હસ્તોસની કુંજ બિછાવી આપું,
મેદાન ત્યાં કંઈ સમીપ ખુલ્લાં.

ત્યાં રેતીને પત્થરથી પ્રપૂર્ણ,
રહું. યદી કે ઉપભોગ્ય થાઉં.
કોરે મ્હને ત્યાં ઉભું સેવિકા હું,
સમુદ્ર સાથે નથી કંઈ સબંધ.

કિન્તુ કરે ના ઉપયોગ મ્હારો
પૂરો, હું તેથી વહી જાઉં દૂરે.
આશા ધરૂં આગળ કોઇ એવો,
સંપૂર્ણ ભોક્તા મળી નાથ થાય.

અજ્ઞાન હું દોડતી ચાલી ભાનહીન સમુદ્રમાં,
ઝલાઈ હાથમાં ત્હેના છૂટવા બલ ના મ્હને

પેટલાદ. ૧૯૧૧ } ચક્રમ્.

---

## યૌવન.

( અંજની ગીત. )

( ૧ )

કાન્તિ કુસુમે સુરૂપ હાસે ।
ગૂઢપ્રતિ પાંખડીએ કૈં ભાસે ।
દે જાણે આદર ઉલ્લાસે ।
મુગ્ધા ! એ શું હા ?

ચક્ષુ વિધુત ઉર ચમકાવે ।
મેઘ ધનુપ ચક્ષુ શર થાએ ।
હૃદયે વૃષ્ટિ શાની હા ! એ ?
નહીં કહે શું મુગ્ધા ?

( ૨ )

ગાલે વિવિધ રંગો રાજે ।
પ્રેમી સહિની સુસધ્ન્યા એ ।
પણ સન્ધ્યા પછી રાત્રિ આવે;
યૌવન શું તેવું ?

આ કુસુમ કાલે કરમાશે,
ચક્ષુ વિદ્યુત ચમકજ જાશે,
મિથ્યા રંગો ઝાંખા થાશે;
યૌવન એ એવું !

કલકત્તા
તા. ૨૫-૮-૧૨ } ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

---

# ॥ पश्चिमनो हिन्दने संदेश. ॥

યથાર્થ ગુરુનું એક એવું લક્ષણ હમેશાં જોવામાં આવે છે, કે તે શિખી શકે છે તેમજ શિખવી શકે છે; જો કે હિન્દ કદાચ સમગ્ર દુનિયાના આધ્યાત્મિકગુરુ, બ્રાહ્મણ બનવાને નિર્માયલો હોય છતાં પાશ્ચાત્ય લોકનાં જીવનો અને લક્ષણોના અભ્યાસમાંથી હિન્દવાસિઓને અનેક બાબતો જાણવાની મળી રહે એમ છે. દરેક પ્રજા દુનિયા પ્રત્યે ભિન્ન પ્રકારના દૃષ્ટિબિંદુથી જુએ છે, દરેક જાતિમાં દિવ્યસત્તાની અમુક શક્તિઓ મૂર્તિમંત બનેલી જોવામાં આવે છે; જ્યારે આ સર્વ પોતાના વિચારો અને ભાવનાઓની અન્યોન્ય સાથે આપ લે કરવા જેટલી સુજ્ઞ થાય છે ત્યારે ઝપાટાબંધ ઉન્નતિ સધાય છે.

હિન્દની પ્રાચીન કથાઓના વારસાવાળા તમે, પશ્ચિમની યુવાન પ્રજાઓ પાસે પૂર્વને આપવા જેવું કંઇ પણ શું હશે, એમ સારી રીતે પૂછી શકો. પરંતુ કોઇ કોઇ વાર એમ બને છે કે આચાર અને રૂઢિની સાંકળોમાં સંડાયા વિનાનાં બાળકો, સામાન્ય રીતે સ્વીકારાયલી પોતાના સાથીઓની અને સમયની માન્યતામાં બધાઇ બેઠેલા વડિલોને ઉપદેશ આપવા સમર્થ બને છે. આથી એમ બન્યું છે, કે વર્તમાન કાલના હિન્દમાં બીલકુલ ભૂલી જવાયલા માર્ગોએ પશ્ચિમે જીવનના સિદ્ધાન્તોનું નિરાકરણ શોધ્યું છે; આના પરિણામરૂપે તેમનામાં એવા કેટલાક ગુણો વિકાસ પામ્યા છે, કે જો પૂર્વ તેને અનુસરે તો તેની જાતિઓમાં તાજો ઉત્સાહ અને નવીન જીવન પ્રવર્તિ રહે.

તમે યોગ વિદ્યાનો લાંબા સમય સુધી અભ્યાસ કરીને અનુભવ મેળવ્યો છે, છતાં એ હજુ તમે માત્ર તેનાં બે પ્રકારનાં સ્વરૂપોનોજ અનુભવ કરી શકયા છો, એવું મારૂં ધારવું છે. પ્રાચીન સમયના અનેક જ્ઞાનયોગાભ્યાસિઓ વિષે આપણા વાંચવામાં આવે છે, કે તેઓ દુનિયામાં અધ્યાત્મવિદ્યાના વિધિઓ લાવવાને સમર્થ હતા. ઘરગથુ નામરૂપે થઇ પડેલા ઉત્સાદવર્ધક ભક્તિયોગીઓના પગલે પગલે તમે અનેક શતકોથયાં ચાલ્યા

જાઓ છો; અનેક હિંદુઓનાં હૃદયમાં હજુએ, બ્રહ્માંડમાં વ્યાપક જીવનવાળા ઇશ્વર, પરમાત્મા પ્રતિની ભક્તિની જ્યોતિ પ્રજ્વલિ રહી છે.

પરંતુ મેં જે જોયું છે અને સાંભળ્યું છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે, કે હિન્દવાસિઓ ખુલ્લી રીતે કર્મમાર્ગને વિસરી ગયા છે; જો કે તેઓ હજુએ જ્ઞાન અને ભક્તિને નમે છે, પૂજે છે, છતાંએ તેઓ "કર્મ માટે જોઇતી કુશલતા" પ્રત્યે બેદરકાર બન્યા છે. योगःकर्मसुकौशलं । ગીતા–૨–૫૦. કર્મમાં કૌશલ્યનું નામ યોગ ! ! મારા ધારવા પ્રમાણે પશ્ચિમનો હિન્દ પ્રત્યે આવા પ્રકારનો સંદેશ છે—સ્થૂલ સૃષ્ટિમાં થતાં કાર્યોમાં કુશલતારૂપી મહાન્ સંદેશ છે. પુરાણ્ જ્ઞાનનાં સત્યો તમારાં પવિત્ર શાસ્ત્રોમાં દર્શાવાયલાં તમારી પાસે છે, તેથી ધર્મ અને તત્ત્વશાસ્ત્રના સંબંધમાં તો પશ્ચિમને તમને ઘણું થોડુંજ ઉપદેશવાનું છે. આ બાબતમાં તો તમેજ ઉપદેશકો, ગુરુઓ સમાન છો, અને તમારાં પ્રાચીન શાસ્ત્રોનો અભ્યાસ કરનારા પશ્ચિમમાં અનેક ઉત્સુક અભ્યાસિઓ છે, હિન્દને હમેશાંના અધ્યાત્મ વિદ્યાના ઉત્પત્તિસ્થાનરૂપ બનેલું જોઇને તેઓ અત્યંત હર્ષ પામે છે; પરંતુ મારા ધારવા પ્રમાણે વર્તમાનકાલના હિન્દને હજુએ કર્મયોગનો સંપૂર્ણ અર્થ સમજવાનો છે; પશ્ચિમનો સંદેશ કર્મમાં કુશલતાનો છે.

આટલી બાબત અગત્યની છે, કારણ કે નિઃસંશય રીતે આપણું આ જીવન, જ્યારે આપણે કર્મનું જ્ઞાન અને ભક્તિ સાથે મિશ્રણ કરતાં શિખિએ છીએ ત્યારેજ બરોબર ઘડાય છે. જ્ઞાન એકલુંએ શ્રેય છે, પરંતુ ભક્તિ અને કર્મ સાથે મિશ્ર ના બને તો તે પણ અપૂર્ણ છે. જ્ઞાનવડે નિયમાયાવિનાનું અને ભક્તિવડે પ્રેરાયા વિનાનું કર્મ વારંવાર નુકશાનકારક નિવડે છે. જ્ઞાનવડે નિયમાયાવિનાની અને કર્મમાં જણાયા વિનાની ભક્તિ પણ ભૂલમાં દોરી જાય છે. આપણે આપણાં આંતર વલણો અને ભાવનાઓને દર્શાવતાં શિખવું જોઇએ. શું એક ભક્ત પોતે ધારે છે તેવા પ્રેમથી ખરેખરો ઉભરાઈ જતો હોય છે કે જે તેને પોતાના બંધુઓની સેવા માટે દુનિયામાં નિકળી પડવાને લલચાવવા જેટલો પણ પૂરતો નથી ?

તમારામાંના કેટલાક કદાચ એમ માનતા હશો, કે કર્મ તો તેના કરનારને પુનર્જન્મના બંધનમાં બાંધી લે છે. શું આવો તમારાં શાસ્ત્રોનો પૂરાવો છે ? એટલું ખરૂં, કે પોતાના સ્વાર્થ ખાતર કરેલાં કર્મથી અનેક પ્રકારનાં બંધનો ઉપજી આવે છે કારણ કે તેનાં ફલો પોતાના સ્વાર્થ માટેજ હોય છે; પરંતુ બીજાને માટે અને બદલાના વિચાર વિના કરવામાં આવતાં કર્મ, તેના કરનારને જન્મ મરણના ચક્રમાં બાંધી લેતાં નથી. આ વિષેના ગીતાજીના ઉપદેશો નકાર ભણવા અથવા દૂર ફેંકી દેવા જેવા નથી.

कर्मण्येवाधिकारस्तेमाफलेषुकदाचन ।
माकर्मफलहेतुर्भूर्मातेसङ्गोऽस्त्वकर्मणि ॥ २–४७ ॥
नियतंकुरुकर्मत्वंकर्मज्यायोह्यकर्मणः । ३–८ ॥

"તને કર્મનોજ અધિકાર છે, ફલનો કદાપિ નહિ; કર્મફલનો હેતુ મા થા. તેમ અકર્મમાં પણ મા પડ. નિરંતર તું યોગ્ય કર્મકર, કર્મ, અકર્મ કરતાં વધારે ઠીક છે."

જ્યાં પ્રભુએ પોતેજ દર્શાવ્યું છે, કે સૃષ્ટિઓ વિનાશપંથે ના પળે તેથી તથા માનવો અકર્મના એક દૃષ્ટાંતને અનુસરે એવી પોતાની ઇચ્છા નહિ હોવાથી પોતે જાતેજ કર્મમાં જોડાય છે ત્યાં આપણે જાતે કર્મમાં જોડાવા માટે આનાકાની કરીએ એ શું કેટલીક રીતે ગર્વ ભરેલું લાગતું નથી. જો આ સૂર્યમંડલના મહાન વિશ્વકર્માએ પોતેજ સર્વ કર્મોમાં જોડાવાનું અને જડ સૃષ્ટિયોને પોતાના જીવનથી ઉભરાવી નાખવાનું પસંદ કર્યું છે, તો તેમની પ્રકૃતિનું આપણામાં વધારેને વધારે પ્રતિબિંબ પાડવાનો અભ્યાસ કરનાર આપણે તો ખાત્રીથી, આપણને દુનિયામાં બાંધી રાખતાં બંધનોમાં નવીન બંધનોનો વધારો થવાની બીક વિનાજ નિઃસ્વાર્થ રીતે અને કુશલતા સહિત કર્મમાં પ્રવૃત્ત થવાની હિમત ધરવી જોઇએ. આપણો ફરીથી જન્મ થયો છે, એથી તો ઉલટો આપણે આનંદ માનવો જોઇએ, કારણ કે દરેક જન્મ સેવા માટે પ્રાપ્ત થઈ આવતા એક પ્રસંગ સમાન છે, વિકટકાર્યોમાં માથાકૂટ કરતા આપણા યુવાન બંધુઓને સહાય કરવાના એક સાધન સમાન છે. હૃદય શૂન્ય વૈરાગ્યના અભ્યાસવડે મોક્ષ પામીને કોઇક સૂક્ષ્મસૃષ્ટિમાં ઘણાં વર્ષો સુધી વસિને આધ્યાત્મિક સ્વાર્થનું જીવન ગાળવા કરતાં તો હું એક સેવામય જીવન માટે દશ હજાર વખત જન્મ ધરવાનું વધારે પસંદ કરીશ.

સુખની દરકાર રાખ્યા વિના, પોતાની જાતની વૃદ્ધિવા ઉન્નતિ થાય છે એ બાબતનો વિચાર કર્યા વિના સેવા કરવામાં શું હર્ષનો સમાવેશ થતો નથી ! બીજાઓને સહાય થવા માટે પોતાની જાતનું અર્પણ કરવામાં એક પ્રકારનો દિવ્ય આનંદ અનુભવાતો નથી ! જો બીજું કોઇ શોક અથવા દુઃખમાં રીબાતું તમારા જોવામાં આવે તો તમારા સમગ્ર માનવ જાત માટેના પ્રેમની ખાતર એકદમ જઇને તેને સહાય કરો. આવી રીતે સહાય થવામાં પણ કુશલતાવાળા બનો કે જેથી તમારા દરેક પ્રયત્નનું શુભ પરિણામજ આવે.

પશ્ચિમે કર્મને, ખરા કર્મયોગની ભૂમિકા સુધી હજુ વિકસાવ્યું નથી, એટલું સારી રીતે મારા લક્ષમાં છે, છતાંએ એ દેશ સ્થૂલસૃષ્ટિનું આધિપત્ય ભોગવવામાં ઘણો આગળ વધ્યો છે. બુદ્ધિશક્તિદ્વારા, અવલોકનની સૂક્ષ્મતાદ્વારા, દૃઢધીરજદ્વારા એ દેશે દુનિયાની શક્તિયોને સજ્જ બનાવી છે અને તેમને માનવજાતના લાભમાં યોજી છે. સુધરવાના જરા પણ પ્રયત્ન વિના માત્ર બનાવોને આધિન બનતા એક માનવિના અથવા તેની આસ પાસ આવેલી શક્તિઓને તાબે કરવાના મનના વલનને પશ્ચિમના લોક સમજી શકતા નથી. આપણી સહાય માટે તૂર્ત હાથ લાગે એવી અનેક શક્તિયો ઇશ્વરે યોજી કાઢી છે; જો આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ કરીએ તો એ શક્તિઓને શોધી કાઢીને આધિન બનાવવાના માર્ગમાંથી આપણને કોઇ પણ અટકાવી શકનાર નથી.

પ્રકૃતિ આપણને કંઇ પણ એમને એમ આપી દેતી નથી; તે તો હમેશાં આપણી પાસે પ્રયત્નની કીમત માગે છે, આપણે જે મેળવીએ છીએ તે માટે આપણે પ્રયત્ન પરા-

પણ બનવું જોઇએ, કારણ કે, માત્ર આવે માર્ગેજ આપણે આગળ વધી શકીએ છીએ. પાશ્ચાત્ય લોક ભૂતકાલની કથાઓથી બંધાયલા નથી, તેઓ ધ્યાનાત્મક તત્ત્વશાસ્ત્રના વિચારમાં તેમની શક્તિયોનો ઉપયોગ કરવાને બદલે ઐહિક જીવનની પ્રવૃત્તિઓમાં પોતાની શક્તિયોને યોજવાનું વધારે પસંદ કરે છે; તેઓ સ્થૂલપ્રકૃતિના દાસ નહિ પરંતુ ઉપરિઓ થવાની ઇચ્છા રાખે છે. અભ્યાસવડે આપણે આધિન બને એવી પ્રાકૃતિકશક્તિયો વડે જે કાર્ય થઇ શકે એવું હોય તેવું કોઇ પણ કાર્ય હાથવડે કરવાની બાબતને પાશ્ચાત્યો સમયના વ્યય સમાન લેખે છે. આવી રીતે મળી આવતો સમય ઉચ્ચ બાબતોના અભ્યાસમાં સારી રીતે ગાળી શકાય.

તત્ત્વશાસ્ત્રના પ્રકાશવડે અને આધ્યાત્મિક આંતર્દષ્ટિના સાધનવડે સર્વે પ્રકારનાં સ્વરૂપો માયા સમાન હોવાને લીધે, સ્થૂલ દુનિયાની બાબતો વિષે જરા પણ માથાકૂટ કરવાની લેશ પણ જરૂર હશે કે નહિં, એ વિષે વિચાર ચલાવતાં અંતરવલોકનની ટેવવાળા હિંદુને વારંવાર નવાઇ લાગી આવે છે. સ્થૂલ પદાર્થો અધ્રુવ, ક્ષણિક, અને અસત છે, માત્ર એક યથાર્થતા સર્વેના આધારરૂપ એક ચેતન્ય છે, એ વાતનો નકાર ભણી શકાય એમ નથી; પરંતુ આવા પ્રકારની દલીલો એકપક્ષી છે અને આવી માયાથી પણ એક પ્રકારનો હેતુ સિદ્ધ થાય છે તથા તેનીએ જરૂર છે, એટલી બાબત લક્ષમાં રાખવામાં આવતી નથી. ખરેખર બ્રહ્માંડ નિત્યસ્થાયિ નથી અને અશાંત સમુદ્રમાં ઉછળતાં મોજાંની પેઠે તેમાં સૂર્ય મંડલોનો આવિર્ભાવ તથા તિરોભાવ થયાં જાય છે. એક ધવલ સમૂહ બંધાઇને સૂર્ય અને ગ્રહોને જન્મ આપે છે, અસંખ્ય પ્રાણિઓના વિકાસને અમુક હદ સુધી દૂર આગળ લઇ જાય છે, પછીથી જે વિશ્વવ્યાપક તત્ત્વમાં તે ઉપજ્યો હતો તેમાં સમાઇ જાય છે. પરંતુ સૂર્ય મંડલના મહા પ્રભુ પણ અણુઓથી માંડીને પ્રકાશિત દેવો સુધી અને ગ્રહોથી તે સૂર્યો પર્યંત વિસ્તરતાં આપણી આસપાસ આવેલાં આવાં સર્વે પ્રકારનાં સ્વરૂપોની યોજના ઘડવાનું અને આ પ્રમાણે તૈયાર કરાવવાનું પસંદ કરે છે, પ્રાકૃતિક સૃષ્ટિયો આવિર્ભાવ પામવા માટે તે પોતાના જીવનના એક અંશને જડમાં ઓતપ્રોત બનાવવાને પણ ખુશી હોય છે, તો આપણે પણ પ્રવૃત્તિ ભરેલો ભાગ ભજવવો જોઇએ અને સૃષ્ટિ સર્ગના નાટકમાં હિંમત સહિત પ્રવૃત્ત થવું જોઇએ.

આપણા આ દુનિયામાં આવવામાં અમુક હેતુનો સમાવેશ થતો ના હોય તો આપણું અત્રે આવવું જ થયું હોત નહિ; આપણે અમુક પાઠ ભણવાના ના હોત, તો આપણો જન્મ પણ થયો હોત નહિ. સર્વે પ્રકારના સ્થૂલ જ્ઞાનમાં પ્રવિણ બનવા માટે જ માનવિઓ સર્જેવામાં આવ્યાં છે, શિક્ષણનું કાર્ય સખ્ત લાગવાથી તથા જીવન કંટાળા ભરેલું અને દુઃખ અને શોકની કસોટીઓથી કલંકિત બનેલું જણાવાથી, બોધપાઠોનો તિરસ્કાર કરીને પૂનર્જન્મના ચક્રમાંથી બચી જવાનો પ્રયત્ન કરવા માટે જ માનવસૃષ્ટિનું સર્જન કરવામાં આવ્યું નથી.

જો કોઈ અભ્યાસિનો ખગોળવિદ્યા શિખવાનો વિચાર હોય તો જ્યાં આગળ એ શિખવાતી હોય એવી એક વેધશાળામાં તેણે જવું જોઇએ; જો સંગીતનું જ્ઞાન મેળવવું

હોય તો એ કલાના એક શિક્ષકને શોધી કાઢવો જોઇએ. આ પ્રમાણે જો પૂર્વની કર્મ કુશલતા શિખવાની ઇચ્છા હોય તો તેણે પશ્ચિમના એવા દેશોમાં જવું જોઇએ કે જ્ય આગળ કર્મયોગ આગળ પડતો ભાગ ભજવતો હોય અને સ્થૂલ પ્રવૃત્તિઓની પરિપૂર્ણત માટે ઘણું જ માન દર્શાવવામાં આવતું હોય. પશ્ચિમના લોક આટલા બધા કુશલતાવાળ શા માટે બન્યા છે? પ્રથમ તો અલબત એ લોકના સ્વભાવને લીધે આમ થાય છે; બીજ અને અત્યંત અગત્યનું એ છે, કે વ્યાવહારિક જ્ઞાનના પરિણામ રૂપે એક પ્રકારનો મહા પરિપૂર્ણ સુધારો ઉપજી આવે છે, એમ તેમનું માનવું છે. પાશ્ચાત્યોના લક્ષમાં એટલું સાર રીતે આવ્યું છે, કે વિશાલ લોક સંઘને જે જે જ્ઞાન મળ્યું છે તે તેમના દરરોજના જીવ નમાં વ્યવહારમાં મૂકવા માટે તેમને ઉત્સાહી બનાવવા સારૂ કેળવણીની આવશ્યકતા છે આ બાબત ઉપર ખાસ ભાર મૂકવાની મારી ઇચ્છા છે.

પશ્ચિમમાં નિર્ણીત થયલા કેલવણીના સિદ્ધાંતોનો અભ્યાસ કરીને એમાંથી ઉપર આવતી કેટલીક જાણુ બાબતો તાગ્વી કાઢવી, એ તમારે માટે અસંત અગત્યનું કાર્ય છે. અમુ પવિત્ર શાસ્ત્રોને શિખી જવાથી, અમુક શ્લોકોને બરોબર ઉચ્ચારતાં શિખવાથી, અમુક ધ ક્રીયાઓ બરોબર કરી શકે એવું બનવાથી, શું એકાદ માનવિ ખરેખર કેળવાયલું બન જાય છે? આવા પ્રકાગ્ની કેલવણી અપૂર્ણ નિવડે છે અને સ્થૂલ જીવનના સિદ્ધાંતો મ અભ્યાસિને બરોબર તૈયાર બનાવતી નથી. માત્ર આટલો જ અભ્યાસ કરનાર અભ્યસિ તત્ત્વશાસ્ત્રના વિચારમાં તે ગમે તેવો ઉત્સાહ હોય—છતાંએ દરરોજના જીવવના ઘરેલ બનાવો અને શક્તિયોનો બરોબર ઉપયોગ કગ્વામાં તે જરા પણ યોગ્ય નિવડી શકતો નથી તથા એક આરોગ્ય અને સુખી જીવનમાં પરિણામ પામતી અનેક યથાર્થ બાબતોથી ત અજ્ઞાન જ રહે છે.

તેટલા માટે ખરેખરી કેલવણીનો સંબંધ માત્ર આધ્યાત્મિક, માનસિક અને નૈતિ વિષયો સાથેજ નથી પરંતુ સ્થૂલ બાબતો સાથે પણ તેનો સંબંધ છે; પરંતુ કેલવણ વિષેની પાશ્ચાત્યભાવનાઓને અનુસરતા પહેલાં હમેશાં એટલી સંભાળ રાખવાની જરૂર છે, કે પૂર્વને બંધ બેસતી થઇ પડે એટલી જ ભાવનાઓ પસંદ કરવાની છે. માત્ર ધાર્મિક વિષયોની કેલવણી આપવી એટલું પરિપૂર્ણ નથી, છતાંએ પશ્ચિમની આટલી બધી શાલાએ અને સર્વવિદ્યાલયોમાં કરવામાં આવે છે તેમ અભ્યાસ ક્રમમાંથી તેને દૂર રાખવાની નથી કારણ કે આ તો હિન્દી સ્વભાવને વિનાશકારક થઇ પડે. આધ્યાત્મિકતા વિનાનો એક હિન્દુ પ્રજાત્વની ભાવના હીન બની જાય છે.

આ ઉપરાંત વળી, માત્ર પાંડિત્ય ભરેલા ધંધાઓ અને સરકારી નોકરી કેલવણીના ઉદ્દેશ સ્થાન રૂપે છે, એમ માની લેવાની જરા પણ ભૂલ કરશો નહિ. નિઃસંશય ડૉક્તરો અને વકીલો ઉપયોગી છે, પરંતુ દરેક હિન્દુ અભ્યાસીનું મન આવા માર્ગોએ જ વાળવું એ માતૃભૂમિના આર્થિક જીવનને દરિદ્ર બનાવવા જેવું છે. લોક માટે પ્રવૃત્તિની ઉપયોગી દિશાઓ યોજી કાઢીને, વિવિધ હુન્નરોને ઉત્તેજીને, બુદ્ધિ ભરેલા આગળ વધેલા કૃષિશાસ્ત્રના

જ્ઞાનને ફેલાવીને, હિન્દના પુત્રોએ પોતાની કેળવણીનો હિન્દને સમૃદ્ધ બનાવવામાં ઉપયોગ કરવાનો છે; એક વકીલ અથવા એક ડૉક્તર પોતાના દેશની સમૃદ્ધિમાં જરા પણ વધારો કરી શકતો નથી, માત્ર તેઓ પૈસાનો હાથબદલોજ કરાવી શકે છે અને બીજાના ભોગે તેઓ જાતે સમૃદ્ધ બને છે.

ભાષા, ઇતિહાસ, સાહિત્ય, કાયદા અને પદાર્થવિદ્યાના ઉપરચોટીયા જ્ઞાનના માત્ર શિક્ષણમાં જ કેળવણીનો સમાવેશ થઈ જતો નથી; અભ્યાસિને પોતાની પ્રજાની વૃદ્ધિમાં ઉપયોગી અને કીમતિ ભાગ ભજવનો બનાવી શકે એવી બાબતોના યથાર્થ શિક્ષણ અને ઉપદેશમાં ખરી કેળવણીનો સમાવેશ થાય છે. તેટલા માટે દરેક વ્યક્તિ માટે કેળવણી ભિન્ન પ્રકારની હોવી જોઇએ; અભ્યાસિની બુદ્ધિ અને શક્તિ અનુસાર તેમાં ભેદ પડવો જોઇએ. લોકતંત્ર નિયુક્ત પશ્ચિમમાં સર્વે લોકને સમાન ગણવાની સામાન્ય ગંભિર ભૂલમાં તમે દોરાઇ જવાના વલનવાળા નથી; હું અત્યંત ભાર મૂકીને જણાવું છું, કે બધા લોક સમાન નથી. એક પાઠશાળાના પંડિતના પુત્રને બંધ બેસતું થઇ પડે એવું શિક્ષણ સાધારણ પ્રકારનાં માનવોને આપવું એ એક ભૂલ છે અને તેથી કોઇ કાલે પ્રજાકીય ઉન્નતિ સાધી શકાશે નહિ.

વય અને અનુભવના પ્રમાણમાં જીવાત્માઓમાં ભેદ પડી આવે છે એવું પૂર્વમાં સ્વીકારાયલું હોવાથી, પશ્ચિમને અત્યારે પૂનર્જન્મના નિયમના અજ્ઞાનને લીધે ભોગવવી પડતી મુશ્કલીઓ આ દેશને કોઇ કાલે ભોગવવી પડશે નહિ. પશ્ચિમને કેળવણીના સંબંધમાં જે જે સર્વ આપવા જેવું હોય તે ગ્રહણ કરવું એ શ્રેષ્ઠ છે, પરંતુ સર્વ બાબતોમાં હિન્દના સ્વભાવને બંધ બેસતું થઈ પડે એવી રીતે રીતિયો અને ગ્રંથોમાં તમારે ફેરફાર કરવો જોઇએ. હિન્દી વિદ્યાર્થીઓના અભ્યાસમાં આવતા મોટા ભાગના ગ્રંથો અંગ્રેજી યુવકો માટે લખવામાં આવ્યા હોય છે અને અજાણ્યાં દષ્ટાંતો અને પ્રયોગોથી ઉભરાઇ જતા હોય છે અભ્યાસિઓના દરરોજના હિન્દી જીવન અને જરૂરીઆતોને બંધ બેસતા થઇ પડે એવી રીતે સુશિક્ષિત હિન્દીઓએ આવા ગ્રંથોની શા માટે પુનઃ યોજના ના કરવી જોઇએ, એનું કંઇ પણ કારણ નથી.

પાંડિત્ય ભરેલા ધંધાઓ અથવા સરકારી નોકરી માટે અભ્યાસ કરવાને બદલે જો આ દેશના અનેક પુત્રો શાસ્ત્રીય કૃષિના વીગતવાર જ્ઞાનની અને વિશાલ સમજવાળી કેળવણીનો આરંભ કરે તો હિન્દ માટે એ અત્યંત ઉપયોગી થઇ પડે એમ છે. કૃષિકારની મોસમો એજ આ દેશનો મૂખ્ય આધાર છે, છતાંએ વાવવાનું, ખેડવાનું, નહેરોનું અને ફલદ્રુપ બનાવવાનું જ્ઞાન હજુ અત્યંત આરંભની દશામાં છે. તમારા યુવકોને શિખવો, કે સર્વ પ્રકારનું ઉપયોગી કાર્ય માન ભરેલું છે; તેઓ ક્ષેત્રોમાં ખેડુતોને સહાય કરી શકે એ બાબતમાં તેમને માન લેતા બનાવો. શાસ્ત્રીય કૃષિશાસ્ત્રના જ્ઞાનની સરખામણીમાં લેટિન અને ગ્રીક ભાષાઓનું જ્ઞાન, આવા પ્રકારના કાર્ય માટે કેટલું બધું બીલકુલ નિરૂપયોગી છે, એ તેમને સારી રીતે સમજાવો. તેઓ કૃષિકારો અને જમીનદારોમાં જઇને, તેમના દરેક વીગતના અને શ્રેષ્ઠ પ્રકારની રીતિયોના સંપૂર્ણ જ્ઞાનને લીધે તેમને ઉપદેશ આપીને, દોરવીને, માન મેળવતા બનતા સુધી, આ દિશામાં ઉસ્તાદ બનવામાં સહાય કરો.

પશ્ચિમના યુવકનું એક ખાસ લક્ષણ એવું હોય છે, કે પોતે પસંદ કરેલા વ્યાપાર અથવા ધંધામાં તે નિઃસરણિના છેક નીચેના પગથીઆથી આરંભ કરવાને ખુશી હોય છે અને પછીથી ફક્ત હિમત અને ઉત્સાહ વડે તે જાતે તેના મથાળે પહોચે છે. જો તેને એકાદ મોટી કંપનીના મેનેજર બનવાની ઇચ્છા હોય છે તો તે જે દુકાનોમાં માનવિઓ એ કંપનીનો બનાવેલો માલ વેચતાં હોય છે ત્યાં જાય છે, અને પોતાને હાથે જ કામ કરીને એ ધંધાની દરેક વીગતનો તે ભોમીઓ બની જાય છે. નિરર્થક અભિમાન અથવા સામાજીક અભિપ્રાયના ભય વિનાજ તેઓ આમ વર્તે છે; તે પોતાના સમગ્ર જીવનમાં એક વૈતરો બનવા માટે વૈતરૂં કરતો નથી એટલું તેના લક્ષમાં હોય છે, પરંતુ જે ધંધાને પોતાના બધા જીવનના કાર્ય સમાન બનાવવાનો છે તેની દરેક વીગતથી તે જાતે સંપૂર્ણ ભોમીયા બનવાનો ઉદ્દેશ રાખે છે. આ બધા પાશ્ચાત્ય ધંધાધારીઓ શા માટે વિજયવંત બને છે તેનું આજ કારણ છે; સાક્ષાત અનુભવ મેળવીને તેઓ ધંધાના ભોમીયા બને છે; માત્ર એ વિષયના કેટલાક શિષ્ટ ગ્રંથો વાચીને મેળવેલા જ્ઞાન ઉપર તેઓ આધાર રાખતા નથી. આપણે બાજાઓ ઉપર માત્ર ત્યારે જ ઉપરિષ્દ ભોગવી શકીએ, કે જ્યારે આપણું વિગતો વિષેનું જ્ઞાન તેમના જેટલું જ હોય.

( આગળ ચાલુ. )

---

# पूर्वमीमांसादर्शन.

( અનુસંધાન ગતાંકથી. )

मू० अर्थवादोवा. १ । २ । ४३ । सि०

टीका—उरुप्रथस्व इति ब्राह्मणमर्थवादः ॥

**उरुप्रथा उरुप्रथस्व इति पुरोडाशं प्रथयति** આ અર્થવાદ વાક્ય છે કારણકે યજ્ઞપતિનેજ તે પ્રથન થાય છે એ શેષ વાક્ય છે તેથી જે પુરોડાશનું પ્રથન છે તે યજમાનનું છે એમ અર્થવાદ છે. આ મંત્રનો વિધિ નથી અને સ્તુતિ નથી પણ પ્રથનની સ્તુતિ છે. તે મંત્રનો પુનઃ અનુવાદ થાય છે કે આ પ્રથન પ્રશસ્ત છે જે કરતા છતાં આવા મંત્રથી કરાય છે. પૂર્વપક્ષિ પુછે છે કે અહિં અર્થવાદ કેવી રીતે છે ત્યાં સિદ્ધાન્તિ કહે છે કે પુરોડાશનો જે પ્રથન છે તે યજમાનને પ્રજા, પશુ વિગેરેનો વિસ્તાર કરે છે. પૂર્વપક્ષિ પુછે છે કે પુરોડાશનો પ્રથન યજમાનને પ્રજા, પશુ વિગેરે ફળને આપે છે એમ તમે કહો છો કે બીજું કાંઇ. સિદ્ધાન્તિ કહે છે કે ફળની પ્રાપ્તિ અમે કહેતા નથી. ત્યારે

શું કહો છો એમ પૂર્વપક્ષિ પુછે છે. સિદ્ધાન્તિ જવાબ દે છે કે એ કહીએ છીએ કે પ્રથન નથી છતાં પણ પ્રથનની સ્તુતિ છે, કારણ કે મંત્ર કહે છે કે અધ્વર્યુ પુરોડાશને પ્રથન કરવાનું યજમાનને કહે છે, જે અધ્વર્યુ प्रथस्व એવું કહે છે તેજ પ્રથન કરાવે છે. જેમ જે પુરૂષ कुरु ( કરો ) એમ કહે છે તે કરાવે છે તેમ. ૧ । ૨ । ૪૩.

मू० अविरुद्धंपरम्. १ । २ । ४४ । सि०

टीका—परम् नाम मंत्रगतपदानां नियमने क्रमाध्ययनमविरुद्धम् अर्थ—स्मरणपक्षेप्यवान्तरापूर्वफलकत्वात् ॥

મંત્રોમાં આવેલાં પદો નિયમથી ક્રમવાર ભણવામાં ફળ ન હોવાથી મંત્રોનો અર્થ નથી એમ જે પૂર્વપક્ષિએ કહ્યું હતું તેમ નથી, કેમકે દષ્ટ જે અર્થ જ્ઞાન તે અપ્રમાણ નથી તેથી નિયમ ભલે અનર્થક હોય. તો પૂર્વપક્ષિ પુછે છે કે ક્રિયા કાળમાં અર્થવાળા મંત્રોનો પાઠ શા ફળ વાસ્તે છે. કહીએ છીએ કે અદષ્ટ ફળ માટે છે. અમારા મતમાં અદષ્ટ નામનું જે અપૂર્વ તે વક્ષ્યમાણ રીતિથી ફલાપૂર્વ, અંગાપૂર્વ આદિ ભેદથી અનેક પ્રકારના છે. એમ હોવાથી મંત્રોચ્ચાર ફલાપૂર્વને ઉચ્ચારણકરણતા નથી પણ અવાન્તરાપૂર્વને ઉત્પન્ન કરે છે. ૧।૨।૪૪.

मू० संप्रैषे कर्मगर्हानुपालम्भः संस्कारत्वात्. १ । २ । ४५ ।

टीका—संप्रैषे नाम प्रैषमंत्रे अग्नीदग्नीन्नित्यादौ कर्मणि कर्मज्ञाने गर्हा दोषः अनुपालम्भः दोषत्वेन न उपालभ्यः, कुतः, संस्कारात्. व्रीहीनां प्रोक्षणवत् संस्कारार्थत्वादग्नीध्रस्य ॥

बुद्धशास्त्रात् આ સૂત્રમાં જે પૂર્વપક્ષ કર્યો હતો તે પણ યુક્ત નથી. કેમકે આ કરવું જોઇએ એવી રીતે મંત્રથી અર્થ જણાય છે. અનુષ્ઠાન કાળમાં મંત્રના અર્થથી ક્રિયાનું સ્મરણ કરવું એ નિયમથી અર્થવાળા મંત્રો ક્રિયાકાળમાં ભણવા જોઇએ. પ્રૈષમંત્રના પાઠ તો અગ્નિધ્રાદિ ઋત્વિજોના સંસ્કાર માટે છે. ૧।૨।૪૫.

मू० अभिधानेऽर्थवादः १ । २ । ४६ । सि०

टीका—चत्वारिशृङ्गा इत्यादयो मंत्रा विषुवत सत्रके एकाहे पठिता तत्र सूर्यस्य अप्रेक्ष्य अभेदबोधनद्वारा होता स्तुतये शंसति, यथास्य सूर्यस्य चत्वारि शृङ्गा दिवसस्य चत्वारः प्रहरा, त्रयः शीतोष्णा वर्षाः पादाः द्वेअयने दक्षिणोत्तर लक्षणे सर्पिण्ये मस्तके सप्त अश्वाः हस्ता सप्तपाणयः त्रिधा सवन त्रयरूपेण बद्धः वृष्टि हेतुत्व'त वृषभः, महादेवैः आविवेश इति अत्र महा भाष्यकारः पातंजलिभगवत्पादो व्याकरणस्य वैदिक प्रामाण्य समर्थनाय इम मंत्र

मुदाजहार प्रथमे आन्हिके, तत्र अप्रकृतं शब्दप्रामाण्यं कल्पयितुः शब्दार्थोन्यथाकरणं महत्पाण्डित्यमिति कोनघर ॥

ચત્વારિશૃઙ્ગા એ પૂર્વોક્ત મંત્ર અર્થશૂન્ય નથી પણ સૂર્ય અને અગ્નિનું પરસ્પર અભેદપૂર્વક સ્તવન કરે છે જેમ કે ચાર પ્રહર અથવા ચાર હોતા આ સૂર્યના વા અગ્નિના શૃંગ જેવા છે શીતકાળ, ઉષ્ણકાળ અને વર્ષાકાલ આ ત્રણ સૂર્ય વા અગ્નિના પદ સ્થાનીય છે. ઉત્તરાયણ અને દક્ષિણાયણ અથવા યજમાન અને તેની સ્ત્રિ બને સૂર્ય કે અગ્નિના મસ્તક સ્થાનીય છે. પુરાણોમાં પ્રસિદ્ધ સૂર્યના સાત ઘોડા અથવા જગતિ, પંક્તિ આદિ સાત છંદ સૂર્ય કે અગ્નિના હસ્તસ્થાનીય છે. ઋક, યજુસ અને સામ એ ત્રણ વેદ અથવા પ્રાતઃ સવન, માધ્યાન્દિન સવન અને સાયમ્ સવન આ ત્રણ સવન વડે સૂર્ય કે અગ્નિ બંધાયેલા જેવા છે. સર્વ કામના વર્ષણ ( પરિપૂર્ણ.) કરવાવાળા હોવાથી વૃષભ કહે છે. એવી રીતે આ સ્તુતિવાક્ય અર્થવાદ છે અને આ વાક્યની સમાપ્તિમાં મર્ત્યાના વિષેશ મનુષ્યોમાં પ્રવેશ કરતા હતા એ છે તે કર્મોમાં મનુષ્યોનેજ અધિકાર છે એમ જણાય છે. આવાં વાક્યો લોકમાં પણ દેખાય છે. આ ગંગા નદીરૂપ સ્ત્રિમાં ચક્રવાક પક્ષિઓ સ્તન જેવાં, હંસો દાંતની પંક્તિ પેઠે, કિનારામાં કાશ નામનુ ઘાસ વસ્ત્ર જેવું, શેવાળ કેશ જેવાં છે ઇત્યાદિ અહિં યાગની સિદ્ધિ માટે અચેતન વસ્તુને પણ ચેતનની પેઠે મંત્રવડે સંબોધન કરે છે, એ પણ અર્થવાદ છે જેમ કે જે સ્થલે અચેતન જેવા પથરાઓ પણ સાંભળતા હોય તો વિદ્વાન બ્રાહ્મણો શા માટે નહિ સાંભળે એવી સ્તુતિ છે. અહિં ચત્વારિશૃઙ્ગા આ મંત્રની વ્યાખ્યા કરતાં મહાભાષ્યકાર ભગવાન પાતંજલ મુનિયે પ્રથમ આન્હિકમાં આ મંત્ર વ્યાકરણ ને શબ્દ ( વેદ ) પ્રમાણતા કહે છે, આવી રીતે નિર્ણય કર્યો છે. પણ પ્રકરણ જોતાં વ્યાકરણમાં પ્રમાણ્ય, આ મંત્રનો અર્થ નથી, જે પ્રકરણ અનુસારી અર્થ છે તે ઉપર પ્રમાણે ભાષ્યકાર શબર સ્વામીએ કહેલ છે. જેમ પાતંજલ મુનિએ વ્યાકરણ વેદ પ્રમાણથી સિદ્ધ છે એ સિદ્ધ કરવા માટે ઉક્ત મંત્રનો અર્થ આડોઅવળો મચરડીને બંધબેસતો કર્યો છે તેમ કણાદ ન્યાયાનુસારિયોએ પણ ન્યાય શાસ્ત્ર સિદ્ધ પદાર્થો આ મંત્ર પ્રમાણથી સિદ્ધ છે એમ કહેલ છે. અહો ! આપણા દેશના આચાર્યોની બુદ્ધિમત્તાની બલિહારિ છે. આવા ભાષ્યકારો પણ પોતાના મતની સિદ્ધિમાં દુરાગ્રહથી પ્રકરણાદિ પ્રમાણનો પરિત્યાગ કરે છે તે વાત ભોળા માણસની શ્રદ્ધાને દૃઢ કરવામાં અને બુદ્ધિમાનોની બુદ્ધિમત્તાથી ભિન્ન દુનીયામાં કોઇ વસ્તુ નથી એમ જણાવવા અથવા શાસ્ત્રકારોમાં અવિશ્વાસ કરાવવાને માટે થાય છે. તેથી વિદ્વાન વિવેકી પુરૂષોને સવિનય કહેવામાં આવે છે કે સર્વ શાસ્ત્રનું અવલોકન કર્યા શિવાય જેમ તેમ એક આચાર્યને વળગવાથી શાસ્ત્રની અનર્થકતા થાય તે થવા દેવામાં સાવધ રહેજો—એટલે સર્વ શાસ્ત્રોનો વિચાર કરી ધર્માધર્મ વિગેરેનો નિર્ણય કરવો. ૧।૨।૪૬.

મૂ० गुणादविप्रतिषेधः स्यात्. १ । २ । ४७ सि०

टीका—अग्निर्मिषोरित्यादौ शब्दस्य गुणात् गुणभावात् त्वमेव माता पिता इत्यादिवदप्रतिषेधोऽविरोधः स्यात् ॥

અદિતિ દેવતા સ્વર્ગ લોક છે અન્તરીક્ષ છે, ઇત્યાદિ સ્થળમાં તમે માતા છો પિતા ઇત્યાદિ વાક્યની પેઠે ગૌણ પ્રયોગ હોવાથી વિરોધ નથી તેમજ શત રૂદ્ર દેવતાવાળા યાગમાં શત રૂદ્ર અને એક રૂદ્ર દેવતાવાળા યાગમાં એક રૂદ્ર દેવતા હોવાથી અવિપ્રતિષેધાત્ આ સૂત્રમાં કહેલો પૂર્વપક્ષ યુક્ત નથીઃ ૧।૨।૪૭.

सू० विद्यावचनमसंयोगात्. १ । २ । ४८. सि०

टीका—विद्यायाः अर्थज्ञानस्य अवचनमविधानम्, कुतः, असंयोगात् स्वाध्यायविधिना सिद्धत्वात् ॥

કર્મ નહિ કરતી વખતે અવહન્તિ મંત્રવડે બ્રહ્મચારી પૂર્ણિકાને અવહન કરતા નથી માટે અર્થ રહિત મંત્ર છે એ પૂર્વપક્ષ પણ યુક્તિસિદ્ધ નથી, કેમ કે તે મંત્રના ઉપકાર માટે અર્થ જણાવવા ઇચ્છતા નથી પણ સ્વાધ્યાયવિધિસિદ્ધ અર્થ પ્રકાશ છે· ૧।૨।૪૮.

सू० सतः परमविज्ञानम्. १ । २ । ४९. सि०

टीका—जरभर्यादिशब्देषु सतः अर्थस्य अविज्ञानम् ज्ञानाभावः परम्, कुतः, षडङ्गाध्ययनालस्यात् जरभर्यादिशब्दस्तु भवति अश्विनीकुमार देवता वाचकः ॥

પ્રમાદ આળસ્ય વિગેરેથી વેદના ષડંગનું અધ્યયન નહિ કરનારાને જરભરી, તુર્ફરી આદિ શબ્દોના અર્થ જાણવામાં આવતા નથી પણ નિગમ, નિરૂક્ત, વ્યાકરણ વિગેરેથી અર્થ કલ્પના કરીએ તો પ્રકૃતાનુસારે એ શબ્દ અશ્વનીકુમાર દેવતાઓને જણાવે છે. આ મંત્રો આશ્વિનસૂક્તની અંદર ભણેલા છે તેથી દેવતાના વાચક છે એવી રીતે સર્વત્ર નિગમાદિથી અર્થ જાણવા. ૧।૨।૪૯.

सू० उक्तश्चानित्यसंयोगः । १ । २ । ५० सि०

टीका—स्पष्टोऽर्थः ॥

પ્રથમ પાદમાં અનિત્યવસ્તુ સંયોગથી જે દોષો કહ્યા તેનો ઉત્તર આપેલ છે. ૧।૨।૫૦.

सू० लिङ्गोपदेशश्च तदर्थवत्त्वात्. १ । २ । ५१ सि०

टीका—आग्नेय मग्निमग्निमीळेत्यादौ लिङ्गस्य मन्त्रादि लिङ्गस्य उपदेशः तदर्थत्वात् अग्निर्देवता अस्यामिति तद्देवतात्वात् एवकारार्थश्च ॥

અગ્નિદેવતાવાળા મંત્રથી અગ્નિની સ્તુતિ કરે છે. આ સ્થળે પણ અગ્નિ દેવતારૂપ લિંગથી મંત્રો અર્થજ્ઞાનવાળા હોવા જોઈએ. ૧।૨।૫૧.

सू० ऊहः १ । २ । ५२. सि०

टीका—मंत्रेषु पदानामूहः विभक्तिविपरिणामः पदविपरिणामोवा भवति सत्यार्थज्ञानेनैवोपपन्नः स्यात् ॥

માતા કે પિતા વૃદ્ધિ પામતાં નથી ઇત્યાદિ સ્થલે બીજાની વૃદ્ધિની પ્રતીતિ થાય છે અને પ્રત્યક્ષ રીતે બાળ, યુવાવસ્થા વિગેરેથી વૃદ્ધિ પામે છે એ વાત માતાપિતામાં દેખીતી છે. શબ્દ તો માતાપિતાની વૃદ્ધિનો અભાવ કહે છે. તેથી ઊહ-( શબ્દાર્થ કલ્પી શકાય ) છે. ૧।૨।૫૨.

सू० विधिशब्दाश्च. १ । २ । ५३. सि०

*टीका—शतंहिमाः शतंवर्षाणि जीव्यासम इति मंत्राननुवदन्ति विधिशब्दाः* अतोविवक्षितार्था मंत्रा इति सिद्धम् ॥

इति प्रथमाध्यायस्य द्वितीयपादः

વિધિ શબ્દો અર્થવાળા મંત્રોનો અનુવાદ કરે છે એમ સર્વત્ર સિદ્ધ થાય છે તેથી મંત્ર અર્થવાળા છે એ સિદ્ધ થયું, એટલા માટે અર્થજ્ઞાનવાળા મંત્રો પ્રમાણ છતાં ક્રિયા કાળમાં ઉચ્ચારણદ્વારા અદષ્ટ ફલ આપે છે તથા બ્રાહ્મણ ભાગ સાથે એકવાક્યતા દ્વારા સમુચ્ચય પામે છે. ૧।૨।૫૩.

*ઇતિ તૃતીય અધિકરણમ્.*

इति श्री शान्त्यानन्दसरस्वतिकृत जैमिनि हृदयविकासिनी टीकायांशबरभाष्यभाषानुवादे प्रथमाध्यायस्य द्वितीयपादः

ॐ पूर्वमीमांसासम्प्रदायक प्रवर्तकेभ्यो गुरुभ्यश्च नमः॥

स्वामी शान्त्यानन्द सरस्वति.

---

# નડીઆદ હિંદુ અનાથાશ્રમ અને તેના રિપોર્ટ.

નડીઆદમાં જનસેવા અર્થે જણાતી સામાન્ય પ્રવૃત્તિ, એ વાત સિદ્ધ કરે છે કે, તત્વચિંતન, સાહિત્યાનુરાગ અને વેદાન્તશાસ્ત્રનો પ્રવેશ એ મનુષ્યને આ જન્મના કર્તવ્યથી વિયુક્ત કરવાને બદલે ઉલટા કર્તવ્યપરાયણ કરે છે. જગતને મોહમાં નાખવાની પ્રવૃત્તિરૂપ મનાતા કર્તવ્ય કરતાં જગતના કલ્યાણ અર્થે સેવા ધર્મ સ્વીકારવો અને એ સેવામાં શાંતિ પૂર્વક સર્વસ્વ અર્પણ કરવું, એજ ખરૂં કર્તવ્ય છે. આ કર્તવ્ય ઉપરોક્ત ચિંતવન, અનુરાગ અને શાસ્ત્રાભ્યાસથીજ પ્રાપ્ત થાય છે. આનાં જીવંત દ્રષ્ટાંત અનેક હશે પણ અમારી દ્રષ્ટિ સમીપ નડીઆદનું હિંદુ અનાથાશ્રમ પણ એક છે. આ પત્રની જન્મ ભૂમિમાંજ એનો જન્મ થયલો હોવાથી એ સંસ્થા સંબંધી આ પત્રમાં જે અભિપ્રાય આપવામાં આવે એમાં કોઇને સ્વાભાવિક રીતે પક્ષપાત હોવાનો સંભવ લાગે. અમને પણ એના સારાસારનું નિરીક્ષણ કરતાં એવું કંઇક થઇ આવે છે, પરંતુ એક ગમે તેવા પોતાના ગણાતા કાર્યમાં પછી તે વ્યાવહારિક દ્રષ્ટિએ ગમે તેવું મહાન કે સંપૂર્ણ હોય—તોએ દોષ જોવાને બદલે કેવળ ગુણ જોઇ અન્યને તે સર્વ ગુણસંપન્ન બતાવવું એ ઉક્ત કાર્યને હાનિ કરનાર થઇ પડે. આ વાત અમે સમજીએ છીએ અને તેથીજ એવા હિતશત્રુની ગરજ સારવાને બદલે નિષ્પક્ષપાતપણે અમે એના દોષનું પણ નિરીક્ષણ કરીશું.

આ અનાથાશ્રમના બે; રિપોર્ટ બહાર પડી ચૂકયા છે, અને અભિપ્રાયાર્થે આ પત્રની ઓફીસમાં આવેલા છે. આ સમય દરમીયાન એના ચાલકોએ જે ઉત્સાહ, પ્રમાણીકતા અને વ્યવહારકુશળતા દર્શાવ્યાં છે તે ખરેખર પ્રશંસાને યોગ્ય છે. પ્રથમ ત્રણવર્ષના બહાર પડેલા રિપોર્ટ સંબંધી કંઇ પણ અભિપ્રાય આપવાનું અમે માંડી વાળ્યું હતું; કારણ કે એ સમયના કાર્યકર્તાઓ અને શુભેચ્છકોએ આ સંસ્થાને સ્થિર કરવા તેમજ તેનાં સર્વ અંગોની રચના કરી તેને વ્યવસ્થિત રીતે મૂર્ત બનાવવા જે ભગિરથ શ્રમ કર્યો હતો તેનું પરિણામ તે પછીના કામમાંજ જોઈ શકાય એમ હતું. અત્યારે પણ આ પરિણામનો *નિશ્ચય કરવાનો સમય આવી પહોચ્યો નથી. આમ છતાંએ સમય આવતા પહેલાં પણ* યોગ્ય પરિણામ લાવવા સંબંધી જે કંઇ વિચાર કરવામાં આવે એ ઉપયોગીજ નીવડશે, એમ સમજી આ લેખને જન્મ આપવામાં આવ્યો છે. પ્રસિદ્ધ રીતે નડીઆદમાં આ પ્રકારની ચર્ચા કરવાનું અન્ય સાધન ન હોવાથી, તેમજ શિષ્ટજનોના આવા પરોપકારના કાર્યની સિદ્ધિ અર્થે આવી ચર્ચાની અપેક્ષા હોવાથી આ પત્રમાં જે કંઇ લખાય એ દ્વિગુણ આવશ્યક છે.

આ અનાથાશ્રમના જન્મ અને તે પછીના જીવંત વૃત્તાંતની ઉપયોગી માહિતી એના પ્રથમ રિપોર્ટમાંથી વાચકને મળી રહેશે. સંસ્થાને અંગે અનાથોના નિવાસગૃહ ઉપરાંત, શાળા, દવાખાનું, ગોશાળા અપંગગૃહ, ઉદ્યાન, કસરતશાળા વગેરે યોજવામાં આવ્યાં છે.

તે શિવાય તેમાં અનાથ સ્ત્રીઆશ્રમ ( વનિતા વિશ્રામ ), તજીદેવાયલાં બાળકોને ઉછેરવાનું ગૃહ, ઉદ્યોગશાળા વગેરે અંગોની પૂરતી કરી તેને સર્વાંગે સંપૂર્ણ કરવાનો ઉદ્દેશ રાખવામાં આવ્યો છે. આ કાર્ય જનસમાજની તનમન ધનની સહાયથીજ પૂર્ણ થવું શકય છે. અહીં આપણે આશ્રમને અંગે જે જે અંગો યોજવામાં આવ્યાં છે, તે સર્વ જીવંત દશામાં આવ્યાં છે કે મૃતઃપ્રાય કિંવા આરોગ્ય છે કે અનારોગ્ય તે જોઇશું, આમાં અમારો અનુભવ પણ કામમાં આવશે.

અનાથોના નિવાસગૃહની તેમજ સામાન્ય રીતે આશ્રમના મકાનની સ્થિતિ સંતોષકારક છે. આશ્રમનું મકાન ઘણા ઉપયોગી અને રમણીય સ્થળે આવેલું છે. દાતાઓના દાનને લીધે મકાન પણ ભવ્ય તેમજ સવડવાળું થઇ શક્યું છે. આ કાર્ય એક ગુપ્ત ગૃહસ્થની ખંતીલી સહાયતાથી કરવામાં આવ્યું છે, એ વાત પ્રથમ રિપોર્ટમાં વ્યાજબી રીતે સ્વીકારવામાં આવી છે. જો કે મકાન કમીટીની શરૂઆતની કેટલીક સ્વાભાવીક ભૂલોને લીધે તૈયાર થયલા પાયાઓમાં ફેરફાર કરવા પડવા-ઉપરાંત પ્રથમની ઓફીસની બે ઓરડીઓ અને જુના ભોજનગૃહની સ્થિતિ સારી નથી. આ અપૂર્ણતા તરતજ સુધારી લેવા માટે વ્યવસ્થાપક મંડળને ધન્યવાદ ઘટે છે. નિવાસગૃહમાં અનાથોને સામાન્ય રીતે ઠીક રાખવામાં આવે છે. કપડાં લત્તાંની ગોઠવણ સારી છે. જો કે તેની વ્હેંચણીની તેમજ તેને સ્વચ્છ રાખવાની વ્યવસ્થા એકજ હાથમાં ન હોવાથી ખામીવાળી છે. ભોજન સામાન્ય રીતે ઠીક અપાય છે, પરંતુ દુધ-ઘી માટે ઘણી બખીલાઇ કરવામાં આવે છે. બાળકોના આરોગ્ય માટે દુધ બને તેટલી છૂટથી અપાવું જોઇએ. રીપોર્ટમાં જણાવવામાં આવે છે કે, બનતા સુધી સાત્વિક ભોજન આપવામાં આવે છે. આનો અર્થ અપાતા ભોજનનો ક્રમ જોતાં ઘણો સંકુચિત કરવામાં આવેલો જણાય છે, કેવળ બેસ્વાદ અને પુષ્ટિહીન અન્ન આપવું એમાં સાત્વિકતા જળવાય છે? ચાર કે તેથી વધારે દિવસ અનિયમીતપણે દાતાઓ તરફથી મળેલાં મિષ્ટાન્ન જમાડવાં એ પણ સાત્વિકતાજ જળવાતી હશે કે કેમ એ પણ વિચારવા જેવું છે. અમારા જાણવા પ્રમાણે દુધ-ઘી માટે પ્રથમ એક વર્તમાન પત્રમાં ચર્ચા આવવા ઉપરાંત નવા રીપોર્ટમાં એક વીઝીટરે પણ સૂચના કરી છે. અનાથોને દાતાઓ તરફથી મળતાં મિષ્ટાન્ન લાગલાગટ જમાડવામાં આવતાં કંઇ પણ વિવેક રાખવામાં આવતો નથી. આથી ઘણી વખત અનાથો માંદા પડી જાય છે. અમે સાંભળેલી એક વાત યાદ છે કે એક વખત અનાથોને સંતરામ જમવા મોકલતાં ત્યાં એકાદ બે અનાથોને ઝાડા થઈ ગયા હતા. આવા પ્રસંગે ઘણા અનાથોને એમની ઇચ્છાનુસાર ઘણી વખત એકજ વખત જમાડવામાં આવે છે, કારણ કે માંદા થવાનો ભય લાગે છે! આવાં લાગટ મિષ્ટાન્નોથી ભોજનની નિયમીતતા જળવાતી નથી. એક વખત સાંજે દુધ લાવી માંડી રાતે અનાથોને દુધપાક પૂરીનું ભોજન આપવાનું અમે સાંભળ્યું હતું! લોકો અનાથોને ભોજન આપે છે તે આ દશા લાવવા માટે તો નજ હોવું જોઇએ.

અનાથોના શિક્ષણ માટે જે યોજના કરવામાં આવી છે, તે ઉત્તમ પ્રકારની છે. એને માટે ખાસ કોર્સ તૈયાર કરવામાં આવ્યો છે. આ કોર્સ પ્રમાણે દર ૭ માસે પાસ

થનારને ઉપરના વર્ગમાં ચઢાવવામાં આવે છે. ઘણું કરી ચોથા ધોરણથી પરભાષાના શિક્ષણ તરીકે અંગ્રેજી શિખવવામાં આવે છે, તેમજ સંસ્કૃતનું પણ જ્ઞાન આપવાનો ઉદ્દેશ છે. આથી એક અનાથ ૧૧ થી બાર વર્ષની ઉમરે સામાન્ય કોર્સ પૂરો કરી શકવા ઉપરાંત અંગ્રેજીનું પણ સામાન્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. આ માટે નિરર્થક મુખપાઠ કરવાના વિષયો ને બીજી સરળ રીતે શિખવવા માટે શિક્ષકોની વક્તૃત્વ શક્તિપર આધાર રાખવામાં આવે છે. ખાસ કરી હિસાબ અને ભાષાજ્ઞાનપરજ વધુ લક્ષ આપવાનો આ શિક્ષણ ક્રમનો હેતુ છે. પ્રેમ મહા વિદ્યાલય તેમજ મુંબાઇની કેટલીક પારસી સ્કુલોમાં પણ આ પ્રમાણે કોર્સ હોય છે. આ યોજના તો સારી છે પરંતુ તેને અમલમાં લાવવા માટે યોગ્ય શિક્ષકો રાખવામાં આવ્યા નથી, અમારા સાંભળવા પ્રમાણે અંગ્રેજી ક્લાસો શિક્ષકના અભાવે ઘણા માસથી નહિ જેવા થઇ પડ્યા છે, અને અનાથોનો સમય વ્યર્થ ગુમાવવામાં આવે છે. ઘણા શિક્ષકો તેમજ સુપ્રીન્ટેન્ડેન્ટો કોઇનહિ જણાયલા કારણને લીધે ટકી શકતાજનથી. આથી ઘણી વખત એમને એમ ચલાવી લેવામાં આવે છે. રખાયલા શિક્ષણક્રમના હેતુ પ્રમાણે ૧૨ થી ૧૮ વર્ષની ઉમર થતા સુધી અનાથને વધારાનું ( હિસાબ-ભાષા વગેરેનું ) શિક્ષણ થોડો સમય આપવા ઉપરાંત એમને ખાસ કરીને ઔદ્યોગિક શિક્ષણ આપવું જોઇએ. પણ તેમ થતું નથી. રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે ખોટા સહવાસના પરિણામે ખરાબ અસર થતી હોવાથી મીલમાં જે અનાથો જતા હતા તેમને બંધ કરવામાં આવ્યા છે, પરંતુ એને બદલે એથી સારી કઇ વ્યવસ્થા કરવામાં આવી છે તે જણાવ્યું નથી. આશ્રમ પોતે એ શિક્ષણ આપી શકે એવી શક્તિવાળો નથી તેમજ બીજે અનાથો બગડે છે એ બહાનું ઠીક નથી. અહીંના મેથોડીસ્ટ મીશનની વર્કશોપમાં શિખવા મોકલવાની માગણી એક વખત વર્કશોપના ઉત્સાહી મેનેજર મી પાંડેએ કરી હતી પરંતુ તે ના પાડવામાં આવી હતી. આ માટે ધર્મનું બહાનું કાઢવામાં આવે તે ચલાવી શકાય એવું નથી. મીશનની અનેક સ્કુલોમાંજ પહેલાંના ઘણા શિક્ષકો તૈયાર થયા હતા ને થાય છે. માત્ર અનાથોનેજ એ માટે દુર્ભાગી રાખવા એ યોગ્ય નથી. હવે નિવાસ માટેનાં મકાનોની વધુ જરૂર નથી તો દાતાઓના એ નિમિત્તે આવતા પૈસાનો ઔદ્યોગીકશાળા માટે ઉપયોગ કરવો જોઇએ. શાળાના શિક્ષણમાં શિક્ષકોની આવશ્યકતા હોવા ઉપરાંત જે બીજી ખામી છે તે એ કે, શાળાના સમયમાં ઘણા અનાથોને આશ્રમના કામના નિમિત્તે વારંવાર ગામમાં મોકલવામાં આવે છે. નીતિનું અપાતું શિક્ષણ પણ હવે ઉંચે મૂકવામાં આવ્યું છે. પ્રથમ બાલવિલાસ અને ધર્મનીતિશિક્ષણ જેવાં પુસ્તકોદ્વારા અઠવાડીઆમાં બે ત્રણ કલાક એ માટે ખાસ રાખવામાં આવ્યા હતા. તેમાંનું હવે કંઇ પણ જણાતું નથી. વળી ગામના ઘણા માણસો અને શિક્ષિત યુવકો અનાથોને નવરાશના વખતે પોતાના સહવાસનો અને જ્ઞાનનો લાભ આપવા આવતા તે પણ સર્વે ભૂતકાળની વાતો થઇ પડી છે. શિક્ષણના કાર્યમાં કંઇ પણ સંતોષકારક કામ થતું હોય તો તે ભરત, ગુંથણ, શિવણ અને સંગિતનુંજ છે. જો કે આમાં ઘણા સુધારાને અવકાશ છે. આ અવ્યવસ્થાનું કારણ સારા માણસોને રાખવામાં થતી ન ઇચ્છવા જોગ કંજુસાઇ, તેમજ કાર્યાકાર્યનો વિવેક કરવાની અશક્તિ એજ છે. આ અપૂર્ણતા ચલાવી લેવાય એવી નથી કારણ કે એનાપરજ એમનું જીવન અવલંબિત છે.

નોકરો શિક્ષકો તેમજ અન્ય કર્મચારિયો વારંવાર બદલાયા કરે છે એ પણ આશ્રમની અવ્યવસ્થાનું એક કારણ છે. સર્વ કોઈ નઠારા હોય છે એમ ધારી લેવું ભૂલ ભરેલું છે છતાં કેટલીક ન ઇચ્છવા જોગ ખટપટો, સ્પર્ધા વગેરેનાં મૂળ એવાં બાઝેલાં છે કે, જેથી મંત્રીઓ પણ કંટાળી જાય છે. આથી અતિઢીલાપણું અને ખોટી નાગરિકતાને પ્રથમ સ્થાન મળે છે. આવી સ્થિતિમાં કોઈ પણ યોગ્ય વેતનિક કર્મચારી જેનામાં કંઇક પણ આશ્રમનું હિત વસેલું છે, તે સેવા કરવાનું પસંદ નજ કરે. પ્રથમના માનનીય કાર્યવાહકો ઉદાસીન થઇ પડવાનું રહસ્ય પણ કદાચ આમાંથી મળી શકશે. આ સ્થિતિ સુધારવાની ખાસ જરૂર છે. શરૂઆતમાં થતી રહેતી પ્રગતિ અને હાલની શિથિલાવસ્થા વચ્ચે શું કંઇ પણ તફાવત નથી ? જો એમ છે તો તેનાં કારણ કોઇ વિશિષ્ટ પદને આભારી છે કે સામાન્યને તે વિચારવું જોઇએ. હાલની ઉદાસીનતા એટલી તો વધી પડી છે કે આશ્રમમાં કોરમ નહિ થવાથી વ્યવસ્થાપક મંડળની અધિવેશન ગામમાં રાખવામાં આવે છે; મંત્રીઓ વારંવાર રજાઓ માગે છે, અને અન્ય કોઇ એમનું સ્થાન લેવા તૈયાર થતું નથી આનો અર્થ શો ? નથી કંઇ આશ્રમના સ્થાપિત નિયમાનુસાર થતું, કે નથી તેથી કંઇ સારૂં થતું. ખરેખર, એના જન્મદાતાઓએ, શુભેચ્છકોએ, નડીઆદના શિષ્ટ સજ્જનોએ અને અનાથોના આશ્રય દાતાઓએ આશ્રમ ભવિષ્યમાં કાગળનો હાથી ન ન બને તેની સંભાળ રાખવી જોઇએ. આટલું લખવાનું કારણ એજ કે, અત્યારે ગુજરાતના અન્ય આશ્રમો કરતાં તેના હેતુઓ વિશાળ છે, ને ઉદારતાથી સિદ્ધ કરવાનાં વચનો અપાયલાં છે, અને તે માટે ઉત્તમ વ્યવસ્થાથી પ્રમાણીકપણે અનેક પુરૂષાર્થ કરવામાં આવ્યા છે, જેનો જનસમાજે પણ યોગ્ય સત્કાર કર્યો છે. એવી વિશ્વાસને પાત્ર અને સર્વમાન્ય સંસ્થામાં અનેક ગુણ હોવા છતાં, તેના દોષનો તિવ્રતાથી પ્રતિકાર કરવોજ જોઇએ.

અનાથોના શિક્ષણ ક્રમ ઉપરાંત વ્યાયામ માટે ઠીક લક્ષ અપાય છે છતાં પ્રથમના જેવું તો નહિજ. પ્રથમની ચંચળતા તેતો અત્યારે નથીજ. સંગિતમાં અનાથો ઠીક કામ કરે છે, પરંતુ યોગ્ય ભજનો, સંસ્કૃત છંદો અને નિર્દોષ કવિતાઓ શિખવવા તરફ લક્ષ આપવાની જરૂર છે. આ સર્વ વ્યવસ્થા માટે વિદ્યાસભાની યોજના હતી તે પણ કાઢી નાખવામાં આવી છે ! અનાથોમાં પરસ્પર બંધુભાવ વધે, તેઓ આશ્રમનેજ પોતાનું ગૃહ સમજે અને એમનામાં સદ્ગુણો આવે એવું ઘણું કરવાનું બાકી છે. તેને બદલે પાછા ન હઠાય એ સંભાળવું જોઇએ. ઉપાડી લીધેલું કાર્ય સારી રીતે કરવાથીજ બાકીનાં કરવા ધારેલાં કાર્ય નિર્વિઘ્ને થઇ શકે છે, એ વાત કદાપિ પણ ભૂલવી જોઇએ નહિ. અનાથો માટેનું વાંચનાલય કંગાલ હાલતમાં છે. સ્વતંત્ર રીતે અનાથોને તેનો ઉપયોગ કરવા ન દેવાથી, તેમજ તેવું ઉત્તેજન ન મળવાથી, ભાગ્યેજ કોઇ અનાથ એમાંનું પુસ્તક વાંચે છે. આથી અનાથો નિરક્ષરમાં ઉછરતા હોય એમ લાગે છે. વ્યાવહારીક જ્ઞાન તરફ પણ વિશેષ લક્ષ અપાતું નથી મોટા અનાથો શાળાના સમયમાં ઘણી વખત ગામમાંથી ગાડી ખેંચી લાવતા જોવામાં આવે તે એજ માટે !

આશ્રમના અંગની ગોશાળામાં ગાયજ નથી. આવેલી બે ગાયો દુકાળને લીધે પાંજરાપોળમાં મોકલી દેવામાં આવી હતી, જે હજી પાછી લાવવામાં આવી નથી. બાગનું કામ જમીન ખરાબ હોવાથી થતું નથી. ઉદ્યોગશાળા ઉભી કરવા હજી કંઇ પ્રયત્ન થયો નથી તેમજ શિક્ષણ આપવા માટે જે યોજના કરવામાં આવી છે તે પણ સાધન અને શિક્ષકોના અભાવે ફળિભૂત થતી નથી! અનાથોનું આથી કેવી રીતે હિત સચવાશે એ વિચારવા જેવું છે.

વળી વિદ્યાસભા શા હેતુથી કાઢી નાખવામાં આવી તે સમજાતું નથી. શું શિક્ષણ ઉપર દેખરેખ રાખવાની જરૂર નથી? મંત્રીઓ એવી દૈવિ શક્તિવાળા નજ હોઈ શકે કે બધું કાર્ય એક હાથે કરી શકે. દુકાળ ફંડનું કાર્ય બંધ કરવામાં આવ્યું છે, પરંતુ એ ફંડ ખાતે વધેલી રકમ જમે કરી રાખવાને બદલે અહમદનગર તરફના દુષ્કાલ પીડિતોની સહાયતાર્થે મોકલાવવી જોઇએ, અથવા તે માટે વધુ ફંડ એકત્ર કરવા પ્રયત્ન કરવો જોઇએ. આવા પ્રસંગે વધેલા પૈસાનો સદ્ઉપયોગ કરવામાં નહિ આવે તો ક્યારે થશે? શું આશ્રમને પરપ્રાંતોમાંથી સહાય નથી મળી? જો મળી છે તો એ પ્રાંતના દુઃખિયો માટે એમનોજ હિસ્સો એમને પાછો આપવો એ ધર્મ છે. ગયા વર્ષે અજમેરના દયાનંદ અનાથાશ્રમના ઉપદેશકની સહાય જેવી વ્હાલી લાગી હતી તેવીજ અથવા તેથી વધારે અહમદનગરના દુઃખિયોને આપણી સહાય વ્હાલી લાગેજ. નાણાં એકઠાં કરવાની ઘણી યોજનાઓ પણ શિથિલ થઇ પડી છે. મુષ્ટિફંડ બંધ થયું છે. આવક આથી ઘટે એ સ્વાભાવિક છે. જો એમજ ચાલે તો એની પ્રગતિ માટે આવાં સાધન ક્યાંથી મેળવવાં એ પ્રશ્ન 'અશક્તિમાન ભવેત સાધુ' જેવો સાધારણ થઇ પડશે.

રીપોર્ટમાં ઘણી ઉપયોગી હકીકતો પણ છે એ સર્વના સારાસારનું નિરીક્ષણ કરવું સ્થલના અભાવથી અશક્ય છે. માત્ર એટલુંજ કહીશું કે રીપોર્ટ કંઇક અવ્યવસ્થિત હોવા સાથે એમાં અશુદ્ધિ ઘણી રહી છે. દાખલા તરીકે પહેલાજ ઉપોદ્ઘાતમાં એક વાક્ય છે કે "દયાથી દીન થઇ જે દયાને હણે છે." આ વાક્યમાં 'દયાને' બદલે 'દીનતાને' એ શબ્દ ન હોવાથી અનર્થ થાય છે. અસ્તુ.

વર્તમાનકાલની સુપરીન્ટેન્ડેન્ટની જગ્યા બીલકુલ નકામી જેવી લાગે છે, તેને પૂર્ણ સત્તા આપવામાં આવતી નથી. સ્કુલોનું નીતિનું, આચારનું ખરૂં કાર્ય સંભાળવાને બદલે તેની પાસે લુગડાં લત્તાં સંભાળવા જેવું સાધારણ કારકુન કરે એવું કામ કરાવવામાં આવે છે. આવી જગ્યા માટે ગ્રેજ્યુએટ અથવા અન્ડર ગ્રેજ્યુએટની શી જરૂર? આતો નાણાંનો દુરૂપયોગ લાગે છે. આ સ્થાનની વર્તમાન દશામાં તો સાક્ષાત બ્રહ્મા પણ સુપરીન્ટેન્ડેન્ટને યોગ્ય નિવડે એ શંકાસ્પદ છે.

બેશક, અમે આ પ્રમાણે અમારીજ સંસ્થાના દોષ દર્શાવ્યા છે, પણ તે શુદ્ધ અંતઃકરણે લખાયલા હોઇ ઔષધરૂપ છે. આ આશ્રમ માટે અમને ઘણો પ્રેમ છે. એ સંપૂર્ણ સ્થિતિએ આવે એ જોવાને અમે કોઇનાથી પણ ઓછા જીજ્ઞાસુ નથી, અને એ જીજ્ઞાસાજ આ લખાવે છે. પરમાત્મા અમારી એ જીજ્ઞાસા પૂર્ણ કરો.

---

# નવાવનન્દિની.

( એક ટુંકી વાર્તા ).

ગુજરાતના નવાબના દરબારી કવિનું નામ માધવમિશ્ર છે. નવાબને એક પુત્રી છે. જેનું નામ જેબુન્નિસા છે.

કવિ દરબારમાં રહે છે અને નવાબનન્દિની દરબાર સાથે જોડાયેલા એક મહેલમાં રહે છે. સંગમરમરના જાળીદાર ઝરૂખાની આડમાં બેઠાં બેઠાં નવાબનન્દિની કવિની કવિતા સાંભળે છે, અને તે કવિરાજ દરબારમાં બેસી પ્રતિછન્દના યતિવિરામપર તાલ દેતાં ઉત્પન્ન થતા આભૂષણોનો ઝીણો અને મધુર ધ્વનિ સાંભળે છે.

કવિએ નવાબનન્દિનીને કદાપિ જોઇ નથી. કવિના નેત્ર સન્મુખ પત્થરની સ્વચ્છ અને આછી જાળીમાં ક્વચિત્ ક્વચિત લીલા રંગના આભૂષણની આભા રસિક કવિના હૃદયને લીલું કરી દે છે. અને ક્વચિત એક પ્રકારની અદ્‌ભૂત લલિમા કવિના ભાવપૂર્ણ નેત્રોમાં મદિરાના નિશાની પેઠે જામી જાય છે.

કવિની પાસે કવિતા કરવાની આજ પુંજી છે. કવિને આ અલક્ષિતાનો આટલો માત્રજ પરિચય છે, કિન્તુ કલ્પના કુશળ કવિ જ્યારે પોતાની કવિતામાં તેજ છાયાની એક માનસી મૂર્તિ ઘડી કોઇ અલક્ષિત સુંદરીના સુહાગી[1] સૌંદર્યની પ્રશંસા પૂર્ણ ગાથા ગાય છે–સુમધુર સ્વરથી કવિતા સંભળાવે છે–ત્યારે તે સંગમરમરના શ્વેત ઝરૂખામાં કોઇનું બહુ મૂલ્ય વસ્ત્રાભરણ ભૂષિત સુઅથિત અંગ ચાંચલ્યભાવના ધારણ કરી હૃદયની એ ભાવનાને પ્રકટ કરે છે. કવિ વળી વધારે મગ્ન થઇ કવિતા રચે છે અને વાંચે છે.

તે સુમનોહર અદષ્ટ સુંદરીને લક્ષ્ય કરીને કવિ જે રચના કરે છે તેમાં પ્રાયઃ આ પ્રકારનું વર્ણન થાય છેઃ—

" જેના કાંચન સરીખા અંગના સંયોગથી જરી, કીનખાબ તેમજ હીરાપન્નાનાં જડાઉ ઘરેણાં વગેરે પોતાને કૃતકૃત્ય સમજે છે તેજ સાચી સુન્દરી છે. સોનાના વર્કમાં વીંટાયેલી પાનની પટ્ટીની પેઠે તેમાં કેવળ રસજ ભર્યો હોય છે. લોકોની નજર જેના બાહ્ય વસ્ત્રાભરણોની પ્રભામાંજ મુગ્ધ થઇ આન્તર અનુરાગ રસ સુધી પહોંચી નથી શકતી એવી રૂપવતી સુકુમારીના સૌંદર્ય અને રસને જે જાણતો નથી તે અવશ્ય ગમાર છે. હે નવયૌવના સુમનોહર સુન્દરી! 'મારૂં આ ભાવનાથી પરીપૂર્ણ સ્તુતિગાન તારા જ્યોતિપૂરીત આભૂષણોની જ્યોતિને હજી પણ અધિક ઉજ્જવલ કરો. "

[1] અનુવાદિત.

સુકુમારે નવાબનન્દિની કવિની આવા પ્રકારની કવિતા સાંભળી સ્વતઃ કહે છે. " હા, કવિયે યોગ્યજ કહ્યું છે. હું સોનાના વર્કમાં વીંટાયેલી પાનની પટ્ટી છું, બહાર કુન્દનના જડાઉ ઘરેણાની અદ્ભુત પ્રભા અને અંદર નિરાશારૂપી રક્ત-રસ ! "

આમ સ્વતઃ વિચાર કરતાં કરતાં તે નવયૌવના નવાબનન્દિની શ્વેતકમળદળપર શ્યામ ભ્રમરની પેઠે તે શ્વેતઝરૂખાની આછી જાળીમાં પોતાના વિશાળ અંજન-રંજીત નેત્ર સ્થાપિત કરી બહાર ઝાંખીને જુવે છે તો સુગૌર સુન્દર સુકવિ આવેશથી સુભાવભરી કવિતા વાંચી રહ્યા છે. કવિના લલિત સ્વરની મધુરતા, તેના સુગૌર મુખમંડળની આનંદદાયિની કોમલ કાન્તિ-અદ્ભુત ઉજ્જ્વલતા તેમજ દીવ્ય તેજસ્વિતા નિરખી યૌવનવનવિહારિણી તે નવાબનન્દિનીનું મન અસ્થિર બને છે-જાણે ડોલે છે.

સુકાન્તિની નવાબનન્દિની આમ જોતાં જોતાં એક શીતળ શ્વાસ ખેંચી ગુલાબના અત્તરથી ભરપૂર રૂમાલ કાઢી મુખમંડળને સ્વચ્છ કરે છે. ગુલાબની મનોહર સુગન્ધથી સમસ્ત દરબાર સુગન્ધિત બની જતો હતો. તે સુગન્ધિ કવિહૃદયને વળી વધારે મસ્ત બનાવતી હતી. યુવક કવિ શિથિલ સરખો બની જતો હતો, સ્વર ધીમો પડી જતો હતો. આ સમયે સમસ્ત દરબાર " વાહ વાહ વાહ વાહ " કહી તેની પ્રશંસા કરતો હતો.

આ પ્રશંસા કવિના કર્ણ સુધી પહોંચતી હતી કે નહીં તે તો અમે કહી શકતા નથી કિન્તુ એટલું તો અવશ્ય કહી શકીએ છીએ કે તે પ્રશંસારૂપી ઘનઘટાથી નવાબનન્દિનીનો મનોમયુર આહ્લાદિત ભાવ ધારણ કરી નાચવા માંડતો હતો.

( ૨ )

આ પ્રકારે કવિતાના વિશુદ્ધ આમોદમાં નવાબનો અધિકાંશ સમય વીતવા માંડયો. નવાબનો દરબાર પણ રાજ્યનીતિ અને રાજ્યશાસનની જંજાળમાંથી મુક્ત થઇ કાવ્યરસના સાગરમાં ડુબી ગયો. સ્વચ્છાનંદમાં મગ્ન રાજદરબારને કોઇ પણ ખબર નહોતી કે કોના હૃદયમાં નિરાશા અને આશાનો ઘાતપ્રતિઘાત અને આન્દોલન મચી રહ્યાં હતાં.

અને કવિ ! ભાવમાં ભૂલેલા કવિને પણ આ ખબર નહોતી કે તે પોતાના કલ્પના રાજ્યના સુશોભિત સિંહાસનપર જે અલક્ષિતાનો અભિષેક કરી રહ્યો છે, કેવળ ક્રીડા કૌતક કરવા જેના રૂપની આગમાં સ્વકવિત્વની આહુતી દઇ રહ્યો છે તે તો ભાવના આવેશમાં અંદરને અંદરજ સળગી રહી છે. અરેરે ! તેને બીચારાને કાંઈ ખબર નહોતી કે તે જેને કેવળ ઉપલક્ષ્ય બનાવી સ્વકલ્પિત માનસી મૂર્તિના ચરણોમાં જે કાવ્ય કુસુમાંજલિ અર્પણ કરી રહ્યા છે તેને તે પોતાનીજ પૂજા સમજી ગ્રહણ કરે છે.

એક દિવસ કવિરાજ કુસુમકુંજથી ઘેરાયેલી પોતાની કુટીમાં બેસી કાંઇક નૂતન રચના કરી રહ્યો હતો. થોડીવાર પછી કવિએ પોતાનાં નેત્રો ઉચાં કરી જોયું તો સામેથી

બહાર આવી રહી છે. આ સમય તો તમારી કવિતાથી દરબારને ખુશ કરવાનો છે, રજા માગવાનો નથી, બાબત શી છે."

કવિએ કાંઇક હસીને કહ્યું "હજુર મારા રસની પુંજી બધી ઉધાર લીધેલી છે. હવે એક ખાસ રસભંડાર વગર ચાલી શકે તેમ નથી. જહાંપનાહ! હું શાદી કરીશ."

નવાબનું ગૌર અને વિશાળ મુખમંડળ કૌતકના હાસ્યથી અધિક ઉજ્જવલ થઇ ઉઠ્યું. સમસ્ત દરબારની કૌતકપૂર્ણ નજરોએ નવજવાન નમ્ર કવિને અભિનન્દન આપ્યું, પણ કેવળ તેજ સંગમરમરના શ્વેત જાળીદાર ઝરૂખામાંથી કોઇક લલિત લલનાના વ્યથિત વ્યાકુલ હૃદયને ચીરીને નીકળતો દીર્ઘ શ્વાસ કવિના અત્યંત કોમળ હૃદયને ઉન્મથિત કરી દેવા લાગ્યો.

હાય કવિ! તું શું અનુભવે છે? જાણે કાંઇકનાં અશ્રુ પૂર્ણ વિશાળ શ્યામ નેત્રા વ્યથિત હૃદયની અત્યંત ક્રૂર વેદનાના બોજથી તેના ઉપર કાતર દૃષ્ટિ નાંખી રહ્યાં છે. જાણે કોઇકના કેસરથી રંગેલા ગુલાબી રસભર્યા ઓષ્ટ ગર્વથી ફુલીને સ્ફુરિત થઇ રહ્યા છે. જાણે કોઇકનું કુસુમની પાંખડીથી પણ અધિક કોમળ હૃદય કઠીન કારાગારને તોડી બહાર નીકળી પડે છે.

કવિ આ સર્વ અનુભવતાં સંકોચાયો, લજ્જાથી પોતાનામાંજ પોતે છુપાવા લાગ્યો. નવાબે રજા મંજુર કરી, દરબાર બરખાસ્ત થયો.

કવિને પોતાના છુટકારાની આશા થઇ, કિન્તુ અંદરના મહેલમાં કોઇકના પગના આભૂષણોનો ધ્વનિ કવિના કર્ણમાં કાતર–ક્રન્દનની પેઠે ગુંજી રહ્યો.

કવિએ ઘેર આવી પ્રવાસને માટે તૈયારી કરી. હવે સર્વ તૈયાર થઇ રહેવામાં આવ્યું હતું તેટલામાં નવાબનન્દિનીની ખાસ બાંદી દરિયાબીબી આવી ઉપસ્થિત થઇ. દરિયાએ અત્યંત ગંભીરભાવે કવિને સલામ કરી અને મૌન્ય ધારણ કરી ઉભી રહી.

નવાબનન્દિનીની બાંદીને જોઈ કવિનું મુખમંડળ શુષ્ક થઇ ગયું–હૃદય કમ્પિત થઈ ઉઠ્યું તો પણ તેણે પોતાના વ્યથિત હૃદયની વેદના છુપાવી પોતાની વાણીને મધુર-ભાવથી ભરી કહ્યું.

"કેમ દરિયાબીબી! આ સમયે વળી આ ગરીબની ઝુંપડીમાં કયા આનન્દના સમાચાર લઇ આવી છે?"

દરિયાનો ભાવ આજ અત્યંત ગંભીર છે. તેણે અત્યંત ઉદાસ થઇ કહ્યું. "કવિરાજ! આનન્દના સમાચાર નથી, પણ નિરાશાવિદીર્ણ હૃદયના તાજા ખૂનની ખબર લઇ આવી છું."

દરિયાએ પોતાના ઉભય હસ્ત એમ કહીને કવિ સન્મુખ ધર્યા.

દરિયાના હાથમાં આજ પૂર્ણ એક પાત્ર હતું. તેના ઉપર લાલ રંગનો રેશમી રૂ-માલ ઢાંકેલો હતો.

આજ તેને નીરખવા કવિને ઉત્કંઠા ન થઇ. તે રૂમાલ ખસેડવા હાથ ઉંચો ન કરી શકાયો, તે મૌન્યવૃત્તિ ધારણ કરી ઉભો રહ્યો.

દરિયાએ પોતેજ રૂમાલ ખસેડી નાખ્યો.

કવિયે જોયું તો એક માટીના પાત્રમાં સોનાના વર્કમાં વીંટાયેલી પાનની એક પટ્ટી છે, તેને કોઇએ મસળી નાખી છે અને તેની અંદર કોઇકના ચીરાયેલા હૃદયમાંથી વહેતી રક્તધારા પેઠે લાલી ઝળકી રહી છે.

કવિના નેત્રમાંથી આંસુ વહેવા લાગ્યાં, તે આંસુ લુતો લુતો ત્યાંથી ચાલ્યો ગયો.

( ૪ )

કવિનો વિવાહ થઇ ગયો છે. અને તે પાછો દરબારમાં આવ્યો છે.

તેને આવેલો જોઇ નવાબે કહ્યું " કવિરાજ! આજે તો તમારૂં નુતનપદ્ય અને નવીન રસપૂર્ણ કવિતા સંભળાવો. "

કવિ સંભળાવવા લાગ્યો " જેને શણગારની કાંઇ અગત્ય ન પડે તેજ ખરૂં સૌંદર્ય છે. તેજ સ્વભાવ સુન્દરરૂપ છે. કમલિનીને મુક્તામંડિત વસ્ત્રો પહેરાવવાની જરૂર નથી. સેવાળમાં રહીને પણ તે રમણીયજ જણાય છે. આભૂષણો સૌંદર્યની અન્તર પ્રભાને ઢાંકી દે છે. આડંબર સત્ય સુન્દરતાને માટે વિડમ્બના માત્ર છે. "

આવા પ્રકારની કવિતા સંભળાવતાં કવિના હૃદયદર્પણમાં એક ભૂષણ શૂન્ય, અનિન્ધ હાસ્ય-મંડિત મૂર્ત્તિનું પ્રતિબિંબ પડયું હતું અને તે ભાવનામાં તન્મય થઇ જતો હતો. ઇષ્ટદેવની આરાધના કરવામાં ભક્તને જે વિમલ આનન્દ પ્રાપ્ત થાય છે તેવાજ આનન્દમાં મગ્ન થઇ વિહ્‌વલ કવિ કવિતા વાંચતાં વાંચતાં પોતાને સમસ્ત સંસારને-ભૂલી જાય છે. હવે તેની કવિતામાં વિલાસ અને ઐશ્વર્યનો આભાસ પણ નથી. તેની કવિતા વનવાસિની તાપસકન્યાની પેઠે પવિત્ર, ભાવપૂર્ણ, સરલ અને સાદી છે. કવિ પોતાના અનાસ્વાદિત નૂતન આનન્દમાં મગ્ન થઇ જતો હતો તેને જરાયે ખબર નહોતી કે કોનું હૃદય આ કવિતા સાંભળી વ્યથિત થાય છે અથવા કોને તેની જુની કવિતા પાસે આ નવી કવિતા નીરસ જણાય છે.

અને નવાબનન્દિની? કવિની નુતન પ્રકારની કવિતા સાંભળી તેનાં આભૂષણો તેને લજ્જીત કરતાં હતાં-ધિક્કારતાં હતાં. તે કવિની આ આભૂષણવિહીન અપરિચિત નવી સુન્દરીને જોવા વ્યાકુળ થઇ ગઇ; જન્મથીજ આજ સુધી ભોગવિલાસમાં ઉછરેલી નવાબનન્દિની બરાબર રીતે નહોતી સમજી શકતી કે તે બહુ મુલ્ય સુન્દર સુન્દર વસ્ત્ર અને આભૂષણ રહિત સૌંદર્ય કેવું હોય છે. તે મનમાં ને મનમાંજ કહેતી હતી કે " કોણ જાણે કવિ જે રૂપની પ્રશંસામાં તન્મય અને ગદગદ થઇ જાય છે તે રૂપ કેવું હશે, જેના વસ્ત્રાભરણહીન સૌંદર્યપર કવિનું હૃદય પૂર્ણ રીતે આસક્ત છે તે સૌંદર્ય કોણ જાણે કેવુંક

હશે. જે હૃદય માટે મારા સરખી નવાબનન્દિનીનું ઐશ્વર્ય અપમાનિત થઈ હારીને પાછું ફરી આવ્યું તે હૃદયને સહજમાં વશ કરવાવાળી લલના કોણ જાણે કેવીક સુન્દરી હશે. મારાપર વિજય પ્રાપ્ત કરવાવાળી તે કામિની કેવી માયાવિની હશે.

એક સાધારણ ગામડાની કન્યા સાથે પોતાનાં બધાં ઘરેણાં દઈને પણ જો નવાબનન્દિની પોતાનું ભાગ્ય બદલી શકતી હોત તો તે તેમજ કરત પણ અફસોસ !

( ૫ )

વસન્તનો સમય છે. નૂતન ઐશ્વર્યથી પ્રકૃતિના રાજ્યનો ભંડાર ભરેલો છે. પ્રતિ વૃક્ષ જુનાં પાંદડાં તજી દઈ કોમળ નવપલ્લવ કુસુમકળી અને પક્ષીયોના કલ્લોલથી પરીપૂર્ણ થઈ ગયું છે. વસન્તના મનમોહન સ્પર્શથી ઉત્પન્ન થવાવાળા આનન્દે જ્યારે કઠોર કાષ્ટ ઉપર પોતાના પ્રભાવવડે બહાર પત્ર-પુષ્પરૂપથી પોતાનુંરૂપ પ્રકટ કરી દીધું ત્યારે તેનાથી મનુષ્ય હૃદય પ્રફુલ્લિત થાય તેમાં તો આશ્ચર્ય સરખું શું ?

ગુજરાતમાં લોકો વસન્ત સમયે પ્રતિ વર્ષ વનભોજનનો ઉત્સવ કરે છે. આ વર્ષે પણ વનભોજનના ઉત્સવમાં દેશનાં સર્વ નરનારીઓ જવા લાગ્યાં. સૌંદર્યવતો કુંજો તરૂણ નરનારીયોના હાસ્યથી પોતાની પ્રસન્નતા પ્રકટ કરી રહી.

પ્રથમાગમનને કારણ તે ઉત્સવ કવિકામિનીને ખાસ મનભાવતો હતો. એક દિવસ અચાનક તેની પાસે એક પત્ર આવ્યો. તેનાપર નવાબનન્દિનીની મહોર હતી

ડરતાં ડરતાં લાખની મહોર તોડીને કવિની સ્ત્રીયે તે પત્રને પરબીડીયામાંથી કાઢ્યો. પત્ર ઉઘાડી જોયું તો જણાયું કે તે નવાબનન્દિનીની એક રહસ્યભરી ચીઠ્ઠી હતી. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

પરમ સૌભાગ્યવતી બહેન,

તમારા વનભોજનના ઉત્સવમાં હું પણ ભેળાવા ઇચ્છું છું તેથી તમારે ત્યાંજ મને નોતરૂં છે એમ હું સમજીશ.

લી. હીનભાગિની જેબુન્નિસા.

આ શું રહસ્ય છે ? નવાબનન્દિની માગીને નિમંત્રણ લ્યે છે ? કવિની સ્ત્રી હસતાં હસતાં ચાલી ગઈ પણ કવિનું મુખમંડળ શુષ્ક થઈ ગયું.

( ૬ )

એક મનોહર બગીચામાં નવાબનન્દિની આજ કવિકામિનીના નિમંત્રણમાં આવી છે.

કવિની સ્ત્રી કમરમાં કપડાં વીંટાળી સ્વહસ્તે જાતજાતનાં ભોજન બનાવી રહી છે. અને નવાબનન્દિની દૂર બેઠી બેઠી કવિકામિનીના હાવભાવનું નિરિક્ષણ કરતી હસી રહી છે.

નવાબનન્દિનીની દૃષ્ટિ એક ગંભીર વેદનાભરી ગતિથી કવિકામિનીના પ્રતિ કાર્યને અભિનન્દન આપતી હતી. રસોઇ કરતાં કરતાં દિવસ બહુ ચઢી ગયો. વૃક્ષનાં પાંદડાંઓમાં સૂર્યનું તેજ ક્રીડા કરી રહ્યું હતું. તે સમયે જેબુન્નિસાએ કહ્યું " બહેન, ઘણી રસોઇ થઇ ગઇ. હું તે એક દિવસમાં કેટલુંક ખાઇશ. તું બહુ થાકી ગઇ છે. તારૂં કમળ સરખું કોમળ શરીર ક્લાન્ત થઇ ગયું છે ચાલોને આપણે ઉભય તળાવમાં સ્નાન કરી આવીએ.

આના ઉત્તરમાં કવિકામિની મોં ફેરવી નવાબનન્દિની પ્રતિ સરલ દૃષ્ટિથી જોઇ હસી, તે તો પ્રથમથીજ નાહી ચુકી હતી.

નવબનન્દિનીએ પ્રીતિપૂર્ણ સ્વરથી કહ્યું " રસોઇમાંથી બહાર નીકળ નહીં તો તને હું અભડાવીશ. "

કવિ પ્રિયાયે હસીને રસોઇ કરવી બંધ કીધી.

નવાબનન્દિની કવિની મનમોહિની સાથે તળાવમાં સ્નાન કરવા ગઇ. લીલાલલામ ગતિથી હાસ્યને પણ લજ્જીત કરતી તે ઉભય સુન્દરીઓ પગથીઆં ઉતરી નીચે આવી.

કવિની સ્ત્રીયે પોતાનાં વસ્ત્રો પગથીયાપર રાખી દીધાં. તે જોઇ નવાબનન્દિનીએ પણ પોતાનો મણીમુક્તા મંડિત પોશાક ઉતારીને રાખી દીધો. ઉભયે સ્વલ્પ સ્નાન વસ્ત્રો ધારણ કીધાં, પછી ઉભય જળમાં ઉતરી મશ્કરી કરતી સ્નાન કરવા લાગી.

નવાબનન્દિની એકાએક જળથી બહાર નીકળી કવિકામિનીનાં કપડાં પહેરવા લાગી અત્યંત વિસ્મિત થઇને કવિની સ્ત્રીએ કહ્યું " આ શું બહેન ! મારાં વસ્ત્રો કેમ પહેરો છો ? "

નવાબ નન્દિનીએ ફીકકું હાસ્ય કરી કહ્યું " બહેન, એક દિવસ એવો હતો જ્યારે તારો પતિ મારાં ઝવેરાત જડેલાં જરીનાં વસ્ત્રોની પ્રશંસા કરતો હતો. હવે દરબારમાં તારાં આ સાદાં વસ્ત્રોની સ્તુતિ સાંભળું છું, તેથીજ બહેન ! મારૂં હૃદય ઇચ્છે છે કે એકવાર તેને પણ પહેરી જોઉં કે તેમાં શો ગુણ છે ? "

કવિકામિનીએ લજ્જીત થઇ કહ્યું " બહેન, તમે તો નવાબનન્દિની છો. તમારી કોઇ પ્રશંસા ન કરે તેમાં તમને આટલું બધું દુ:ખ કેમ ? "

નવાબનન્દિનીએ હસીને કહ્યુ:—

દરનિહાં ખૂનેમ જાહિર ગચેં રંગે નાજકમ્,
રંગે મન દર મન નિહાં ચું રંગે સુર્ખ અંદર હિનાસ્ત

કલકત્તા,
તા. ૧-૬-૧૨

ચાંપશીવિઠ્ઠલદાસ ઉદેશી.

। श्री परमात्मने नमः ।

# अथ श्री रामगीता भाष्य.

## ( व्याख्यानरुपे )

॥ मंगलम् ॥

यस्माद्विश्वमुदेतियत्ररमते यस्मिन्पुनर्लीयते
भासायस्य जदाद्विभाति सहजानन्दोज्ज्वलंयन्महः ।
शान्तंशाश्वतमक्रियंयम पुनर्भावाय भूतेश्वरं
द्वैतध्वान्तमपास्य यान्तिकृतिनः मस्तौमितं पूरुषम् ॥

ભાવાર્થઃ—જેનાથી આ વિશ્વ ઉદય પામે છે, જેમાં વિશ્વ રમે છે, પુનઃ જેમાં લય પામે છે, જેની કાંતિથી વિશ્વ ભાસે છે, તથા જે તેજ સહજ આનંદમય, ઉજ્જ્વલ, શાન્ત, શાશ્વત ને વિકાર રહિત છે; તથા પુણ્યવંતો દ્વૈતરૂપી અજ્ઞાનનો ત્યાગ કરીને મુક્તિ માટે જે પ્રાણિયોના ઇશ્વર પ્રત્યે જાય છે તે પરમ પુરૂષની ,સ્તુતિ કરૂં છું.

'**श्रेयांसि बहु विघ्नानि**' શુભ કાર્યોને વિષે વિઘ્નો થવાનો વિશેષ ભય હોય છે. એ વિઘ્નો થવાનું કારણ મલીન સંસ્કારો મંગલાચરણ કરવાથી દૂર કરી શકાય છે. શુભકાર્યોને વિષે વિઘ્નો ન થાય તથા વૃત્તિ બીજા વિષયોથી મોકળી થઇને આરંભ કરેલ કથામાં જોડાય, એટલા માટે પ્રારંભમાં મંગલાચરણ કરવાનો શિષ્ટ સંપ્રદાય છે. મંગલાચરણ ત્રણ પ્રકારનાં છે. ૧ વસ્તુ નિર્દેશરૂપ, ૨ નમસ્કારરૂપ, ૩ આશીર્વાદરૂપ. પોતાના ઇષ્ટદેવ અથવા પરમાત્માના સ્વરૂપનું જેમાં વર્ણન કર્યું હોય તેને **वस्तुनिर्देश** મંગલાચરણ કહે છે. ઇષ્ટદેવ અથવા પરમાત્મા પ્રત્યે જેમાં નમસ્કાર કર્યા હોય તેને **नमस्काररुप** મંગલાચરણ કહે છે.

ઇષ્ટદેવ અથવા પરમાત્માના સ્મરણપૂર્વક શિષ્યોના કલ્યાણાર્થે જેમાં આશિર્વાદનું વવર્ણન કર્યું હોય તેને **आशिर्वादरुप** મંગલાચરણ કહે છે. અહીં પ્રુભતે કરી નમસ્કારરૂપ મંગલાચરણ છે. અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન એ ચતુષ્ટય અનુબંધ જે ગ્રંથમાં હોય છે, તેમાં વિવેકી પુરૂષોની પ્રવૃત્તિ થાય છે આ રામગીતાના અધિકારી આદિના અભાવે કરીને આમાં કોઇની પ્રવૃત્તિ થાય નહિ, તેથી આનો પ્રારંભ નિષ્ફળ છે?

૧ સંબંધ, બંધન, જંજાળ, અથવા જેનું જ્ઞાન થવાથી પુરૂષની શાસ્ત્ર વિષે પ્રવૃત્તિ થાય છે તે અનુબંધ કહેવાય છે.

એવી શંકાને નિવૃત્ત કરવા સારૂ આમાં સતમા શ્લોકે કરીને વિવેક, વૈરાગ્ય, ષટ સંપત્તિ, મુમુક્ષુતા એ ચતુષ્ટય સાધન સંપન્નને આ રામગીતાનો અધિકારી[2] કહ્યો છે. આ ગ્રંથનો વિષય[3] વેદાંતશ્રવણ કરવાથી પરોક્ષજ્ઞાન થયાનંતર મનનનિદિધ્યાસનથી અપરોક્ષ એવી જે જીવ બ્રહ્મની એકતા છે, તે આમાં ઘણે સ્થળે નિરૂપણ કરેલી છે. આ ગ્રંથનો અને અદ્વિતિય બ્રહ્મનો બોધ્યબોધકભાવ એટલે સ્વરૂપ બોધ્ય અને શાસ્ત્રબોધક એ સંબંધ[4] છે. આ ગ્રંથનું અનર્થ જે દુઃખરૂપ સંસાર તેની નિવૃત્તિ તથા પરમાનંદની પ્રાપ્તિરૂપ પ્રયોજન[5] છે. તેથી આનો પ્રારંભ સફલ છે.

આ પ્રકારે મંગલાચરણ તથા અધિકારી પુરૂષોની પ્રવૃત્તિ અર્થે ચતુષ્ટય અનુબંધનું સૂચન કરી શ્રી રામગીતાની ભાવાર્થ દિપિકા ટીકા વિવેચનસહ પ્રારંભાય છે.

( અપૂર્ણ. )

---

૨ મલવિક્ષેપ દોષરહિત તથા અજ્ઞાનરૂપ દોષવાળો ચતુષ્ટય સાધનસંપન્ન પુરૂષ તે અધિકારી કહેવાય છે: ૩ બ્રહ્મ અને આત્માની એકતા એ વેદાંત શાસ્ત્રનો વિષય (પ્રતિપાદ્ય) કહેવાય છે. ૪ ગ્રંથ અને વિષયનો પ્રતિપાદકપ્રતિપાદ્યતારૂપ સંબંધ. ૫ સર્વ દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષ તે પ્રયોજન કહેવાય છે.

REGISTERED No. B 769

આદ્યદ્રષ્ટા—
[illegible]
સાક્ષર [illegible] મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

માધવલાલ નભુભાઈ દ્વિવેદી.
—તંત્રી

( ધર્મ-ગૃહ-રાજ્ય-સહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૮-અંક ૩.] (માસિક) [ ડીસેમ્બર-૧૯૧૨.]



---

અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું

---

REGISTERED No. B. 764

તંત્રી— … દ્વિવેદી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૮-અંક ૩.] (માસિક) [ ડીસેમ્બર-૧૯૧૨.]

## प्रेम शंका.

( અન્યોક્ત. )

( ૧ )

એ ભોગી ભ્રમર દૂર થામાં,
    તજી કમળ કેતકી જામાં—એ.

પ્રીતિ રંગ કમળ રસ છાંડી,
    ભય શંકા કેતકી ગાંડી;
ગ્રહી ગાની મૂર્ખ તું થામાં—તજી—એ.

મધુકર ! મધુર રસ રાગી,
    પ્રીતિ પુષ્પ અખંડિત ત્યાગી;
પારસ મટી પથ્થર તું થામાં—તજી—એ.

રજ કોમળ કમળ તરછોડી,
    અંગ કંટક કેતકી ચોળી:
ફરી અંધ આંધળો થામાં—તજી—એ.

વીણા અન્તરની મૃદુ બજે,
પ્રેમી પ્રીતમનાં લેતી તાન રે,
રજની સ્નેહે ભરી હો. ૩

આજે આયુની મુજ પૂર્ણિમા,
આજે જીવનસુધાનાં રસપાન રે,
રજની સ્નેહે ભરી હો.
આજે ઝગી પ્રેમચન્દ્રિકા,
આજે સુણું સુરલોકનાં ગાન રે,
રજની સ્નેહે ભરી હો. ૪

આંખલડી સ્નેહે ઢળી પડી,
સ્નેહે દેહલતા લચકાય રે,
રજની સ્નેહે ભરી હો.
સ્નેહે અનુપ રંગ પૂરીયો—
એવી દેહછવિ આ સુહાય રે.
રજની સ્નેહે ભરી હો. ૫

આજે ખીલે પ્રાણ પાંખડી,
મધુ પ્રેમની દેતી સુવાસ રે,
રજની સ્નેહે ભરી હો.
ઉર સૂરજ આજ હો ઉગે,
પ્રતિ કિરણ ભરી સુઆશ રે,
રજની સ્નેહે ભરી હો. ૬

આજે સંસારરથ ચાલશે,
ઉભય ચક્ર જોડાતાં સાથ રે,
રજની સ્નેહે ભરી હો.
કલ્પના આજે શી મ્હાલશે?
વદી "જો! જો! સખિ! મારો નાથ રે"
રજની સ્નેહે ભરી હો. ૭

કલકત્તા
તા. ૬-૪-૧૨.

ચાંપસી વિઠ્ઠલદાસ ઉદેશી.

# साक्षरवीर इच्छारामनुं अवसान.

મીઠા મીઠા મધુરવ ભર્યા બાલુડા ગુર્જરીના,
શુચિ અંકે નિત વિલસતાં શ્રીમતિ ભારતિના;
અર્પાયું શું જીવન સઘળું લોક કાર્યે મહીં જ,
લ્હાવો એતો તવ હૃદયનો જીંદગી આ ક્ષણીક.

* * *

વેદાન્તોના વિમલ રસને ચંદ્રકાંતે ઉછાળ્યા,
મન્વાત્માઓ મધુર કુમળા દિવ્ય જ્યોતે ઉજાળ્યા;
લોભી જનનાં કુટિલ હૃદયે પાપ પુંજો પ્રજાળ્યા,
તેથી વિશ્વે નિજ જીવનના માર્ગ ઉત્કૃષ્ટ પામ્યા.

* * *

કીધી સેવા નિજ જનનિની રમ્ય ભાવો ભરેલી,
ધારી ચિત્તે હિમગિરિ સમા શાંતિને શી અનેરી;
તારી કાંતિ મધુર વિમળી શારદિ ચંદ્રલેખા,
માટે આજે તવ ગમનના વિશ્વધારે વનેખા.

* * *

વિશ્વાત્મા તેં નિરદય બની શું હૃદેમાં ધરીને,
ઝુંટાવ્યો આ અમ ગૃહતણા રમ્ય ચૂડામણિને:
હું ધારૂં કે તવ ગૃહ પડી આજ શી ખોટ ભારી,
ખેંચી લીધો અમ હૃદયની વાટિકાનો વિહારિ.

* * *

છોને કહેતું જગત સઘળું પંથ એ દિવ્ય ચાલ્યા,
હું જાણું કે અમ હૃદયના આજ સાન્નિધ્ય આવ્યા;
જ્યાં સુધી આ હૃદય ભીતરાં દિવ્ય આનંદ ગુંજે,
એ આત્મા તો અમ હૃદયના નિર્ભૃત સ્થાન રે'શે !

* * *

નન્દનવનનાં સૌરભભર્યાં મંજુલાં કાનનોમાં,
પારિજાતે કુસુમ અરપ્યાં જેની ધાડિ ઘટામાં;

एतस्यैवानंदस्यान्यानिभूतानि मात्रामुपजीवंतीतिश्रुतेः ।
मंगलानांच मंगलं इति स्मृतेश्च ॥

આ પ્રકારે જગત વિષે જે મંગલ ( કલ્યાણ ) જેનાવડે થાય છે. એવા કલ્યાણ સ્વરૂપ આત્મમૂર્તિ રઘુવંશકુલભૂષણ પરમ ઉત્તમ શ્રીરામચંદ્રજી સર્વથી શ્રેષ્ટ અને સદાય મંગલરૂપજ છે. નીચેના બીજા શ્લોકમાં શ્રીલક્ષ્મણજીએ શિષ્યના ગુણો ધારણ કરી પોતાના કલ્યાણ નીમિત્તે પરમાત્મા શ્રીરામચંદ્રજી પ્રત્યે કરેલી પૃચ્છાદિકને ગ્રંથકાર કહી દેખાડે છે.

सौमित्रिणा पृष्ट उदारबुद्धिना
रामः कथाः प्राहपुरातनीः शुभाः ।
राज्ञः प्रमत्तस्य नृगस्य शापतो
द्विजस्यतिर्यक्त्वमथाह राघवः ॥ २ ॥

ભાવાર્થ:—ઉદાર બુદ્ધિવાલા શ્રીલક્ષ્મણજીના પુછવાથી શ્રીરામચંદ્રજી તેમની પાસે ધર્મ અને અધર્મના નિર્ણય અર્થે પ્રાચીન રાજ્ય સંબંધી કથાઓ કહેવા લાગ્યા, તેમાં રાજ્યમદે કરી ઉન્મત્ત થયેલા નૃગ* રાજાને બ્રાહ્મણના શાપથી તિર્યંકયોનીની પ્રાપ્તિ થઇ હતી તે કથા પણ કહેતા હવા.

વિવેચન:—શિષ્યના મહાગુણ—ગુરૂ અને વેદાંત વચનોપર વિશ્વાસ ઇત્યાદિ જે શાસ્ત્રમાં કહેવામાં આવેલ છે, તે સર્વ લક્ષ્મણજીમાં હોવાથી તેને ઉદાર બુદ્ધિવાળા એટલે વિષય ભોગાદિ તુચ્છ બુદ્ધિનો ત્યાગ કરનારા, તથા અંતિમમાં અંતિમ સ્થિતિ જે સ્વસ્વરૂપ, તેને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા જાણી શ્રી રામચંદ્રજી તેમના પ્રત્યે શુભ એટલે માનમદાદિક ષડવિકારો જેનું શ્રવણ કરવાથી દૂર થાય છે, તેવી કથાઓ કહેવા લાગ્યા. ઇશ્વરના ગુણાનુવાદની કથાના અપાર લાભો છે. શ્રીમદ્ ભાગવત પ્રથમ સ્કંધમાં વ્યાસ નારદ સંવાદ નામના પાંચમા અધ્યાયના શ્લોક ૪૦ માં કહ્યું છે કે;—

त्वमप्यदभ्रश्रुतंविभो समाप्यते येन विदांबुभुत्सितम ।
आख्याहिदुः खैर्मुहुरर्दितात्मनां यत्क्लेशनिर्वाणमुशान्तिनान्यथा ॥

શ્રી. ભ. ભા. અ. ૫. શ્લો. ૪૦.

ભાવાર્થ—હે બહુશ્રુત વ્યાસ ! તમે પણ સમર્થ એવા ઇશ્વરના પ્રખ્યાત યશને વર્ણવો, કે જે જાણવાથી પંડિતોની સર્વ જીજ્ઞાસા પૂર્ણ થાય; પરંતુ ઇશ્વરના ગુણાનુવાદ

* નૃગ રાજાનો ઇતિહાસ જાણવા માટે શ્રીમદ્ વાલ્મીકી રામાયણનું ગુજરાતી પ્રેસનું ભાષાંતર ઉત્તરકાણ્ડ સર્ગ ૫૩ તથા ૫૪ માં જુઓ.

ગાયા વિના, વારંવાર દુઃખોથી પીડા પામતાં પ્રાણીઓના ક્લેશો બીજા કોઇ પણ ઉપાયથી નાશ થતા હોય એમ વિદ્વાન પુરૂષો જાણતા નથી.

આ પ્રકારે સત્કથાનું ફલ વિશેષ હોવાથી ગ્રંથારંભના પ્રથમ શ્લોકમાં ધર્મનો નિર્ણય કરનારી અને બીજા શ્લોકમાં અધર્મનો નિર્ણય કરનાર કથા–બોધ સંક્ષિપ્તથી કહ્યો છે.

ભગવાન્ શ્રી રામચંદ્રજીએ કહેલા કથા–બોધનું શ્રવણ કરવાથી; તથા તેમાં જણાવેલાં ઉત્તમ આચરણો ધારણ કરવાથી જેનું અંતઃકરણ નિર્મલ થયું છે, એવા શ્રી લક્ષ્મણજી, જેમ જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો શિષ્ય પોતાના ગુરૂ પ્રત્યે વિનય વચનોવડે પોતાની ઇચ્છા જણાવે તેમ પોતાની જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા નીચેના ૩–૪–૫ શ્લોકવડે શ્રી રામચંદ્રજી પ્રત્યે નિવેદન કરે છે.

कदाचिदेकांतउपस्थितं प्रभुं
रामं रमालालितपादपंकजम् ।
सौमित्रिरासादित शुद्धभावनः
प्रणम्य भक्त्या विनयान्वितोऽब्रवीत् ॥ ३ ॥

ભાવાર્થઃ—જેમનાં ચરણકમલનું શ્રી જાનકીજી સેવન કરતાં હતાં, એવા પરમાત્મા શ્રી રામચંદ્રજીનો કોઇ દિવસ એકાંતમાં સમાગમ થતાં, નિર્મળભાવના જેણે ગ્રહણ કરી છે, એવા શ્રી લક્ષ્મણજી, વિનય સહિત ભક્તિપૂર્વક પ્રણામ કરી શ્રી રામચંદ્રજી પ્રત્યે કહેતા હતા.

વિવેચનઃ—પ્રભુ એટલેજ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરવામાં સમર્થ છે તે; તથા રમા એટલે બ્રહ્માકાર વૃત્તિ જેણે ધારણ કરેલી છે એવા યોગીઓના હૃદયને વિષે રમણ કરનારા( कदाचि देकांतउपस्थितं प्रभु પરમાત્મા જ્યારે કોઇ વખત પોતાના જગદાકાર સ્વરૂપનો ઉપસંહાર કરે છે, ત્યારે તે એકાંતસ્થિતિમાં કહેવાય તથા रामंरमा लालित पादपंकजम, રામચંદ્રરૂપી લીલાતનું ધારણ કરેલા પરમાત્માનું સેવન કરતી જગદાકાર વૃત્તિનો જ્યારે લય થાય છે, ત્યારે બ્રહ્માકાર વૃત્તિનો ઉદય થાય છે. એમ આ બંને ચરણોમાં આધ્યાત્મિક ગૂઢ રહસ્ય સમાએલું છે ) પરમાત્મા શ્રી રામચંદ્રજી પ્રત્યે જેમની મનોવૃત્તિ દૃઢ છે, એવા શ્રી લક્ષ્મણજી શ્રદ્ધાભક્તિપૂર્વક વંદન કરી કહેવા લાગ્યા કે,

( ઉપરના શ્લોકના વિવેચનમાં શ્રી રામચંદ્રજી તથા જાનકીજી પ્રત્યે અધ્યાત્મ અર્થનું સૂચન કરાવવામાં આવ્યું છે. ) ( આગળ ચાલુ. )

શ્યામચંદ્ર ગોવર્ધનદાસ.

---

# ॥ पश्चिमनो हिन्दने संदेश. ॥

( અનુસંધાન ગતાંકથી. )

જો હિન્દ માત્ર આધ્યાત્મિક બાબતોમાંજ નહિ પરંતુ ઐહિક બાબતોમાં પણ મહાન બનવાનો હોય તો, તમારા યુવકોએ લોકમતના બલને લીધે છાજતો ના લાગે એવો કોઇ પણ ધંધો ઉપાડી લેવામાં આડે આવતો નકામો ગર્વ દૂર કરવો જોઇએ. વકીલાત ડોક્તરી અને સરકારી નોકરી વિના અન્ય પણ તેટલાજ માનવાળા ધંધાઓ છે; વર્તમાનકાલે તો હિન્દને આવા ધંધાઓજ અત્યંત કીમતી છે. અન્યને વધારે સુખી અને ઉન્નત જીવન ગાળવામાં કેવી રીતે સહાય કરી શકાય, એટલું સમજવું એ ખરેખર એક મહાન હક સમાન છે; તમારે તમારા પુત્રોને આવા હકનો લાભ લેતા બનાવવા જોઇએ.

આ ઉપરાંત વળી હિન્દના યુવાન દેશાભિમાનીઓ, પ્રાચીન દિનોમા આ દેશને આટલો બધો કીર્તિવંત બનાવનાર હાથ કારીગીરીના સુંદર પદાર્થો બનાવવાના વ્યાપારને ઉત્તેજવામાં તેમનું ધ્યાન આપતા થાય, એ પણ જરૂરનુ છે. આમ કરવા માટે ત્રણ બાબતોની જરૂર છે. (૧) આવા કાર્યમા જે ખાસ જાતિઓ કુશલ હોય તેમને તેમનો ધંધો ફરીથી ઉપાડી લેવામાં સહાય આપવી; (૨) યુરપ અને અમેરિકામાં બનેલા સસ્તા અને નિર્માલ્ય માલને ખરીદવાને બદલે, તૈયાર થાય ત્યારે ઉપરના પ્રકારના માલની ખરીદી કરવી; (૩) અને તમારા કારીગરોની પેદાશને એકઠી કરી, નિકાસ કરી, વિદેશમા સારૂ બજાર શોધી કાઢનારી સારી પેઢીયોની સ્થાપના કરવી.

વર્તમાન કાલે જો એકાદ મુસાફર તમારા બજારોમાં જઇને ખરેખરી હિન્દી કારીગીરીનું એકાદ રગ અથવા એકાદ ચિતરેલું વાસણ અથવા અન્ય કોઇ પદાર્થ લેવા માગે તો તેને તે મેળવતાં ઘણીજ વિટંબણા પડે છે. કદાચ ખરેખર રગો હિન્દી શાળો ઉપર, હિન્દી દેશાઓ વડે વણાયાં હશે, પરંતુ તેમને વારવાર યુરપના અટકાઉ રાસાયણિક રંગો વડે રંગવામાં આવ્યાં હોય છે. તમારી દુકાનો જર્મની, ફ્રાન્સ અને ઇંગ્લેન્ડનાં કારખાનામાં બનેલી રસહીન અને સસ્તી પેદાશોથી ઉભરાઇ જાય છે; આમાંએ અત્યંત ખરાબ તો એ છે, કે હિન્દીઓ જાતેજ હિન્દી કારીગીરીના બનેલા સહેજ વધારે ખર્ચાઉ પરંતુ ઘણાજ ઇચ્છવા યોગ્ય અને ટકાઉ પદાર્થો માગવાને બદલે આવા માલની ખરીદી કરે છે, તમે એક હિન્દી વસ્ત્રની એક તૃતિયાંશ કીમતે એક અંગ્રેજી કારખાનાનું વસ્ત્ર ખરીદો છો, પરંતુ નમ્ર ધોબીવડે ધોવાતાં એ હિન્દી વસ્ત્ર અંગ્રેજી વસ્ત્ર કરતાં એક તૃતિયાંશ સમય વધારે ટકે છે. અંતે તો વસ્ત્રો માટે સરખા પૈસા ખર્ચાય છે, પરંતુ અન્ય પક્ષે અંગ્રેજી વસ્ત્રો ખરીદીને તમે હિન્દી કારીગીરીને પાછળ પાડી છે

પશ્ચિમમાં એક કહેતી છે જેમાં દુનિયાદારીના ઘણા ડા'પણનો સમાવેશ થાય છેઃ " પેની ખર્ચવે ડાહ્યો, પાઉન્ડ ખર્ચવે મૂર્ખ. " અન્ય શબ્દોમાં કહેવા માગીએ તો આપણે એક આનો બચાવવા જઈએ છીએ, ત્યાં આગળ એક રૂપીઓ ખર્ચાઇ જાય છે. હિન્દી કારીગરોને ઉત્તેજન મળવુંજ જોઇએ, લોકને હિન્દની બનાવટ ખરીદતા કરવા માટે આપણે દરેક પ્રયત્ન કરવા જોઇએ; વણકરો, પિત્તળ અને હસ્તિદંતનું કામ કરનારાઓ, સુવર્ણ તથા લોહકારો અને લાકડા ઉપર કોતરકામ કરનારાઓને પ્રાચીન સમયની પેઠે પોતપોતાના ધંધામાં પુનઃ સંસ્થાપનાર્થે આપણે સહાય કરવી જોઇએ. જો બધા હિન્દીઓ તરફથી આમને સંપૂર્ણ પ્રકારે ટેકો મળી રહે અને જો તેઓ આ લોકની બનાવેલી વિદેશમાં બનતી સમાન પ્રકારની બનાવટ કરતાં હમેશાં વધારે સુંદિર અને મોહક બનાવટને ખરીદવાનો દૃઢ નિશ્ચય કરે તો તેઓ આબાદ બને અને હિન્દ સમૃદ્ધ થાય. અનેક હિન્દી ગૃહો, ખાસ કરીને પૈસાદર વર્ગનાં ભવનો એટલા બધા હદપારના નિર્માલ્ય રસ ઉપજાવતા ઉપસ્કરો અને શણગારો વડે શણગારવામાં આવ્યાં હોય છે, કે કોઇ પણ સુશિક્ષિત અંગ્રેજ ગૃહસ્થ પોતાના ગૃહમાં આવાં ઉપસ્કારો વસાવવાનું કોઇ કાલે સ્વપ્ન પણ લાવશે નહિ. ખંધા વેપારીઓ આવા માલને અત્રે વ્હાણે ચઢાવી મોકલાવી આપે છે, અને હિન્દીઓ આને ઝમાનાને બંધબેસતો ધારીને ખરીદી લે છે! આવા સર્વ પ્રકારના કચરાને દૂર ફેંકી દેઇને હિન્દની બનાવટના પદાર્થોની સાદાઈ અને ટકાઉપણાનો ફરીથી લાભ લેતા બનો.-આવા પદાર્થો, આટલા બધા પૈસા ખરચાવતા પશ્ચિમના ભભકાદાર પદાર્થો કરતાં હજાર ઘણા વધારે રસિકતાભર્યા છે.

જો અમુક સંખ્યાના હિન્દી વ્યાપારીઓ એકઠા થઇને ઇંગ્લેન્ડ અથવા અમેરિકાની કેટલીક મોટી પેઢીઓ સાથે સંબંધમાં જોડાય તો મારી ખાત્રી છે, કે હિન્દી કારીગીરીના પદાર્થો માટે એક વિશાલ બઝાર ઉભું કરી શકાય; ખાસ કરીને આવા પદાર્થો સંભાળ અને પ્રેમભાવપૂર્વક બનવાં જોઇએ. કારીગીરીની પ્રાચીન સમયની સંપૂર્ણતાને લઇને હિન્દી ધાતુકામ બધી દુનિયામાં સઘળે ખ્યાતિવાળું બન્યું હતું; આવી સંપૂર્ણતા શા માટે ફરીથી ના મેળવી શકાય તેનું કંઇ કારણ છે?

લોકના વિશાલ સમૂહને આરોગ્યરક્ષણના સાદા નિયમો પણ શિખવવાની જરૂર છે કે જેથી ઘાતક, પ્લેગ, કોલેરા અને સ્મોલપોક્ષ તથા બીજા કોઠીબંધ રોગોને અટકાવરૂપી એકના એક શાસ્ત્રીય ઉપાયવડે નિર્મૂલ કરી શકાય. જો તમારાં પવિત્ર શાસ્ત્રોમાં આપેલા આરોગ્યવિધાના નિયમો ખરેખરી રીતે પાળવામાં આવે તો હિન્દીઓની સ્થૂલસંપત્તિ વર્તમાનકાલે છે તેના કરતાં ઘણીજ વધી જાય. આચારો પાળવામાં અને પ્રાણશુદ્ધિ પાછળ હદપારનું લક્ષ આપવામાં આવે છે, પરંતુ ખુલ્લેખુલ્લી રીતે સ્થૂલ શુદ્ધિ માટે ઘણો થોડો વિચાર કરવામાં આવે છે. દૃષ્ટાંત તરીકે તમારાં ભોજન તૈયાર કરવાનાં સ્થલો વારંવાર કચરાથી ગંદાં બનેલાં જોવામાં આવે છે; અનેક હિન્દી શહેરોના મહોલ્લાઓમાં તો ગંદકીની વરાળ વ્યાપી રહી હોય છે. જો લોક બલવાન, આરોગ્યવાન અને રોગને

અવરોધનારા બનવાના હોય તો માત્ર આપણા દેહ અને વસ્ત્રોનીજ નહિ પરંતુ ગૃહો અને મહોલ્લાઓની સ્થૂલશુદ્ધિ જાળવવી પણ અત્યંત જરૂરની છે.

હિન્દના વિશાલ લોકસમૂહોને, એક આરોગ્ય અને ઉપયોગી સ્થૂલજીવનને નિયમતા મૂલનિયમોની થોડી ઘણી કેળવણી મળવી જોઇએ; માત્ર યુવકોનેજ નહિ પરંતુ યુવતિઓને પણ આવી શિક્ષા આપવી જોઇએ. આ મહાન માતૃભૂમિની પ્રજાનો નેવું ટકા જેટલો વિભાગ લખી વાંચી જાણતો નથી, એમ મને જણાવવામાં આવ્યું. આતો એક અદ્દભૂત અને અનિષ્ટ પ્રમાણ કહેવાય ! આવા કારણને લઇનેજ હિન્દને ગરીબ રહેવું પડ્યું છે, તેના લોક બુદ્ધિશાળી નહિ હોવાથી આમ થતું નથી, પરંતુ તમે તમારા યુવકોની શીઘ્રબુદ્ધિને કેળવ્યા વિનાની નાખો છો અથવા હિન્દને જરા પણ કીમત વિનાના માર્ગોએ આવી બુદ્ધિને વહેવા દો છો તેથીજ ઉપરનું પરિણામ આવ્યું છે; મારા ધારવા પ્રમાણે એક સામાન્ય બ્રાહ્મણ, એક સામાન્ય યુરોપીઅન અથવા અમેરિકન કરતાં સ્વાભાવિક રીતે વધારે બુદ્ધિશાળી હોય છે. પશ્ચિમની ધીમી બુદ્ધિએ આટલો બધો મહાન ઐહિક સુધારો યોજી કાઢ્યો છે તેનું એટલુંજ કારણ છે, કે મેળવવામાં આવતા ઘણા ખરા જ્ઞાનનો વ્યાવહારિક જીવનમાં ઉપયોગ કરવામાં આવે છે અને માત્ર તેને મનના આંતર ભાગોમાંજ પૂરી રાખવામાં આવતું નથી. જ્યારે લોકસમૂહો માટેની હિન્દી કેળવણી ધાર્મિક વિષયોના શિક્ષણની પારના પ્રદેશમાં વિસ્તરીને ગૃહરાજ્યમાં પ્રવેશ કરશે, સ્ત્રીઓને અન્ન પકાવવાનો, વાસણ સાફ કરવાનો, અને બીજું ગૃહકાર્ય કરવાનો શ્રેષ્ઠ માર્ગ શિખવશે, જ્યારે તે અમુક મહોલ્લાઓની સંભાળ રાખનાર માનવિઓને એ મહોલ્લાઓ અને પાસેના વાડાઓ કેવા રાખવા તે શિખવશે ત્યારે અનેક રોગોનું મોટું પ્રમાણ વિનાશ પામશે. જો પશ્ચિમમાં એક માનવિ રાજમાર્ગોમાં કચરો પૂંજો નાખતું પકડાઇ જાય તો તેનો ભારે દંડ કરવામાં આવે છે અથવા તેને કેદમાં મોકલવામાં આવે છે; પોતાની બેદરકારીથી તે બીજાના આરોગ્યને ભયમાં લાવી મુકે છે, એટલીજ બાબતનો આમાં વિચાર કરવામાં આવે છે.

મારા અવલોકન પ્રમાણે હિન્દનું વર્તમાનકાલનું કર્તવ્ય, આરોગ્યશાસ્ત્રના નિયમો વિષે લોક સમૂહોને કેળવવાનું, તેમને માત્ર પોતાની સગવડનો નહિ પરંતુ બીજાઓના કલ્યાણનો પણ વિચાર કરતા થાય એવો ધીરજથી ઉપદેશ આપવાનું, સ્થૂલ શુદ્ધિના નિયમો વિષે, તેમનું ગ્રહણ થઇને વ્યવહારમાં મુકાતા સુધી તેમને વારંવાર સમજાવવાનું છે. આ માર્ગે ઘણું ઘણું થઇ શકે એવું છે. સરકારે નહિ પરંતુ હિન્દીઓએ જાતેજ કરી લેવા જેવું છે સરકારને તો ક્યારનુંએ ઘણું ઘણું કરવાનું છે, તેની પાસે તમારૂં કાર્ય કરાવવાની તમારાથી આશા રાખી શકાય નહિ.

પશ્ચિમ પાસેથી અન્ય શિખવા યોગ્ય ઉપદેશ યથાર્થ સ્વાતંત્ર્યનો, ખરી આત્મ–શ્રદ્ધાનો છે; આવી ભાવનાતો જુસ્સોજ આગળ ધસી જઇને, બીજો કોઇ કરશે એવી માત્ર રાહ જોવાને બદલે જરૂરનું કાર્ય પાર ઉતારે છે. દેશના સમગ્ર વિસ્તારમાં વ્યાપેલાં લાખ્ખો

માનવોને જ્ઞાન આપવાનું કાર્ય કરી શકનાર માત્ર એક હિન્દવાસિજ છે; સરકાર તેમને કેળવશે એવી આશા રાખશો નહિ—માત્ર તમારાથીજ તે થઇ શકે એમ છે, તમેજ તેમને એવી બાબતોનું જ્ઞાન આપી શકો એમ છે કે જેથી તેઓ રાજ્યના વિશેષ ઉપયોગી નાગરિકો અને વધારે આરોગ્યવાળાં સ્ત્રીપુરૂષો શી રીતે થવાય તે સારી રીતે સમજી શકે.

દરેક શહર અને નગરનાં આગળ પડતાં સંખ્યાબંધ માનવો પાસે જઇને, તેમની સંમતિ અને સહકારિતા મેળવીને આવા પ્રકારનો ઉદ્દેશ સાધી શકાશે; વળી બાળબાળાઓ માટે સાધારણ શાલાઓની સ્થાપના કરીને આવું કાર્ય પાર ઉતારી શકાશે. થોડા ખરચે સવડ પડતાં મકાનો બાંધી શકાશે. આવી શાલાઓમાં બાલકોને તેમની દેશભાષા અને અંગ્રેજીમાં લખતાં વાચતાં શિખવવામાં આવશે; માતૃભૂમિના કીર્તિવંત ઇતિહાસ વિષે પણ તેમને કેટલુંક ભણાવવામાં આવશે, તેમજ આરોગ્ય વિદ્યાના નિયમોની સાહજીક્તા અને કીમત પણ તેમને સમજાવવામાં આવશે; બાલાઓને રાંધવાં, સીવવા, માવજત અને ગૃહ કાર્યોનું શિક્ષણ આપવામાં આવશે. યુવકોને અમુક લાભકારક અને ઉત્પાદક ધંધો ઉપાડી લેવાનું ઉત્તેજન આપવામાં આવશે. અન્ય પ્રકારે કહેવા માગીએ તો દરેક શાલાનો ઉદ્દેશ અશિક્ષિત બાલકને સમાજના એક ઉપયોગી સભ્યમાં પલટાવી નાખવાનો હોવો જોઇએ; એક હિન્દી બનવું એટલે શું, એ સારી રીતે સમજતા થવાય તેટલા પૂરતી પૂરી કેલવણી મળવી જોઇએ.

માત્ર આવા માર્ગેજ હડહડતા વ્હેમ, ધાર્મિક મતાંધતા અને દ્વેષને દૂર કરી શકાય એમ છે; હિન્દના વિવિધ પ્રકારના લોકને એક દેશાભિમાની પ્રજારૂપે આ માર્ગેજ એકત્રિત બનાવી શકાય એમ છે. જો વિશાલ લોકસમુહોને માત્ર આવી સાદા પ્રકારનીજ કેલવણી આપવામાં આવે તોએ હિન્દની આર્થીક સમૃદ્ધિમાં વૃદ્ધિ થાય, કારણ કે ઉદ્યોગની પ્રાચીન દિશાઓ વડે કૃષિકારની પેદાશનો ઉદ્ધાર થઇને વધારો થશે.

અમેરિકા અને ઇગ્લેન્ડ ઉભયે દેશોમાં માતપિતાને પોતાનાં બાલકો અમુક વર્ષો સુધી શાલામાં મોકલવાની કાયદાથી ફરજ પાડવામાં આવી છે, કારણ કે એક બુદ્ધિશાળી પ્રજાને પ્રજાકીય સમૃદ્ધિ સમાન સ્વીકારવામાં આવી છે; પરંતુ કેલવણી મફત આપવામાં આવે છે; સામાજીક શાલાઓને અભ્યાસીઓ અભ્યાસનાં પુસ્તકો ખરીદી લાવે એટલીજ જરૂર હોય છે. અમુક શાલાઓમાં તો ગરાબ વિદ્યાર્થીઓને પુસ્તકો પણ પૂરાં પાડવામાં આવે છે.

હિન્દમાં અનેક ઉત્તમ શાલાઓની સ્થાપના હિન્દીઓએ કરી છે, પરંતુ સંતોષકારક પરિણામ આવવા છતાંએ તેમને જોઇએ તેટલો આશ્રય મળી શક્યો નથી. માત્ર આજ

સવારમાંજ મદુરા થીઑસોફીકલ સોસાયટીવડે ચલાવાતી હિન્દી બાલાઓની કેલવણી માટેની એક ભવ્ય શાલાની મેં મુલાકાત લીધી આટલી બધી નમ્ર અને વિનયી યુવાન બાલાઓને વિવિધ કસરતો કરતાં લાવણ્ય અને ગૌરવપૂર્વક આમ તેમ ફરતી: અને આટલી બધી મધુર્યથી માતૃભૂમિનાં કેટલાંક ગીતો ગાતી જોવી, એ પણ એક આહલાદજનક દેખાવ હતો. તેમને માત્ર તેમના ધર્મનાં સત્યોની કેલવણી અને લખવા વાંચવાનું શિક્ષણજ આપવામાં આવતું નથી પરંતુ તેમને દરરોજના જીવનનું કેટલુંક વ્યાવહારિક જ્ઞાન પણ આપવામાં આવે છે. આવી શાલા માટે તમારે માન લેતા બનવું જોઇએ; માનવોએ બાંધેલાં બધાંએ મંદિરોમાં, શિક્ષિત સ્ત્રીપુરૂષોના મન અને જીવાત્માએ બાંધેલા આવા જીવંત મંદિર જેટલું અન્ય કોઇ પણ આપણું પ્રેમપાત્ર બનવા લાયક નથી.

જો તમારા હૃદયે હિન્દનું ખરેખરૂં કલ્યાણ વસતું હોય તો તમે આવી શાલાને ટેકો આપશો એટલુંજ નહિ પરંતુ બાલબાલાઓ માટેની આવી હજારો શાલાઓ સ્થાપીને ચલાવશો. દેશાભિમાની હિન્દીઓ પાસેથી પૈસા મેળવવા આટલા બધા મુશ્કિલ હોવાથી આ શાલાના કેટલાક શિક્ષકોને ફક્ત માસિક નવ રૂપૈઆનો પગાર મળે છે, એ મારા સમજવામાં આવ્યું છે. આતો ભુખમરાનો પગાર કહેવાય. અમેરિકામાં શિક્ષકનું પદ માનવંતુ હોય છે, આપવામાં આવતો પગાર અન્ય ધંધાઓમાં મળતા પગાર સાથે સારી રીતે સરખાવો શકાય એવો હોય છે. એક સ્ત્રી શિક્ષકને માસિક રૂ. ૩૦૦ નો પગાર મળવો એ બીલકુલ અસંભવિત નથી.

જેમની હિન્દનો ખરેખરો પુનરૂદ્ધાર થયેલો જોવાની મરજી છે અને માત્ર તે વિષેની વાતચિત કરવામાંજ રોકાઇ રહેવાની મરજી નથી તેમણે હિન્દી શાલાઓના પોષણ માટે દરેક માસે પૈસાની અમુક રકમ બચાવીને જુદી રાખવી, એટલાથી પણ શ્રેષ્ઠ પ્રકારનું કાર્ય બની શકશે. વધારે વધારે સ્ત્રી શિક્ષિકાઓ યોજાતી જાય એ તમારા લક્ષમાં રાખવાનું છે, અને આ પ્રમાણે સ્ત્રીઓ તેમજ મોટી બાલાઓને કેળવવાની છે કે જેથી તેઓ તેમના પતિઓની માત્ર બાલકો ધારણ કરતારીઓને બદલે ખરેખરા સાથીઓ સમાન નિવડે. પશ્ચિમના વાસિઓ અમે માત્ર બાલકો જન્મવા મારેજ એક સ્ત્રી સાથે લગ્ન કરતા નથી. અમે આખા જીવન માટેનો એક સાથી મેળવવા માટે લગ્ન સબંધમાં જોડાઇએ છીએ; ગૃહ સંસ્થાને આનંદથી પ્રકાશીત બનાવવા માટે, અમારા શોકમાં સમભાગી અને વિજયમાં આનંદના એક સાથી માટે, અમારા માનસિક અને ધાર્મિક અભ્યાસમાં જોડાનાર એક અભ્યાસિ માટે અમે આવા સંબંધમાં યોજાઇએ છીએ. પ્રાચીન હિન્દની ભાવના પણ આવાજ પ્રકારની હતી; વર્તમાનકાલે આવી ભાવનાનો પુન: સ્વીકાર શા માટે ના થાય, એનું કંઇ પણ કારણ નથી.

હિન્દ એક વિચિત્ર પ્રકારની વિરોધિ સરખામણી પૂરી પાડે છે; એક પક્ષે કેળવાયલા લોકનો એક નાનકડો વિભાગ છે, અન્ય પક્ષે અત્યંત અજ્ઞાન લાખ્ખો સ્ત્રી પુરૂષો આવી

રહ્યાં છે. આવું અજ્ઞાન હિન્દના શ્રાપ સમાન છે; માત્ર જ્યારે કેળવાયલો અલ્પ વિભાગ પોતાની જવાબદારી સમજતો થશે, જ્યારે પૈસાદાર લોક પોતાને મળેલો પૈસો પોતાના સુખોપભોગ અને નકામી મોજમઝાઓ માટે મળેલો નથી પરંતુ પોતાના ઓછા ભાગ્યવાળા બંધુઓને સહાય કરવા માટે મળ્યો છે, એવું સમજતા થશે ત્યારેજ એવા પ્રકારની શાલાઓની સ્થાપના થશે કે જેમનાદ્વારા હિન્દની ઉન્નતિને આટલા બધા સમયથી પાછાં હઠાવનાર અંધકારનાં વાદળો ઝપાટાબંધ વિખરાઇ જશે, માત્ર આ પૃથ્વીજ ધર્મો પણ પોતાના વ્હેમોમાંથી છૂટા બનશે; મહાન માતૃભૂમિ પણ એક સુશિક્ષિત અને આધ્યાત્મિક પ્રજા જેવી બનવી જોઇએ તેના એક નમુનારૂપ દુનિયા સમક્ષ બનશે.

અત્યારે તમારા સ્વાધિનમાં છે એવી મ્યુનિસીપાલીટીઓ અને અન્યસંસ્થાઓની વ્યવસ્થામાં તમારી પરિપૂર્ણ શક્તિ દર્શાવતા સુધી સ્વરાજ માટે શા માટે બુમો પાડો છો! જ્યાં શ્રેષ્ઠ પ્રકારની શાલાઓને ફન્ડની ખામીને લઇને મરણશરણ થવા દેવામાં આવે છે, જ્યાં પ્રજાકીય જુસ્સો એટલો બધો નરમ છે, કે યાત્રાનાં નગરોના મહોલ્લાઓમાં પણ કચરાના વરાળો મારતા ઢગલા થવા દેવામાં આવે છે, ત્યાં આગળ ખાત્રીથી રાજ્યની વિવિધ પ્રકારની લગામોને સ્વાધિનમાં લેવાનો સમય હજુ સુધી આવી લાગ્યો નથી. સારી રીતે કહેવામાં આવ્યું છે તેમ, "માત્ર થોડી ઘણી બાબતોમાંજ શ્રદ્ધાવાળા બનો અને હું તમને અનેક બાબતોના ઉપરિ બનાવીશ." જ્યારે હિન્દીવ્યવસ્થાવાળું દરેક નગર, દરેક સંસ્થા, પોતાની શ્રેષ્ઠ પ્રકારની વ્યવસ્થા માટે આગળ પડી આવશે ત્યારેજ હિન્દ, સમર્થ સામ્રાજ્યના સ્વરાજ ભોગવતા એક માનવંત વિભાગરૂપ બનશે. એક મહાન પ્રજાની વિજયપૂર્વક વ્યવસ્થા કરવા માટે અત્યંત કુશલતાની જરૂર ઉભી થાય છે; કર્મયોગનો સારી રીતે અભ્યાસ થતા સુધી આવું કાર્ય ઉપાડી લેવું બુદ્ધિ ભર્યું નથી.

તમારાં કાર્યોનું બુદ્ધિવડે નિયમન કરો. પોતાની તિરોભૂત દશાવાળા પરમાત્મા પ્રત્યેજ ભક્તિવાળા બનવાનું નથી પરંતુ માનવ દેહોમાં આવિર્ભાવ પામેલા પરમાત્મા પ્રત્યે પણ ભક્તિવાળા થવાનું છે. માનવજાતની સેવા કરો અને વર્તમાનકાલે જેવા માર્ગે જરૂર છે તેવાજ માર્ગે તમે દિવ્યતત્વની સેવા કરી શકશો. ભાવવાચક તત્વશાસ્ત્ર એ માનવ જીજ્ઞાસાનો એક પક્ષ છે, પરંતુ વ્યવહારમાં આચરવામાં આવતું તત્વશાસ્ત્ર એ અન્ય પક્ષ છે. જો તમે તમારા બંધુઓની દશા ઉચ્ચ બનાવવા તરફ તમારૂં ધ્યાન દોરો, તથા વાણિજ્ય અને કર્મદ્વારા તથા વિત્તના ઉપયોગવડે અજ્ઞાનરૂપી ધૂમ્રસને દરેક પ્રકારે દૂર કરવામાં સહાય કરો અને તેને બદલે ઐહિક કાર્યમાં કુશલતાની તથા અજ્ઞાની વ્હેમથી રહિત આધ્યાત્મિકતાની સ્થાપના કરો તો મારી ખાત્રી છે, કે હિન્દ અલ્પ સમયમાંજ દુનિયાના ગુરુનું સ્થાન લેઇ લે. સ્થૂલ બલનો કંઇ હિસાબ નથી, જ્ઞાનવડે દોરાયલી આધ્યાત્મિકતા અને દરરોજના જીવનમાં જ્ઞાનનું વ્યાવહારિક આચરણ, એજ અત્યંત અગત્યની બાબતો છે. તમારા સમક્ષ વૃદ્ધિનો માર્ગ વિસ્તરી રહ્યો છે; થોડાક સમય માટે આવો માર્ગ વિકટ લાગશે, કારણ કે અનેક ઝમાનાઓની ઉપેક્ષાવૃત્તિને સુધારવામાં ઘણો સમય જાય છે. પરંતુ દૃઢ સંકલ્પપૂર્વક તમારી આધ્યાત્મિકતામાં કર્મમાં કુશલતાનો ઉમેરો કરી શકાય એવો છે; આટલું સિદ્ધ થતાં અંતિમ ઉદ્દેશની પ્રાપ્તિ પણ બની આવશે.

---

# विचार-माळा.

## परोपकारार्थ मिदं शरीरम्.

એક સાયંકાળે બાગમાં ફરવા ગયેલો ત્યાં એક જાઇની વેલ તરફ મારૂં સહજ લક્ષ ગયું. તે જાઇની વેલપર કેટલાંક અર્ધ વિકસિત ફુલો, કાંઈ કરમાઇ ગયેલાં પૂષ્પો, કેટલીક કીડીઓએ જર્જરીત કરી નાંખેલી કળીયો અને ફુલો-આ પ્રકારની જાઇની સ્થિતિ મને દેખાઇ. તે જોતાં જ મને આજે સુધી કદિ નહિ આવેલો એવો એક વિચાર મનમાં આવ્યો તેથી મારૂં મગજ ગુંચાઈ ગયું.

કળી! ઘણી જ નાજુક કળી!! કેટલી ચતુરાઇએ વિશ્વકર્ત્તાએ બનાવેલી!! જોતાં જોતાં હું તલ્લીન થઈ ગયો. જગતના પ્રત્યેક પદાર્થ ઇશ્વરે એક સરખી કુશલતાથી-બિલકુલ આળસ ન કરતાં તૈયાર કરેલા છે! ધન્ય છે તેને! ઉદારતાની પ્રત્યક્ષ મૂર્તિનું ગર્ભસ્થિત બાળક જ જાણે તે કેમ ન હોય!

જુઓ આ અર્ધ વિકસિત કળીઓ પોતાના મધુર પરિમળથી દશે દિશાઓ મ્હેંકાવી મૂકે છે! પ્રિય કળી, તારા મુખ કમળપરની પાંખડીઓનાં પડલ દૂર કરીને, સ્મિતવદને તું કોની વાટ જુએ છે વારૂં? મંદ પવનના યોગે કળીએ પોતાનું મસ્તક હલાવ્યું. જાણે તે મારા અજ્ઞાન બદલ મને હસતી હોયની-એટલામાં એક પુષ્પ વિહારી પંખી ઉડતું હતું તે કળીના ઉપર આવીને બેઠું. કેવું આશ્ચર્ય! તે પંખીને બોલાવવા કોણ ગયું હતું.! હા ગયું જ હતું-તે નાજુક કળી બોલી-"મારો સુગંધ દૂત મેં નહોતો મોકલ્યો કે"? આ સાંભળીને મને હસવું આવ્યું. કેવી વિલક્ષણ ઇશ્વરી યોજના? તે કળીને બોલતાં આવડતું નથી માટે સુગંધ દૂતની યોજના-ઇશ્વિરે તેની તેનાતમાં કરી રાખી લાગે છે-ફુલ રાણીની મઝા ખરી!

અરેરે! આ ફુલ જુઓ સુકાઇ ગયાં. કેમ કળી, આ તારાં સોબતીની આવી દુઃખદ સ્થિતિ કેમ થઇ ગઇ વારૂં! તમારે પણ બાલ્ય વગેરે અવસ્થાઓ ભોગવવી પડે છે ખરી! હાસ્તો મ્લાન પૂષ્પ માથું હલાવીને બોલ્યું, 'એટલું નહિ પણ મત્સરાદિક માનસિક દોષ પણ લાગે છે. જુઓ, પેલું વનપંખી મારી બ્હેનના ઘેર પરોણાગત ચાખવા ઉતરી પડયું છે તે મારા સામું તો નજર સરખુંએ નાખતું નથી; પણ તેજ ગઇ કાલ મારી પાસે આવીને કેવી મીઠી મીઠી વાતો કરતું હતું તે શું કહું? હાય હાય! મારી કાલની અને આજની સ્થિતિમાં કેટલું બધું અંતર? કાલે હું કેટલું બધું સુંદર હતું અને આજે મારૂં શરીર આવું વિરૂપ! કાલ સુગંધ પૂર્ણ હતું ત્યારે આજે નિર્ગંધ-કિંબહુના દુર્ગંધયુક્ત! કાલે તારૂણ્યના પૂર્ણ તોરમાં અને આજે મૂર્તિમંત દુર્બલતા! કાલે મારે ઘેર પરોણાઓની પડાપડ આજે ખરેખરૂં સુકવણું! બાળ! આવી એક બે વાત કહું! મારૂં અંતઃકરણ ગત-

કાળમાં સુખપૂર્ણ સ્થિતિથી જેટલું આનંદપૂર્ણ થતું હતું તેનાથી સોધણું દુઃખ અત્યારે થાય છે" એમ કહી તે પુષ્પે મૌન ધારણ કર્યું.

"અરેરે આ પુષ્પો તો કીડીએ તદ્દન વીંધી નાંખ્યાં છે. પુષ્પ સૃષ્ટિમાં એકલાં માનસિક દુઃખ જ નથી પણ શારીરિક દુઃખ પણ છે" માથુ હલાવી પુષ્પોએ આ વાતમાં સંમતિ આપી.

જોતજોતામાં મ્લાનપુષ્પો ખરી પડવા લાગ્યાં-તેમને પણ મરણ હોય છે ! આ વખતે મારી તે પ્રિય કળીએ, તે મ્લાન પુષ્પને પડતાં જોઇને હસવા માટે પોતાનું મુખ વધારે વિકસાવ્યું તે જોઇને મને ઘણો જ રાગ આવ્યો. " હે વિકસિત કળા ! હે તરૂણી ! કાલે જ તને પણ આ સ્થિતિ પ્રાપ્ત થવાની છે. નહીં કે ! તો પછી તું બીજાની આવી સ્થિતિ જોઇને શું હસે છે વારૂ"! મારૂ કથન ન સાંભળતાં તે તો પોતાની મેળે હસતી હસતી દાદબેધ ઉભી રહીને ડોલવા લાગી-ડોલે જ તો બિચારી ! આ જગતમાં સર્વ પ્રકારના લોક જોઇએ એવી જ ઇશ્વરની ઇચ્છા હશે.

ધીમે ધીમે રાત્રી પડવા માંડી એટલે હું ઘર તરફ પાછો ફરવા લાગ્યો. મને લાગ્યું-માનવી સૃષ્ટિ સાથે આ પુષ્પ સૃષ્ટિનું પણ કેટલું સામ્ય છે ! આપણામાં બાલ્યાદિ અવસ્થાઓ છે તે પ્રમાણે તેમનામાં પણ છે જ ! આપણામાં લોભ છે તેવો તેમનામાં પણ છે જ ! આપણી આંખો તારૂણ્યના મદથી અંધ બની જાય છે તેજ પ્રમાણે તેમની ! આપણામાં શ્રીમંત પાસે સો દોડતા જાય છે તેજ પ્રમાણે તેમનામાં ! તે મ્લાન પુષ્પે શું કહ્યું હતું. વારૂ કાલની અને આજની સ્થિતિમાં કેટલું બધું અંતર પડી ગયું; હા આપણી પણ તેજ સ્થિતિ છે-તારૂણ્ય કાલ કેવો જાણે કાલે જ વહી ગયો હોય એમ લાગે છે અને વૃદ્ધાવસ્થાની એક ક્ષણ તે જાણે કાળરાત્રિ સરખી ભયંકર જણાય છે ! પણ માત્ર એમ ભાન થવાથી લાભ શો ? સાર્થક કરવાનો ઉપાય કોઇ કરે છે શું ? તે વાતનો તો સઘળે અંધકાર !

તે વિકસિત કળીએ પણ પોતાના શરીરાદિનો શું ઉપયોગ કર્યો ? કર્યો તો ખરો ! તેણે પોતાની સુગંધથી સર્વનાં મન પ્રસન્ન કરી દીધાં નહતાં શું ? તેજ સુગંધના પ્રતાપે કળીઓનો સમુદ્ર પુરૂષને પણ દુઃસાધ્ય એવી માનવી તરૂણીઓના કેશપાશ રૂપી સિંહાસન પર સહજ સ્થાન મેળવી સર્વને તલ્લિન કરી નાંખતો જણાતો નથી શું ? જ્યાં ત્યાં ભ્રમરાદિનો સમૂહ શા માટે ભમતો હતો વારૂ ! આપણા દેવાદિકોને પણ તેમણે સંતુષ્ટ કર્યાછે. મારા મનના ઉદાત્ત વિચારને અતિ ભલી તેનું કારણ શું ? હે કળી ! હે પુષ્પો ! તમને સર્વને ધન્ય છે, તમેજ પૂર્ણ પવિત્ર છો.

ઉપદેશ આપ્યો તેમને ધન્ય છે; તેમનેજ જીવિતનું ખરૂ રહસ્ય સમજાયું-જે કળીઓના નશીબમાં ઇશ્વર ચર્ણમાં લીન થવાની કામગરી પ્રાપ્ત થઇ તેમને મારા અંતઃકરણ પૂર્વક નમસ્કારછે.

બંધુઓ, આવો, આ સૃષ્ટિ રૂપી બાગમાં આપણને જે કાંઇ મળે તેનું અવલોકન કરીને તેમના ગુણ ગ્રહણ કરવામાં આપણે કાળ ગાળીએ. નકામી ઉઠબેસ કરવામાં વખત ગાળવો યોગ્ય નથી. આપણા દોષને દૂર કરીને આપણે ઇશપદે લીન થઇએ અને ઇશ્વરેચ્છા પ્રમાણે પ્રેમની વૃદ્ધિ કરીયે.

પ્રેમ સિવાય આ જગતમાં ક્ષણભર પણ રહેવું શક્ય છે શું? કળીઓ ભ્રમરોને શા માટે બોલાવે છે? પ્રેમને લીધે. સૃષ્ટિ આપણા પર આટલી બધી કૃપા કેમ કરે છે? વાત્સલ્યને લીધે. ચંદ્રકિરણ કળીઓને વારંવાર શા માટે આલિંગન કરે છે? પ્રેમને માટે. જગતનો સર્વ વ્યવહાર શાથી ચાલે છે? પ્રેમથી. પતિ પત્ની, બાળક, મિત્ર એક ઠેકાણે શાથી ભેગા થાય છે અથવા રહે છે? પ્રેમ રજ્જુથી બંધાયેલા હોવાથી જ. તાત્પર્ય-સર્વ જગત પ્રેમથી ભરેલું છે. તો આપણે પણ દીન અનાથ ઉપર શામાટે પ્રેમ ન કરવો? કળીએ પોતાની પાસેનાં મધનાં ટીપાં થોડાં થોડાં ભ્રમરાદિકોને આપ્યાં તે પ્રમાણે આપણે પણ શક્તિ અનુસાર અન્યને અવશ્ય મદદ કરવી જોઇએ.

ઇશ્વર મારા બંધુઓ બહેનોને સુખી રાખી તેમનું જીવન પ્રેમમય બનાવો એજ પ્રાર્થનાછે.

મણીલાલ કેશવલાલ પરીખ.

---

# अम्बरराज अने अमरसिंह.

( એક કાલ્પનિક સંવાદ. )

( મોગલ શહેનશાહ અકબરને મેવાડના રાણા પ્રતાપ સિવાય બીજા સર્વ રાજપૂત રાજાઓ તાબે થયા હતા. માત્ર પ્રતાપસિંહેજ છેવટ સુધી તેનું શરણ લીધું ન્હોતું. અકબરને તાબે થનારા રાજાઓમાં અમ્બરનો રાણો માનસિંહ પણ હતો. એક સમયે તે રાણા પ્રતાપસિંહને મળવા આવ્યો હતો ત્યારે પ્રતાપસિંહના પુત્ર અમરસિંહે તેની મુલાકાત લીધી હતી તેનું તથા તે પછી રાણા પ્રતાપ અને માનસિંહ વચ્ચે થયેલી વાતચીતનું વર્ણન આ સંવાદમાં આપવામાં આવ્યું છે. )

અમરસિંહ—( અમ્બરરાજનો સત્કાર કરતાં ) પધારો—અમ્બરાધિપતિ માનસિંહજી! પધારો, આ ગરીબ મેવાડવાસિનું આતિથ્ય સ્વીકારો—આવો અહીં બીરાજો.

માનસિંહ—યુવરાજ! આપના એટલા બધા સત્કારને લાયક કદાચ હું નહીં હોઉં; અનેક

દિવસ થયાં આપના પિતાશ્રીને તથા આપને નીરખવાની ઉત્કંઠા હતી. ઇશ્વરે આજે યોગ સાધ્યો.

અમરસિંહ—હા રાણાજી! કહો શા સમાચાર છે?

માનસિંહ—સમાચાર વળી શા હોય! મોગલસામ્રાજ્યની શાન્તિમય છાયામાં કલહના સમાચાર તો હોયજ શાના? સમાચાર સર્વ સારા છે.

અમરસિંહ—આપતો ખુશીમાં છો ને?

માનસિંહ—હા!

અમરસિંહ—(એક અનુચરને બોલાવીને) જા, શીઘ્ર જા. સુહાસિકાને બોલાવી લાવ. અમ્બરાધિપતિ તેમનું સંગીત સાંભળી અત્યંત મગ્ન થશે. કેમ અમ્બરરાજ! થોડો સમય સંગીત સાંભળશો ને? સ્હેજ આનંદ મળશે.

માનસિંહ—હા, ભલે બોલાવો.

(અનુચર જાય છે તથા થોડીવારે સુહાસિકા સહિત પાછો આવે છે)

અમરસિંહ—સુહાસિકા! અમ્બરાધિપતિ માનસિંહજીને તારા સુમધુર સંગીતથી આનંદ આપવા તને અહીં બોલાવી છે. આજે તારૂં ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ગીત ગા, અને અમ્બરરાજનું મન રંજન કર. પણ સુહાસિકા! એ ગીત તું કોની સન્મુખ ગાય છે તે ભૂલીશ નહીં હોં.

સુહાસિકા—જેવી મહારાજની આજ્ઞા.

(સારંગીને આલાપ દેતાં સંગીત પ્રારંભે છે)

સુખકારિણી, દુઃખહારિણી, ભવતારિણી જન્મભૂમિ!<br>
અશ્રુ નયનોથી ટપકાવું પાય માત! તુજ ચુંમી ચુંમી. ૧

દેખી પરાધીન તુજ દશાને કોણ અભાગી ન રડશે?<br>
શાન્તિનું તુજ જેવું સ્થાનક માત! અરે! ક્યાં મળશે?

રાજપૂતોની જન્મદાત્રી તું, શૂરવીરોની માતા;<br>
પીધું પય જેણે તુજ તે નવ ભીરૂ કદી થાતા.

બહુ વિપીન, નગ, નદી ઇત્યાદિ દેહ તુજ શોભાવે ?
સૌંદર્યે પ્રકૃતિના એવા છબી તુજ ઉર સ્થપવાવે.

જન્મભુમિ તું, બાલ્યભુમિ તું; સ્નેહભુમિ તું મારી;
આત્મશક્તિ, તનશક્તિ અર્પું સેવામાં શુભ તારી.

વિશ્વ તણો વૈભવ જ્યાં વસતો સુકર્મના સુપ્રતાપે
હાય ! જન્મદાત્રી એવી ! વદ તુજને કોણ હવે સંતાપે !

જન્મભુમિનો સ્નેહ ભુલીને યવનદાસ થયો જે;
સ્વર્ગ તણું અતુલિત સુખ મુકી સમજો નર્ક ગયો તે.

માતા મારી ! તું બહુ સારી, કીર્તિ તારી બહુ ભારી;
ઓ મેવાડ ! સુખશ્યાત ભુમિ ! પ્રાણ થકી પણ વ્હાલી.

અમરસિંહ—વાહ, વાહ સુહાસિકા ! કેવું શૌર્ય ભર્યું સંગીત ! આ સંગીતની અસર ક્યા મૂઢપર ન થાય ? કેમ અમ્બરરાજ સંગીત કેવું છે ?

માનસિંહ—અત્યંત મધુર છે ( પોતાના ગળામાંથી મોતીની માળા ઉતારી સુહાસિકાને આપતાં ) લે સુહાસિકા ! આ તારૂં પારિતોષિક.

સુહાસિકા—( હસીને ) રહેવા દો અમ્બરરાજ ! રહેવા દો; મારા સંગીતનો અર્થ આપ સમજ્યા હશો તોયે ઘણું છે. રહેવા દો રાજ !

માનસિંહ—સુહાસિકા ! આ પારિતોષિક તારા સંગીતની મધુરતા અર્થે છે–લે.

સુહાસિકા—રાજ ! તેની રચનાનું મૂળ તેથીયે અધીક છે. ક્યા મેવાડપુત્રના હૃદયને એ સંગીત દ્રવિત નહીં કરે. મારે પારિતોષિક જોઇતું નથી. તમારી ભૂમિના કલ્યાણાર્થે તથા તેમાં વસતા દીન મનુષ્યોના ઉદ્ધાર અર્થે તે વાપરો. આ રંક બાલિકા તેને શું કરશે !

માનસિંહ—ઠી—ક યુવરાજ ! આપના પિતાશ્રી ક્યાં છે ! મારે તેમને મળવું છે. તે મારેજ હું અહીં આવ્યો છું.

અમરસિંહ—હમણાં આવશે રાજ ! આપ જરા બીજું સંગીત સાંભળશો તેટલામાં આવશે.

માનસિંહ—ના, હવે ઇચ્છા નથી; સંગીત તો ઘણીયે વાર સાંભળી શકાશે. મારે તો આપના પિતાશ્રીને મળવા સિવાય અન્ય ઇચ્છા નથી.

અમરસિંહ—કદાચ કાંઇ કામમાં રોકાઇ જવાથી તેઓ નહીં આવી શક્યા હોય. ચાલો આપ પધારોને આપણે ઉભય ભોજન કરી લઇએ. પિતાજી તો આવશે.

માનસિંહ—યુવરાજ! મને શું બાળક સમજો છો? શું હું નથી સમજતો! સમજ્યો, સમજ્યો, હવે સર્વ સમજ્યો. આ સંગીત સંભળાવવાનું પ્રયોજન પણ હવે સમજ્યો. ઠીક છે રાણાને કહો કે મને મળવું હોય તો હમણાંજ મળી જાય; હું હવે વધારે સમય અપમાન સહન કરવા રોકાઇશ નહીં.

અમરસિંહ—(હસીને) અમ્બરરાજ! આપ શું એમ સમજો છો કે આપના જેવા પતિત થયેલા મનુષ્યનો મારા પિતાશ્રી મેળાપ કરશે! ના ના તેઓ તમારી મીત્રાચારી ઇચ્છતા નથી. યવનના દાસ સામું જોવાની પણ તેમની ઇચ્છા નથી.

માનસિંહ—(અત્યંત ક્રોધિત થઇ) બસ–બસ વધારે બકબકાટની જરૂર નથી. મને આવું અપમાન? અરે! આ અપમાન હું ભૂલનાર નથી. અમ્બરના રાણા માનસિંહને અપમાન કરનારના શા હાલ થાય છે તે હું દેખાડીશ.

અમરસિંહ—(હસીને) રાજ! રાજપૂતોને એ ભય હોતો નથી. રાજપૂતો કોઇ કાળે, પણ આપત્તિને ગણકારતા નથી.

માનસિંહ—બહુ સારૂં–બહુ સારૂં. જોઇશ કે સત્તા સન્મુખ શાણપણ કયાં સુધી ચાલે છે?

અમરસિંહ—યવનોનું દાસત્વ સ્વીકારી, તેમના પગની ધુળ ચાટી ઉચ્ચ પદ્દીએ ચઢવું એ શું સત્તા! પરતંત્રતાની બેડીમાં સર્વદા જકડાયેલા રહી ઉચ્ચ પદ્દીના અધીકારી થવું એ શું સત્તા? સ્વધર્મ પ્રેમ, સ્વદેશપ્રેમ અને સ્વજાતિપ્રેમને વીસારી સ્વાર્થના અન્ધકૂપમાં પડવું એ શું સત્તા?

માનસિંહ—બસ, રહેવા દો. વધારેની જરૂર નથી. આ અપમાનનો બદલો તમને મળશે. મોગલ શહેનશાહ અકબરની ભલાઇથીજ આટલો બધો સમય તમે બચી જવા પામ્યા છો.

(તત્કાળ પ્રતાપસિંહ પ્રવેશ કરે છે)

પ્રતાપસિંહ—નહીં, નહીં તેની ભલાઇથી નહીં પણ સ્વદેશનું રક્ષણ કરવાની અમારી દઢ વૃત્તિથી, અમારા અડગ સ્વદેશાભિમાનથી, અમારી અનુપ ધર્મભાવનાથી, અમારા અપૂર્વ ઉત્સાહથી. રાણા માનસિંહ! યવનોનો દાસ બનતાં શું તું લજ્જીત નથી થતો! શું તું રાજપૂત નથી! અરે! જરા તો વીચાર કર. કઈ ભૂમિમાં તારો જન્મ થયો છે. યવનનો દાસ બની શું તું તને પોતાને સત્તાવાન સમજે છે! નહીં-નહીં તું હલકામાં હલકો છે. સ્વદેશપ્રેમની ભાવનાવાળો એક ની-

આમાં નીચ પદી ધરાવતો મનુષ્ય પણ તારાથી કોટી ગણો ચઢીયાતો છે—તું શું સત્તાવાન! પરતંત્ર અને સ્વાર્થી તે સત્તાવાન?

માનસિંહ—પ્રતાપ રાણા! તમારે વધારે બોલવાની અગત્ય નથી. હું યવનનો દાસ છું કે ગમે તે છું તે પર ચર્ચા કરવાનો આપને અધિકાર નથી. હવે જોઇશ કે તમે પણ યવનને તાબે થાવ છો કે નહીં.

પ્રતાપસિંહ—કદી નહી, કદી નહી, પ્રાણ જતાં સુધી કદી નહીં. રાણા માનસિંહ! મારૂં હૃદય તારા સરખું નથી. તે અતિ દ્રઢ છે. તે સ્વદેશ પ્રેમની સુશાશ્વત ભાવનાથી પરિપૂર્ણ છે. નિઃસ્વાર્થથી પ્રેરિત છે, દ્રઢ પ્રતિજ્ઞાથી ઉત્તેજીત છે. ઐશ્વર્યને તે તુચ્છ સમજે છે. તેનું સર્વસ્વ તેની માતૃભૂમિની ઉન્નતિજ છે. માનસિંહ! તારૂં હૃદયજ દ્રઢ ક્યાં છે? એકવાર તારા હૃદયને અતિ દ્રઢ કર, એકવાર અંતરના ઉંડાણમાંથી તારી માતૃભૂમિના સ્નેહનું સ્મરણ કર, એકવાર તારી રમણિય જન્મભુમિનું અનુપમ સૌંદર્ય નિહાળ, એકવાર પરતંત્રતાની કઠીન બેડી તોડી નાખી સ્વતંત્રતાના આનંદજનક દિવ્ય પ્રદેશમાં રમણ કરવા પ્રયત્ન કર, એકવાર સ્વદેશ પ્રેમનો વિરલ લ્હાવો લઈ જો, એકવાર પોતાના સ્વદેશ બંધુના કલ્યાણાર્થે તથા સ્વજાતિની ઉન્નતિ માટે તત્પર થા, એકવાર નિઃસ્વાર્થ અને નિરાભિમાની થા અને પછી જોઈ લે કે સત્ય સુખ ક્યાંછે? તારા અતુલ ઐશ્વર્યમાં કે અમારી પવિત્ર દેશસેવામાં. રાણા માનસિંહ! હજી સમજ! હજી ચેત! હજી પણ સમય છે. વૈભવમાં અંજાઈ તારી જન્મભૂમિની અવનતિ ન કર. વૈભવ કરતાં પણ જે વધારે અમૂલ્ય વસ્તુ કીર્તિ છે તેની લાલસા કર. તારી જન્મદાત્રિની સેવા બજાવ. તારી જન્મભૂમિ અર્થે તારા સુખની આહુતી દે.

માનસિંહ—રાણા! મારે વધારે નથી સાંભળવું. શું તમે મને આવા ભલા મોગલ શહેનશાહની સામે થવાની સલાહ આપો છો?

પ્રતાપસિંહ—માનસિંહ! અકબરની સામે થવાની શી જરૂર છે! જેમ અકબરની સામે થવાની જરૂર નથી તેમ તેના પગની ધૂળ ચાટવાની પણ જરૂર નથી. તારી જન્મભૂમિને બચાવ. તેના રક્ષણાર્થે સદા તત્પર રહે અને તેનાપર જો અકબર જરા પણ આક્રમણ કરવાની ઇચ્છા ધરાવે તો કેવળનિઃસ્વાર્થ ભાવે તેની રક્ષા અર્થે પ્રાણ જતાં સુધી પણ તત્પર રહે. આજ તું યવનનો દાસ બન્યો છે કાલ બીજા સર્વ રાજપૂત રાજાઓ તારૂં અનુકરણ કરશે સમય જતાં યવનોની સત્તા જામશે અને સર્વ તેના દાસ બનશે. હાય! ક્રમશઃ રાજપૂતોનું નામ ભૂસાઇ જશે. આ અતિ સૌંદર્યવતિ ભૂમિ મેવાડ મલીન યવનોનું નિવાસસ્થાન બનશે. અરેરે! ધીરે ધીરે હિન્દુ જાતિનું નામ પણ લુપ્ત થશે. અરે

માનસિંહ! આ શું ઓછું અશુભ પરિણામ છે? અને તેને માટે તારા સરખા નીચ મનુષ્યો જવાબદાર નથી શું! માનસિંહ! તું વીર છે, તું રાજપૂત છે. અનેક વીરોની જન્મદાત્રિ રાજપૂતાનાની સુશાશ્વત ભૂમિમાં તારો જન્મ થયો છે તે શું તારૂં ઓછું સદ્દભાગ્ય છે! તેનું સાર્થક કર, નિઃસ્વાર્થી થા, દ્રઢ થા અને તારી વીરતાનો યોગ્ય માર્ગે ઉપયોગ કર.

માનસિંહ—પ્રતાપ! આ સર્વ વચનો મુખથી ઉચ્ચારવાનાંજ છે. માથે આવી પડતાં આ સર્વ વચનો બાજુએ મુકવાનાં છે; તમને હજી વીતી નથી. હજી તમારાપર સંકટ આવ્યું નથી. સંકટ માથે આવશે ત્યારે જાણશો. ત્યારે જોઇશું કે તમે તમારાં આ વચનો કેવી રીતે પાળો છો?

પ્રતાપસિંહ—એક નહીં-કોટી સંકટ આવો, એક નહીં કોટી શત્રુ થાવ, એક નહીં કોટી મનુષ્ય મને નિન્દો, એક નહી કોટી મનુષ્ય મારો તિરસ્કાર કરો તો પણ મેવાડનો રાણો પ્રતાપ પોતાની પ્રતિજ્ઞાથી ચ્યુત થશે નહીં. રાણા માનસિંહ! આ વચનો બોલવાનાં નથી પણ પાળવાનાં છે. સ્વાર્થની વૃત્તિનો લોપ થવાથી અવશ્યજ દેશ સેવા બજાવી શકાય છે. વાણિથી નહીં પણ કર્મથી. અરે રાણા! જરા તો વીચાર કરી જો કે તારા વીચાર કેવા હલકા થઇ ગયા છે? તારી વૃત્તિ કેવી સ્વાર્થપરાયણ થઇ ગઇ છે! શું તું એમ સમજે છે કે સંકટ આવી પડતાંજ આ બધાં વચનો હું કોરે મુકી દઇશ? અને તારી પેઠે યવનોનો દાસ બની જઇશ! શું તેં મને તારા સરખો ભીરૂ ગણ્યો! નહીં—નહીં. હું તેવો રાજપૂત નથી—મેવાડ ભૂમિમાં મારો જન્મ થયો છે!

માનસિંહ—પ્રતાપ! તમે મારો આટલો બધો તિરસ્કાર કરો છો તો જોઇશ કે હવે તમારી કેવી દશા થાય છે. આ બધા ડહાપણની મારે જરૂર નથી. મોગલ શહેનશાહ અકબરનો હું જમણો હાથ છું. અમ્બરાધિપતિ માનસિંહનું અપમાન કરનારના શા હાલ થાય છે તે તમે હવે જોશો.

પ્રતાપસિંહ—રાણા! કર્તવ્ય બજાવતાં ફળનો વિચાર કરવો નહીં. ફળ ગમે તે થાય. ફળનો વિચાર કરતાં કર્તવ્ય બજાવવામાં ન્યૂનતા આવે—ફળની મને દરકાર નથી. મારે મારૂં કર્તવ્ય પૂર્ણપણે બજાવવું છે, પ્રાણ જતાં સુધી પણ મારે મારી માતૃભૂમિ મેવાડની રક્ષા કરવી છે. ગમે તેવો મહાન શહેનશાહ પણ મારી સ્વદેશ ભાવનાને સ્ખલિત નહીં કરી શકે.

માનસિંહ—રાણા! તમને વધારે શું કહેવું! તમે હઠીલા છો, સમજાવ્યા સમજશો નહીં પણ મારી વાત સાંભળો; મોગલ શહેનશાહ અકબરની સામે થવાનું છોડી દો, પછી જુઓ કે તમે કેવી ઉચ્ચ પદવી પ્રાપ્ત કરીશકો છો, તથા કેવો વૈભવ ભોગવો છો. પ્રતાપ! ગાંડાઇ મુકી દો. આ વાત હું તમારા હિત અર્થેજ કહું છું. તે કહેવાજ હું આટલે સુધી આજ અહીં આવ્યો છું.

પ્રતાપસિંહ—માનસિંહ ! તું મારો અતિથિ છે એટલે નિરૂપાય છું અન્યથા આજ ક્ષણે તારી જીભ કાપી નાખત કે જેથી ફરીવાર તું આવાં દૂષિત વચનો ઉચ્ચારે નહીં ( અત્યંત ક્રોધથી ) જા બાયલા ! જા ! દૃઢ ભાવનાવાળા સ્વદેશ પ્રેમીને તારા સરખા હીચકારની સલાહની જરૂર નથી. મારે તારી સલાહ નથી જોઇતી જા ! આજ ક્ષણે અહીંથી ચાલ્યો જા ! તારા અપવિત્ર પદથી આ પવિત્ર ભૂમિને કલંકિત ન કર. જા નરાધમ ! જા !

માનસિંહ—( અત્યંત આવેશમાં ) જાઉં છું પણ યાદ રાખજે કે ફરીવાર તને મળીશ, અને આ ભયંકર અપમાનનો બદલો લઇશ; તેં કોની સામે આ અપમાન ભર્યાં વચનો ઉચ્ચાર્યાં છે તે તને તેજ સમયે જણાશે. ફરીવાર મળશે ત્યારે તે દેખાડીશ.

પ્રતાપસિંહ—મળજે હીચકારા ! મળજે. એકવાર નહીં હજારવાર મળજે, તારાથી બનતું કરજે અને આ સ્વદેશ પ્રેમી પ્રતાપની દૃઢ ભાવનાનું બળ જોજે. તારી ઇચ્છા હોય ત્યારે મને મળજે. તારા સરખા બાયલા સામે લડતાં આ વીરપ્રતાપ લેશમાત્ર ભય પામશે નહીં. જા કલંકિ જા ! રાજપૂતાનાની પવિત્ર ભૂમિને તેં કલંક લગાડ્યું છે. જા ! યવનનો દાસ બન—તેમના પગની ધુળ ચાટી ખોટા વૈભવની પ્રાપ્તિથી ફુલાઈ જવામાંજ આનંદ માન.

માનસિંહ—ઠીક છે-આજ ક્ષણે જઇને તારા કેવા હાલ કરાવું છું તે જોજે. મોગલ શહેનશાહ અકબરને તાબે તને ન કરાવું તો મારૂં નામ માનસિંહ નહીં ( એમ કહી ચાલ્યો જાય છે. )

પ્રતાપસિંહ—( તેના ગયા પછી ) હાય ! મારી પવિત્ર જન્મદાત્રી મેવાડભૂમિ ! હવે તારી હીન દશા બેઠી. ઓ દેશ પુત્રો ! તમારી માતૃભૂમિના હીનભાગ્ય માટે આંસુ પાડો. ઓ પ્રભુ ! તું સહાય થા.

તા. ૧૧ ૫-૧૩ }
કલકત્તા. } ચાંપશી. વિઠ્ઠલદાસ ઉદેશી.

# ॥ विषयोपभोगीजीवन दुःखी होय छे ॥

( ૧૧ )

આપણે અત્રે જે વિષયોપભોગવિષે વિચાર ચલાવવાનો છે તેમાં સ્વાભાવિક રીતે મોજશૉખનો સમાવેશ થાય છે; આનો વિચાર હદપારના ખાવામાં, કામવિકારમાં, રીતભાતનીકાપુરૂષતામાં વિસ્તરે છે; ટુંકામાં દેહની અત્યંત હદપારની સંભાળ લેવા સાથે જેનો જેનો સંબંધ હોય છે તે સર્વનો આમાં સમાવેશ થઇ જાય છે.

## મોજશૉખની અતિપ્રિયતા દુઃખકર અને ભયંકર છે

હવે આપણે સ્વાદેન્દ્રિયના ઉપભોગોથી આરંભ કરીએ; આવી ઇન્દ્રિય આપણી સાથે ગૂંગળાવીને મારી નાખનાર ચોરોની પેઠે વર્તે છે. જે જે સ્થલોએ પ્રકૃતિએ માનવોને વસાવ્યાં છે ત્યાં ત્યાં તેમને માટે ખોરાકની પણ ગોઠવણ કરવામાં આવી છે. પરંતુ આપણે થોડાક ખર્ચમાં ભુખ તૃપ્ત કરવાને બદલે વધારે ખરચ કરીને તેને વધારી મૂકવાનું શિખ્યા છીએ. આપણા પૂર્વજો ( જેમના સદાચારના બલને લીધે વર્તમાનકાલે આપણે દુરાચારમાં પણ ટકી રહ્યા છીએ; ) જ્યારે પોતાનો ખોરાક પોતાના હાથે બનાવતા હતા, ભૂમિ ઉપર સૂતા હતા, અને હજુ સુધી સુવર્ણ અને જવાહીરોના નકામા ગર્વમાં તણાયા નહોતા ત્યારે પણ આપણે જેવું જીવન ગાળીએ છીએ તેવાજ પ્રકારનું જીવન દરેક રીતે ગાળતા હતા.

## જો વિષયોપભોગ એજ સુખ હોય તો પશુઓ માનવો કરતાં ઘણુંજ વધારે સુખી હોવાં જોઇએ.

પશુઓમાં પ્રબલતાથી જણાઈ આવતા ઉપભોગ અને વાસનાઓમાં સુખનો સમાવેશ માનવો એ એક માનવ માટે શરમ ભરેલું છે. શું પશુઓ પણ સારી રીતે ભુખ લાગવાથીજ ખાતાં નથી ? શું તેમને તેમની વિષયતૃપ્તિમાં વધારે સંતોષ મળતો નથી ? તેઓ તેમના ઉપભોગોનો આનંદ ઝપાટાબંધ લઈ શકે છે એટલુંજ નહિ પરંતુ તેઓ નિંદા અથવા પશ્ચાત્તાપ ઉભયમાંના એક પણ વિના તેમને ભોગવી શકે છે. જો વિષયોપભોગ એજ સુખ મનાતું હોય તો પશુઓ માનવિઓ કરતાં વધારે સુખી ગણાવાં જોઇએ; પરંતુ માનવ સુખનો સમાવેશ જીવાત્મામાં થાય છે, વિષયોપભોગમાં થતો નથી. જેઓ પોતાનું સમગ્ર જીવન મોજશૉખમાં અર્પણ કરી દેછે તેઓ હજુએ ગમે તો ઘણુંજ થોડું પડવાથી દુઃખી થાય છે અથવા ઘણુંજ વધારે પડવાથી તેના ભાર તળે કચરાય છે; ગમે તો ઓછું પડવાથી અથવા કચરાઈ જવાય એટલું બધું વધારે પડવાથી તેઓ સમાન પ્રકારે દુઃખી થાય છે. તેઓ તોફાની સમુદ્રમાં આવી પડેલાં માનવો જેવા છે, એક સમયે કોરેકોરા એક ખડક ઉપર તેઓ આવી પડે છે, અન્ય ક્ષણે એક મોટા વમળમાં ગોથાં ખાતા હોય છે; અશુભ

અને શુભનો ભેદ નહિ સમજવાની ભૂલને લીધે આવું બધું થઇ આવે છે. સખ્ત મહેનત અને સંકટ સહીને એકાદ જંગલી પ્રાણીને પકડનાર શિકારીને પછીથી તેને સાચવવા માટે મોટું જોખમ ઉઠાવવું પડે છે; કારણ કે ઘણીકવાર તો તે પોતાના માલિકનું ગળુંજ કાપવાની તૈયારીમાં હોય છે. અનિયમિત મોજશોખનું પણ આવુંને આવુંજ પરિણામ આવે છે; જેમ જેમ તેમની સંખ્યા વધારે અને સ્વરૂપ મહાન હોય છે તેમ તેમ તેમનો સેવક તેમનો સામાન્ય અને સંપૂર્ણ ગૂલામ બની રહે છે. સામાન્ય લોક ભલે તેને પોતાની મરજીમાં આવે તેમ સુખી કહે પરંતુ તે પોતાના આનંદોપભોગ માટે પોતાના સ્વાતંત્ર્યનો ભોગ આપે છે અને પોતે જે ખરીદે છે તે માટે પોતાની જાતને વેચે છે.

## જેટલા પ્રકારની ખાવાની વાનિઓ તેટલા પ્રકારના રોગોના આપણે ભોગ બનીએ છીએ.

કોઇ પણ માનવને આપણાં રસોડાં, રસોઇઆઓની સંખ્યા અને વાનિઓની વિવિધતાનું અવલોકન કરવા દો,—શું એક દેહને માટે કરવામાં આવતી આટલી બધી સગવડો જોઇને તેને નવાઈ લાગશે નહિ? આપણી પાસે જેટલા રસોઇઆઓ અને જેટલી ખાવાની વાનિઓની વિવિધતા હોય છે તેટલા પ્રકારના રોગોના આપણે ભોગ થઈ પડીએ છીએ; આપણા ખીજમતગારોનાં ટોળેટોળાં તથા મેદીઓ અને સેવકોના સમૂહો વિષે તો આપણે કંઇ કહેવાજ માગતા નથી. ભલા પ્રભુ! કોઇ કાલે પણ એક દેહ માટે આટલાબધા લોકને કામે લગાડવામાં આવે એ નવાઇ ભરેલું લાગે છે. આવા હદપારના ઉપભોગોમાંથી ઉપજી આવતાં બહુ ખાઉધરપણાનાં પરિણામ કેટલાં બધાં કંટાળા ભરેલાં સુગ આવે એવાં હોય છે; સાદા ખોરાક હવે ફેશન વિનાના ગણવામાં આવે છે, બધાને એકમાંજ એકઠા કરવામાં આવે છે; જેથી રસોઇઆનેજ ઉદરનું કામ કરવું પડે છે, એટલુંજ નહિ પરંતુ દંતનું કાર્ય પણ તે કરે છે કારણ કે ખોરાક જાણે પ્રથમથીજ ચવાયલો હોય એવો દેખાય છે. અત્રે એકજ થાળીમાં સર્વ પ્રકારના સ્વાદોની મોજ પૂરી પાડવામાં આવી હોય છે. આવી મિશ્રિત બનેલી વાનિઓમાંથી મિશ્રિત વ્યાધિઓનો ઉદ્ભવ થઇ આવે છે, જેમને માટે મિશ્રિત દવાઓની જરૂર પડે છે; જેવું આપણા ભોજન સંબંધમાં છે તેવુંજ મનના સંબંધે પણ સમજવાનું છે—સાદા દુરાચારો સાદી શીખામણોથી સુધારી શકાય છે, પરંતુ વિવિધ રીતભાતોના એક સામાન્ય મિશ્રણને ભાગ્યેજ સુધારી શકાય છે. એક પ્રકારની સામાજીક તેમજ એક પ્રકારની ખાનગી ઘેલછાએ આપણને અભિભૂત કર્યા છે. પ્રાચીન સમયના વૈદો અમુક વનસ્પતિઓના રૂધિર અટકાવવાના અથવા ગૂમડુ મટાડવાના ગુણો ઉપરાંત થોડુંક વધારે સમજતા હતા; તેમના સુદૃઢ અને આરોગી દેહોને મોજશોખ અને ઉપભોગવડે મલિન બનતા પૂર્વે થોડાક વધારેની જરૂર હતી; આવા પ્રકારના ઉપભોગ પ્રવૃત્ત થતાં તેમનું કાર્ય ભુખને સંતોષવાનું નહિ, પરંતુ હજારો પ્રકારની યુક્તિયો અને વાનીઓવડે તેને ઉશ્કેરી મૂકવાનું હતું. જે એક ખાલી ઉદરને માટે ખોરાક સમાન હતું તે એક પરિપૂર્ણ ઉદર માટે બોજા સમાન થઇ પડ્યું છે. આમાંથીજ ફીક્કાશ, થરથરાટ અને દુષ્કાળ કરતાં પણ અપચામાંથી ઉપજી આવતાં ભયંકર પરિણામો થઇ આવે છે. સાંધાઓમાં એક પ્રકારની નબળાઇ, જ્ઞાનતંતુઓની શિથિલતા અને હૃદયનો એક પ્રકારનો ધબકારો આથી ઉપજી આવે

છે. જ્યાં સુધી આપણા દેહો મહેનતથી અથવા કસરતથી થાકેલા કઠિન બનેલા હતા ત્યાં સુધી આપણો ખોરાક શુદ્ધ અને સાદો હતો; અનેક પ્રકારની વાનીઓને લઇને અનેક પ્રકારના રોગ ઉપજી આવ્યા છે.

## નશાની લત એક પ્રકારની ઇચ્છિતઘેલછા સમાન છે.

પોતાના ઉદરનું માપ ના સમજવું એ એકાદ માનવિ માટે એક પ્રકારે ઘણુંજ ખરાબ કહેવાય; તેમજ ઘણાં માનવો નશાની ધૂનમાં સારી દશામાં કરતાં શરમ આવે એવાં કાર્યો કરી બેસે છે, એ બાબતનો પણ એકાદ માનવિ વિચાર ના કરે એ પણ ઉપરના જેટલુંજ નુકશાનકારક છે; એક પ્રકારે હાથે કરીને વ્હોરી લીધેલી ઘેલછા સમાનજ નશાની લત છે. આથી માનવો સર્વે પ્રકારનાં દુષ્ટકર્મો કરવા તરફ દોરાઈ જાય છે; એથી દુરાચારને ઉત્તેજન મળે છે તેમજ તેને શોધી પણ કાઢવામાં આવે છે; એથી માનવો દુરાચારી બની જતાં નથી પણ તેમના જેવાં ઉપરથીજ જણાઈ આવે છે. આથી નિર્લજ માનવિ વધારે ગર્વિષ્ઠ બને છે, નિર્દય વધારે નિર્દય બને છે; આથી સર્વે પ્રકારની શરમની ભાવના દૂર થઇ જાય છે; ચીઢીયો માનવિ એકદમ અપશબ્દો અને મારામારીમાં ઉતરી પડે છે. આવા માનવિની જીહ્વા ચોટે છે, તેનું મસ્તક ભમી જાય છે, તે ચાલતાં લથડતું જાય છે. આવી દુર્દશા-માંથી ઉપજી આવતા આધિવ્યાધિઓ વિષે તો કંઇ બોલવાનું નથી; આથી ઉપજી આ-વેલાં સામાજીક સંકટો પણ વિચારવા જેવાં છે. હુમલાઓ અને ઘેરાઓ સામે અડગ ખડાં રહેલાં કેટલાં બધાં સબળ નગરો અને લડાયક પ્રજાઓને આવી લતે પોતાને આધિન બના-વ્યાં છે? દિનરાત્રીના કાર્યક્રમને ઉલટાવી નાખનારાં માનવો વિષે તો આપણે કેટલું કેટલું બોલીશું? જાણે કે આપણાં ચક્ષુઓ અંધારામાં ઉપયોગ કરવા માટે આપવામાં આવ્યાં હશે? હજુ દિવસ છે?—એ તો સવાનો સમય થઇ ગયો. હજુ રાત્રી છે?—ઉઠવાનો સમય થયો. પ્રભાત થવા આવ્યું હવે આપણે વાળુ કરી લઇએ. જ્યારે અન્યલોક નિદ્રા લેછે ત્યારે આ લોકો ઉઠે છે અને પ્રથમ દિનના કચરાને પચાવતા બીજી રાત્રી સુધી પડી રહે છે. બીજા લોક કરે છે તેમ કરવું એ તો અસભ્યતાની એક પ્રકારની દલીલ છે. મોજ શોખ ધીમે ધીમે આપણા ઉપર પોતાનું સામ્રાજ્ય જમાવે છે. પ્રથમ તો તે આપણા દેહોની સાધારણ કરતા એક પ્રકારની વધારે સંભાળ લેવામાં જણાઇ આવે છે; પછીથી તે ધીમે ધીમે આપણાં ગૃહોના સરસામાનમાં દર્શન દેછે; આખરે તો તે ગૃહની પોતાની રચના નવાઇ અને ખર્ચમાં વિસ્તાર પામે છે. વળી આપણા ખાવાપીવાના મનમાન્યા ઉડાઉ ખર્ચમાં પણ તેનીજ સત્તા જોવામાં આવે છે. આપણે ખાવા પીવામાં ઉથલપાથલ, ફેરફાર કરી નાખીએ છીએ, આપણી વાનીઓનું મિશ્રણ બનાવીએ છીએ, છેલ્લું ખાતા હતા તે પ્રથમ ખાઇએ છીએ, સ્વાદને લઇને નહિ પરંતુ વિરલતાને લીધે આપણે ભોજનની કીમત કરતા બન્યા છીએ. આટલું નહિ પરંતુ આપણે એટલા બધા નાજુક પ્રકૃતિના બન્યા છીએ કે આપણે ક્યારે ખાવું અથવા પીવું, ક્યારે આપણે ભુખ્યા અથવા થાકેલા બનીએ છીએ, એ પણ આપણને દર્શાવાવું જોઇએ. આપણા સુખની દલીલો અને સાબીતી તરીકે આપણે કેટલાક દુરાચારને પોષીએ છીએ. જીહ્વા અથવા ઇન્દ્રિયોપભોગનાં ગુલામ બનનાર માનવો અત્યંત દુઃખીમાં દુઃખી છે; આવો આનંદ ટૂંક સમયનો હોય છે, એકદમ કંટાળો આવે

એવો બની જાય છે, તેનો અંત ગમે તો શરમ અથવા પશ્ચાત્તાપમાં આવે છે. પોતાની ઇન્દ્રિયોના આધિનમાં પોતાનું સુખ સ્થાપવું એ એક પ્રકારના પાશવઉપભોગ સમાન, માનવને અણુછાજતું છે. ક્રોધી, તકરારી, લોભીમાનવોનાં સંબંધમાં, જો કે આવો કુસ્વભાવ મોટો હોય છે છતાં એ આવા દોષમાં એવા કંઇકનો સમાવેશ થાય છે કે જે માનુષતા ભર્યું હોય છે.

## મોજશોખનાં મોહ અને અસારતા.

આપણાં ગૃહો અને ખાવા પીવાની બાબતમાં વર્તમાનકાલે આપણા કર્મક્ષેત્રનો કેટલો બધો વિસ્તાર કરી નાખવામાં આવ્યો છે, પ્રથમ તો આ બાબત સાદી અને થોડા ખરચવાળી હતી ! વિષયભોગની વાસના માર્ગમાં નિયામક બની અને આપણે પણ આપણા દુરાચારોની સહાયમાં બુદ્ધિનો ઉપયોગ કરવા લાગ્યા. પ્રથમ તો આપણે વધારેને વધારેની તૃષ્ણા રાખવા લાગ્યા; આપણે બીજું પગલું દુરાચાર તરફ ભર્યું; આના પરિણામ રૂપે આપણે મનને આપણા દેહને આધિન બનાવ્યું, આ પ્રમાણે આપણે આપણી વાસનાઓના ગુલામ બન્યા; આવી વાસનાઓ પ્રથમ આપણી સેવકો સમાન હતી તે હવે આપણા ઉપરિ અધિકારીઓ સમાન બની બેઠી છે. ભરત કામ કરનારાઓ, સુગંધી પદાર્થો બનાવનારાઓ, દાસીઓ આદિને ઉપયોગમાં લેવા જેટલા આટલા બધા ઉડાઉપણામાં આપણે શાને લીધે દોરાઈ ગયા ! આપણે કુદરતી હદો ઉલ્લંઘીને નકામી બાબતોના ઉપભોગમાં પડી ગયા છીએ; આવી ભાવના એટલી બધી વધી ગઈ છે કે વર્તમાનકાલે જે પૂરતું હોય તેથી સંતોષ માનવો એ તો માત્ર ભિક્ષુકો અને ગામડીઆઓ માટેજ કહેવાનું રહ્યું છે. મોજશોખથી આપણે ગર્વિષ્ઠ અને ઘેલા બની જઇએ છીએ. આપણે યુવરાજોની માફક મોજશોખમાં પડીએ છીએ અને જાણે કે જીવવામરવાનો પ્રશ્ન હોય તેમ દરેક નકામી બાબત માટે માથાકૂટ કરીએ છીએ. ખાવાપીવામાં અથવા એકાદ ભવન બંધાવવામાં બધી મીલ્કત ખરચી નાખવી, એકાદ બે દાગીના ઘડાવવામાં બધો વારસો ગૂમાવવો અને ભાગી અથવા ખોવાઇ જવાના અકસ્માતના પ્રમાણમાં નવાઇની ચીજોની કીમત વધારવી, એ એક માનવિ માટે કેટલી બધી ઘેલછા ગણાય ? એકાદ સ્ત્રીના દેહનું તેમજ લાજનું રક્ષણ ના કરે એવાં વસ્ત્રો પહેરવાં એ પણ આવા પ્રકારનુંજ ગણાય. આપણે હજુ કયાં સુધી લોભીઆ બનીને જુલમ ગુજાર્યાં કરીશું, આપણી મીલ્કતો વધાર્યા કરીશું, પૂર્વે જેટલું એક પ્રજા માટે પૂરતું ગણાતું હતું તેટલાને હજુ કયાં સુધી એક માનવિ માટે પણ પૂરતું ગણાશે નહિ ? આપણી ઉપભોગની વાસના આપણી લોભ વૃત્તિના જેટલીજ અતૃપ્ત રહે એવી છે. આપણી જીહ્વાને માટે લૂટાયા વિના રહેલાં એવાં કયાં સરોવર, સમુદ્ર, જંગલ અથવા ભૂમિનો એક પણ વિભાગ હશે ? આપણાં ગૃહોવડે આપણી પૃથિવીને પણ ભારવતિ બનાવવામાં આવી છે. અહો ! આટલા બધા નાના નાના દેહોમાં આટલી બધી અનહદ તૃષ્ણાનો સમાવેશ શી રીતે થતો હશે ? શું થોડાં ભવનોવડે આપણું કામ નભી શકશે નહિ ? આપણે તો માત્ર એક ગૃહમાં વસિએ છીએ અને જ્યાં આપણે વસતા નથી તે સ્થલ યથાર્થ રીતે આપણું નથી. આપણાં લોભ, તૃષ્ણા, ઉપભોગ વાસના પૂરાય એવાં નથી; આપણે આપણી માલ મીલ્કત વધાર્યાં જઇએ છીએ, કુટુમ્બોને ઉભરાવી નાખીએ છીએ; શંગાર અને મોજ

શોખ માટે ભૂમિ અને સમુદ્રને તળે ઉપર કરી નાખીએ છીએ. એક આખલો એક બીડથી સંતોષ માને છે, એક હજાર હાથીઓ માટે એ અરણ્ય પૂરતું ગણાય છે, એક માનવિનો નાનો દેહ બીજાં બધાં જીવતાં પ્રાણીઓના કરતાં વધારેનું ભક્ષણ કરી જાય છે. આપણે ક્ષુધાને નહિ પરંતુ લોભને સંતોષવા માટે ભોજન કરીએ છીએ. આપણે જીવીએછીએ તેવામાંજ આપણે મરેલા જેવા છીએ કારણ કે આપણાં ગૃહોજ એટલા બધા અકસ્મતના પ્રસંગો પૂરા પાડે છે કે એકાદ માનવિ આપણા દ્વારમાંજ થવાના આપણા મરણની અગમચેતી ખુશીથી આપી શકે.

## વિષયીપુરુષ સદાચારી સંભવિ શકતો નથી.

એક વિષયોપભોગી માનવિ, ખરેખરૂં કહેવા માગીએ તો, એક સારૂં માનવિ, એક શુભદેશાભિમાની, તેમજ એક સન્મિત્ર એક પણ બનીશકવાનું નથી; કારણ કે માનવનું ભાવિ પ્રકૃતિના નિયમ સમાન છે એ વિચાર્યા વિના તેનું મન તૃષ્ણાઓથી અસ્વસ્થ બની જાય છે. એક સારા યોદ્ધાની પેઠે એક સદાચારી માનવિ પોતાની ભૂમિ ઉપર અડગ ખડો રહે છે. ઘા સહન કરે છે, આમાં અને મરણમાં પણ કીર્તિ માને છે, જેને માટે પતન પામે છે તેના ઉપરિ માટે પણ માનવાળું હોય છે; સદાચારને અનુસરવાનું દિવ્ય સૂત્ર હમેશાં તેના મનમાં રમી રહ્યું હોય છે. આથી ઉલટી રીતે જે બડબડાટ કરે છે; રડે છે, હસકાં ભરે છે તેને પણ ગમે તેમ હોય તોએ પોતાના હૃદય ઉપરાંત પણ પોતાનું કર્તવ્ય કરવું પડે છે. હવે એકાદ માનવ માટે અનુસરવાનું પસંદ કરવાને બદલે ખેચાવાનું પસંદ કરીને માનવ જીવનનાં સંકટો સાથે નકામી માથાફૂટ કરવામાં પ્રવૃત્ત થવું એ કેટલું બધું ઘેલછા ભર્યું કહેવાય! દૈવે આપણે માટે જે નિર્માણ કર્યું હોય તે આપણે ઉદારતાથી મેળવવું જોઇએ કારણ કે આપણાથી જેને દૂર ના કરી શકાય તેવા માટે માથાફોડ કર્યાં કરવી એ મૂર્ખાઇ ભરેલું છે. આપણો પ્રજારૂપે જન્મ થયો છે. અને પ્રભુને આધિન બનવું એ સંપૂર્ણ સ્વાતંત્ર્ય સમાન છે. જે આમ વર્તશે તે સ્વતંત્ર રક્ષિત અને શાંત બનશે. તેનાં સર્વે કાર્યો તેની ઇચ્છાને અનુસરશે. બાહ્યપ્રદેશમાંથી કશાની પણ જરૂર ના પાડવી અને સર્વે ઇચ્છિત પદાર્થો પોતાના અંતર પ્રદેશમાંજ ભરેલા રાખવા, આના કરતાં વધારે કોઈ પણ માનવિ શું ઇચ્છિ શકવાનું હતું! વિષયોપભોગથી માત્ર આપણું મન નિર્બલ બને છે, આપણા પોષણ માટે દૈવના આશ્રયવાળા બનાવે છે, તે માત્ર ગુલામીના રોજ તરીકે આપણને પૈસા આપે છે. આપણે આપણાં ચક્ષૂ અને શ્રોત્ર બંધ કરવાં જોઇએ. યુલીસીસને તો માત્ર એક ખડકનો ભય હતો પણ માનવ જીવનમાં તો એવા અનેકનો ભય છે. દરેક નગર અરે દરેક માનવિ આવા એક ભયંકર ખડક સમાન છે, આપણા નજીકમાં નજીકના મિત્રોમાં પણ કોઇ પ્રકારનો વિશ્વાસ રાખવાનો નથી. સુખોપભોગ માટે હલકી અને નકામી ગણાતી બાબતો ભેગી કરવાના વ્હેમી મોહમાંથી પ્રભુ મને બચાવો.

---

# भावनाओ.

આ સમયે ભાવનાઓ વિષે થોડોક વિચાર ચલાવવો આવશ્યક છે; કારણ કે જેમ એક દેહના બંધારણ માટે સારા ખોરાકની જરૂર હોય છે તેમ ચારિત્રના બંધારણ માટે મહાન ભાવનાઓની જરૂર છે. આમ શાથી બનતું હશે, એ ઉંડા ઉતરીને વિચારવા જેવું છે. આપણે જેને સ્થૂલનુ નામ આપીએ છીએ એવો, આખો દિન તમારા ઉપયોગમાં આવતો, અન્નથી બંધાયલો દેહ, અન્નરૂપે લેવામાં આવતા પદાર્થોનો ઘડાય છે. અન્ન દેહમાં વ્હેંચાઇ જાય છે, ઉપયોગી બનવા માટે વિવિધ પ્રકારનાં રૂપાન્તરો લેતું ચાલે છે, આખરે માંસ રૂધિર આદિમાં પલટાઇ જાય છે. સમગ્ર દેહના આરોગ્યનો આધાર ખાવામાં આવતા ખોરાક ઉપર હોય છે.

આપણે જેને માનસિક દેહ અથવા મનોમયકોષ કહીએ છીએ, જે આપણાથી જોઇ શકાતો નથી તેનું પણ આમને આમ થાય છે; મન અથવા આપણી વિચાર શક્તિના ઉપયોગમાં આવતો હોવાથી આને માનસિક દેહનું નામ આપવામાં આવે છે. જેમ કંઇકને પકડવા માટે આપણે આપણા હસ્તનો ઉપયોગ કરીએ છીએ તેમ વિચાર ચલાવવા માટે આપણે આપણા માનસ દેહનો ઉપયોગ કરીએ છીએ. જેમ સ્થૂલ દેહ અન્નનો બનેલો હોય છે તેમ માનસદેહ વિચારોનો બનેલો હોય છે. સારા વિચારો તેને નિરોગી અને બલવાન બનાવે છે, ખરાબ વિચારો તેને રોગી અને નિર્બલ બનાવે છે. તમારા માનસ દેહમાં એક પણ અશુભ વિચાર પોષવાથી જેટલું નુકશાન થાય છે તે તમારા સ્થૂલ દેહને વિષ આપવાથી નુકશાન થાય તેના કરતાં વધારે હોય છે. જો તમે અનેક શુભ સંકલ્પોનો વિચાર ચલાવો તો તમે એક ઉત્તમ પ્રકારનો માનસ દેહ બાંધી શકો છો, અથવા આનીઆજ બાબત અન્ય રીતે કહેવા માગીએ તો તમે સદ્ચારિત્રને પોષતા જાઓ છો. પરંતુ જો તમે અશુભ વિચારોનું ચિંતન લાવો તો તમે એક અશુભ માનસ દેહને અથવા ખરાબ વર્તનને પોષણ આપો છો.

હવે ભાવના શબ્દનો અર્થ સમજવાની જરૂર છે. એક ભાવના એ એક સંકલ્પ અથવા વિચાર સમાન હોય છે. પરંતુ મનમાંતો અનેક વિચારો પવનમાં ઉડતાં પાંદડાંની પેઠે આવે છે ને જાય છે. માત્ર મનમાં વસનારા, અંદર અથવા બહાર નાસાનાસ નહિ કરનારા, માત્ર મુલાકાતે આવનાર જેવા નહિ પરંતુ પોતાના ગૃહમાં વસતા માનવિની પેઠે ઘર કરીને રહેનારા વિચારોનેજ ભાવનાઓના નામથી વ્યવહારમાં આવે છે. આટલું પ્રથમ પગલું છેઃ એક સતત, અડગ વિચાર અથવા વિચારોનો સમૂહ એવું નામ ભાવના. હવે આપણે બીજું ડગલું આગળ ભરવું જોઇએ. ચારિત્રને ઘડનાર દૃઢ વિચારનું નામ ભાવના. જો તમારી ભાવના ધૈર્યની હશે તો તમે ધીરજવાળા બનશો. જો તમારી ભાવના નમ્રતાની હશે તો તમે નમ્ર સ્વભાવવાળા બનશો. તમારા ચારિત્રને ઘડવા માટે, તમારે જેવું ચારિત્ર ઘડવું હોય તેવી એક ભાવના તમારા સમક્ષ હોવી જોઇએ.

હવે ત્યારે તમે કાર્યમાં કેવી રીતે પ્રવૃત્ત થશો. પ્રથમ તો તમારે કેવા થવું છે એ બાબતનો નિશ્ચય કરવો જોઇએ; તમારે એક દેશાભિમાની, પરોપકારી, વીર, કલાવિદ્, શિક્ષક, વકીલ, રાજકારસ્થાની અથવા યોદ્ધા બનવું છે, એનો નિર્ણય કરવો જોઇએ. ત-

મારે જેવા થવું હોય તેવા થોડા ઘણા પણ જે લોકો તેવા હોય તેમના વિષે અભ્યાસ કરીને તમારે આરંભ કરવો જોઇએ. તમારે માત્ર તેમના સદ્દગુણો ચૂંટી કાઢવા જોઇએ, તેમનામાં ખાસરૂપે જણાઇ આવતા ગુણોને તારવી કાઢવા જોઇએ અને આ સર્વને એકત્ર કરવા જોઇએ: આ પ્રમાણે તમે એક ભાવનાત્મક દેશાભિમાની, વીર, કલાવિદ અથવા રાજ્યદ્વારી ખરો કરી શકો છો.

જો તમને વધારે સહેલું પડે તો એકાદ સદ્દગુણને ભાવનારૂપે ગ્રહણ કરીને, કોઇ પણ જાતની મુશ્કેલી વિના તે પ્રમાણે વર્તિ શકતા સુધી તમારે તેને તમારા સમક્ષ રાખવો જોઇએ. આવો ગુણ તો તમારી અન્યપ્રકૃતિ સમાન બની જવો જોઇએ. જો તમારી હિમત સહિત કાર્ય કરવાની મરજી હોય તો, તમારે હિમતની ભાવના રાખીને દરરોજ તેનો વિચાર કરવો જોઇએ, પ્રસંગ આવે તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો જોઇએ, અને અલ્પ સમયમાંજ હિમતવાન થવાના ભાનવાળા કોઇ પણ યત્ન વિનાજ તમે હિમત સહિત વર્તવા માંડશો. હિમત આપોઆપ આવી લાગશે.

પ્રજાઓ તેમજ વ્યક્તિઓને ભાવનાઓ હોવી જોઇએ. જ્યારે ઈટાલિ નાનકડાં રાજ્યોમાં વ્હેંચાયલું હતું ત્યારે ભાવનાવાદીઓ "એકત્રિત ઇટાલિ" એક પ્રજારૂપે ઇટલિ વિષે લખાણ ચલાવી રહ્યા હતા. મઝીનીએ આવી ભાવનાનો પ્રચાર કર્યો, ટુંક સમયમાં તેના જુવાનીઆઓમાં આવી ભાવનાનો અગ્નિ ભભૂક્યો અને પોતાને "યુવાન ઇટલિ"ના નામથી ઓળખાવતો એક પક્ષ ઉભો થઇ આવ્યો. ધીમે ધીમે ઘણા લોકોએ આવા "એકત્ર ઇટલિની' ભાવનાને પોતાની બનાવી લીધી અને ગેરીબાલ્ડીનો ઉદય થયો, રાજા વિકટર ઇમેન્યુઅલે લશ્કર એકત્ર કર્યું, પ્રજા પણ સહાય આપવા તત્પર બની, ફ્રાન્સે સહાય આપી, અને ઇટલિ એક પ્રજા બની અને અત્યારે યુરપની એક મહા સત્તા સમાન થઇ રહી છે. જર્મનીમાં પણ મોટે ભાગે આવીજ દશા હતી, તે દેશ પણ અનેક નાનાં નાનાં રાજ્યોનો બનેલો હતો. પરંતુ તેના કવિઓ "જર્મન પિતૃ ભૂમિનાં" કવનો લલકારવા લાગ્યા, અને પ્રુશીઆનો રાજા, તેનો મુખ્ય પ્રધાન બીસમાર્ક અને જનરલ મોલ્ટકે લોકને પ્રબોધ્યા અને ઉત્તરમાં એક પ્રજારૂપે તેઓ આગળ નીકળી આવ્યા.

આપણી સામ્રાજ્ય ભાવના કેવા પ્રકારની ઘડાશે? એક રાજાના આધિનમાં આવેલા સ્વતંત્ર લોકના એક એકત્રિત સંસ્થાનરૂપે, હુમલો આવવા માટે અતિ બલવાન સમૂહરૂપે, ભય રાખવા માટે અત્યંત એકસંપ પ્રજારૂપે બનશે? શું તેનું અસ્તિત્વ સમગ્ર દુનિયાના ભલા માટે, પછાત વર્ગોની સહાય માટે, જ્ઞાન અને સુખના વિસ્તાર માટે, ન્યાયના બચાવ માટે, નિર્બલના રક્ષણ માટે નહિ હોય? શું તેના બધાએ નાગરિકો બધા સામ્રાજ્યને એક માતૃભુમિરૂપે અને તેના બધાએ લોકને એક કુટુમ્બરૂપે જોતાં નહિ શિખે? શું હક માટેના બુમ બરાડ શાંત બનીને, કર્તવ્યનો પ્રબલ અવાજ લોકો અને વ્યક્તિઓનો સમાન રીતનો લવાદ નહિ બને? શું સદાચારને ઉત્તેજન આપીને દુરાચારને વિકટ બનાવવામાં નહિ આવે? શું સર્વ ધર્મોને માન નહિ આપવામાં આવે અને કોઇ પણ ખાસ હકવાળો ના બને એ જોવામાં નહિ આવે? શું માત્ર સદાચાર અને વિવેકના હાથમાં સત્તા નહિ રહે અને ચારિત્ર તેના માર્ગ સમાન નહિ બને? આપણે આવી એક ભાવનાને આપણી સામ્રાજ્ય ભાવનારૂપે સ્થાપવાની છે, પછીથી આવડે સમગ્ર સૃષ્ટિમાં સુખ ઉપજી આવશે.

# [તૈયાર છે.]

મહાકવી શ્રી ભભૂતિ પ્રણીત—

# માલતિ માધવ-

નું ભાષાંતર.

(આવૃત્તિ બીજી.)

કર્ત્તા. મ. ન. દ્વિવેદી. ઘણા સમયથી અપ્રસિદ્ધ રહેલું હાલ કિંમત ઘટાડીને રૂ. ૧—૮—૦ રાખી છે. પાકૂ પૂઠું સોનેરી નામ સાથે.

મેનેજર—સુદર્શન ઓફિસ—નડીયાદ.



# તૈયાર છે.



# રાજ-યોગ.



બ્ર. નિ. મણિલાલ ન. દ્વિવેદીના અંગ્રેજી ગ્રંથને આધારે **ગુજરાતમાં** યોજનાર—માધવલાલ ન. દ્વિવેદી. કીં. રૂ. ૧—૮—૦. સુદર્શનના ગ્રાહકોને રૂ. ૧—૦—૦.

મેનેજર—સુદર્શન ઓફિસ—નડીયાદ.



REGISTERED No B 764

[illegible]

અધ્યાપક મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

તંત્રી—

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૮-અંક ૪.] (માસિક) [ જાન્યુઆરી-૧૯૧૩.]



---

અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું

## લવાજમ.

સુદર્શનનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ અગાઉથી લેવાનો રીવાજ છે એવું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ. જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે તુરત મોકલવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.
સુદર્શન ઑફિસ—નડીઆદ.

---

## પ્ર. નિ. મ. ન. દ્વિદી યોજીત.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

આવૃત્તિ ( બીજી )

આ આવૃત્તિની પ્રસ્તાવનામાં ગીતાના સમય વિષે લંબાણ ચર્ચા ચલાવવામાં આવી છે.

સ્વ. મણીલાલ નભુભાઇ દ્વીવેદી રચિત પ્રથમ આવૃત્તિ કરતાં સારા કાગળ ઉપર છપાઇ છે અને આ વખતે ઘણાઓના આગ્રહથી કિંમત ઘટાડી રૂ. ૪-૦-૦ ચાર રાખવામાં આવી છે કર્ત્તાની છબી પણ મૂકવામાં આવી છે, ટપાલ ખ. જુદું

| સિદ્ધાન્તસાર. | નારીપ્રતિષ્ઠા. |
| --- | --- |
| બીજી આવૃતિ. | બીજી આવૃતિ. |
| મોટાટાઈપ સારા કાગળ પાકુંપુઠું.) | બાળબોધ ટાઈપમાં સારા કાગળ |
| (કીંમત રૂ. ૩-૦-૦) | ( કીંમત રૂ. ૦-૮-૦ ) |

લખો—મેનેજર.
સુદર્શન ઓફિસ—નડીઆદ.

---

REGISTERED No. B. 761

# સુદર્શન.

આદ્યતંત્રી— [illegible] મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

તંત્રી— [illegible] નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૮–અંક ૪.] (માસિક) [ જાન્યુઆરી–૧૯૧૩.]

## सेवाधर्मनी भावना.

મન્દાક્રાન્તા છંદ.

ચાલો મિત્રો ! પરહિતતણાં કામ આજે કરીશું,
દુઃખી જે જે નજર પડતાં, દુઃખ તેનાં હરીશું;
શાન્તિ દેવા જિગરબલથી સ્વાર્થનો ભોગ આપી,
રૂઝાવીશું હૃદય મનુને દુઃખના હેતુ ટાળી. ૧

આંસુડાં જે નયન ઝરતાં લુછીશું નિજ હસ્તે,
સિંચીશું ત્યાં પ્રણય બળની વારિ ધારાજ પ્રીતે;
શોકે ડુબ્યું વદન નિરખી શાન્તિ તેને દઇશું,
નિમિત્તે જે ઉદભવ થયો નાશ તેનો કરીશું. ૨

અજ્ઞાનીના તિમિર પટનો ભંગ કર્વા નિમિત્તે,
વિદ્યાનાં જે પ્રબળ કિરણો ફેંકીશું શુદ્ધ ચિત્તે;
દેખી જીવો બળહીન જગે પ્રેરીશું વીર્ય ખંતે,
જેથી તેઓ ધીરજ ધરીને ચાલશે યોગ્ય પંથે. ૩

લોકોમાંહે નિરખી અશુચિ દ્વેષ તો ના ધરીશું,
દૃષ્ટાંતેથી શિખવી શુચિતા મેલ જલ્દી હરીશું;
જ્યાં જ્યાં જેવી જરૂર પડતી સેવનાની અમારી,
ત્યાં ત્યાં તેવી અમ હૃદયતો આપશે સેવ ભારી. ૪

'સેવા,' 'સેવા, અવનીતલમાં ધર્મ બીજો ન જાણું,
સેવા ! સેવા ! રટણ કરીને કાર્યમાં તેજ આણું;
સેવાનો છે વિકટ પથતો તોય તેને ગ્રહીશું,
પ્રાણી સેવા કરી સુરગુરુ માર્ગમાં વિચરીશું. ૫

—મણિલાલ. ન. દોશી. બી. એ.

---

## अटकचाळो माशूक.

—xx—

વીતી જતી મધરાતડી—મળી આંખડી કે ના મળી—
બરખાસ્ત આ મહફિલ થતી—ત્યાં આવી માશૂક આકળી !

રહામે જ આ જોગી ખડો,
સર તાજ ધરી અસ્માનનો,
પાતાલ પેર નચાવતો—
લવતો 'અનલહક' હૂં વળી !

રે ! શું થયૂં દિલદારને ?
હાં ! હાં ! ન છેડ કટારને !
મયખોર, જો ! તુજ યાર છે—
પણ—વીજળી બસ ઝળહળી !

મળી ત્યાં મગર નઝરે નઝર
'દિલજાન ! હૂર ! સબૂર કર !'
કહી દોડું, લેટું, ચુમું અગર—
દિલબર બને બ્હેબાકળી

ચાંદા સૂરજ! અહીં આવજો!
બ્રહ્માંડને ફરમાવજોઃ
'નવી મહફિલે શામિલ થજો—
'ભરજો શરાબી મંડળી!'

વર્દી દીધી; અય મીઠડી!
જો! જો! હવાની હર ઝડી,
ત્હારી ગઝલ લલકારતી—
હસતી, અહા! દિલની કળી!

સાગર—સનમની ગુફ્તગોઃ
'હો મસ્ત દિલ!'
—'બુઝરગ થયોઃ'
' જ્હેરો બન્યો?'
'તે ત્હેં કર્યો'—

ચિત્રાલ તા. પાદરા. ૯ : ૧ : ૧૩
હસી અટકચાળી સાંભળી!
सागर.

## सबूर कर ! जंगले जाशूं !

(પ્રેમ.)

સબૂર કર! જંગલે જાશું! જઇને જંગલી થાશું!
સબૂર કર! યાર ઓ મ્હારા! સબૂર કર! જંગલે જાશું!

અહો! આ વ્યોમપટમાં શા! વિધિના લેખ કૈં વાંચું!
હજી પુસ્લૂં ન ઉકેલ્યું! સબૂર કર! જંગલે જાશું!

અહાહા! મોહને માયા! ગળે વળગ્યાં કરે છે શું!
નથી હજી ઓગળ્યાં પૂરાં! સબૂર કર! જંગલે જાશું!

અધિરો થઇશ ના બાપુ ! હશે શું શું ય થવાનું !
છૂપ્યું શું ભાવિને પડદે ! સબૂર કર ! જંગલે જાશું !

નઝર ટૂંકી અરે ! મ્હારી ! શકે ના જોઈ જોવાનું !
જરા ઝાંખી થવા તો દે ! સબૂર કર ! જંગલે જાશું !

મળે રોનાર ના, તો શું ! સદા રોતાં ન થાકી શું !
રોી રડી આંધળા થાશું ! સબૂર કર ! જંગલે જાશું !

વસીશું જંગલે બાપુ ! વીણી ફળ-ફૂલને ખાશું !
બધો વૈભવ ગુમાવીશું ! સબૂર કર ! જંગલે જાશું !

પ્રણયથી ના પ્રભુ જૂદો ! પ્રણયતપ તાપતા થાશું !
પ્રણયને ન્હાશું ને ગાશું ! સબૂર કર ! જંગલે જાશું !

પ્રણયરસ ખૂબ ત્હાં પીશું ! તૃષાતુરને ભરી પાશું !
વને સુરખી પ્રસારીશું ! સબૂર કર ! જંગલે જાશું !

મહા એ યજ્ઞ આદર શું ! અને વેદિ નવીન રચીશું !
બલિમાં રક્ત રેડીશું ! સબૂર કર ! જંગલે જાશું !

પ્રણયદેવી પૂજા કરીશું ! સદા યે દેવીને ન્હાશું !
હવિમાં અસ્થિ હોમીશું ! સબૂર કર ! જંગલે જાશું !

ભલા સ્વાનન્દ ભૂલીશું ! પ્રણય-આનન્દમાં ન્હાશું !
ઉદારીને ઉપાસીશું ! સબૂર કર ! જંગલે જાશું !

અનલમાં હામ ! ભરખાશું ! અહો ! દાવાનલે લ્હાશું !
અજબ ધૂણી ધીખાવીશું ! સબૂર કર ! જંગલે જાશું !

શરીરે રાખ ચોળીશું ! અગર ખાકી ભલે થાશું !
ભલે લંગોટ ભીડીશું ! સબૂર કર ! જંગલે જાશું !

હૃદયની ઝોળામાં મૂર્ત્તિ પ્રણયની દેવી સ્થાપીશું !
છૂપી ઝોળી ઉઠાવીશું ! સબૂર કર ! જંગલે જાશું !

કરે જે યોગ તે યોગી ! સદા લીન યોગમાં થાશું !
અહર્નિશ ધ્યાન એ ધરશું ! સબૂર કર ! જંગલે જાશું !

નથી કૈં જ્ઞાન વા શક્તિ ! અગમ વાણી પછી ભાખૂં ?
બિરાદર ! પ્રાણથી પ્યારા ! સબૂર કર ! જંગલે જાશું !

જરૂરથી જંગલે જાશું ! ખરેખર ! જંગલે જાશું !
પતાકા-પ્રેમની લઇને, સબૂર કર ! જંગલે જાશું !

વિશુદ્ધિ દેવી સેવીશું ! ઉપાધિથી છૂટા થાશું !
કહું મસ્તાન શું બીજૂં ! सबूर कर ! जंगले जाशुं !

ચન્દનક્ષેત્ર—મયખાના.
તારીખઃ ૨૨ સપ્ટેમ્બર ૧૯૧૦ } मस्तान.

---

# પ્રાણેશને યાચના.



વનવન સમીરણ નાચતો રે !
    લ્હેરી સુવાસિની સાથ મારા પ્રેમી હો !
તરૂછાંય ત્યાં મીઠી છાઈ છે રે !
    બેશીયે ત્યાં જઈ ચાલ મારા પ્રેમી હો !

શોભા વનની ત્યાં નીહાળશું રે !
    સૃષ્ટિ સૌંદર્ય દેખાડ મારા પ્રેમી હો !
ડાળે તરૂની બાંધી હીંચકો રે !
    પ્રણયે મને તું હીંચાવ મારા પ્રેમી હો !

મૂર્તિ વિપીનની સુહાસિની રે !
    હસતી શી નીરખી અમ ભાવ મારા પ્રેમી હો !
બંસી મધુરી તુજ રેલવીને,
    વ્હેવા દે પ્રેમરસ ધાર મારા પ્રેમી હો !

તાલે અનિલના તે મેળવીને,
    પ્રણયની લગની લગાડ મારા પ્રેમી હો !
તરૂ પત્ર ધીમેથી નાચશે રે,
    નાચે મુજ હૃદયના ભાવ મારા પ્રેમી હો !

સન્ધ્યા સુહાગિની સુન્દરી રે।
સાજે અનુપમ શણગાર મારા પ્રેમી હો।
યાચના મુજ આ સ્વીકારજે રે।
નાનેરીના શા અધિકાર મારા પ્રેમી હો।

કલકત્તા.
તા. ૨૭-૩-૧૨ } ચાંપશી. વિઠુલદાસ ઉદેશી.

# શું માનવું અને શું ન માનવું ?

થીઓસોફી સંબંધી ધાંધલ.

પબ્લીકે કેવું વલણ લેવું જોઇએ ?

આ દુનિયામાં જ્ઞાન કરતાં અજ્ઞાનનું, જ્ઞાનીઓ કરતાં અજ્ઞાનીઓનું, વિચારશીલ મનુષ્યો કરતાં ગતાનુગતીક અથવા ગાડરીઆ પ્રવાહમાં તણાનારા મનુષ્યોનું, ગુરૂઓ કરતાં શિષ્યોનું, શિક્ષકો કરતાં વિદ્યાર્થીઓનું દળ મ્હોટું જોવામાં આવે છે. એ તો સર્વ કોઈ મુક્ત કંઠે કબુલ કરે છે. એમ કબુલ કરવા છતાં દરેક અજ્ઞાની, દરેક ગતાનુગતીક, દરેક શિષ્ય અને દરેક વિદ્યાર્થી પોતાને દરેક મહત્વની બાબતમાં અભિપ્રાય બાંધવાને હક્કદાર માને છે, એટલુંજ નહિ પણ પોતે જેમને અન્યથા પ્રાજ્ઞ, વિચારશીલ, સમર્થ કે ઉત્તમ માનતો હોય છે, તેવાઓના એકાદ વિચાર અભિપ્રાય કે કૃત્ય સંબંધમાં મરજી મુજબ નિંદા ફેલાવવા તૈયાર થઇ જાય છે, એ શું આશ્ચર્યની વાત નથી ! પણ નહિ, જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે, ગુરૂ અને શિષ્ય વચ્ચે, શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે જો કોઇ મુખ્ય તફાવત હોય તો તે એજ છે કે, એકમાં ખરૂં ખોટું પારખવાની શક્તિ ( વિવેક-discrimination ) છે જે પેલા બીજામાં નથી અને આ કારણથી જ સામાન્ય માણસો માટે એવી સલાહ અનેક દેશના અને અનેક ધર્મ પંથના નાયકોએ આપી છે કે તમે તમારા પોતાના સુધારા તરફ લક્ષ રાખો, જ્યારે તમે તમારી પોતાની જાતને સંપૂર્ણ શુદ્ધ બનાવી શકશો, ત્યારે બીજાઓના વિચારો અને કૃત્યોનું બાહ્ય સ્વરૂપ તેમજ તેમનો આંતર આશય બરાબર સમજી શકશો અને ત્યારે જ તમે ખરો ન્યાય તોળી શકશો.

ફોટોગ્રાફ લેવાના કેમેરાનો કાચ મેલો હશે તો આબેહુબ છબી કદી ઉતરી શકશે નહિ. દારૂ કે બીજા માદક પદાર્થથી ચિત્તની સમતોલ વૃત્તિ છટકાવી બેઠેલા મગજમાં ખરૂં સત્ય ઉતરી શકશે નહિ, તેમજ લોક વાયકાઓ, ગપગોળાઓ,* નિંદાઓ અને અગાઉથી

વગર તપાસે બાંધી રાખેલા મતો ( prejudices ) થી મલીન થયેલા મગજમાં સાચો ઇન્સાફ ઉતરવો સંભવિત નથી.

આટલી પ્રસ્તાવના દ્વારા હું જનસમાજને એમ જણાવવા ઇચ્છું છું કે આજકાલ આ પ્રાંતમાં થીઓસોફીકલ સોસાયટી ( કે જે સાથે આ લખનારને કોઇ જાતનો સંબંધ નથી,) ના સંબંધમાં જે અનેક અફવાઓ, ટીકાઓ, છાપાદ્વારા ચર્ચાઓ અને મશ્કરીનો નિરંતર પ્રવાહ વહેતો નજરે પડે છે, તે મલીન પ્રવાહમાં સ્નાન કરવા કૂદી પડવું એ બન્ને પક્ષને અને જગતને નુકસાનકારક છે.

નિંદા કે કટાક્ષમાં ભાગ લેનારાઓને એમ કરવાથી જે એક જાતનું અમૂક કર્મ બંધન થાય છે, તે વાતને બાજુએ રાખીએ તો પણ પુરી તપાસ, અનુભવ અને ઇન્સાફ તોળવાની શક્તિ વગર અભિપ્રાયો ઉચ્ચારવાની ટેવ પડી જાય એ નુકશાન કાંઇ જેવું તેવું નથી ઘણા મનુષ્યો જ્યારે આવી રીતના નિંદક ઉચ્ચારો હવામાં ફેંકે છે, ત્યારે તેઓ જનસમાજમાં જે દુર્ગુણો માટે નિંદા કરે છે તે દુર્ગુણોનો જ ફેલાવો વધારે જોસબંધ કરવાનું કામ બજાવે છે. જે વ્યક્તિઓ ઉપર આ દુર્ગુણોનો આરોપ મૂકાય છે, તે વ્યક્તિઓની આબરૂને નુકશાન થાય છે, તે વાત જતી કરીએ તોપણ,જે હજારો વ્યક્તિઓ આ વ્યક્તિઓના ઉપદેશ, વિચારો અને ચારિત્રપરથી ઉચ્ચ જીવન તરફ પ્રેરાતી, તેઓને મળતી સઘળી ઉચ્ચ પ્રેરણાઓ આ નિંદાથી ઉત્પન્ન થતા અણવિશ્વાસને લીધે એકાએક અટકી પડે છે. આમ ગાડરીઆ પ્રવાહમાં પડેલા જનસમૂહની અફવાઓ અને ટીકાઓ તેમને પોતાને, જેમની વિરૂદ્ધમાં તે ટીકાઓ થાય છે, તે ભવ્યવ્યક્તિઓને અને જનસમાજને પણ નુકસાન કરવામાં જ પરિણમે છે. માટે અમુક પુરૂષો આજ સુધી ખરેખર પવિત્રમાં પવિત્ર જીવન ગાળતા હતા અને એમના ઉપદેશ અને કાર્યોથી જાહેર પ્રજાને અનેક લાભ થયેલા છે, એવું જો આપણે ખરેખર માનતા હોઇએ તો એવા પુરૂષોના સંબંધમાં ચાલતી લોકવાયકા કે જાહેર ટીકાઓમાંના આરોપની ઉંડી તપાસ કરવાનાં સાધન, ફુરસદ અને શક્તિ પોતાને ન મળે ત્યાં સુધી એવી વાતો માનવા કે ન માનવાથી દૂર રહી પોતે તટસ્થ જ રહેવું એ પોતા તેમજ બીજાઓ માટે સહીસલામત રસ્તો છે.

હવે હું થીઓસોફીકલ સોસાયટીના સંબંધમાં મચી રહેલી ધાંધલના સંબંધમાં બે બોલ કહીશ પરન્તુ તેમ કરવા પહેલાં જણાવવું ઉચિત ધારૂં છું કે, હું સદરહુ સોસાયટીનો મેમ્બર નથી તેમજ એ વર્ગની કોઈ વ્યક્તિનો શિષ્ય નથી એટલું જ નહિ પણ એ સોસાયટીએ ખ્રીસ્તી, હિંદુ, પારસી, બુદ્ધ વગેરે ધર્મોનાં સત્યો દુનિયામાં જાહેર કરીને તેમનો જેવી રીતે પક્ષ કર્યો છે, તેવી રીતે જૈન ધર્મ કે જેમાં મારો જન્મ થએલો છે, અને જેની હીમાયતમાં ત્રણ ત્રણ પેપરો ચલાવવામાં અને જાહેર ભાષણો કરવામાં મેં મારી ઉમ્મરનો છેલ્લો અડધો ભાગ અર્પણ કર્યો છે, તે જૈન ધર્મનાં સત્યો પ્રગટ કરવાનો કશો પ્રયાસ સદરહુ સોસાયટીએ કદી કર્યો નથી કે જેથી ઉપકાર બુદ્ધિએ પણ મને તેનો પક્ષ કરવાની ઇચ્છા થાય.

હું અત્રે જે કાંઇ લખુંછું તે માત્ર સામાન્ય લોકસમૂહને એટલી ચેતવણી આપવા માટે જ લખુંછું કે ઉંડા ઉતરવાની શક્તિ અને સાધન વગર તથા હૃદયવાંચનકળાની ગેરહાજરીમાં ઉચ્ચચારિત્રવાળા મનુષ્યો ઉપર મૂકાતા આક્ષેપોના સબંધમાં કાંઈ જ મત બાંધવો નહિ. તે આરોપો માનવા નહિ તેમજ ન માનવા પણ નહિ, પણ તટસ્થ રહી જોયાં કરવું.

કેટલાક ગુજરાતી ભાષાનાં પેપરોએ થીઓસોફીકલ સોસાયટીના નાયકો ઉપર હલકામાં હલકા આરોપો મુકવાનો નિયમિત 'ધંધો' કેટલુંક થયાં આદર્યો છે. એમના કેટલાક શબ્દોની ચિકિત્સા કરવા બેસીએ તો તે લખનારાઓ ઉપર બેહદ કંટાળો આવ્યા સિવાય રહે નહિ. એ ટીકાકારો પૈકી કેટલાક પ્રમાણિકપણે એમ માનનારાઓ છે કે થીઓસોફી અંધ શ્રદ્ધાનો પ્રચાર કરે છે અને એવી પ્રમાણીક માન્યતાને લીધે એ મંડળનો અંત જોવા તેઓ ઇચ્છે, એ સ્વાભાવિક છે; અને તેથી જ તેઓ કુતર્કોને પ્રસિદ્ધિ આપે છે. એમની ભૂલ જાહેર સેવાની બુદ્ધિથી થતી હોવાથી ક્ષંતવ્ય-માફ કરવા યોગ્ય કહી શકાય પરંતુ જેઓ હિંદુ વર્ગમાંના ગતાનુગતીક ભાગને-સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ વગરના ભાગને જે પ્રકારની અન્ય વર્ગોની નિંદા પસંદ પડે છે, એવી નિંદા ફેલાવાથી પોતે "હિંદુ ધર્મ સંરક્ષક" તરીકે પૂજાશે અને પોતાને વધારે પ્રસિદ્ધિ મળશે એવા આશયથી દર અંકે નિંદા મય પિંજણ અને કંટાળો ઉપજાવે એવી મજાક કરે છે, એવાં પેપરો ખરેખર લોક સમાજને ઉંધે રસ્તે દોરવાનું, એમની વિચાર શક્તિને સંકુચિત અને કલુષિત કરવાનું તથા દેશને કલહમાં ઉતારી ઐક્યનો ભંગ કરવાનુ કામ બજાવે છે.

મદ્રાસ હાઇકોર્ટે મીસીસ એની બીસેંટના વિરૂદ્ધના ચુકાદામાં મી. લેડબીટરને 'એક અનીતિમાન અને નહિ સોબત કરવા યોગ્ય માણુસ' ઠરાવ્યો છે, એમ કેટલાં બધાં પેપરોએ બ્યુગલ ફુંક્યું હતું? છતાં એમાં શું અંશ માત્ર પણ સત્ય હતું કે? મી. લેડબીટરના વિરૂદ્ધમાં એક નોકરને શિખવી તૈયાર કરવા છતાં ખોટી જુબાની નકામી થઇ પડી, અને બીજી બધી કોશીશો વ્યર્થ ગઇ, જેથી કોર્ટે ફરીયાદી (કૃષ્ણ મૂર્તિના પિતા) ને સોગન ઉપર જુઠી સાક્ષી પુરનાર ગણ્યો છે અને તેની વિરૂદ્ધ બીજી પણ ટીકાઓ કરી છે. (જેની ખાતરી કરવા માટે છાપાના રિપોર્ટો નહિ પણ અસલ જજમેંટ વાંચવા ખાસ ભલામણ છે) અને મી. લેડબીટરના વિરૂદ્ધના આરોપ ખોટા ઠરાવી એવી મતલબની ટીકા કરી છે કે જાતિવિષયક એની માન્યતા-અભિપ્રાય એવા છે કે તેવા અભિપ્રાયને હું નીતિ વિરૂદ્ધના માનું. મી. લેડબીટરના એ વિચારો શું છે અને તેમાં કેટલું સત્ય છે કે અસત્ય રહેલું છે, તે ચિકિત્સામાં ઉતરવાનું કામ મારૂં નથી, પણ મારે માત્ર એટલુંજ બતાવવાનું છે કે એક માણુસની માન્યતા-અભિપ્રાયના ઉપર ટીકા થવી એ જુદી વાત છે અને તેના ચારિત્ર માટે હલકો મત ઉચ્ચારવો એ જુદી વાત છે. વળી જો મી. લેડબીટરની માન્યતા ખરેખર ભયંકર હોય તો પણ તે પોતે કોર્ટમાં સોગનપૂર્વક કબુલ કરે છે કે એ માન્યતા તે શિખવતો નથી. મીસીસ બીસેંટના ફર્માનોને તાબે થઇને તે તે માન્યતા દાબી રાખે છે.

એક તરફથી પોતાના અંગત વિચારો કે જે પોતે ખરા દિલથી ખરા માને છે, તે વિચારો પોતાના ઉપરીના હુકમને વશ થઇ દાબી નાખે છે, એ વાત તરફ આપણે નજર કરીએ છીએ અને બીજી તરફથી મી. લેડબીટરની પોતાની વર્તણુક–ચારિત્ર તદ્દન નિર્દોષ છે એમ કોર્ટ તથા દુનિયા સ્વીકારે છે તે તરફ નજર કરીએ છીએ ત્યારે હવે તે માણસ કેવી રીતે જાહેર પ્રજાને નુકશાનકારક કે નિંદાપાત્ર મનાવો જોઇએ! પણ અણઘડ લેખકો પહેલી દષ્ટિએ જે સુઝ્યું તે કાગળપર ચિતરી કાઢે છે, અને ક્ષણભરની એમની પ્રમત્ત દશાના પરિણામે જગતમાં ફેલાતા ખોટા વિચારો આસ્તે આસ્તે મૂળ નાખી ફાલે ફુલે છે. આ પ્રમાણે અનિષ્ટ પરંપરા વધતી જાય છે.

મી. લેડબીટરના જાતિવિષયક વિચારો ગમે તે હોય, લોકલજ્જા અને રૂઢીના ડરથી આજ સુધી જે બાબતની ચર્ચા કરવી અયોગ્ય મનાતી હતી તે બાબતને નજીકના ભવિષ્યમાં ખુલ્લી રીતે પ્રજાહિતેચ્છુ પુરૂષોએ અને શાણી સરકારોએ ઉપાડી લેવી પડશે. એવો વખત આવશેજ અને તે વખતે જાતિ વિષયક મુસ્કેલી દૂર કરવા માટે અગર ઓછી કરવા માટે કેટલા રસ્તા સંભવિત છે અને તે સંભવિત પૈકીના કેટલા સ્વીકારવા યોગ્ય છે, તે બાબતનો નિર્ણય પણ કરવોજ પડશે. અત્યારે તો જાતિવિષયક બાબતજ તિરસ્કારનો વિષય મનાય છે (જાણે કે બધા લોકો અખંડ બ્રહ્મચારીજ ન હોય અને જાણે કે દુનિયાજાતિ–વિષયક સવાલથી તદ્દન સંબંધ વગરનીજ ન હોય) તેથી જ્યારે કોર્ટમાં મી. લેડબીટરને આ બાબતમાં પૂછવામાં આવ્યું અને જ્યારે તેણે જ્યાં એ મુસ્કેલીઓનો સદંતર અંત આણવાનું અશક્ય લાગે ત્યાં એ વ્યક્તિઓને ખુવાર કરનાર દુર્ગુણને બદલે એકજ વ્યક્તિને ઇજા થાય એવા રસ્તાની જરૂર સ્વીકારી, ત્યારે સર્વ કોઇ તેની તરફ તિરસ્કારની નજરથી જોવા લાગ્યું તે વખતે તે માણસે તિરસ્કારનો ખ્યાલ ન કરતાં વધુ ઉમેર્યું કે એવો મત મારો અગાઉ હતો, અને હજુ સુધી પણ મારો અંગત મત એજ છે, પણ મીસીસ બાસેન્ટના ફરમાનને વશ થઈ એ મતનો કોઇને ઉપદેશ આપતો નથી. જે માણસના વિરૂદ્ધ આ બાબતને લગતો કોઇ પણ આરોપ સાબીત કરવા મથનારા તદ્દન નિષ્ફળ નીવડયા છે અને ઉલટા જૂઠા ઠર્યા છે, જે માણસને પ્રજામાં નિંદા પાત્ર ગણાતો પોતાનો અમુક અભિપ્રાય આજે જેવો ને તેવોજ છે એમ કહેવાની ફરજ પાડવામાં નથી આવી કે એમ કહેવાથી કોઈ નફો નહિ પણ સર્વતઃ હાનિજ છે એવું ભાન છે, તે માણસ આવા કટોકટીના પ્રસંગે પણ અસત્ય નથી બોલતો એ શું એના ચારિત્ર બળનો ખ્યાલ કરાવવાને પુરતી બીના નથી?

જાતિવિષક માન્યતા કે અભિપ્રાયના સંબંધમાં તો એક ઇન્સાફની અદાલતનો અભિપ્રાય તે કાંઇ પ્રમાણભૂત ગણવાને આપણે બંધાયલા નથી. કાયદા–કાનુનોની બાબત એજ જજોનું ક્ષેત્ર છે, નહિ કે નીતિ–ધર્મ અને જાતિ વિષયક બાબતો; એટલે ફર્સ્ટક્લાસ એન્જીનીઅરનો કાયદાની બારીકાઈના સંબંધમાં અભિપ્રાય બાંધવાનો જેટલો હક્ક અને જેટલી યોગ્યતા છે, તેટલોજ હક્ક અને તેટલીજ યોગ્યતા એક જજને જાતિવિષયક અને નીતિ–ધર્મ વગેરે વિષયોપર વિચાર બાંધવાને છે, તેમ છતાં એવી બાબતમાં કાંઈ અભિપ્રાય જજમેંટની અંદર ઘુસાડનાર જજે જો એ અભિપ્રાય બાંધવા પહેલાં શારીરવિદ્યાના

પારંગત પુરૂષો કે માનસશાસ્ત્રીઓને સાક્ષીમાં બોલાવીને તેમના અભિપ્રાય ઉપરથી એવી ટીકા કરી હતે તો ખરેખર એમણે પોતાના ક્ષેત્રની બહાર ફલંગ ભરી ન ગણાત.

મી. લેડબીટરને જે સલાહ માટે મોટામાં મોટા અપરાધી અને નીચમાં નીચ માણુસ તરીકે વગોવવામાં આવે છે એ સવાલનું તારતમ્ય તપાસીએ તો તેના પોતાના શબ્દોમાં આ પ્રમાણે છે.

"I do not wish to enter into the general question, but I may just remark that it seems to me both cruel and ridiculous to brand a doctor as a poisoner, *because* when he finds his patient a slave to drug habit he advises him to decrease and regulate the dose—which is all I have ever done."

બન્ને શબ્દોમાં કહીએ તો આખો દિવસ આથડનાર બાલકને તેનો બાપ એમ કહે કે "તારે ચાર કલાક બહાર ફરવું અને બાકીનો વખત ઘેર બેસી અભ્યાસ કરવો" અગર દરરોજ સો બીડી પીનારને કોઇ પાંચ બીડી પીવાની સલાહ આપે તો એવી સલાહ આપનારો જેટલો "ભયંકર પુરૂષ" છે તેટલોજ મી. લેડબીટર 'ભયંકર પુરૂષ' છે. અલબત દરેક જાહેર લેખક અને ટીકાકાર પોતાની પવિત્રતા બતાવવા ખાતર જાહેરમાં એમજ મત આપશે કે "હું તો ઇન્દ્રિયો કબજે નહિ, રાખનાર માણુસ સલાહ લેવા આવે તો એને પોતાનું મન દૃઢ કરવા, નીતિનાં પુસ્તકો વાંચવા, તથા અનીતિમાન વિચારો અને જગ્યાઓથી દૂર રહેવાની જ સલાહ આપું." ઘણું ઉત્તમ! અને એવીજ રીતે મોક્ષને ઇચ્છતી દુનિયાને-તેમાં વસતા ઉપર કહેલા સલાહદાતા વિદ્વાનોને પણ-હું એમજ સલાહ આપું કે "દુનિયાની પેલીપાર ચાલ્યા જાઓ, વસ્ત્ર, ધન, પરિવાર વગેરેનો ત્યાગ કરો, અને શ્વાસ રૂંધીને દર મીનીટ પરમાત્માના ધ્યાનમાં જ ગુજારો, અને પ્રાણી માત્રને સંપૂર્ણ અભયદાન આપો, કે જે અભયદાન ખાવા-પીવા-પહેરવા-ઘરમાં રહેવાથી કે શ્વાસ લેવાથી નહિ જ આપી શકાય." શું એ સલાહ ખોટી છે, એમ કોઇ હિંદુ કહી શકશે કે? પણ ખોટી ન છતાં શું 'દુનિયાનાં જીવડાંથી એ વાત બની શકશે? શું વ્યભિચારી નર વ્યભિચારના દોષથી અજાણ્યો હોય છે? ના, તે તે જાણે છે અને ખરાબ જગ્યા અને ખરાબ સોબતથી દૂર રહેવું જોઇએ એમ પણ જાણે છે, પણ એમ કરવામાં જોઇતું વિચાર બળ-સંકલ્પબળ એનામાં નથી. ઘણા વખતથી ટેવ રૂપ થઈ પડેલી મનોકામનાઓ તેને ખોટા કૃત્ય તરફ દોરી ગયા વગર રહેતી નથી, એવા દાખલાઓમાં જ મી. લેડલીટરે તેમાં કયો માર્ગ ઓછો હાનિકારક છે, એ સૂચવ્યું છે, અને તે પણ જાહેર રીતે નહિ. મીસીસ બીસેન્ટે હમણાંના એક લેખમાં એવી મતલબની દલીલ કરી છે કે સોલ્જરો માટે સરકાર તરફથી ગણીકાઓ પુરી પાડવામાં આવે છે તેથી શું સમજવું? સ્ત્રીઓનો આ પ્રમાણે ભોગ આપવો એવો સિદ્ધાંત સરકાર માને છે, એટલું જ નહિ પણ તે ઉપર અમલ કરે છે (કે જેમ મી. લેડલીટર કરતો નથી). ઇગ્લાંડના શહેરમાં પતિત સ્ત્રીઓની ફરજ્યાત તપાસણી થાય છે તેનું શું સમજવું? લશ્કરના ડોકટરો અને ઓફીસરો સીપાઇઓ માટે

રખાતી વેસ્યાઓ વિરૂદ્ધ લેવાતા વાંધા માત્ર હવાઇ છે ' એમ ટીકાઓ પ્રગટ કરતા રહે છે, એને માટે શું સમજવું ? ધાર્મિક તેહવારો વખતે અને અંગ્રેજ અમલદારોની રૂબરૂમાં નાચનારીઓને બોલાવવામાં આવે છે તેનું શું સમવું ? અનીતિના :રોજગારવાળી સ્ત્રીઓ જ્યાં નાચતી હોય ત્યાં અમલદારો, ધર્મગુરૂઓ અને આગેવાન નીતિમાન શહેરીઓ હાજરી આપે તો તેઓને શું ' યુવાનો માટે ભયંકર સોબતીઓ ' ગણો છો કે ! કેટલાક પ્રસિદ્ધ યુરોપીયન ડૉકટરો યુવાન માણુસોને તેમના લગ્નને વિલંબ હોય તો તંદુરસ્તી જાળવતા ખાતર અસ્વાભાવિક રીતે જુસ્સો શાન્ત કરવાની સલાહ આપે છે અને તેવી સલાહને " સ્વાભાવિક જુસ્સો શાન્ત કરવાની સલાહ ' ઠરાવે છે, એવા તે યુરોપીયન ડૉક્તરોના સંબંધમાં શું કહેશો ? ખલાસીઓ જ્યારે કિનારાપર આવે છે, ત્યારે જે ગણીકાઓના ઘેર જાય છે તે ઘરોની હયાતીના સંબંધમાં શું આ બધી સગવડ કરનારા, બોલનારા, લખનારા-બધાને ' યુવાનો માટે ભયંકર સોબતી ' ગણશો કે ! "

આ બધી અને એવી અનેક વાતો સાંભળીને વાંચનારે મુંઝાઇ જવું જોઇતું નથી; પણ વધારે નહિ તો એટલા જ નિશ્ચયપર જરૂર આવવું જ જોઇએ કે, નીતિવિષયક પ્રશ્ન કે જેના સંબંધમાં મી. લેડબીટરપર ચોતરફથી સખનમાં સખત તિરસ્કાર વરસાવવામાં આવે છે, તે ખરેખર વિચારવા જેવો છે અને એવા તકરારી સવાલોપર અપાતા કોઈ અભિપ્રાયને એકદમ હલકામાં હલકા શબ્દોમાં તિરસ્કારી કહાડવો એ છીછરાપણું જેવું કામ છે. વધુ નહિ તો એટલું જ વિચારવું બસ થશે કે જે માણસે બારીકમાં બારીક અધ્યાત્મની બાબતોપર વિચારો કર્યા છે અને અનુભવ કરીને પુસ્તકો લખ્યાં છે કે જેને માટે Psychical Research Society જેવાં મંડળો પણ ઉચામાં ઉચો મત જણાવે છે તે માણુસ શું એક બાળક પણ ધિક્કારે એવી દેખીતી કુટેવની એક સિદ્ધાંત તરીકે હિમાયત કરતો હોય એ બનવા જોગ છે ? એવા મમર્ષ વિદ્વાનમાં common-sense સાધારણ અક્કલ પણ નહિ હોય ?

' મદ્રાસ સ્ટેન્ડર્ડ ' પત્ર ખુશાહિકીથી લખે છે કે:—

" In fact the welfare of the children was entirely overlooked by the judge. Their education in England is to be violently interrupted; all that has been done to carry out the father's former wishes is to be disregarded, because he has capriciously changed his mind. He was perfectly well aware of Mr. Leadbeater's peculiar opinion on one point, when he placed his children *under his care and it was obvious* that this was now dragged in only to cause prejudice, just as he invented horrible stories in order, as the Judge said, to 'strengthen his case with lies; The boys are to be peremptorily torn from refined comfort and thrust into squalid poverty, their

education is to be ruined, their hopes crushed, all to satisfy a father's whim for which no solid reason, was pretended. The only solid reason, the supposed crimes, was marked as a concoction-a perjury to speak plainly-yet the boys are to be brought back and their future ruined."

ઉપરના એક તટસ્થ પત્રે આપેલા વિચારોપરથી જણાશે કે મી. જસ્ટીસ બેકવેલના જજમેંટ બારે પણ વિદ્વાનોમાં બે મત છે. એટલે કે એક હાઇકોર્ટ જજે એક માણસ કે એક બાબત ઉપર બાંધેલો અભિપ્રાય છેવટનો ન્યાય—સંપૂર્ણ પ્રમાણભૂત જ હોય એમ માની લેવાનું નથી. C. L. Peacoke (late R. A. Major, Reserve of Officers) તા. ૨૩-૪-૧૩ ના પોતાના લેખમાં જણાવે છે કે "ખુદ મદ્રાસ હાઇકોર્ટના જ એકથી વધુ જજો મી. લેડબીટરના સંબંધમાં મી. જસ્ટીસ બેકવેલ કરતાં તદ્દન જૂદો જ મત ધરાવે છે, એમ મને અનુભવ છે."

ઇરાદાઓ અને હકીકતોની અંદરનું સત્ય જ્યાં બાહ્ય સાધનોને આધારે તપાસાતું હોય, જ્યાં હૃદયવાંચનકળાનું અસ્તિત્વજ ન હોય ત્યાં ગમે તેવા નિર્દોષ અને પૂજ્ય માણસો પણ નીચમાં નીચ તરીકે ઠરે અને માર્યા જાય તો આપણે બહુ આશ્ચર્ય પામીશું નહિ. જજોના જજમેંટ કે વિચારોને છેવટના સત્ય તરીકે સ્વીકારવાની રૂઢીવાળા જનસમાજને કહીશું કે જજો કાંઇ દેવ નથી, તેમ તેઓ સર્વજ્ઞ હોવાનો દાવો પણ કરતા નથી.

એમજ હોત તો એક જજનું કરેલું બીજા જજો ઉથલાવી નાખત નહિ કે જેમ સેંકડો કેસોમાં બનેલું છે. દેહાંત દંડની સજા કરાયલા આરોપીઓ હુકસાલ અપીલમાં છુટી જાય છે એનો અર્થ શો તે વિચારો અને એક અમલદાર તરીકે અપાયેલા અભિપ્રાયો ઉપરથીજ તમારા અભિપ્રાય બાંધી બેસવાની ટેવને છોડી દો.

જજમેંટમાં મી. લેડબીટરના વિરૂદ્ધમાં જે એકજ બાબત લખાઇ છે તે સંબંધમાં આપણે બોલી ગયા છીએ અને મીસીસ એનીબીસેન્ટના વિરૂદ્ધમાં પણ એકજ વાત લખાઇ છે કે તેણીએ છોકરાના બાપને સાક્ષીઓની રૂબરૂમાં એવું વચન આપ્યું હતું કે છોકરાઓને લેડબીટરથી જુદા રાખવામાં આવશે. આ સંબંધમાં એક તટસ્થ પત્ર 'મદ્રાસ સ્ટેન્ડર્ડ' લખે છે કેઃ—

"Later on the Judge alludes to 'discrepant accounts' of an interview which took place between plaintiff and defendant and although the six persons present including Sir Subramania Iyer and the defendant all swore that the defendant refused to make a promise to separate the boys from Mr. Leadbeater the judge airily dismissed the whole of this evidence and declared that the defendant had broken her undertaking."

લખનૌનું 'એડવોકેટ' પત્ર પણ એવીજ ટીકા કરે છે. સીત્તેર વર્ષની ઉજળી કીર્તિ-વાળા મદ્રાસનાજ હાયકોર્ટ જજ સર સુબ્રામનીઆ આયર જેવા પુરૂષ પોતે અને બીજા સાક્ષીએ કોર્ટ વચ્ચે કહે છે કે એવું વચન મીસીસ બીસેંટે આપ્યું નથી એટલુંજ નહિ પણ એવું વચન આપવાની ના પાડી હતી, ત્યારે કોર્ટની આ વિરૂધ જતી ટીકા ઉપરથી મીસીસ બીસેન્ટ સંબધે જાહેર પ્રજાએ ખોટા મત બાંધવો એ ડહાપણ ભરેલું ગણાશે નહિજ.

થીઓસોફીના બન્ને આગેવાનોપરના એકેક આરોપો કેટલા વજનદાર છે, એ આ ઉપરથી સમજાયું હશે. બનારસની સેંટ્રલ હિંદુ કોલેજ તેમના હાથમાંથી તેમણેજ જન્મ આપી ઉછેરવા છતાં, જબરી ખટપટે છીનવી લીધી છે. પણ થીઓસોફીકલ સોસાયટી એ કોઇ નિરૂદ્યમી કે માનતું ભિખારી ટોળું ન હોવાથી આગેવાનોએ એથી વધારે ઉપ-યોગી કામમાં પોતાની શક્તિ વહેડાવવા માંડી છે. થીઓસોફીકલ કોલેજીએટસ્કુલ સ્થા-પવા માટે કાશીમાં રૂ. ૪૦૦૦૦) ખરચીને ૨૨ વિઘાં જમીન ખરીદવામાં આવી છે, તેમાં સેન્ટ્રલહિંદુ કોલેજમાંથી છુટા પડેલા પ્રોફેસરો પૈકી કટલાક ઓનરરી શિક્ષકો તરીકે કામ કરશે. પ્રો. વિક્રેફીકર મદ્રાસ ઇલાકામાં આવેલી મદનપાલ હાયસ્કુલના હેડમાસ્તર નિમા-યા છે. પ્રો. સંજીવીરાવ સીલોનની જાફના કોલેજના પ્રીન્સીપાલ નિમાયા છે. પ્રો. વુડહા-હાઉસ ઇગ્લંડ તથા સ્કોટલંડની યુનીવરસીટીઓમાં આગળ અભ્યાસ વધારવા જનારા દશ હીંદી ગ્રેજ્યુએટ તથા અન્ડર ગ્રેજ્યુએટના વાલી તરીકે ગયા છે. પ્રો. દલાલ રસાયનના સંબંધમાં કેટલીક નવી શોધોની બાબતમાં જ્ઞાન મેળવવા જર્મની ગયા છે. અને પ્રો. તે-લંગ તથા બીજા કેટલાક માસ્તરો સાતમી જુલાઇએ ખોલવામાં આવનાર નવી સ્કુલના શિક્ષકો તરીકે કામ કરશે.

આ પ્રમાણે થીઓસોફીકલ સોસાઇટીએ ચોતરફનાં વાદળો વચ્ચે પણ એક ઉચ્ચતમ નિશ્ચિત આશય તરફ દૃઢ પગલે આગળ વધવાનું ચલુ રાખ્યું છે. પૂર્વ કર્મના ફળ માટે રોદણાં રોવામાં કે નિંદકોને જવાબ આપવામાં એ પોતાનો વખત ગુમાવતી નથી એજ એના આશયો સંબંધમાં કેટલાકો તરફથી બતાવાતા સંશયોને નહિં માનવાને પુરતું કારણ છે. એક તરફથી જ્યારે કેટલાકો થીઓસોફીના આગેવાનો વિરૂદ્ધ જબરો કોલાહલ કરી રહ્યા છે, ત્યારે બીજી તરફથી મદ્રાસ સ્ટેન્ડર્ડ, મદ્રાસ ટાઇમ્સ, ઇન્ડીયન પેટ્રીઅટ, મદ્રાસ મેઇલ, લકનૌ એડવોકેટ આદિ કેટલાંક નોન-થીઓસોફીકલ પેપરો થીઓસોફીકલ સોસાય-ટીના અગ્રેસરો ( મીસીસ બીસેન્ટ, મી. લેડબીટર અને મી. એરન્ડલ ) ના બા પોકાર વખાણ કરે છે. અને એમનાં ચારિત્ર ઉચ્ચતમ છે, એમ અનેક દાખલાઓ સાથે સાબીત કરવા કોશેશ કરે છે. એટલુંજ નહિ પણ જાણીતા દેશભક્ત બીપીનચંદ્રપાલ કે જે થી-ઓસોફીની વ્હેલમાં બેસનારામાંના એક નથી અને જેઓ ક્વચિત્ એ મંડળના કોઇ વિ-ચારોના વિરૂદ્ધ મત ધરાવે છે, તેઓ પણ પોતાના " Hindu Review " ના ગયા એપ્રીલના અંકમાં મીસીસ બીસેંટનું જીવનચરિત્ર તથા ફોટો પ્રગટ કરતાં લખે છે કેઃ—

" One fixed idea that possesses or obssesses these prophetic minds is that they are especially made for the world and the world is especially made for them and their mission. We

see it even in Jesus. It is prominent in Mahomet. It is very common in all the great Jesuist prophets. And it is not at all surprising that it should be so marked a feature in Mrs. Besant's character. In fact whether one agrees with Mrs. Besant or not one cannot reasonably deny that *She is made of the stuff of which the world's prophets are made.* She has the same psychic powers, the same magnetic presence, the same fervour of spirit, the same gift of tongue, the same powerful imagination, the same self-Confidence and self-consciousness that are the characteristics of the prophets of the world."

અને મુંબાઇના જાણીતા પત્ર 'એ મ્બે ક્રોનીકલ' માં મેજર પીકોક મી. લેડબીટરના સંબંધમાં અંગત અનુભવ પરથી થોડા જ દિવસ પર લખે છે કેઃ-

"I unhesitatingly declare that Mr. Leadbeater is the *purest lived* and the purest minded, the happiest and the gentlest as well as the most scrupulously truthful and most one pointedly devotional man I have ever met and I consider that it would be an estimable advantage for any boy to be fortunate enough to come under his care."

તેમજ મી. એરન્ડેલના સંબંધમાં હિંદુસ્થાન રીવ્યુ ગયા મેના અંકમાં તેના અધિપતિ મહાશય સચ્ચિદાનંદ સિંહ આખા એ પૃષ્ઠમાં તેમણે બજાવેલી સેવા, તેમના ચરિત્ર અને નીતિમય શિક્ષણની બાબતમાં તેમનો અદ્વિતીય અનુભવ-એ સર્વ સંબંધમાં એટલી તો તારીફ કરે છે કે જેટલી ભાગ્યે જ કોઇ વિદ્યાગુરૂની કોઇ પત્રકારે કરી હશે. તે લખે છે કેઃ-

The cause of Indian education has suffered truly heavy loss in the retirement of Mr. G. S. Arundale M. A. LL. B. from the principalship of the Central Hindu College of Benares after ten years of unremunerated labour at that great institution. It is no exaggeration to say that in all the positions he showed that *rarest of qualities*-a true genius for education and there is probably at present moment in India no figure in the educational world more deeply loved and venerated by those who know him whether they be his colleagues or his pupils than Mr. G. S. Arundale.

વિરૂદ્ધના તેમજ તરફેણના આ બધા પોકારોના સંબંધમાં બોલવાનું હવે આપણે વધારે લંબાવીશું નહિ; માત્ર એટલું જ જોવાનું રહે છે કે જ્યારે થીઓસોફીકલ સોસાયટીના આગેવાનોએ આજ સુધીમાં કરેલાં જાહેર કામો, લખેલાં પુસ્તકો અને ઉપદેશેલા વિચારો માટે તટસ્થ વિદ્વાનોએ અનેક પ્રસંગે ઉંચા મત બતાવેલા છે, છેક ચાલુ તોફાન વખતે પણ ઉંચ મત બતાવવાનું ચાલુ રાખ્યું છે, ત્યારે જો આપણે તે ઉંચો મત બતાવનારાઓના વચનમાં વિશ્વાસ ન રાખી શકતા હોઇએ તોપણ એટલું તો આપણે સંભાળવાનું અવશ્ય છે કે આ બાબત **વાદગ્રસ્તતો** છે જ અને **વાદગ્રસ્ત** બાબતમાં વિરૂદ્ધ અભિપ્રાય બાંધી બેસવો એ ખરે જ ખોટે રસ્તે જવા જેવું છે. આપણે આવા પ્રસંગમાં તદ્દન તટસ્થ રહેવું અને એક પછી એક બનાવો કેમ બન્યા કરે છે અને તે બનાવો ભવિષ્યમાં શું પરિણામ ઉપજાવે છે, એ જોવાને ધીરજવાન થતાં શિખવું.

વાડીલાલ મોતીલાલ શાહ.

---

# अथ श्री रामगीता भाष्य.

( અનુસંધાન ગતાંકથી. )

ઉપરના શ્લોકમાં શ્રી રામચંદ્રજી પ્રત્યે પોતાની ઇચ્છા નિવેદન કરી હવે વંશસ્થ નામના છંદવડે શ્રી લક્ષ્મણજી, શ્રી રામચંદ્રજીનું નિર્ગુણ રૂપે સ્તવન, નીચેના શ્લોક વડે કરે છે.

॥ सौमित्रि उवाच ॥

त्वंशुद्ध बोधोसिहि सर्वदेहिना
मात्मास्यधीशोसिनिराकृतिः स्वयम् ।
मतोयसे ज्ञानदशां महामते
पदाब्ज भृगाहित संग संगिनाम् ॥ ४ ॥

**ભાવાર્થઃ**—હે સર્વજ્ઞ પ્રભુ! આપ શુદ્ધ જ્ઞાન સ્વરૂપે છો, સર્વ જીવોના સ્વરૂપભૂત છો, જગતના નિયંતા છો, અને આકાર રહિત છો તથાપિ હે મહાન બુદ્ધિવાળા! આપ-

આપનાં ચરણ કમલમાં ભ્રમરની પેઠે પ્રીતિવાલા, આપના પરમ ભકતોની સાથે સમાગમ કરનારા, અને જ્ઞાન દ્રષ્ટિવાળા પુરૂષોને પ્રત્યક્ષ જણાઓ છો.

**વિવેચનઃ**—શુદ્ધ એટલે વિદ્યા, અને અવિદ્યાના કાર્ય કારણ ભાવ રહિત એવા આપ જ્ઞાન સ્વરૂપ છો. અંતરાત્મા એટલે ક્ષેત્રજ્ઞ, ( સાક્ષી જાણનારે દરેક શરીરમાં જુદો હોય છે, તેજ પ્રમાણે સમષ્ટિરૂપ ઇશ્વર સર્વ શરીરોને જાણનાર એક છે તેને ક્ષેત્રજ્ઞ કહેવો, તે ક્ષેત્રજ્ઞ* જેને જાણે છે તે ક્ષેત્ર કહેવાય છે ) ક્ષેત્રથી થયેલા દેહના સમૂહોને જાણનાર છો, સર્વના અધિશ એટલે સ્વામિ છો, તથા નિરાકૃતિ એટલે આકારથી રહિત છો. સ્થૂલ, સૂક્ષ્મ કારણાદિ દેહો તથા તેનાં સ્વરૂપ તેનાથી રહિત છે. આત્માને સ્થૂલઉપાધિનું બંધન નથી તે વિષે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કે—

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपिकौन्तेयनकरोतिनलिप्यते ॥

**ભાવાર્થઃ**—હે કૌન્તેય ! અનાદિ હોવાથી, અને નિર્ગુણ ( ગુણનો સંગ ન ) હોવાથી આ પરમાત્મા અવ્યય ( જેમનો તેમ રહે ) છે. તે શરીરમાં રહ્યા છતાં પણ કાંઇ કરતો નથી અને કશાથી લેપાતો પણ નથી.

આ સ્થળે પરમ શ્રદ્ધાવાન્ શ્રી લક્ષ્મણજીએ શ્રી રામચંદ્રજીને નિર્ગુણ બ્રહ્મરૂપ જાણી તેમની સ્તુતિ કરેલી છે. માયા વિશિષ્ટ પરમાત્મ કાર્યકારણવશાત સ્થૂલરૂપમાં પોતાનું દિવ્ય લીલાતનું પ્રગટ કરે છે, યાજ્ઞવલક્ય સ્મૃતિના ત્રીજા અધ્યાયના ૬૫ મા શ્લોકમાં કહ્યું છે કે, ॥ **निमित्तमक्षरः कर्त्ताबोद्धा ब्रह्म गुणीवशी । अजः शरीर ग्रहणात सजात इति कीत्यते** ॥ પાંતાજલયે । ગદર્શનમાં ઇશ્વરના સ્વરૂપ વિષે કહ્યું છે કે **क्लेश कर्म विपाकाशयैर परामृष्टः पुरुष विशेष इश्वरः** ॥ શ્રુતિ પણ કહે છે કે, **इशान**

*શરીર ક્ષેત્રનો ભોકતા જીવ ક્ષેત્રજ્ઞ છે; તથા વિશ્વરૂપ ક્ષેત્રના પરમાત્મા સાક્ષી ક્ષેત્રજ્ઞ છે; અથવા મન આદિ, પ્રાણ આદિ, સત્વાદિ, ઇચ્છાદિ, અને પુણ્યાદિ એઓ પાંચ વર્ગો, એ પ્રમાણે એઓ પાંચ વર્ગોનો ધર્મિભૂત જેનો આત્મજ્ઞાન વિનાનાશ થતો નથી; આત્મ સન્નિધિમાં નિત્યપણુ વડે પ્રતિયમાન આત્મ ઉપાધિ જે, તે લિંગ શરીર અથવા હૃદય ગ્રંથિ કહેવાય છે, ત્યાં જે ચૈતન્ય પ્રકાશે છે, તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે. ×શ્રી રામ તાપીનીયોપનિષત્માં કહ્યું છે કે **रमन्ते योगिनोऽनन्ते नित्यानंदे चिदात्मनि, इतिरामपदेनासौपरब्रह्माभिधियते** ॥ ભાવાર્થ:—જે અનંત, (દેશ, કાલ, વસ્તુ કૃત પરિચ્છેદ રહિત) નિત્ય, (નિયત-અવયવ વિકાર શન્ય) આનંદ સ્વરૂપ, (સુખેકરૂપ) ચિતસ્વરૂપ, (ચૈતન્યસ્વરૂપ) આત્મા (પરમાત્મા બ્રહ્મ)માં યોગીયો રમી રહ્યા છે. એટલે ઇંદ્રિયનો નિરોધ કરી જેના ધ્યાનમાં તૃપ્તિ પામી રહ્યા છે, તેજ રામપદનું લક્ષ્ય છે, એટલે તેજ રામ છે. તેથી અત્ર રામ એ પરબ્રહ્મ પરમાત્મા એમ સમજવું.

શીલ: ઇશ્વર આ પ્રકારના ઇશ્વરના સ્વરૂપ રૂપ શ્રી રામચંદ્રજી હોવાથી તેમની જ્ઞાનની ઇચ્છાવાન શ્રીલક્ષ્મણજીએ ઇશ્વરરૂપે સ્તુતિ કરેલી છે. હવે કહે છે કે આપનું આવું સ્વરૂપ હોવા છતાં પણ જેને જ્ઞાનરૂપી દિવ્યચક્ષુઓ પ્રાપ્ત થયાં છે, તેને આપ પ્રત્યક્ષ જણાઓ છો. દૃષ્ટાંત કે જેમ સર્પ મણિથી અલંકૃત છે, તો પણ તેનામાં રહેલા વિષના ભયે કરી સર્વદા તેનો ત્યાગ કરવામાં આવે છે, તેજ પ્રમાણે જે વિદ્યાએ કરી અલંકૃત હોય પણ વિષયો વિષે જેની વૃત્તિ લંપટ હોય, એવા અગ્નિ સંયોગી લોહાની માફક દાહ અને દુઃખ આપનાર દુર્જનોના સંગનો ત્યાગ કરી, આપના ચરણ કમલમાં ભ્રમરની પેઠે જેની પ્રીતિ છે; એવા સાધુ પુરૂષના સંગે કરી જેણે જ્ઞાન ચક્ષુ પ્રાપ્ત કર્યાં છે, એવા પુરૂષને આપના સ્વરૂપનો સાક્ષાત્કાર થઇ શકે છે. તાત્પર્ય કે આપનું સ્વરૂપ જ્ઞાનવડેજ ગ્રહણ કરાય તેવું છે.

ચતુર્થશ્લોકમાં શ્રીરામચંદ્રજીનું બ્રહ્મરૂપે સ્તવન કરી હવે શ્રી લક્ષ્મણજી નીચેના પાંચમા શ્લોકવડે શિષ્ય ભાવથી સ્વપ્રયોજન પરમાત્મા શ્રીરામચંદ્રજીપ્રત્યે નિવેદન કરે છે.

अहं प्रसन्नोस्मि पदाम्बुज प्रभो,<br>
भवापवर्ग तव योगि भावितम् ॥<br>
यथांजसा ज्ञानमपारवारिधिं,<br>
सुखंतरिष्यावि तथानुशाधिमाम् ॥५॥

ભાવાર્થઃ—હે પ્રભો! હું યોગીજનોએ ધ્યાન કરેલા, અને જેનાથી સંસારની નિવૃત્તિ થાય છે, એવા આપના ચરણારવિંદને શરણે આવ્યો છઉં. માટે એવો જ્ઞાનોપદેશ આપશો કે સંસારના કારણભૂત અવિદ્યારૂપ અપાર સમુદ્રને સુખેથી તરી શકું.

વિવેચનઃ—મોક્ષની પ્રાપ્તિ કરાવનાર તથા યોગી લોકો નિરન્તર જેનું ધ્યાન ધરે છે, એવા આપના ચરણ કમલને હું પ્રાપ્ત થયો છું: જેથી મને એવા પ્રકારનો સત્યોપદેશ આપશો કે જેનાવડે કરી મને સંસારરૂપ અજ્ઞાનની નીવૃત્તિ થઇ પરમપદની પ્રાપ્તિ થાય. પરાકાષ્ઠાથી પ્રાપ્ત થનાર વસ્તુ જે આપનાં ચરણકમલ તેની પ્રાપ્તિ થઇ એટલે સ્વાભાવિકજ મારા અંતઃકરણ પંચકે પકડેલો અજ્ઞાનતાનો ભાવ નષ્ટ થવોજ જોઇએ; કારણ કે મહત્ પુરૂષોના ચરણારવિંદમાંથી એક જાતનો સાત્વિક શુદ્ધ દ્રવ્યનું વહન હમેશાં થતુંજ રહે છે, તેનું જેને સાંનિધ્ય પ્રાપ્ત હોય છે તેને તે શુદ્ધ સત્વમય કરી કલ્મષોનું નિવારણ કરે છે, એમ અત્ર કહેવાનો ભાવ છે.

શંકાઃ—શ્રી રામચંદ્રજીને વનમાં લક્ષ્મણજીએ સહાયતા કરી છે, અને આવીપડતા કલેશાદિકોનું પણ તેમની સાથે સેવન કર્યું છે, તેમ શ્રી રામચંદ્રજીએ પિતૃસ્નેહાદિકને લીધે મનુષ્યાદિકની પેઠે વિલાપ પણ કરેલા છે, આમ હોવા છતાં પણ લક્ષ્મણજી તેમને બ્રહ્મરૂપ જાણી, ગુરૂશિષ્ય ભાવના સંબંધે કરી શા માટે પ્રશ્નો કરે છે?

ઊત્તરઃ—શ્રી રામચંદ્રજી બ્રહ્મરૂપજ છે, પરંતુ લોકોના ઉપકાર માટે માયાવિશિષ્ટ થઇ આ સંસારમાં તેઓએ પોતાની દિવ્ય અને અનુકરણ કરવા યોગ્ય લીલાઓ પ્રગટ

કરેલી છે. સૃષ્ટિમાં ધર્મના અભ્યુદય માટે પરમાત્મા લીલાતનુરૂપે પ્રગટ થાય છે તે વિષે શ્રીગીતાજીમાં કહ્યું છે કેઃ—

यदायदाहि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, અધર્મનું જોર વધે છે, ત્યારે હું અવતાર ધારણ કરૂં છું.

परित्राणाय साधुनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ॥

સાધુઓનું સંરક્ષણ કરવા, દુષ્ટોનો વિનાશકરવા તથા ધર્મનું સારીરીતે સ્થાપન કરવા માટે હું યુગે યુગે અવતાર લઉં છું

શ્રી રામચંદ્રજીએ સમુદ્રપર પથરા તાર્યા, વાલી, ખર દુષણાદિક અસુરોનો વધ કર્યો ઇત્યાદિ અનેક પ્રસંગોએ પોતાની ઇશ્વરતા પ્રકટ કરેલી છે, જે શ્રી રામાયણમાં જ્ઞાન ચક્ષુથી જોનારને તરત જડી આવે તેમ છે. પૂર્વ કાલમાં તેમનાથી થએલાં આશ્ચર્યમય કાર્યોને યાદ કરી, જે જે કાર્યો કરવા માટે તેમના દિવ્યલીલાતનુનો આ જગતમાં આવિર્ભાવ હતો, તેની સમાપ્તિ થયા પછી મુક્તિના સાધન જ્ઞાન માટે લક્ષ્મણજીએ રામચંદ્રજીને બ્રહ્મરૂપ જાણી તેમનું સ્તવન કરેલું છે, તે યોગ્યજ છે. તેમાં કાંઇ પણ શંકાનો અવકાશ રહેતો નથી. મહામુનિ શ્રી ભરત નાટક પ્રકરણમાં નાયકોમાં શ્રી રામચંદ્રજીને ધીરોદાત્ત અને દિવ્યાદિવ્ય નાયક કહે છે.

अविकत्थनः क्षमावानतिगंभीरो महासत्वः।
स्थेयान्निगूढमानो धीरोदात्तो दृढव्रतः कथितः ॥
दिव्योपि आत्मनि नराभिमानी दिव्याऽदिव्य श्री रामचंद्रः

આ નાટ્યશાસ્ત્રના પ્રણેતા ભરતમુનિનાં વચનોથી પણ શ્રી રામચંદ્રજી સાક્ષાત ઇશ્વરરૂપ છે એમ સિદ્ધ થાય છે, માટે ઉપર કરવામાં આવેલી પૃચ્છા અયુક્ત ઠરે છે.

(આમજ થાઓ.)

શ્યામચંદ્ર ગોવર્ધનરામ.

---

# મહાત્મા લ્યૂથર.



( એક અનુવાદિત લેખ. )

કોઇએ યોગ્યજ કહ્યું છે કે:—" Universal history is, at bottom, the history of the Great men who have worked in this world "

અર્થાત્ મનુષ્યજાતિનો ઇતિહાસ, વાસ્તવરીતે, સંસારના મહાત્માઓ તથા વીર પુરૂષો તથા તેમનાં મહાન કામોનો ઇતિહાસ છે. મહાન અને વીર પુરૂષોજ મનુષ્ય જાતિના ઉદ્દાર અને સત્ય નેતા છે. એવા વીરોજ અન્ધકારમય સંસારને સૂર્યની પેઠે પ્રકાશ દેવાવાળા છે. તેઓજ મનુષ્યજાતિનો આત્મા છે. તેઓ વિના મનુષ્ય જાતિ નિર્જીવ છે. તેઓજ સંસારના સ્રષ્ટા છે. તેઓજ સંસારના મહાન કાર્યોના સુત્રપાત કરવાવાળા અને ઉદાહરણરૂપ થાય છે. સંસારમાં જે કાંઇ મનુષ્યકૃત અથવા મનુષ્યની કલ્પના શક્તિને અન્તર્ગત જે જે છે તે સર્વ, વાસ્તવરીતે, મહાનપુરૂષોના વિચારનું નિદર્શન વા આદર્શ માત્ર છે. મહાન અને વીર પુરૂષો સંસારમાં વિદ્યુત પેઠે ઝબકી જડમાં પણ ચેતન પ્રવેશિત કરે છે. તેઓ પોતાની શક્તિથી મનુષ્યની નિર્બળતાને તેજ વિજળીમાં સળગાવી દઇ એવી ગરમી પેદા કરે છે કે જેથી જનસમૂહાય તેજસ્વિતાથી ચમકી ઉઠે છે. પ્રત્યેક મહાન પુરૂષ સંસારમાં કાંઇ ને કાંઇ ઉદ્દેશ સિદ્ધ કરવા માટેજ જન્મ લે છે. ગીતામાં પણ કહ્યું છે કે:—

यदायदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।<br>
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥<br>
परित्राणाय साधुनां विनाशाय च दुष्कृताम् ।<br>
धर्म संस्थापनार्थाय सम्भवामि युगेयुगे ॥

યદિ કૃષ્ણ ભગવાનનું આ વચન સત્ય હોય તો યુરોપમાં પંદરમી સદીમાં ભગવાનને પોતાનાં એ વાક્યોની પૂર્તિ કરી બતાવવાનો ઘણોજ ઉપયુક્ત સમય હતો. તે સમયે યુરોપમાં દુષ્ટોના દલનાર્થે અને સત્પુરૂષોના રક્ષણાર્થે તથા સમસ્ત યુરોપમાં ધર્મને બહાને અત્યાચાર કરવાવાળા ધૂર્તોના પંજામાંથી લોકોને છોડાવવા માટે ભગવાનના એક અંશે એક મહાત્માના રૂપમાં અવતાર લીધો. તે મહાત્મા લ્યૂથર હતો કે જેનું જીવન ચરિત્ર આજ 'સુદર્શન'ના પાઠકો સમીપં ભેટ ધરવામાં આવે છે.

મહાત્મા લ્યૂથરની જન્મભૂમિ જર્મનીમાં 'એસલેબન' ( Eisleben ) નામક નગર હતી. ત્યાં તે મહાન આત્માએ ઇસવી સન ૧૪૮૩ ના વર્ષમાં તારીખ ૧૦ મી નવેમ્બરે

માનવ-દેહ ધારણ કરીને અવતાર લીધો. 'એસલેબન' નગરને તે મહાત્માની જન્મભૂમિ થવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું એ એક દૈવી ગતિ હતી. લ્યૂથરનાં માતા પિતા એક-ખાણમાં મજૂરી કરતાં હતાં. તેઓ 'મોહરા' નામક એક નાનકડા ગામમાં વસતાં હતાં. એક સમયે તેઓ 'એસલેબન' નામક નગરના એક મેળામાં ગયાં ત્યાં લ્યૂથરની આસન્ન પ્રસવા સ્ત્રીએ એક પુત્ર રત્નને જન્મ આપ્યો. તેનું નામ માર્ટીન લ્યૂથર (Martin Luther) પાડવામાં આવ્યું. કાળની ગતિ અત્યંત વિચિત્ર છે. બીચારી માર્ટીનની મા પોતે કાંતેલું સુતર મેળામાં વેચવા આવેલી તેમાં આ આપત્તિ આવી પડી. તે સમયે સમસ્ત સંસારમાં કદાચ તે મજૂર અને તેની સ્ત્રી સરખાં હીનભાગી અને ગરીબ મનુષ્ય કોઈકજ હશે. પરંતુ તે તેજ હીનભાગી મનુષ્યનું સૌભાગ્ય હતું કે જે આવા પુત્ર-રત્નનો જન્મદાતા થયો કે જે પુત્ર સૂર્યની પેઠે પોતાના પવિત્ર જીવન અને ઉપદેશોના પ્રકાશથી સંસારના અન્ધકારને દૂર કરી દીધો. સમસ્ત યુરોપ મૂર્ખતા અને અધર્મની બેડીઓમાંથી છુટકારો મેળવવા માટે આ મહાન આત્માની પ્રતિક્ષા કરી રહ્યું હતું.

મહાત્મા લ્યૂથરે જે ઉદ્દેશ પૂરો કરવા માટે આ સંસારમાં જન્મ લીધો હતો તે ઉદ્દેશની પૂર્તિ અર્થે એક અત્યંત દીન અને હીન મનુષ્યને ત્યાં જન્મ લઇ બાળપણમાંથીજ જાત જાતનાં કષ્ટો ઝીલવાની શક્તિ પ્રાપ્ત કરવી એ અત્યંત આવશ્યક હતું. છાત્રાવસ્થામાં તેઓ દરવાજે દરવાજે ગીતો ગાઇ અને ભીખ માગીને પોતાનો ગુજારો કરતાં હતાં. દુઃખ, તેમજ ધનનો અભાવ, એ ઉભય તેમનાં ચીર સહવાસી થઇ પડ્યાં. સંસારમાં કોઇ મનુષ્ય વા કોઇ વસ્તુ બહારના દેખાવથી લ્યૂથરને લલચાવવાને સમર્થ થઇ ન શકી. તેમને તો ખરી અને અસલ વસ્તુઓમાંજ પોતાનું જીવન નિર્ગમન કરવું હતું. મિથ્યા અને અસત્ય વસ્તુઓમાં પોતાનું જીવન પરોવવા તેઓ જન્મ્યા નહોતા. તેઓ રૂપહીન તેમજ રોગી હતા પણ તેમનો આત્મા અતિ ઉન્નત અને પુષ્ટ હતો. બાળપણમાંથીજ તેઓને અનેક પ્રકારનાં કષ્ટો સહન કરવાં પડ્યાં, કિન્તુ ગમે તેટલાં કષ્ટ સહેવા છતાં, ગમે તેટલી આપત્તિઓ અને વિઘ્નોની સામે લડવા હોવાનું છતાં તે મહાન વીર સત્યનેજ વળગી રહ્યો અને સમસ્ત સંસારને પણ તે સત્ય પ્રતિ ખેંચી લાવવા ભગીરથ પ્રયત્ન કીધો.

તેણે વિચાર્યું કે પ્રાણીમાત્રનું જીવન પાણીના ટીપાંની પેઠે ક્ષણિક છે. તે જોતજોતામાં નષ્ટ થઇ જાય છે. જ્યારે આપણું પોતાનું જીવનજ અનિત્ય અને ક્ષણિક છે ત્યારે સાંસારિક અભ્યુદય, મહત્વ અને ગૌરવ, સમૃદ્ધિશાળી રાજ્ય અને સામ્રાજ્યપર મમતા તથા ગર્વ રાખવો એ મોટી નાદાની છે. આપણે કે જે કાળની ઘંટીમાં પીસાતા જઇએ છીએ તેમણે ઉંચી પદવી માટે અભિમાન ધરાવવું એ મોટી મૂર્ખતા છે. જ્યારે એટલું નિર્વિવાદ છે કે સંસારના સર્વ પદાર્થો અને ભોગવિલાસ ચારદિવસની ચાંદનીની પેઠે અનિત્ય અને ક્ષણભંગુર છે ત્યારે આ ભુલભુલામણીમાં પડી નિત્ય અને સ્થાયી પારમાર્થિક વિશુદ્ધ રત્નને ખોઈ નાખવું એ કેવડી મોટી ભૂલ છે ! જે રત્નદ્વારા ભૂષિત થઈ મનુષ્ય પરમેશ્વરનો પ્રિય પુત્ર બનવાની પ્રતિષ્ટાનો અધિકારી થઇ શકે છે તે પરમાર્થને આવા ક્ષણિક સુખ સાથે સરખાવવો એ બેવકુફી સીવાય બીજું શું ?

લ્યૂથરના હૃદય-સાગરમાં આવા પ્રકારનાજ વિચાર તરંગો ઉછળવા લાગ્યા. આ ઘટનાએ તેની ઇશ્વરપ્રતિની ભક્તિપર જાદુઇ અસર કરી, તેણે ઇશ્વરના ભજનની તેમજ સાંસારિક જીનોને સુધારવાની દૃઢ પ્રતિજ્ઞા તે સમયે કરી લીધી. માતા પિતા અને ઇષ્ટ મિત્રોની વાત ન ગણકારતા તેણે સત્વરજ એક મઠમાં જઇ સન્યાસ લીધો.

## સન્યાસ ગ્રહણ.

આ તેના અન્ધકારમય જીવનમાં પ્રથમ પ્રકાશ હતો. તેણે પોતાના હૃદયમાં સત્યનો પ્રકાશ અનુભવ્યો. ક્રમશઃ તેનો આ સ્થિર અધ્યવસાય અને દૃઢ સંકલ્પ સર્વ સાધારણને વિદિત થયો. તે સાચા અને ધર્મિષ્ટ સન્યાસી ( Monk ) ની પેઠે સત્યની શોધમાં નિમગ્ન થયો પણ તેના આત્માને શાન્તિ ન મળી. તેના ચિત્તની ઉદ્વિગ્નતા અને આત્માની અશાન્તિનું ઘટવું તો દૂર રહ્યું. પરંતુ તે દિવસે દિવસે વધારે વધતી ગઇ; તે મઠમાં હમણાં નવોજ હતો તેથી તેને ત્યાં અધિક પરિશ્રમ કરી દાસવત રહેવું પડતું હતું. આ વાતનું તેને લેશ માત્ર દુઃખ નહોતું પરંતુ આ સાચા અને નિષ્કપટ મનુષ્યનો આત્મા તે સમયે વિશ્વાસહીન થઇ ગયો હતો એ વાતનુંજ દુઃખ હતું. પ્રચલિત ઇસાઇ ધર્મમાંથી તેનો વિશ્વાસ ઉઠી ગયો હતો. તેના મનમાં એવો વિચાર પેસીગયો હતો કે પોતાના મૃત્યુ પછી તે નર્કમાં જશે. પાપી મનુષ્યનો આત્મા વ્રત, ઉપવાસ આદિ નિયમથી પાપમાંથી મુક્ત થઇ શકે છે એ વાતપર તેને વિશ્વાસ નહોતો. આ વિચારોએ તેના હૃદયમાં અત્યંત તીવ્રવેદના ઉત્પન્ન કરી તેને ગાંડા સરખો બનાવી દીધો.

આ સમયે તેને એક અત્યંત દુર્લભ વસ્તુ મળી આવી. તે એક લેટીન ભાષાનું બાઇબલ હતું. આ પહેલાં તેણે કોઈ દિવસ બાઇબલ જોયું નહોતું. તેણે તે પુસ્તક ખૂબ ધ્યાન દઇ વાંચ્યુ. તેને વાંચવાથી જણાયું કે બાઇબલમાં ઉપવાસ આદિ નિયમોનો કોઈ પણ સ્થળે ઉલ્લેખ નથી પરંતુ તેમાં જે શિક્ષા તથા ઉપદેશ છે તે સર્વ જુદા પ્રકારનોજ છે. બાઇબલ વાંચી તેણે તેમાથી એ સાર કાઢયો કે મનુષ્યનો આત્મા ઉપરના આડંબરથી તથા વ્રતોપવાસાદિથી દુઃખ અને પાપમાંથી મુક્ત નથી થઇ શકતો પણ પવિત્ર

આચરણ, શુદ્ધ અને નિષ્કપટ હૃદય તથા ભગવદ્દારાધનાથીજ મુક્ત થઈ શકે છે. ધીરે ધીરે તેનો આ વિચાર દૃઢ થતો ગયો. બાઇબલ પર તેની પ્રગાઢ ભક્તિ થઈ ગઇ અને તેમાં કાંઇ નવાઇ સરખું નહોતું કેમકે બાઇબલેજ તેના અન્ધકારમય હૃદયમાં પ્રકાશ નાખ્યો અને તેની આંખો ખોલી.

બાઇબલ વાંચતાં લ્યૂથરના હૃદયનો અન્ધકાર બીલકુલ દૂર થઇ ગયો. લ્યૂથર અન્ધકારમાંથી પ્રકાશમાં આવ્યો; તેનું આવી રીતે અન્ધકારમાંથી પ્રકાશમાં આવવું એ સત્ત્વગુણનું તમોગુણ ઉપર, આત્મિક બળનું શારીરિક બળપર, સત્ય તથા ન્યાયનું અસત્ય અને અન્યાય તથા દંભ ઉપર અને જ્ઞાન તથા પાંડિત્યનું મૂર્ખતાપર વિજય પ્રાપ્તિ સરખું હતું. આ તેના ગૌરવાન્વિત જીવનમાં, મહાન ઘટના હતી. હવે તેનો આત્મા દિનપ્રતિદિન શાન્તિમય અને જ્ઞાનમય થતો ગયો અને ઉન્નતિ કરતો ગયો. પોતાના બુદ્ધિવૈભવથી તેમજ પોતાના પ્રશંસનીય ગુણોથી તે પોતાના મઠ તથા દેશમાં દિનપ્રતિદિન આદર અને સન્માન પ્રાપ્ત કરતો ગયો, અને સંસારપર ઉપકાર કરવા માટે ધીરે ધીરે તે અધિકાધિક ઉપયોગી થતો ગયો. જે મઠમાં લ્યૂથર રહેતો હતો તે મઠના નેતાની તેનપર અત્યંત શ્રદ્ધા હતી. તેણે લ્યૂથરને મઠના કામમાંથી મુક્ત કરી રોમના પોપ જૂલિઅસ બીજા ( Pope Julius II ) પાસે મોકલ્યો. પોપ અને રોમના અન્યોન્ય પાદરીઓ લ્યૂથરના અસાધારણ બુદ્ધિવૈભવ તથા દૃઢચરિત્ર બળને નિરખી ચકિત થઇ ગયા.

ઇસાઇ ધર્મના અધિશ્વર પોપ અને પવિત્રપુરી રોમનાં દર્શનથી પોતાને ઘણો જ્ઞાન લાભ થશે તથા તેના ચિત્તને સુખ અને શાન્તિની પ્રાપ્તિ થશે એમ લ્યૂથરને આશા હતી. કિન્તુ આ તેની આશા દુરાશા માત્ર હતી. તેણે રોમમાં જે કાંઇ જોયું તે ઉપરથી પ્રચલિત ઇસાઇ ધર્મ તથા પોપ ઉપર તેના મનમાં ઉલટી ઘૃણા ઉત્પન્ન થઇ તેને અત્યંત ખેદ પણ થયો. તેણે જોયું કે રોમ જુઠા અને દાંભિક પાદરીઓથી ભરેલું છે. તેઓ પ્રતિપકારનું પાપ અને અત્યાચાર કરી રહ્યા છે. મૂર્ખતામાં ફસેલા લોકોને ધર્મને નામે તેઓ ઠગે છે. પોપ મહાત્મા રૂપીઆ લઇ પાપ ક્ષાલન પત્ર વેચે છે. જેઓ તેની પાસેથી ક્ષમાપત્ર લ્યે છે તેમને તેઓ તેઓના પાપમાંથી મુક્ત કરી દેવાનો ભરોસો દેખાડે છે. લ્યૂથરે ખુલ્લા શબ્દોમાં અત્યંત નિર્ભયતા સહીત પોપના આ ક્ષમાપત્ર વેચવાના રોજગારનો વિરોધ કીધો. તેણે કહ્યું કે આ ક્ષમાપત્ર પોપની ધૂર્તતાજ સૂચવે છે. પોપ માણસોને મૂર્ખ બનાવીને ઠગી લ્યે છે. તેણે કહ્યું કે કોઇ પણ મનુષ્યનાં પાપો ક્ષમા કરવાને પોપ શક્તિમાન નથીજ, કેવળ તે સર્વશક્તિમાન મહાપ્રભુજ આપણાં સર્વ પાપો ક્ષમા કરવાને સમર્થ છે. તેનો આ વિરોધ ઇસાઈ ધર્મના ભાવી સંશોધનનો સુત્રપાત હતો. તેના આ વિચારો ધીરે ધીરે વધારે ને વધારે ફેલાતા ગયા. પ્રથમ તો પોપે લ્યૂથરના વિરોધની કાંઇ દરકાર કીધી નહીં. ત્રણ વર્ષ સુધી તેણે સરલ અને નરમ ઉપાયોથી લ્યૂથરનાં આ આન્દોલનોને નષ્ટ કરવાનો પ્રયત્ન કીધો પણ આખરે જ્યારે પોપે જોયું કે તેના સર્વ ઉપાયો નિષ્ફળ થયા છે ત્યારે તેણે ઉગ્ર ઉપાયો લેવા માંડ્યા. તેણે લ્યૂથરના લેખો અને પુસ્તકોને સર્વની સામે સળગાવી દેવાનો હુકમ કર્યો અને એવો પણ હુકમ કર્યો કે લ્યૂથરને પકડીને રોમમાં લઇ આવવામાં આવે અને તેને સળગાવી મુકવામાં

આવે; આ ઉગ્ર ઉપાયોથી પોપે લ્યૂથરનાં આદિમ સુધારકોને કે જેઓ પોપના અત્યાચારની સામે થતા હતા તેઓને દબાવી દીધા! પોપે પોતાના લેખો અને પુસ્તકો સળગાવી નાખવાની આજ્ઞા કરી છે એ સાંભળી લ્યૂથરનો ક્રોધાગ્નિ સળગી ઉઠયો. તેણે પોપને ખુલ્લે ખુલ્લું કહી દીધું કે મારા લેખો સત્યનું અવલંબન કરનારા છે. તે ઈશ્વરે બનાવેલા સત્યને સંસારમાં ફેલાવવાં તથા અસત્ય તેમજ પાખંડનો નાશ કરવા માટે લખાયેલા છે. તમે મારાં પુસ્તકોને તથા મારા શરીરને સળગાવી શકશો કિન્તુ તે પુસ્તકમાં રહેલાં સત્યને તથા મારા આત્માને નહી સળગાવી શકો. આત્મા અને સત્ય ઉભય અવિનાશી છે. તેનો સંસારમાં કોઇ નાશ કરી શકશે નહીં. સત્ય એ ઇશ્વરનું સ્વરૂપ છે. તમે મને અને મારા લેખોને ભલે સળગાવી દો પરંતુ તેથી તો સત્ય વધારે શીઘ્રતાથી ફેલાઇ જશે. " The blood of the martyr is the seed of the Church " હું તારા આજ્ઞાપત્રની જરા પણ દરકાર વગર બધાની સન્મુખ તેને સળગાવી દઉં છું. તારા મનમાં આવે તે કરજે.

ઇસવી સન ૧૫૨૦ ના ડીસેમ્બર મહીનામાં વિટનબર્ગ નામક નગરમાં લ્યૂથરે ઘણાં મનુષ્યો એકત્ર કરી તેઓની સન્મૂખ પોપનું આજ્ઞાપત્ર સળગાવી મુક્યું. તે નગરના લોકોએ હર્ષસૂચક તાળીઓ વગાડીને લ્યૂથરના આ કાર્યનું સમર્થન તથા અભિનન્દન કર્યું સમસ્ત યુરોપે આ સમયે પોતાનાં ચક્ષુઓ તેના તરફ ફેરવેલાં હતાં. પોપ પોતાના આ કાર્યથી આ હર્ષસૂચક તાળીઓના કારણરૂપ ન થાત તો ઠીક હતું. યુરોપ હવે જાગૃત થયું છે એ વાતને આ હર્ષસૂચક તાળીઓ વ્યક્ત કરતી હતી. હવે વધારે સમય જર્મન જાતિ પોપના અત્યાચારો સહન નહીં કરે, હવે અસત્યનું રાજ્ય નહીં ચાલી શકે. સત્યરૂપી સૂર્યના સુપ્રકાશિત કિરણોએ અસત્યરૂપી ઘોર અન્ધકારનો નાશ કરવાનો આરંભ કીધો છે. લ્યૂથરે પોપને કહ્યું કે જેને તું ક્ષમાપત્ર કહી લોકો પાસેથી અનેક પૈસા કઢાવી તેમને ઠગે છે તે શાહીથી લખેલા કાગળના કટકા સિવાય બીજું કાંઇજ નથી, તે કાગળના કટકામાં મનુષ્યોના પાપોને ક્ષમા અર્પવાની લેશમાત્ર પણ શક્તિ નથી. માત્ર તે સર્વાધાર, સર્વ શક્તિમાન જગન્નિયંતાજ પાપની ક્ષમા અર્પી શકે છે. મારી સાથે આ વિષય ઉપર ચર્ચામાં ઉતરવા હું તને આવાહન કરૂં છું. હું એક ગરીબ અને તુચ્છ સાધુ છું તથાપિ મારામાં આધ્યાત્મિક બળ છે અતએવ હું મને પોતાને તમારા બધાથી અધિક શક્તિમાન સમજું છું. ઉચ્ચ પદવી, પ્રભૂત ઐશ્વર્ય અને અસીમ સાંસારિક શક્તિ હોવા છતાં તમારા આત્મામાં બળ નથી. એથી તમે નિર્બલ સરખાજ છો. હું સત્યનો ટેકો લઇ ઉભો છું પણ તમે અસત્યમાં ફસાયેલા છો. બર્મ્સ નામક નગરની રાજસભામાં ઇસવી સન ૧૫૨૧ ની ૧૭ મી એપ્રીલે લ્યૂથરનું જવું એ યુરોપના આધુનિક ઇતિહાસમાં એક મહત્વની ઘટના છે. આ બર્મ્સની મહાસભાથી યુરોપના ઇસાઇ ધર્મના આધુનિક ઇતિહાસનો પ્રારંભ થાય છે. અનેક વાદવિવાદ પછી એ નિર્ણય થયો કે બર્મ્સમાં એક મોટી રાજસભા બોલાવવી. આ સભામાં જર્મનીનો સમ્રાટ પાંચમો ચાર્લ્સ (Charles V ) જર્મનીના અન્યાન્ય રાજાઓ, પોપનો પ્રતિનિધિ, તથા અન્યાન્ય પાદરીઓ અને અમીર ઉમરાવો ભેગા થયા, લ્યુથરને તે રાજસભામાં બોલાવવામાં આવ્યો. ત્યાં તે જે બોલ્યો તે પાછું ખેંચી લેવાનું તેને કહેવામાં આવ્યું પણ લ્યૂથર સત્યનેજ વળગી રહ્યો.

મોટા મોટા રાજાઓ, ઐશ્વર્યવાન જર્મનીના યાવત બાહુબલ, ક્ષાત્રબલ, પ્રભુત્વ પૂર્ણ પુરૂષ કિંબહુના બલ અને ધનબલ એક તરફ ઉભેલાં છે અને બીજી તરફ આધ્યાત્મિક બળવાળો એક ફકીર ઉભો છે. લ્યૂથરના મિત્રોએ તેને સભામાં જતો રોકયો પણ તે વીરે ઉત્તર આપ્યો કે મારા શરીરમાં જેટલાં રૂંવાં છે તેટલાં પિશાચો જો સભામાં હાજર હોય તો પણ હું ત્યાં અવશ્ય જઇશ અને મારા સિદ્ધાંતપર દૃઢ રહીશ.

લ્યૂથરે સભા તરફ જતાં જોયું કે સભાની બહાર અનેક મનુષ્યો એકઠાં થયાં છે લોકો અત્યંત ઉત્કંઠાથી સભાનું કામકાજ ચાલવાની રાહ જોય છે સભામાં જઇ લ્યૂથરે બે કલાક સુધી એક અત્યંત વિદ્વત્તાપૂર્ણ, વિચારપૂર્ણ અને ન્યાયપૂર્ણ ભાષણ કીધું. તેણે કહ્યું કે તેનાં પુસ્તકોમાંથી થોડાંક તો તેનાં પોતાનાંજ લખેલાં છે અને થોડાંક બાઇબલમાંથી ઉતરેલાં છે. તેના પોતાના પુસ્તકોમાં ભૂલ હોય એ સંભવિત છે પણ જે કાંઇ તેણે બાઇબલના સિદ્ધાંતોપર લખ્યું છે તે તે પાછું ખેંચી શકશે નહીં; અન્તમાં તેણે કહ્યું બાઇબલની વા તમારી પોતાની અન્ય દલીલોથી મારા લેખની અસત્યતા સાબીત કરો તોજ હું તે પાછા ખેંચી લઇશ અન્યથા નહીં કેમકે અન્તરાત્મા વિરૂદ્ધ કોઇ પણ કાર્ય કરવું એ મહાપાપ છે. હું અહીં ઇશ્વર તથા સત્યના બળ પર ઉભો છું. સર્વ શક્તિમાન પ્રભુજ મને સહાયતા કરશે.

આ યુરોપના આધુનિક ઇતિહાસમાં એક મહત્વની ઘટના હતી એ વાત આગળ જણાવવામાં આવેલી છે. ઇગ્લાંડમાં પ્યુરીટીનીઝમ ( Puritinism ) ધર્મ સંપ્રદાય અને પાર્લામેન્ટ તથા પ્રજાતંત્ર રાજ્ય અને અમેરીકાની સ્વતંત્રતા તથા ફ્રાંસનો વિપ્લવ-આ બધાનું બીજ બર્મ્સની રાજસભામાં લ્યુથરે વાવેલું હતું. જો લ્યુથર પોતાના સિદ્ધાન્તોમાંથી ડગી જાત તો કોણ જાણે યુરોપની શી દશા થતે જાણે યુરોપ લ્યુથરને પુછતું હતું કેઃ—
" શું હું દિનપ્રતિદિન અધર્મ અને અન્ધકારપૂર્ણ અસત્યના કુવામાં પડતું જઇશ કે કોઇ દિવસ સત્ય અને ધર્મના પ્રકાશમાં પણ આવીશ. "

પોપે લ્યુથરને પ્રથમથીજ ઇસાઇ ધર્મમાંથી દૂર કરી નાખ્યો હતો. હવે જર્મનીના સમ્રાટે પણ એવી આજ્ઞા બહાર પાડી કે તેનાં સર્વ પુસ્તકો તથા લેખો બાળી નાખવામાં આવે અને તેને પોતાના મતનો પ્રચાર ન કરવા દેવામાં આવે. આ સર્વ વિઘ્નો હોવા છતાં પણ જર્મનીમાં લ્યુથરનો મત ફેલાવા માંડયો. પ્રતિ શહેરમાં તેના એવા મિત્રો થઇ ગયા કે જે સર્વ રીતે લ્યુથરને સહાયતા કરવા તત્પર હતા. અનેક સ્થળે તેનાં વ્યાખ્યાનો તથા તેનાં પુસ્તકોનો આદર થતો. સમ્રાટે સભામાં તેનો દૃઢ અને નિર્ભય ઉત્તર સાંભળી કહ્યું કે હવેથી લ્યુથરને સભામાં આવવા દેવામાં આવશે નહીં તેમજ તે પોતાના મતનો પ્રચાર કરવાના ઇરાદાથી લોકોને બહેકાવી શકશે નહીં.

લ્યુથર બર્મ્સથી સર્વ શક્તિમાન પરમેશ્વરને ભરોસે રવાના થયો પણ ભવિષ્યમાં પોતાનાપર શું શું વીતવાનું છે તથા તેને કોણ શરણ આપવાવાળું છે તે તે જાણતો નહોતો. રસ્તામાં સમ્રાટની આજ્ઞા વિરૂદ્ધ પણ કાંઇક સ્થળે તેણે પોતાના સિદ્ધાન્તોનાં વિષયમાં

વ્યાખ્યાનો આપ્યાં જે અત્યંત પ્રેમથી લોકો સાંભળતા હતા. જ્યારે તે એક જંગલમાંથી જતો હતો ત્યારે થોડાક હથીઆરબંધ મનુષ્યોએ તેનાપર હુમલો કરી તેને પકડી લીધો. તેઓ લ્યુથરને એક ઘોડાપર આડે અવળે રસ્તે જતાં જતાં એક સુરક્ષિત સ્થાનમાં લઇ ગયા. આ સર્વ મનુષ્યો લ્યુથરના એક પરમભક્ત અને હિતૈષી સેકસનીના રાજકુમાર (Elector of Saxony) નાં મોકલેલાં હતાં તે ભલા રાજકુમારે લ્યુથરને શત્રુઓથી બચાવવા માટે આ રીતે તેને નિભૃત સ્થાનમાં લાવી મુકયો હતો, અહીં, તે ઘણા દિવસ સુધી રહ્યો. આ અવસ્થામાં તેણે સ્વમત વિષયક અનેક પુસ્તકો લખ્યાં જે હજી પણ ઘણા આદરથી વંચાય છે. આખરે થોડા સમય પછી આ ગુપ્ત સ્થાનમાંથી નીકળી તે સિંહની પેઠે નિર્ભયતા સહિત પોતાના સિદ્ધાન્તોનો પ્રચાર કરવા લાગ્યો. દિનપ્રતિદિન તેના સિદ્ધાન્તોને માનનારા લોકોની સંખ્યા યુરોપમાં વધતી ગઇ. આ રીતે સંસારપર મહાન ઉપકાર કરી તે મહાન આત્માએ પોતાના નશ્વર શરીરનો ઇસવી સન ૧૫૪૬ ની ૧૮ મી ફેબરવારીએ ત્યાગ કીધો.

તા. ૧૭ ૫-૧૩
કલકત્તા.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

---

# "શ્રીબુદ્ધમહાત્માનું જીવનચરિત્ર શું શીખવે છે. ?" ×

જન્મ, જરા અને મરણની અગ્નિથી બળી રહેલું જગત્ તે અગ્નિમાંથી કેમ છુટી શકતું નથી ? શું જગત્ તે અગ્નિથી શાંતિ અનુભવે છે ? ના. દરેક મનુષ્ય પ્રત્યક્ષપણે જોઇ શકે છે. કે સકળ જગતૂને મોટામાં મોટું દુઃખ મૃત્યુનું છે. જગત જીવોની સર્વ મહેનતને મૃત્યુ નકામી કરી મૂકે છે. આવું ભયંકર મૃત્યુ વળી અચુકપણેજ આવે છે, અને મ્હોટી ઋદ્ધિ સિદ્ધિઓનો પણ ત્યાગજ નિર્માણ થયેલો છે એવું જાણતા કેટલાક સંસ્કા-

× રા. બંધુ મણિલાલ નભુભાઇ દોશી બી. એ. એમણે "શ્રી બુદ્ધચરિત્ર" અને "બુદ્ધોપદેશ" નામના બે નાનકડા ગ્રંથ બહાર પાડયા છે. તેમાંની ઉત્તમ ઉત્તમ ભાવનાઓના પ્રચારાર્થે તેમણે ઇનામી નિબંધો મંગાવી કમીટી પાસે પાસ કરાવી યોગ્યતા પ્રમાણે દરેકને ઇનામ અપાવ્યાં હતાં. પ્રથમ બે લેખ **વસન્ત** અને **ભક્તામાં** છપાઇ ગયા છે. અમને આ ત્રીજો લેખ આપવા માટે અમે તેમનો આભાર માનીએ છીએ. તેમજ બ્હેન **નિર્મળાનો** લંબાણ લેખ પણ અમને મળ્યો છે તે આના પછી પ્રસિદ્ધ થશે. તેમનો ટુંક લેખ **સુંદરિ સુબોધના** ગયા અંકમાં છે.

કારી આત્માઓ ઉન્નતિ પામે છે. એવા મહાત્માઓને કેવી રીતે આ સંસારની અનિત્યતાનું ભાન થાય છે, અને તે ભાનથી પોતાનું જીવન કેવું ઉન્નત બનાવી દેછે અને છેવટ નિર્વાણુ કેવી રીતે મેળવે છે તે જાણવાની દરેક સહૃદય મનુષ્યને જરૂર છે, દરેક આત્મા મહાત્મા-પરમાત્મા બની શકે તેટલી શક્તિનો માલિક છે; પરંતુ શક્તિને બહાર લાવવાને પ્રેરણા જોઇએ, અને તેવી પ્રેરણા કેટલીક રીતે થઇ શકે છે. તેમાંની એક રીત એ છે કે મુક્ત આત્માઓનાં જીવન ચરિત્રોનો અભ્યાસ કરવો. અલબત એટલું તો ચોકસ છે કે મહાત્મા તરીકે બહાર આવનાર નરવરને પૂર્વના સંસ્કાર તો હોયજ છે. પૂર્વના સંસ્કાર હોય અને પ્રેરણા થાય—ઇંધન તૈયાર હોય અને દીવાસળીનો સ્પર્શ થાય તોજ ઇષ્ટ પરિણામ આવે છે. ગમે તેટલું જ્ઞાન પ્રાપ્ત કરવાથી અને ગમે તેટલાં તપ, જપ કરવાથી પણ પૂર્વસંસ્કાર વિના સિદ્ધિ થતી નથી; તો પણ તે ક્રિયાઓથી ભવિષ્યને માટે સંસ્કારની ઉત્પત્તિ થાય છે; અને લાંબી મુદતે પણ મહાત્મા બની શકાય છે. માટે દરેક મનુષ્યે 'What one has done, all may do' 'જે એકે કર્યું તે દરેક કરી શકે'—એ વાત દરેક પળે સ્મરણમાં રાખી મહાત્માઓની જીવન પદ્ધતિથી વાકેફ રહેવું જોઇએ.

**જન્મ, જરા અને મરણનું દુઃખ તેમાંથી છુટતા આત્માઓ; પૂર્વ સંસ્કારની મહત્તા.**

ઉત્તમ ગણાતા મહાત્માઓમાંના એકનું જીવનચરિત્ર અહીં આપણે વિચારવાનું છે.

પણ ) મક્કમ બનવા પામશે. આપણી પહેલાના સર્વે લોકોએ સર્વે બધારણ–સર્વે વ્યવસ્થાઓ પોતાનાજ વખતમા ઉપયોગમા આવે તેવાં બનાવ્યાં છે અને તે આ જમાનામાં ઉપયોગમાં નહિ આવતાં નુકશાનકારક નીવડયાં છે એવી પ્રસરતી જતી માન્યતાઓ–(સુધરેલામા ખપવા જતા નવ જુવાનોજ એવી માન્યતાઓનું સેવન કરે છે, તેમને સુધારનાર 'સુધારકો' સિવાય કયો શબ્દ લાગુ પાડવો તે માલુમ પડે તેવું નથી )–નો અંત લાવવાની ફરજ સુધારકોએ સમજવી જોઇએ છે.

સક્ષિપ્તમાં જગતનું ભલુ પણ આત્મભોગ વગર માત્ર બાહ્ય સુધારામા શક્તિઓનો વ્યય કરવાથી થતું નથી, એ મનનીય છે.

પ્રસ્તુત મહાત્મા બુદ્ધના જીવનના મુખ્ય પ્રસંગોનુ આપણે અવલોકન કરી તેમાંથી શું શીખવાનું મળે છે તે જોતા જઇએ.

**ગૌતમ બુદ્ધની જન્મ ભૂમિ**

કપિલવસ્તુ નામે પ્રસિદ્ધ નગર કાશીની ઉત્તરે રોહિણી નદીને કિનારે આવેલું હતું. ઇક્ષ્વાકુ વંશના શાક્ય લોકો જેવી પ્રજા ઉપર શુદ્ધોદન જેવા ધર્મ પ્રેમી અને પ્રજાવત્સલ રાજા રાજ્ય કરતા હતા રાજ્યમા શાંતિનું સામ્રાજ્ય હતું રોહિણીને બીજે કિનારે કોલિ નગરમા રહેતા શત્રુતા ધનવતા કોલી લોકો પણ શુદ્ધોદન રાજાના મિત્ર બન્યા હતા, અને તે કોલી રાજાની બે પુત્રીઓને પરણ્યા હતા. તેમાની એક મહામાયાને પેટે ઇ. સ. પૂર્વે ૬૨૩ ની એક વસંત પૂર્ણિમાને દિવસે લુમ્બિની નામની વાડીમાં શ્રી બુદ્ધનો જન્મ થયો હતો.

**જન્મ; ચમત્કારિક દેખાવો**

પુત્ર એક મહાપુરૂષ થશે એવુ રાણી માયાદેવીએ પુત્ર ગર્ભમાં આવ્યો ત્યારે જોયેનાં સ્વપ્નો ઉપરથી જાણ્યુ હતું, તેમજ જન્મ વખતે પણ સર્વત્ર શાન્તિમય ફેરફારો જોવામા આવતા હતા દુઃખીજનો દુખ ભૂલી જવા પામ્યા હતા, પશુપક્ષીઓમાં આનંદ વ્યાપી રહ્યો હતો અને જન્મોત્સવ વખતે દેવો પણ આનદ સાથે ભાગ લેવા લાગ્યા હતા.

મહારાજાને પુત્રના પ્રસવના ખબર પહોંચતાજ વાડીમાંથી રાણી તથા કુમારને શહેરમાં લાવવા હુકમ થયો.

**જન્મોત્સવ**

દયાળુ પુરૂષો પ્રસંગોપાત એટલા ઉદાર હોય છે કે તેઓ પોતાના સ્વાર્થનો ભોગ આપે છે. રાજા શુદ્ધોદન મૂળે દયાળુ અને ધર્મિષ્ઠ હતો તેમાં મોટી વયે પુત્રરત્નની પ્રાપ્તિ થઇ ત્યારે તેનો આનદ શું શુભ કાર્યો ન કરાવે ? જન્મોત્સવ મોટા પાયાપર કરવામાં આવ્યો, પ્રજાને કેટલીક નવાઝીશો કરવામાં આવી અને કેટલાક દુખીઆના દુખો સદાને માટે દૂર કરવામા આવ્યાં.

આ ઉત્સવ વખતે અસિત નામે એક વૃદ્ધ સન્યાસી આ બોધિસત્વના જન્મની

વધામણી દેવોના નાદથી સાંભળીને રાજા પાસે આવી કહેવા લાગ્યો કે: ' તું ઘણો ભાગ્યશાળી છે; તારા જેવા ઉત્તમ પુરૂષને ઘેર ઉત્તમ પુરૂષનો જન્મ થાય એમાં નવાઇ નથી; પરંતુ આ માયાદેવી પુત્રનું સુખ અનુભવી શકશે નહિ, કેમકે સાતમે દિવસે તેણી દેહત્યાગ કરશે. ' પછી તે તે કુમાર તરફ નજર કરી પોતે વૃદ્ધ થઇ ગયો હઈ તેનાં વચનામૃતોનું પાન કરવાના વખત સુધી નહિ જીવે એમ જાણી બહુ દુ:ખી થયો અને રાજાની રજા લઇ રસ્તે પડયો.

**અસિત ઋષિનું આગમન.**

સાતમે દિવસે રાણી માયાદેવીના મૃત્યુ પછી તેની બ્હેન અને શોકય ગૌતમી રાણી રાજકુમારનું લાલનપાલન કરવા લાગી. શુદ્ધોદન રાજાની રાણીઓમાં કુસંપ કે ઇર્ષ્યા શાની હોય?

**બુદ્ધની માતાનું મૃત્યુ.**

કુમારના જન્મથી રાજાની ઋદ્ધિ સિદ્ધિમાં અજબ વધારો થવા લાગ્યો અને સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો. યોગ્ય સમયે કુમારનું નામ **સર્વાર્થસિદ્ધ** અથવા **સિદ્ધાર્થ** એવું પાડવામાં આવ્યું.

દિનપ્રતિદિન કુમાર ખીલવા લાગ્યો; અને જેમ જેમ મોટો થયો તેમ તેમ તેનામાં રહેલો સ્વાભાવિક વૈરાગ વિકાસ પામવા લાગ્યો. ન્હાની ઉમરમાં પોતાના મિત્રોરૂપી રમકડાં વગેરે ચીજોમાં તે આનંદ પામતો નહિ. અનુક્રમે આઠ વર્ષની ઉમર થતાં કુમારને વિશ્વામિત્ર ઋષિને વિદ્યા કળાનો અભ્યાસ કરાવવા સોંપવામાં આવ્યો. ગુરૂને નિમિત્ત તરીકે ઠરાવી કુમાર સર્વ વિદ્યા થોડા સમયમાં પોતાની મેળે શીખી ગયો. આ વખતે કુમારમાં દયા, વિનય, પ્રજ્ઞા, કોમળતા આદિ ગુણો સ્પષ્ટ જણાઇ આવતા હતા. પોતાનું જ્ઞાન સંસ્કારી અને ઘણું હોવા છતાં પણ તેનામાં અહંકારનો અંશ પણ નહિ હતો; અને તે ગુરૂ પ્રત્યે યોગ્ય વિનયથી વર્તતો. શ્રી બુદ્ધની બાલ્યાવસ્થાની વર્તણુક પણ જગતના પંડિતાઇમાં છકેલા મનુષ્યોને માટે નમૂનારૂપ ગણી શકાશે. જ્ઞાન અને મૌન ( આત્મ શ્લાઘાનો અભાવ )–ને સાથે રાખી શકે તેજ પંડિત કહેવાય.

**કુમાર સિદ્ધાર્થની બાલ્યાવસ્થામાં ઉત્કૃષ્ટ ગુણોનું દર્શન.**

કુમારની આ અવસ્થામાં દયાની લાગણી સૂચવતા કેટલાક બનાવો બનવા પામ્યા હતા; પરંતુ તેનામાં રહેલી કોમળતાને તીવ્ર બનાવવા અને વૈરાગ પ્રકટાવવા તે બનાવો સમર્થ નહિ હતા. તે કામ બીજાજ પ્રસંગપર થવાનું હતું.

એક વખતે રાજા શુદ્ધોદન કુમારને લઇને ખેતરોમાં તેને વસંત ઋતુની શોભા બતાવવા લઇ ગયો; પરંતુ વિરાગી મનવાળા કુમારે તેમાં દુ:ખજ નિહાળ્યું. સંધ્યાકાળ સુધી એક ઠેકાણે બેસી તેણે જોયેલાં મનુષ્ય અને પ્રાણીઓપરનાં દુ:ખો ઉપર વિચાર કર્યો. દુ:ખોનું મૂળ અને તેને દૂર કરવાનો ઉપાય શોધવા માટે પ્રથમ પગથીએ તે ચઢયો. રાજા પુત્રને આમ વારંવાર ધ્યાનમગ્ન થતો જોઇ દુ:ખી થવા લાગ્યો કે કદાચ તે યુવાવસ્થામાં સંસાર છોડશે તો!

**કુમારની વિરાગી સ્થિતિની શરૂઆત. સંસ્કારની પ્રેરણા.**

રાજાએ હવે કુમારને વિરાગી દશા પ્રાપ્ત ન થાય તે માટે કેટલીક યોજનાઓ કરી; તે સર્વનો હેતુ એવો હતો કે કુમારને વિષયમાં લુબ્ધ રાખવો–ઇંદ્રિયોની વાસનાઓમાં રચ્યોપચ્યો રાખવો. બીજી કોઇ ચીજોમાં આ યોગી જેવા કુમારનું મન નહિ ઠરવાથી રાજાએ તેને પરણાવવા નિશ્ચય કર્યો. પુરૂષને ઠેકાણે લાવવા માટે ઉત્તમ ઉપાય સ્ત્રીજ છે!

**કુમારને વૈરાગમાંથી વાળવાના રાજાના પ્રયત્નો; કુમારનાં યશોધરા સાથે લગ્ન.**

કુમાર પોતાની પસંદગીની સ્ત્રીને પરણે તોજ તે તેમાં રક્ત રહી શકે એવું ધારી રાજાએ નગરની ઉત્તમ કુમારિકાઓને એક ઉત્સવમાં કુમારને હાથે બક્ષીસો આપવા ગોઠવણ કરી; આમાંની એક યશોધરા ઉપર કુમારનો સ્વાભાવિક પ્રેમ પ્રકટ થતો રાજાના જોવામાં આવ્યો. કાલિદાસ કવિના વાક્ય मनो हि जन्मान्तर संगतिज्ञम् । પ્રમાણે પૂર્વનો એક બીજાનો દંપતિનો સંબંધ ફરી જોવાવા પ્રકાશ પામ્યો. રાજાએ તે કુમારિકા યશોધરાના પિતા અને રાણી મહામાયાના ભાઇ દંડપાણિ પાસે કન્યાની માગણી કરી; પરંતુ તે વખતના પ્રચલિત રિવાજ પ્રમાણે દંડપાણિ કુમારને બીજા ઉમેદવારો સાથે હરિફાઇ કરી યશોધરાનો હાથ મેળવવાનું રાજાને કહેવરાવે છે.

કુમાર જો કે યુદ્ધકળા વગેરેમાં નિપુણ નહિ હતો તો પણ તેની શક્તિઓ કુદરતી રીતેજ ધાર્યું કરી શકે તેવી હતી. સર્વ કળાઓમાં તે પોતાની ઉત્તમતા પ્રદર્શિત કરી પ્રેમ પાત્ર યશોધરાને પરણ્યો.

**કુમારને જગતનાં દુઃખોથી અજ્ઞ રાખવાના વધુ પ્રયત્નો.**

હજુ પણ રસાન્તર કરી કુમારને વિષયલુબ્ધ રાખવા માટે રાજાએ વિશ્રામભવન નામના સુંદર બગીચામાં મનુષ્યને માયામાં ફસાવે તેવી સર્વ સામગ્રીઓ સાથેના મહેલમાં તેને રાખ્યો. તે મહેલમાંથી તેને બહાર જવા નહિ દેવા માટે પણ ગોઠવણો કરવામાં આવી. કુમારનું કોમળ હૃદય કોઇ પણ જાતના દુઃખનો કે અનિષ્ટ દેખાવ જોવા ન પામે તે માટે પરિચારકોને સૂચનાઓ કરવામાં આવી હતી. કુદરતી સ્ફુરણને કૃત્રિમ અડચણો વિઘ્ન નાખી શકે નહિ એ ન્યાયે એક રાત્રે કુમારે વીણાના સુરમાંથી દેવતાઓની પ્રેરણા સાંભળી. તેને લાગ્યું કે દેવો તેને જગતના દુઃખના નિવારણ અર્થે નીકળી પડવા વિનતિ કરે છે; આથી તેણે નિશ્ચય કર્યો કે જેમ બને તેમ તુરત જગતનાં દુઃખોનું કારણ અને નિવારણનો ઉપાય શોધવા નીકળી પડવું.

**દુઃખનિવારણ માટે નીકળી પડવાનો દૃઢ નિશ્ચય.**

અહો, ધન્ય હો! મનોબળના સ્વામીઓને! ધિક્કાર હો, મનના ગુલામોને! પારાથી પણ વધારે ચંચળ મનને કાબુમાં રાખવાનું કામ કેટલું મુશ્કેલ છે તેનો અનુભવ કોને નહિ હોય? મોટી મોટી વાતો કરનાર, ઘણું જ્ઞાન ધરાવનાર મહાત્માઓમાં ખપનાર ઢોળ ધાલુઓની હયાતી આ સૃષ્ટિમાં છે તે કોણ નથી જાણતું? તે બિચારાઓનું સર્વસ્વ લૂટનાર ચંચળ મનજ છે. તેઓ જાણતા હોય, તેઓને સત અસત્નું ભાન હોય છતાં, તેઓને મનની ચંચળતા રખડાવે છે. મહાત્મા બુદ્ધ પોતાને સર્વ

**મનનો નિગ્રહ સુ-શ્કેલી કેટલી?**

પ્રકારનાં વિષય સુખની પ્રાપ્તિ થયેલી છતાં તે સર્વથી લલચાવાને બદલે તેમાંથીજ પોતાનો વૈરાગનો ખોરાક મેળવી શકતા; જ્યારે સંસારમાં ભટકતા જીવડાઓ વિષયની સાધના માટે જીંદગી બરબાદ કરે છે; વિષય ભોગવવાની વાત દૂરજ રહી ગઇ!

**વૈરાગને સતેજ કરવાના પ્રસંગો આવી પહોંચ્યા.**

એકવાર કુમારને મહેલ બહારની દુનીઆની વાતો સાંભળતાં તેની સ્થિતિ જોવાની ઇચ્છા થઈ. સારથિએ પોતાને હુકમ થતાં રાજાને તે વાત જણાવી. રાજાએ અનુમોદન આપી નગરમાં ઢંઢેરો પીટાવ્યો કે બીજે દિવસે સવારમાં નગરજનોએ પોતપોતાનાં મકાનો સુશોભિત બનાવવાં અને માર્ગમાં કોઇ વૃદ્ધ, અપંગ કે રોગીએ નીકળવું નહિ.

**કુમારનું નગરમાં ફરવું; એક વૃદ્ધને જોતાં ભારે અસર.**

ઠરાવેલ સમયે કુમારશ્રી યોગ્ય ઠાઠમાઠથી પ્રજાજનોના હર્ષનાદ વચ્ચે નગરમાં ફરવા નીકળ્યા; આનંદનો અનુભવ લેવા લાગ્યા. આ વખતના આનંદમાં ભંગ પડાવવા એક વૃદ્ધ મનુષ્ય સામેથી આવતો દેખાયો. યૌવનના મદમાં છકી રહી અનેક પ્રકારના અનર્થ કરનાર પણ એક વૃદ્ધ મનુષ્યની સ્થિતિ કેવી હોય છે તે નથી જાણતો શું! વૃદ્ધાવસ્થામાં થતા સર્વ પ્રકારના ફેરફારોથી આ માણસ ઘેરાયેલો હતો. કુમારને આવી વિચિત્ર આકૃતિ જોઇ આતુરતા ઉત્પન્ન થઇ. તે પોતાના નિપુણ સારથિને પૂછવા લાગ્યો: "ભાઈ, આ કોઇ મનુષ્ય તો નથી? શું આવા આકારનાં પણ મનુષ્ય હોય છે? તેનામાં કંઇ દોષ છે, કે કાંઈ વિકાર થવા પામ્યો છે કે સ્વાભાવિક સ્થિતિ છે?"

રાજાનો સખ્ત નિષેધ છતાં ચન્નાથી બોલાઈ જવાયું; "આયુષ્યમાન, રૂપનો નાશ કરનાર, બળની વિરોધી, શોકની યોનિરૂપ, સુખનો અંત લાવનાર, બુદ્ધિના કાળરૂપ, ઇંદ્રિયોના દુસ્મનરૂપ, યમની દાસી જરા (ઘડપણ) થી આ માણસ આવો થઇ ગયો છે. શિશુવયે તેણે પણ માતાનું દુધ પીધેલું છે; એક વખત તે જમીનપર આળોટતો; એક વખત તે સ્ત્રીઓ સાથે નિશ્ચિંતપણે વિષયસુખ ભોગવતો; એક વખત તે કાંતિમય શરીરવાળો હતો. અનુક્રમે તે બધી અવસ્થાઓમાંથી પસાર થઇ આ સ્થિતિએ પહોંચ્યો છે."

કુમારે પૂછ્યું:—"ત્યારે બધા મનુષ્યો આ સ્થિતિએ પહોંચતા હશે?"

"કૃપાનાથ, મ્હારૂં, ત્હમારૂં, તમારા સર્વ સ્નેહીઓનું અને અખિલવિશ્વના જીવોનું શરીર લાંબે વખતે તેજ સ્થિતિએ પહોંચવાનો દોષ ધરાવે છે."

વિચારશીલ કુમારપર આ નવીન વાતની બહુ ભારે અસર થઇ. રથ પાછો ફેરવી તે મહેલમાં ઉદાસ ચિત્તે રહેવા લાગ્યો કોમળ, પ્રેમમય, હૃદયનો પ્રેમ પ્રકટતાં કેટલી થોડીવાર લાગે છે? કઠોર હૃદયના મનુષ્યો શાસ્ત્રોનું અધ્યયન કરે, નિત્ય ધર્મની ક્રિયાઓ કરે,

નિત્ય ઉપદેશ આપે પરંતુ તે સર્વનું સાર્થક શું? ફક્ત તેટલાજ વખતને માટે કદાચ તેઓ પીગળે છે. વૈરાગને માટે તો હૃદય વિરાગી જોઇએ, એ નિઃસંશય છે.

**નગરમાં પુનઃ અપરિચિતપણે કુમારનું નીકળવું.**

કુમારે આખી રાત્રિ જરાનું દુઃખ ટાળવાના ઉપાયો શોધવામાં ગાળી; પરંતુ તે મુંઝવણમાંથી છુટો થઇ શક્યો નહિ. બીજી સવારે પિતાની આજ્ઞા લઇ કુમાર સારથિ સાથે એકલોજ જગતનાં દુઃખોનું અવલોકન કરવા નીકળ્યો. પોતે વેપારી બની સારથિને મુનીમનો પોશાક પહેરાવ્યો. બન્ને જણ નગરની વિચિત્ર જંજાળ નિહાળતા જતા હતા તેવામાં તેઓની નજદીકમાં રસ્તામાં આળોટતો, ભયંકર રોગથી પીડાતો અને બૂમો પાડતો એક મનુષ્ય નજરે પડ્યો. તેની તપાસ કરતાં કુમાર ખિન્ન થયો. સર્વ પ્રાણીને વ્યાધિનો ભય છે તે તેના સમજવામાં આવ્યું.

**એક વ્યાધિ પીડિત તથા એક મૃત મનુષ્યનો પ્રસંગ; તેની તીવ્ર અસર થતાં કુમારનાં વૈરાગ્યમાં વૃદ્ધિ.**

આ વખતે પાસે થઇને કેટલાક મનુષ્યો એક શબને લઇ જતા જોવામાં આવ્યા. તેની સમજણ તેને મળતાં તેના દુઃખનો પાર રહ્યો નહિ. સર્વને જરા, વ્યાધિ ને મરણનો મોટો ભય છે તે કેમ દૂર થાય તેજ વિચાર તેનામાં રમી રહ્યો. પેલા રોગી માણસને પણ મૃત્યુ પામતો જોઇ તેના દેહને તેના આવી પહોંચેલાં સગાંઓને સોંપી બન્ને જણા એક વડ નીચે બેઠા. કુમારને જગતની દયા આવી; તે વિચારવા લાગ્યો કે "આ દુઃખમય જગતના દુઃખી જીવો આવા પ્રકારનાં દુઃખો નજરે જોવા છતાં તેમજ પ્રત્યક્ષ અનુભવવા છતાં સંસારની અસારતા સમજી શકતા નથી અને ઉલટા વિષયનાં ક્ષણિક સુખોમાં રક્ત રહી મનુષ્ય ભવનો વ્યર્થ વ્યય કરે છે તેનું શું કારણ હશે? તેનું કારણ શોધી તેઓને હું જરૂર સમજાવીશ અને એ દુઃખોમાંથી મુક્ત કરીશ."

કુમાર આ વડ નીચે બેઠેલો છે ત્યાં એક સન્યાસીને જોતાં એ દશા પ્રાપ્ત કરવા તેને ઉગ્ર ઉત્કંઠા થઇ.

**જગતનું ભલું કરવાની ઈચ્છા મજબુત થઇ.**

આ ઇચ્છાનું જોર પ્રતિદિન વધવા લાગ્યું. પિતા, માતા તુલ્ય માશી તથા પત્ની ઉપરનો પોતાનો સ્નેહ આ ઇચ્છામાં ઢંકાઈ ગયો, અને તેણે પિતા પાસે સંસાર છોડવાની રજા માગી. પિતાએ આજ્ઞા નહિ આપતાં કુમારને ઘણો સમજાવ્યો પણ કુમારનો વૈરાગ કૃત્રિમ નહિ હોઈ અડગ રહ્યો.

**સંસાર છોડવા માટે રાજા શુદ્ધોદનની આજ્ઞા નહિ મળતાં કુમારની દિલગીરી**

તેણે કહ્યું: "પિતાજી, જો મારૂં જીવન મૃત્યુને માટે, મારૂં યૌવન જરાને માટે, મારૂં આરોગ્ય રોગને માટે અને મારી સંપત્તિ વિપત્તિને માટે ન હોય તો હું સંસાર સુખોમાં રક્ત થવા ખુશી છું." એ ચાર જગતનાં મહાન દુઃખોને અટકાવવા અસમર્થ શુદ્ધોદને મૌન ધારણ કરી અશ્રુપાત કર્યો. કુમાર પોતાની મેળે વિચાર કરવા નિજસ્થાને ગયો.

કુમારની આ વખતની સ્થિતિ ઘણી ગુંચવાડા ભરેલી થઇ ગઇ. શું કરવું તેનો વિચાર કરતાં મતિ મુંઝાવા લાગી; યશોધરાને દેવો સ્વપ્નમાં સમજવવા લાગ્યા કે તારે તારા પતિથી છુટું પડવાનો વખત આવી પહોંચ્યો છે. આવે વખતે શ્રી બુદ્ધે બોધિજ્ઞાનની પ્રાપ્તિથી જગતનાં દુઃખો નિવારવાનો માર્ગ શોધવા માટે પિતાની આજ્ઞા વગર પણ નીકળી પડવા નિશ્ચય કર્યો.

**કુમારના ચિત્તની અસ્વસ્થતા; સંસારનો ત્યાગ કરવા છેવટનો નિશ્ચય.**

જગત તરફનો નિઃસ્વાર્થ પ્રેમ પૂરજોસમાં પ્રકટ્યો. પોતાની પત્ની, પોતાનો નાની વયનો પુત્ર (જેને 'રાહુલ' નામ આપવામાં આવ્યુ હતું.), પોતાના માતપિતા વગેરેને જગતના હિતને માટે છોડવા તે તત્પર થયો. સર્વ ઋદ્ધિ, સિદ્ધિ તેને ક્ષણભંગુર જણાવાથી સદાને માટે તજ્યાં. જગતને જે દુઃખમાંથી બચાવવાની તેની ઇચ્છા થઇ હતી તેજ દુઃખોમાં તેના સ્નેહીઓ પણ ડૂબેલા હતાં તે જોઇને તેણે વિચાર્યું કે તેમને છોડી ભવિષ્યમાં તેમને પણ અમૃતનો સ્વાદ ચખાડવા માટે મારે સન્માર્ગની અન્વેષણા કરવીજ જોઇએ. મનની સાથે એ પ્રમાણે સંકલ્પ કરી એક રાત્રે તે આત્મ ભોગ આપવા ટટાર થઈ ઉભો થયો. ચાલતી વખતે તેનો યશોધરા પરનો સ્નેહ કેવો પ્રબળ છે તેનું પોતાને ભાન થયું.

**જગત તરફના પ્રેમનો સંસારી સ્નેહ ઉપર વિજય.**

નિર્બળ મનના મનુષ્યો કોઈ પણ પ્રકારનો નિર્જીવ ત્યાગ પણ કરી શકતા નથી ત્યારે તેણે સર્વસ્વનો પોતાનું કાંઇ નથી જાણી ત્યાગ કર્યો. Nothing is ours that we cannot retain શરીર સંપત્તિ, વિષય સુખનાં પાત્રો, લક્ષ્મી વગેરે સર્વ નાશવંત છે; તે કોઈનાં વિશ્વાસપાત્ર થયાં નથી, થશે નહિ; ત્યારે આપણે તે બધાંને આપણાં શા માટે માનવાં !

નરદેવ સિદ્ધાર્થ શયનગૃહમાંથી બહાર નીકળ્યો. પોતાના વિશ્વાસુ સારથિને ચન્નાને બોલાવી ઉત્તમ ઘોડા કંટકને તૈયાર કરવા આજ્ઞા કરી મધ્ય રાત્રે કુમારની આવી વર્તણુંકથી ગભરાતો સારથિ આશ્ચ લાગ્યો અને બન્ને સોબતી થઇને દેવોની સહાયથી કંઇ પણ ખળભળાટ ઉપજાવ્યા વિના કપિલવસ્તુથી ૪૫ કોશ દૂર નીકળી ગયા. યોગી સિદ્ધાર્થે સારથિને પોતાનો ઉત્તમ પોશાક, ઘોડો, તલવાર વગેરે સર્વ આપી દઇ પિતાને તથા યશોધરાને દિલાસો આપવાનું કહી નિજસ્થાન તરફ વિદાય કર્યો.

**સર્વસ્વનો ત્યાગ કરી 'બુદ્ધ' થવા કુમારનું જંગલમાં જવું**

(અપૂર્ણ.)

વ્રજલાલ ધરમશી પૂજતજી

# [તૈયાર છે.]

મહાકવી શ્રી ભભૂતિ પ્રણીત—

# માલતિ માધવ-

નું ભાષાંતર.

(આવૃત્તિ બીજી.)

કર્ત્તા. મ. ન. દ્વિવેદી. ઘણા સમયથી અપ્રસિદ્ધ રહેલું હાલ કિમત ચટાડીને રૂ. ૧—૮—૦ રાખી છે. પાકૂ પૂઠું સોનેરી નામ સાથે.

મેનેજર—સુદર્શન ઓફિસ—નડીયાદ.



# તૈયાર છે.

# રાજ-યોગ.



પ્ર. નિ. મણિલાલ ન. દ્વિવેદીના અંગ્રેજી ગ્રંથને આધારે **ગુજરાતમાં** યોજનાર—માધવલાલ ન. દ્વિવેદી. કીં. રૂ. ૧—૮—૦. સુદર્શનના ગ્રાહકોને રૂ. ૧—૦—૦.

મેનેજર—સુદર્શન ઓફિસ—નડીયાદ.



REGISTERED No. B 764

આધિપતિ—
એક અભ્યાસાભિલાષી
મરહુમ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

તન્ત્રી—
મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૮-અંક ૫ ] ( માસિક ) [ ફેબ્રુઆરી-૧૯૧૩.]



——×——

અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ સામળદાસે છાપ્યું

## લવાજમ.

સુદર્શનનુ વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ અગાઉથી લેવાનો રીવાજ છે તેનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ જેમનું લવાજમ બાકી રહ્યુ હોય તેમણે તુરત મોકલવા કૃપા કરવી

વ્યવસ્થાપક.
સુદર્શન આફિસ—નડીઆદ.

---

પ્ર. નિ. મ. ન. દ્વિદી યોજીત.

# શ્રીમદભગવદ્ગીતા.

આવૃત્તિ ( બીજી )

આ આવૃત્તિની પ્રસ્તાવનામા ગીતાના સમય વિષે લંબાણ ચર્ચા ચલાવવામા આવી છે.

સ્વ મણીલાલ નભુભાઇ દ્વીવેદી રચિત પ્રથમ આવૃત્તિ કરતા સારા કાગળ ઉપર છપાઇ છે અને આ વખતે ઘણાઓના આગ્રહથી કિંમત ઘટાડી રૂ ૪-૦-૦ ચાર રાખવામાં આવી છે કર્તાની છબી પણ મૂકવામાં આવી છે, ટપાલ વ જુદુ

## સિધ્ધાન્તસાર.

બીજી આવૃતિ

મોટાટાઇપ સારા કાગળ પાકુંપુઠું )
(કીંમત રૂ ૩-૦-૦)

## નારીપ્રતિષ્ટા.

બીજી આવૃતિ

બાળબોધ ટાઇપમાં સારા કાગળ
( કીંમત રૂ. ૦-૮-૦ )

લખો—મેનેજર.
સુદર્શન ઓફિસ—નડીઆદ.

---

REGISTERED No. B. 764

આદ્યદ્રષ્ટા—
એક અક્ષરધામવાસી
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

તંત્રી—
માધવલાલ નભુભાઈ (દ્વિવેદી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૮-અંક ૫.] (માસિક) [ ફેબ્રુઆરી-૧૯૧૩.]

## हां! जी! हां!

—— x ——

હાં ! જી ! હાં ! બસ લેલભર, મિઝમાન છે સારી જહાં·
કરી લે શિતાબી ! જામ ભર ! ભર તરબતર ! બસ ! હાં જી ! હાં !

તુજ હુજૂ, માશુક ! ખોલજે·
ના, ઠેરવાનૂં બોલજે·
અણમોલ દીધો કોલ જે—
આજે જ પાળો · હાં ! જી ! હાં !

બસ ! ઘર ઘરાણે મૂકવૂં :
વાડી — વઝીફો વેચવૂં :
આવી પડે તે વેઠવૂં—
પણ ભેટવૂં દિલ : હા ! જી ! હાં !

લાઝિમ અગર બસ નાચવૂં :
ભરપૂર પાવૂં — પીવાડવૂં :
ત્હારે જનાને મ્હાલવૂં—
લુટવૂં જ જોબન : હાં ! જી ! હાં !

ભુલ ભુલ ! શુરૂ કર કલબકલ :
લલકાર સાગરની ગઝલ :
મલકે, અહા ! શરંમિન્દ દિલ—
ફુલ ગાય મહફિલ: હાં ! જી ! હાં !

ચિત્રાલ તા. પાદરા,
૧૧: ૬: ૧૩. } सागर.

---

# सखे सागर! छबि त्हारी !

——×○×——

( પ્રેમ. )

સખે सागर ! છબિ ત્હારી ! મળી: એ મ્હેં વધાવી છે:
છબિ આંસુની તાલિમથી અહા ! ગરકાવ ભારી છે !

સદાયે પ્રેમલીનાં નેન ! ગ્રેરે ક્ષેમ ! શું કહીએ !
ડૂબેલું તરબતર હરદમ જિગર શું આંસુને દરિયે !

ભર્યું ભરપૂર નૂર હૈયે ! સનમના સ્નેહની સ્ફૂર્તિ !
ખરો શોખિન બિમારીનો ! દિસે ગમગીન શી મૂર્તિ !

છબિ શું જોઉં ત્હારી હું ! જિગર શું મ્હેં નથી જોયું ?
જિગર જોઉં છબિમાં તો, ખરૂં છે એજ એ જોયું !

છબિ ત્હારી કવિતા ને ગઝલ—એતો બતાવે છે:
મગર આ સ્થૂલદષ્ટિને છબિ યે કૈં બણાવે છે !

બિરાજે છે છબિમાં યે ખરો સાકી સનમ સાથે !
જિગર સાથે મિલાવીને, જિગર સેવ્યાં સદા એ ત્હેં !

જિગરના ભેખના લેખો, બતાવી ચશ્મ એ દે છે !
ખરે ! એ ચશ્મમાં ત્હારી, ખુદાઈ ખુદ પ્રકાશે છે !

ભલા ! તુજ નૂર ક્યહાં ? માશુકને ખયરાતમાં દીધું ?
ભિખારી ! પ્રેમનું ભાતું, ખરે ! કાયમ ભરી લીધું !

સખે ! તુજ સ્નેહયોગી દિલ, અજબ શું લીન થઈ જાતું !
ભલા ! તુજ તોર-દોર-દમામ સહુ સ્નેહે સમી જાતું !

રજસ ગુણ ક્યહાં ગયો ત્હારો ? તમસ ગુણ જે હતો તે તે !
રજસ તામસ મિલાવ્યા ત્હેં, ખરે ! સત્વે અગર સ્નેહે !

દિસે આંસુ ઉપાસક ઓ ! ડુબેલી આંખ્ય આંસુમાં !
ભલા ! અશ્રુ મિમાંસક ઓ ! જિગર જોવાય આંખ્યોમાં !

ભલા ! ભગવું જિગર ત્હારૂં ! અગર ભગવા બધા લેખો !
ખરે ! કિસ્મત ઉપર મારી અહો ! ત્હેં વજ્રની મેખો !

દિલે ભસ્માંગી ને ભોળો દિવાનો મૂર્ત્તિમાં દેખો !
ચ્હડાવ્યાં ઇશ્કનાં ચશ્માં ! અને ઇશ્કી શિરે ફેંટો !

અડગ આ સ્નેહયોગી શો ! સમધિમાં દીઠો બેઠો !
ધર્યો છે દણ્ડ દિક્ષાનોઃ દિલે દિલદારનો ધોખો !

જિગરમાં ચાંદલો કીધોઃ લલાટે રે ! નથી ચ્હોડયો !
ભભૂતિ ઇશ્કની ચોળી ! દિલે છે ઇશ્કની છાપો !

છબિ શું દસ્કરંગી આ ! જિગર છે ઇશ્કરંગી હા !
જિગરનું સામ્ય દાખવતી છબિ યે એકરંગી આ !

સખે સાગર ! કરૂં કુર્નિશ ! ત્હને સાચા જિગરથી હું !
જિગર આ યાર મિસ્કીનને નિભાવી લે સદા યે તૂં !

જિગરની છે ખરી યારીઃ છબિની યે ચહું યારી !
સદા મસ્તાનને પ્યારી ! સખે સાગર ! છબિ ત્હારી !

ચન્દન ક્ષેત્ર-મયખાના
તા. ૧ ઑકટોબરઃ ૧૯૧૦.

मस्तान.

---

# प्रेमविज्ञान.

ઝરણાં મળે નદીએ જઇ, નદીઓ મળે દરિયાવને,
ને પવન મીઠો સ્નેહના સન્દેશ લઇને સંચરે;
સહુએ અહિં આ ભેટતા આલમ મહિં બોસા દઇ,
કુદરત તણો એ છે નિયમ તો કાં મળું હું ના તને.

જો, પર્વતો ઉંચા તહિં ચુંબી કરે બેહિસ્તને,
મોજા સહુ દરિયાવના ભેટે સહુને સ્નેહથી;
જો માણુસો ધિક્કારની એ આંખથી નીહાળતા,
માલિકની દરગાહમાં માફી ન મળતી એમને.

જો સૂર્યની આ રોશની ભેટે બધી એ ખલ્કને,
ચંદ્ર છૂપાઇ લેટતી ત્યાં જલધિની એ ગોદમાં;
આસમાનમાં સીડી પડી છે સ્નેહના દરબારની,
પ્યાલી પડી છે બાપલા, ત્યાં એક નૂરે ઇશ્કની.

માલિકની લટકે તાહં એ માળ રૂડી સ્નેહની,
એ પૂતળી આરોપતી અહિં સ્નેહીઓને બાપલા;
કરતાં કરારો ઇશ્કના જો હાથ તાળી દઈ રમે,
એ નૂર સહુ છે ખ્વાબનું! ઉડી જશે એ ખ્વાબમાં.

અમરેલી-સ્નેહાલય.
તા. ૨૫-૫-૦૯.

સ્નેહી.

---

# अभिलाषा.[1]

( ૧ )

જો હું થાઉં વૃક્ષ લતા બનીને પ્રિય! મળજો.
લેતાં પ્રેમ પ્રમોદ સંગમાં રંગે ખીલજો.

( ૨ )

જો હું થાઉં કુસુમ કુંજમાં સરસ સુગન્ધિત,
તો બનીને મકરન્દ સદા રૂહેજો અન્તઃસ્થિત.

( ૩ )

જો હું થાઉં કર્મભોગથી કાળો વિષધર,
તો પ્રાણાધિક! મહામૂલ્ય મણિ થાજો શિર પર.

---

૧ અનુવાદિત.

( ૪ )

મૃત્યુ પામીને થાઉં યદિ હું પ્હાડી પત્થર,
તો પ્રિય! થાજો વિમલ શુશીતલ ઝરણું સુન્દર.

( ૫ )

જો હું થાઉં સ્વચ્છ સરોવર મીઠા જળનું,
તો ધરજો પ્રિય! રૂપ પ્રફુલિત અમળ કમળનું.

( ૬ )

નીલાકાશ અનન્ત મહીં મળી જાઉં જો હું,
ઇન્દુરૂપ નિષ્કલંક તમને નિરખીશ તો હું.

( ૭ )

જો હું થાઉં અતિ ગભીર સાગર તો પ્રિયવર!
ઉર રહેજો બની મંજુ મનોહર મોતી અમૂલખ,

( ૮ )

પ્રતિ રૂપમાં, પ્રતિ સ્થળમાં, નવ થાજો ન્યારા,
સર્વ સ્થિતિમાં ઇચ્છતીજ તમને હું પ્યારા!

કલકત્તા,
તા. ૨૮-૧૧-૧૨ } ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.

---

# " श्रीबुद्धमहात्मानुं जीवनचरित्र शुं शीखवे छे ?"

( અનુસંધાન ગતાંકથી. )

આ પ્રસંગની કુમારની વર્તણુક આશ્ચર્ય તથા કૌતૂહળ ઉપજાવે તેવી છે. પિતાની આજ્ઞા વિના સંસાર છોડી દેવા જેવું કામ એક મહાત્મા કરે તે તેને માટે અણુઘટતું છે; તેમને થોડો વખત વધારે સંસારમાં જલકમલવત્ પડ્યું રહેવું યોગ્ય હતું; પરંતુ આમ

જ્યારે બનેલું જ છે ત્યારે આપણે એમ માની દિલાસો લઇશું કે જગતનાં દુઃખો વધારે વખત જોઇ શકે તેવું તેમનું હૃદય નહતું. તેમનો વૈરાગ સર્વ વાતોને દબાવી દઇ પોતાનો માર્ગ ત્વરાએ લેવા જેટલો જોસદાર હતો.

પછી મહાત્મા સિદ્ધાર્થે પોતાનાં બાકી રાખેલાં રેશમી વસ્ત્ર તથા વાળ વગેરેનો નાશ કરી શરીર સૌંદર્ય ઓછું કરવા ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં.

**શ્રી બુદ્ધનું રાજગૃહતરફ વિચરવું.**

ચાલતાં ચાલતાં રાજર્ષિ મગધદેશની રાજધાની રાજગૃહી નગરી પાસે આવી પ્હોંચ્યા, અને ત્યાં આવેલી રત્નગિરિ નામે ટેકરી ઉપર નિવાસ કર્યો.

**રત્નગિરિ ઉપર નિવાસ અને નિર્દોષ જીવન.**

અહીં તેઓ પોતાના જીવનને સંયમી અને સહનશીળ બનાવી સાદાઇથી રહેવા લાગ્યા. નગરમાંથી ભિક્ષા લાવી ઉદરનિર્વાહ કરવા લાગ્યા. કદી પણ શરીરરને જેણે દુઃખ નહિ આપેલું એવા આ યુવાન યોગી હવે વધારે વધારે કષ્ટ સહન કરવાનું સામર્થ્ય મેળવવા લાગ્યા.

**સત્યની શોધમાં સન્યાસીઓનો મેળાપ.**

આ ટેકરી ઉપર કેટલાક સન્યાસીઓને દેહકષ્ટના પ્રયોગ કરતા શાક્યમુનિએ જોયા. પોતે સત્યની શોધ માટે ભિક્ષુ બન્યા હતા, અને તે વિષે આ સન્યાસીઓની પાસેથી કાંઇક જાણવા તેમણે ઇચ્છયું; પરંતુ તેઓને અવળે રસ્તે ગયેલા જોઇ તેમની દયા આવી, દયાળુ પુરૂષો કોઇને પણ દુઃખી કે અજ્ઞાન જોઇ શકતા નથી.

આગળ જતાં તેમણે એક ભરવાડને કેટલાંક ઘેટાં તથા બકરાં તે દેશના રાજા બિંબિસારે આરંભેલા યજ્ઞને માટે લઈ જતો જોયો. તેમાંના એક દુઃખી ઘેટાને પોતાને ખભે લઇ સૂર્યના તાપમાં શાંતિથી ભરવાડની સાથે રાજાના યજ્ઞસ્થાનમાં ગયા. લોકો યોગીને જોતાં જ આશ્ચર્ય પામવા લાગ્યા. રાજાએ બોલાવવાથી મહાત્મા તેની પાસે ગયા; તુર્ત હોમને માટે તૈયાર કરેલા એક બકરાને નિર્દયપણે કાપવા એક બ્રાહ્મણને તૈયાર થયેલો જોયો ત્યારે તેમણે તે બકરાનું ક્રુરતાથી બાંધેલું મુખ છુટું કર્યું. અને છરાને તેની ગરદનપર પડતો અટકાવ્યો. સર્વના આશ્ચર્યની વચ્ચે મહાત્માએ વાગ્ધારા ચલાવી અને સદુપદેશથી સર્વને કુમાર્ગે તજાવ્યો, રાજાએ તેમને ત્યાં રહેવા વિનતિ કરી. મહાપુરૂષ સિદ્ધાર્થે પોતાની પહેલાંની સ્થિતિ કહી બતાવી અને બાલ્યાવસ્થાની પિછાન તાજી થઇ; તેથી બિંબિસારે યોગીને પોતાના નગરમાં રાખવા ઘણી મહેનત કરી, પરંતુ સ્નેહમાં ફરી લુબ્ધ ન થવા મહાત્મા રજા લઇ પોતાને સત્યની શોધમાં ફતેહ મળ્યા પછી ફરી મળવાનું વચન આપી વન તરફ ચાલ્યા ગયા.

રાજા બિંબિસારે તેમના ઉપદેશની અસરથી એક શિલાલેખ કોતરાવી પોતાના

રાજ્યમાં થતો હરેક પ્રકારનો પશુ તથા પક્ષીઓનો વધ અટકાવ્યો.

**રાજગૃહમાં રાજા બિંબિસારને સન્માર્ગે ચડાવી અનેક પશુઓનો વધ બંધ કરાવ્યો.**

આ પ્રમાણે તેઓ બીજા કેટલાક ઉપકારો કરતા વનમાં વિચરતા હતા. તેઓને એક વખત એક સ્ત્રી નામે કિશો-ગૌતમી કે જેનો પુત્ર સર્પદંશથી મૃત્યુ પામ્યો હતો તે પોતાના પુત્રનો દુઃખ દૂર કરાવવા મળી હતી; મહા બુદ્ધિશાળી ભગવાને તેણીને નિરાશ નહિ બનાવતાં યુક્તિથી તેના પુત્રના મૃત્યુનો શોક ઓછો કર્યો.

રાજગૃહીથી શાક્ય મુનિ વૈશાલિ તરફ ચાલ્યા; ત્યાં આરાડકાલામ અને ઉદ્રકરામપુત્ર નામે બે પંડિત સન્યાસીઓ પોતાના શિષ્યો સાથે રહેતા હતા.

**વૈશાલિમાં બે પંડિત સન્યાસીઓનો પ્રસંગ.**

**સત્યની શોધ માટે વધારે પ્રયત્નો બ્રાહ્મણોને બોધ.**

**ઉરૂબિલ્વના જંગલમાં પાંચ સન્યાસીઓ સાથે સંગ, તપનો પ્રયોગ.**

પ્રથમ તેમણે આરાડકાલામ પાસે કેટલોક સમય રહી કેટલીક વાતો સાંભળી, પરંતુ તેથી તેઓને જોઇએ તેવા ખુલાસા નહિ મળી શકતાં બીજા સન્યાસી ઉદ્રક પાસે ગયા. ત્યાં પણ સંતોષકારક તત્ત્વોનું જ્ઞાન નહિ થવાથી પાસેનાં મંદિરોમાંના બ્રાહ્મણો પાસે ગયા; તેઓને તો પશુવધ કરતા જોઇ બોધ આપવાની જરૂર પડી, અને તેમાં સફળ થઈ ગયા પાસે આવેલા ઉરૂબિલ્વ નામના જંગલમાં આવ્યા. અહીં ઉદ્રકના પાંચ શિષ્યો તપશ્ચર્યા કરતા હતા તે જોઇ તપનો અનુભવ લેવા તેમણે નિશ્ચય કર્યો. તે પાંચ સન્યાસીઓની સાથે પોતે પણ ધ્યાનને તપ કરવા લાગ્યા. ઇંદ્રિયદમન અને ઉગ્ર તપ કરતાં છ વર્ષ વીતી ગયાં; પરંતુ તેથી બીજા કેટલાક ફાયદા થવા છતાં સત્યની પ્રાપ્તિ થઇ નહિ. ઉલટું તે તપથી શરીરના સ્વભાવ પ્રમાણે ધક્કો પહોંચ્યો ને નબળાઇને લીધે એક વખત તપસ્વી પડી ગયા. આવે વખતે એક ભરવાડના છોકરાએ તેમની ઘણા ભક્તિભાવથી સારવાર કરી, તેથી તેમની શક્તિ અમુક અંશે પાછી આવી.

આવે વખતે મહાત્માની સારગ્રાહી શક્તિના ઉદાહરણરૂપ એક બનાવ બન્યો. તેઓની ગમે ત્યાંથી પણ સાર ગ્રહણ કરવાની વૃત્તિથી તેમને ઘણો લાભ થયો હતો અને તેનો જ લાભ આ પ્રસંગે પણ તેમને પ્રાપ્ત થયો. પાસેના શહેરમાં થવાના એક મહોત્સવને માટે કેટલીક વરાંગનાઓ, નાયિકાઓ શ્રી બુદ્ધની પાસે થઇને જતી હતી. તેઓ પોતાનાં વાજીંત્રોના તાર મધ્યમસર ખેંચવા માટે સાથીઓને ભલામણ કરતી હતી; તે સાંભળતાં તેમને જણાયું કે એ વાત તેમને પણ લાગુ પડી શકે તેવી હતી. પોતાના શરીરના તાર તપ કરવાથી બહુ ખેંચાઇ ગયા હતા જેથી તેઓને ઘણું નુકશાન પહોંચ્યું. શરીરને પણ બહુ કષ્ટ નહિ આપતાં યોગ્ય અંકુશમાં રાખવાથી જ કાર્ય સિદ્ધિ થાય છે; શરીર એ નિરૂપયોગી ચીજ નથી. શરીર નાશવંત છે માટે તેના પરનો રાગ દૂર કરવો; શરીર નાશવંત છે માટે તે નાશ ન પામે તે પહેલાં તેનો સદુપયોગ કરી લેવો; પરંતુ નાશવંત છે માટે શરીરનો અપક્વ સમયે નાશ કરવો નહિ.

**શરીરને તપથી હાનિ પહોંચી અનનું વલણ ફરી ગયું**

પછી તેમણે તપ છોડી દઇ સ્નાન કરી એક વટવૃક્ષ નીચે પદ્માસન કરી ધ્યાનમાં બેસવાનું પસંદ કર્યું. તે દિવસે વડના ઝાડ નીચે ભોજન પધરાવવાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા એક ગોવાલણ આવી પહોંચી. તેણીને સંતાન પ્રાપ્તિ થઇ હતી અને તેને અંગે કરેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાના આનંદમાં હતી. તેણી ઉત્તમ પ્રકારની ખીર તૈયાર કરી લાવી હતી; અને મહાત્મા બુદ્ધને વડના અધિષ્ઠાતા દેવ જાણી તેમના પાત્રમાં ખીર પધરાવી, આ ભોજનથી તેમનું શરીર સતેજ બન્યું; ગોવાલણ સુજાતાને તેમણે પોતાની ઓળખાણ આપી ત્યારે તેણી ઘણી ખુશી થઇ ને શુભેચ્છા સાથે ચાલી ગઈ.

**ઉત્તમ ભોજનની પ્રાપ્તિથી શરીરની શક્તિઓ પાછી આવી.**

શાક્યમુનિના પાંચ સોબતી સન્યાસીઓએ તેમને વ્રતભંગ કરનાર તથા તપના કાયર તરીકે ગણ્યા, અને તેમના તરફનો ભાવ દૂર કર્યો.

મહાત્મા તે વટવૃક્ષ નીચેથી ઉઠી એક બોધિવૃક્ષ ( કલ્પવૃક્ષ ? ) નીચે ઘાસનું આસન કરી બોધિ જ્ઞાનની પ્રાપ્તિ અર્થે બેઠા.

આ વખતે દેવો તરફથી વિનતિ થવા લાગી કે આજની રાત્રિએ જગતનો ઉદ્ધાર કરનારૂં જ્ઞાન આપ પ્રાપ્ત કરો. આ વખતે તેઓને ઘણું દુઃખ આત્માના શત્રુઓ–દુર્ગુણો તરફથી પડયું. સૂક્ષ્મ ભુવનમાં તેઓએ મહાત્માના ધ્યાનમાં વિઘ્ન નાખી સંપૂર્ણ કસોટી કરી અડગ મહાત્મા તે રાત્રિના પહેલા પ્રહરના અંતે 'સમસબુદ્ધ'ની સ્થિતિએ પહોંચ્યા; પોતાના પાછળના પાંચસો ભવ જાણી વિશ્વનું સ્વરૂપ અનુભવવા લાગ્યા. કેવી રીતે કર્મ થાય છે, અને કેવી રીતે તેનાં ફળ આવે છે, તેનું જ્ઞાન થયું. બીજા પ્રહરમાં સર્વ જીવોની આગલી પાછલી સ્થિતિનું તેમને જ્ઞાન થયું અને ત્રીજા પ્રહરમાં અજ્ઞાન સર્વ દુઃખનું મૂળ છે એ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ શોધી કાઢયું.

**બોધ જ્ઞાન પ્રાપ્ત થવાની રાત્રિ: કસોટી કરનારા પરિસહ: મહાત્માની શાંતિ.**

**તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ.**

છેલ્લા પ્રહરમાં તેમની દૃષ્ટિમાં " દુઃખ, દુઃખનું કારણ, દુઃખનો અંત લાવવાનાં સાધનો " હયાતી ધરાવે છે એ ચાર સત્યો પ્રકટ થયાં. છેવટમાં આ રાત્રિને અંતે તેઓ 'બુદ્ધ' થયા—બોધિજ્ઞાનના માલિક બન્યા. ત્રણ કાળના સંપૂર્ણ જ્ઞાનથી તેઓ પ્રકાશવા લાગ્યા; તેની અસરથી જગતમાં બાહ્ય ફેરફારો જોવામાં આવ્યા અને સર્વત્ર શાંતિ પ્રસરી રહી.

**બુદ્ધત્વની પ્રાપ્તિ.**

બોધિજ્ઞાનની પ્રાપ્તિ પછી તેઓ સાત દિવસ અને રાત્રિ સુધી ધ્યાન ધરી રહ્યા અને જગતને પોતાના અલૌકિક જ્ઞાનનો સ્વાદ આપવા તૈયાર થયા; પોતે મુક્તિ માર્ગ મેળવી બીજાને તેમાં દોરવા તત્પર થયા.

**બોધિજ્ઞાનથી જગદુદ્ધાર કરવા માટે તૈયારી.**

મહા પુરૂષ તો તેજ કે જે પોતાની શક્તિઓનો લાભ જે કોઇ લઇ શકે તેને આપે; ખરી રીતે તો મહાત્મા બુદ્ધની પેઠે શ-

ક્તિઓ મેળવે પણ પરને માટે; પરને માટે મેળવેલી શક્તિઓનો ઉપયોગ પરને માટેજ કરવાનો હઇ શ્રી બુદ્ધ પ્રથમ તો કાશી જઈ મૃગવનમાં ઉદ્રકના પાંચ શિષ્યોને મળ્યા. તેઓના અજ્ઞાનને દૂર કરવા આ સમયે. બુદ્ધને સામર્થ્ય મળેલું હતું; અને 'ધર્મ ચક્ર પ્રવર્તન'ના નામે ઓળખાતો બોધિજ્ઞાન પ્રાપ્ત થયા પછીનો પ્રથમ ઉપદેશ તેઓને આપ્યોઃ તેમાં તેમણે એકદેશીય માર્ગોને ધિક્કારી મધ્યમમાર્ગનીરૂપણા કરી. શુદ્ધ શ્રદ્ધા, શુદ્ધ વિચાર, શુદ્ધ વચન, શુદ્ધ આચાર, ઉદર નિર્વાહનાં શુદ્ધ સાધન, શુદ્ધ ઉદ્યમ, શુદ્ધ સ્મૃતિ અને શુદ્ધ ધ્યાન—એ આઠ પ્રકારે ઉત્તમ માર્ગની પ્રાપ્તિ થાય છે, તથા જગતમાં દુઃખ, દુઃખનું કારણ, દુઃખનો અંત, દુઃખનો નાશ કરવાના ઉપાયો—એ ચાર સત્ય છે—હયાતી ધરાવે છે; એ બન્ને વાતની સમજણ આપી, અને એ પાંચે સન્યાસીઓ તેમના પ્રથમના શિષ્યો થયા, અને ધર્મનો પ્રચાર કરવામાં મદદરૂપ નીવડ્યા.

**મૃગવનમાં પ્રથમના પાંચ શિષ્યોઃ 'ધર્મ ચક્ર પ્રવર્તન.'**

**અષ્ટ વિધ માર્ગઃ ચાર સત્યો.**

આ સમયે દુઃખથી વિરાગી બનેલા એક નાશી છૂટેલા ગૃહસ્થ પુત્રને આ મહાત્માએ અહંકાર વગેરે તજી હૃદય શુદ્ધિ કરવાની જરૂર છે અને બાહ્ય દેખાવોથી સિદ્ધિ નથી એમ સમજાવી બુઝવ્યો, આ યુવાનનું નામ યશ હતું અને તેના ૫૪ મિત્રો પણ પોતાના મિત્રને આવી સ્થિતિએ પહોંચેલો જોઇ તેના માર્ગે વળ્યા; આ પ્રમાણે શરૂઆતમાં થયેલા ૬૦ શિષ્યોને મહાત્મા બુદ્ધે ઉપદેશ આપવા જુદા જુદા દેશોમાં મોકલ્યા.

**બીજા ૫૫ શિષ્યોઃ યસ અને તેના ૫૪ મિત્રો.**

મનુષ્ય ઉપર ઉપદેશની અસર કેટલી થાય છે તે સર્વ કોઇના જાણવામાં હોય છેઃ ઉપદેશની અસર ઘણે ભાગે ક્ષણિક હોય છે અને અમુક પાત્રો ઉપર તેની અસર ઘણી થાય છે. આવો વર્ગજ ઉપદેશનો લાભ લઇ શકે છે; તે સિવાય સર્વ મહેનત ફોકટ જાય છે. અંધ શ્રદ્ધાળુઓ સમક્ષ અપાયેલા ઉપદેશની અસર પણ નાશવંતજ હોય છે. એવા કેટલાક નરો હોય છે કે જેઓ પોતે પોતાની મેળેજ અમુક અંશે લાયક બનેલ હોય; તેવા સુજ્ઞજનો સદુપદેશનો સ્પર્શ માત્ર થતાં ઉન્નતિ પામે છે. આ વાતનું ભાન બોધિવર મહાત્માને હતું; તેથી તેઓએ પોતાના શિષ્યોને ફરમાવ્યું કે "ઘણા એક પુરૂષો એવા છે કે જેમનાં જ્ઞાનચક્ષુ ઉપર થોડુંજ અંધકારનું પડળ રહ્યું છે," અને તેઓને જો સદ્બોધ આપવામાં આવે તો તેઓનું રક્ષણ થઈ જાય. તેવા આત્માઓની ખાતર, હે ભિક્ષુકો! તમે જાઓ અને તેઓનો ઉદ્ધાર કરો.

**સાઠ શિષ્યોને ઉપદેશ કરવા મોકલતી વખતનો બોધ.**

એ પ્રમાણે પોતાના શિષ્યોને ઉપદેશના કામમાં રોકી મહાત્મા પોતે ઉરૂબિલ્વના

**ઉરૂબિલ્વ તરફ વિહાર. ત્રણ કાશ્યપ ભાઇઓને બૌદ્ધ અનુયાયી કર્યા.**

જંગલ તરફ વિચર્યા. ત્યાં કાશ્યપ નામે એક પવિત્ર બ્રાહ્મણ પોતાના ૫૦૦ શિષ્યો સાથે રહેતો હતો; તેમની મુલાકાત શ્રી બુદ્ધને થઇ. તેઓએ તેના અગ્નિ કુંડમાં રહેલા એક પ્રચંડ મહોરગને પોતાના આત્મબળથી શાંત કર્યો. આ ચમત્કારથી તથા રાજર્ષિ બુદ્ધના અમૃતતુલ્ય ઉપદેશથી કાશ્યપને સન્માર્ગ સૂઝ્યો. તેણે યજ્ઞ હોમ આદિ ક્રિયાઓની સામગ્રી નદીમાં ફેંકી દીધી. આ કાશ્યપના બે ભાઇઓ નાદીકાશ્યપ અને ગયાકાશ્યપ પણ આ વાત જાણી શ્રી બુદ્ધની પાસે પોત પોતાના ૫૦૦-૫૦૦ શિષ્યો લઈ આવ્યા. તેઓએ કાશ્યપની વર્તણુકનું કારણ જાણી બૌદ્ધ માર્ગ ગ્રહણ કર્યો.

**રાજગૃહ પાસે યષ્ટિ વનમાં રાજા બિંબસારનું બૌદ્ધધર્માનુયાયી થવું: ધર્મનો પ્રચાર.**

આ પ્રમાણે પાત્ર તથા સમયને અનુસરી યોગી બુદ્ધ ઉપદેશ આપતા અને ભાવિજનોને શ્રમણ બનાવતા શ્રી 'તથાગત ( જેને તથા = તાદૃશ ગત = જ્ઞાન પ્રાપ્ત થયું છે તેવા ) બિંબિસાર રાજાને મળવા રાજગૃહ નગર તરફ ચાલ્યા; ત્યાં યષ્ટિ વનમાં ઉતર્યા, અને વિદ્વાનોનાં માન ગાળે તેવો ઉપદેશ આપવા લાગ્યા; જેના પ્રભાવથી રાજા બિંબિસાર સાથે ઘણા સુજ્ઞ મનુષ્યો બૌદ્ધ થયા. રાજા બિંબિસારની વિનતિથી મહાત્મા વેણુવનમાં પધાર્યા; જ્યાં તેઓએ ઘણો વખત રહી ઘણા ઉપકાર કર્યા. કેટલોક કાળ જતાં લોકો બુદ્ધ, ધર્મ અને સંઘ એ ત્રણ શરણ અંગીકાર કરવા લાગ્યા અને શ્રી બુદ્ધનીરૂપણાનો ઘણો પ્રચાર થયો.

**મહાકાશ્યપ 'પ્રતિમોક્ષ'ની સંસ્થા.**

શ્રીબુદ્ધને મહાકાશ્યપ નામે એક બાહોશ શિષ્યની પ્રાપ્તિ થઇ, જેણે બૌદ્ધધર્મનાં બધાં સૂત્રો એકઠાં કરાવ્યાં હતાં. એક વખત શિષ્યોની માંહોમાંહે ઇર્ષ્યાના પ્રસંગથી મહામુનિએ તેમને યોગ્ય બોધ આપી 'પ્રતિમોક્ષ' તરીકે ઓળખાતા સંઘની વ્યવસ્થા માટે નિયમો નિશ્ચિત કર્યા.

**રાજા શુદ્ધોદન તરફથી કપિલ વસ્તુ તરફ વિચરવા વિનતિ.**

બુદ્ધ ભગવાનને આ સ્થિતિએ પહોંચેલા સાંભળી રાજા શુદ્ધોદને કેટલાક દુતોને ભગવાનને કપિલ વસ્તુ તરફ પધારવાની વિનતિ કરવા મોકલ્યા; પરંતુ અહો, અમૃતની શક્તિ ! મહાત્માની મધુર વાણીનું શ્રવણ કરવા માંજ સર્વ દુતો લીન થતા જઈ સંદેશો ભૂલવા લાગ્યા, કેટલાક તો શ્રમણ બની ગયા, છેવટે રાજાએ બુદ્ધ ભગવાનના બાળપણના મિત્ર ઉદાયીને મોકલ્યો.

ખરેખર પોતાની માન્યતા બીજાને સમજાવી પોતાના અનુયાયી બનાવવાનું કાર્ય અમુક અગાધ શક્તિ વગર બની શકતું નથી; મહાત્માની વાણી કેવી અદ્દભૂત અને મીઠી હશે તેનો કાંઈક ખ્યાલ આપણને આ બનાવથી આવી શકે છે.

ઉદાયી પોતાના કાન બંધ કરી સંદેશો કહેવા બુદ્ધ ભગવાનની પાસે આવ્યો. શ્રી

**કપિલ વસ્તુમાં મહાત્માને મોટો આવકાર: ઉંચા પ્રકારનો બોધ.**

બુદ્ધે પોતાની ફરજ બજાવવા કપિલ વસ્તુનો માર્ગ લીધો. કપિલ વસ્તુમાં વ્યાપી રહેલો આનંદ અકથ્ય હતો; નાનાં મોટાં સર્વ મનુષ્યો યુવરાજને બદલી ગયેલા જોવા તથા દર્શનનો લાભ લેવા ઉદ્યાનમાં જવા લાગ્યાં. શુદ્ધોદન રાજાને આવાં પુત્ર રત્નને ખોઈ બેસવા માટે દિલગીરી થઈ; જે ત્રિકાળજ્ઞાની મહાત્માએ જાણી લઇ પોતાની ઉચ્ચ સ્થિતિની સમજણ આપી પિતાને ખુશી કર્યા.

કપિલવસ્તુમાં શ્રીબુદ્ધે પોતાના નવયુવાન ઓરમાન ભાઇ નંદને શ્રમણ બનાવ્યો અને પુત્ર રાહુલ પણ પિતા પાસેથી વારસારૂપે 'સદ્ધર્મનાં સાત રત્નો' મેળવી શ્રમણ થયો, યશોધરા શ્રાવિકા થઇ.

**સ્નેહી જનોને બુઝવ્યા.**

રાજા શુદ્ધોદનની યોગ્ય સૂચનાથી બુદ્ધે પોતાના સંઘમાં એવો રિવાજ દાખલ કર્યો કે માતપિતા કે કુટુંબીઓની રજા સિવાય કોઇ પણ મનુષ્યને શ્રમણ દશામાં લાવી શકાય નહિ. આવો નિયમ આ જમાનામાં કેટલો બધો જરૂરી છે એ કોણ નથી જાણતું?

**રાજગૃહ તરફ પ્રતિનિવર્તન**

થોડા વખત પછી મહાત્મા બુદ્ધે રાજગૃહનો માર્ગ લીધો; અને માર્ગમાં કેટલાક શાક્યોને શિષ્ય બનાવ્યા, તેમનો દેવદત્ત પાછળથી તેમનો પ્રતિસ્પર્ધી થયો. સત્યને બહાર આવવા માટે એક બે વિઘ્નથી હકલી જતું હોત તો સત્યને આખી દુનિયા સમજી ગઇ હોત.!

**ધર્મના પ્રચારમાં વધારો.**

સર્વ પ્રકારના મનુષ્યો, મોટા રાજાઓ અને ગૃહસ્થો બૌદ્ધ થવા લાગ્યા. કેટલાક શ્રમણ થયા અને કેટલાક ગૃહસ્થપણે રહી એ ધર્મના 'ઉપાસક' બન્યા.

**શ્રાવસ્તીમાં નિવાસ.**

મહાત્મા પોતાના એક દાનવીર ભક્ત સુદત્તની વિનતિથી શ્રાવસ્તી નગરીમાં પધાર્યા; ત્યાં તેઓએ મિગાર વગેરે ઘણા મનુષ્યોને બૌદ્ધ બનાવ્યા. વિશાખા નામની પ્રથમ 'શ્રાવિકા' પણ અહીંજ થઇ. શ્રાવસ્તી પાસે બૌદ્ધ ભિક્ષુકોને માટે બે મોટા વિહારો તૈયાર થયા. અંબપાલી નામની એક સ્ત્રી પણ સર્વસ્વ બૌદ્ધ ધર્મને અર્પણ કરી ભિક્ષુણી થઈ.

સ્વાભાવિક રીતે અન્યમતના ઈર્ષ્યાખોર લોકોએ તથા કુમાર્ગી દેવદત્તે શ્રીબુદ્ધને હલકા પાડવા પ્રયત્નો કર્યા; પણ સર્વે નિષ્ફળ નીવડ્યા. તે વખતે મહાત્માએ જરા પણ દ્વેષ બુદ્ધિ લાવ્યા સિવાય સમતોભાવ જાળવી રાખ્યો. કોઇ તરફથી કોઇ પણ પ્રકારની અશાતના ન થઈ હોય ત્યાં સુધી તો 'સમતાના સાગર' તરીકે ઘણાએ ઓળખાતા હોય પરંતુ દ્વેષી મનુષ્યોનો દ્વેષ પ્રેમથી દૂર કરવામાંજ ખરો પુરૂષાર્થ છે.

શ્રીબુદ્ધ નિર્દોષ જીવન ગાળતાં દિવસમાં બે વખત ઉત્તમ ઉપદેશ આપતા. ઉપદેશનાં મુખ્ય તત્ત્વોનું દિગ્દર્શન આપણે અત્ર સંક્ષેપમાં કરીશું.

**પ્રતિસ્પર્ધી દેવદત્ત તથા ઈર્ષ્યાખોર લોકોની નિષ્ફળતા.**

'કર્મ' અને 'પુનર્જન્મ' એ બે મુખ્ય સિદ્ધાંતોપર બૌદ્ધ તત્ત્વજ્ઞાન રચાયેલું છે. પુનર્જન્મનાં કારણોનો નાશ કરવાથી નિર્વાણની પ્રાપ્તિ થાય છે આઠ પ્રકારના મધ્યમ માર્ગ પ્રમાણે ચાલવાથી મનુષ્યનું અજ્ઞાન દૂર થાય છે. અને પરિણામે આત્માની ઉન્નતિ થતી જાય છે. તેણે અનુક્રમે 'મનોદ્વારાવજન' અથવા વિવેક,' 'પરિકમ્મ' અથવા 'વૈરાગ ગુણ,' 'ઉપચાર' અથવા 'ચારિત્ર,' 'અનુલોમ' કે 'નિર્વાણની ઇચ્છાની સ્થિતિ' અને 'ગોત્રભૂ' કે 'બુદ્ધની સ્થિતિએ પહોંચવાનું અધિકારીપણું' એ

**શ્રીબુદ્ધનો ઉપદેશઃ બૌદ્ધ તત્ત્વ જ્ઞાન.**

પાંચ પગથીઆં પ્રથમ ચડવાં જોઇએ અને પછી શુદ્ધ માર્ગનાં ચાર પગથીઆં અનુક્રમે ઓળખવાં જોઇએઃ 'સોત્તાપતિ' અથવા 'ઇશ્વરી પ્રવાહ (Divine inflow) માં પ્રવેશ,' 'સકૃદાગામી' અથવા 'એકજ ભવ કરવો પડે તેવી સ્થિતિ,' 'અનાગામી' કે 'છેલ્લા ભવની પ્રાપ્તિ,' અને 'અર્હંત' કે 'સર્વજ્ઞ'ની સ્થિતિ.

અર્હંતનું મૃત્યુ નિર્વાણ કહેવાય છે. તેનાં દુઃખોનો અંત આવે છે; અને તે મોક્ષપદને પામે છે.

આ માર્ગ દરેક મનુષ્યને માટે ખુલ્લો છે અને તે માર્ગમાં વળવા માટે જાતમહેનતનીજ જરૂર છે. પોતાનો મોક્ષ પોતાની મેળેજ સાધી શકાય છે; એક અર્હંત પણ બીજાને માટે ક્રિયાઓ કરી મોક્ષમાં લઇ જવા સમર્થ નથી; આ વિષયપર બુદ્ધદેવ વારંવાર લોકોને સમજાવતા; કારણ કે મનુષ્યોની સામાન્યતઃ એવી અંધમાન્યતા હોય છે કે ઇશ્વરની ભક્તિ કરવાથી ઇશ્વર તેમને મોક્ષમાં બોલાવી લે છે અથવા છેવટમાં તેમને સાંમાજિક દુઃખોથી મુક્ત કરી સુખી બનાવે છે.

બુદ્ધદેવે પોતાની ભક્તિના સંબંધમાં પણ નિર્વાણ સમયે શિષ્યો સમક્ષ બોધ આપ્યો હતો કે મારા નામની માળા જપ્યાં કરવી તે મારી ભક્તિ નથી; મારાપર પુષ્પ વૃષ્ટિ થાય છે તે મારી ખરી ભક્તિ નથી. મારી ભક્તિ તો તેજ કે મારાં ફરમાનો અનુસાર વર્તવું.

ધર્મનો લાભ સદ્‌ગુણમાંથી છે એવો પણ તેમનો બોધ હતો. સદ્‌ગુણી જીવન માટે તેમણે 'પંચશીલ' (અહિંસા–અસ્તેય–સત્ય–મદ્યમાંસ નિષેધ–બ્રહ્મચર્ય) મુકરર કર્યાં; અને તેથી અષ્ટવિધ માર્ગ પ્રાપ્ત થાય છે એમ પ્રરૂપણા કરી. તેમણે અહિંસા માટે ઘણા પ્રયાસો કર્યા અને ઘણાં નિર્દય કર્મો સદાને માટે બંધ કરાવ્યાં.

નિર્વાણને લક્ષ્ય ધારી એક પ્રસંગે તેઓએ એમ કહ્યું હતું કે તે લક્ષ્યની પ્રાપ્તિ માટે

શ્રદ્ધા, ભક્તિ, વિનય, ભાવ, અપ્રમત્તતા, સત્ય, દયા અને શક્તિના ઉપયોગથી માયાને દૂર કરવી જોઇએ.

નિર્વાણ સમયે શિષ્યોને તેઓએ કહ્યું હતું કે અપ્રમાદી, વિચારવંત, ને શુદ્ધ થઈ દૃઢ નિશ્ચયવાળા થજો; ખંતથીજ સિદ્ધિ થશે.

તેઓએ શ્રમણવર્ગને માટે 'દશશીળ', ગોઠવ્યાં છે, કે જે પાળવાથીજ શ્રમણ, શ્રમણની પદવીને લાયક બને છે.

મહાત્માએ આ મુખ્ય વાતો સિવાય જૂદે જૂદે પ્રસંગે છુટક બોધ આપ્યો હતો. તેનો સાર ગ્રહણ કરવાથી અવશ્ય ઘણો લાભ થાય છે. તેઓ ચિંતનની ઘણી પ્રશંસા કરી વિચારશીલ થવા બોધ આપતા; મૃત્યુ વગેરે દુખોનું ભાન રાખી મનને મજબૂત બનાવી રાગ, દ્વેષ, લોભ, તૃષ્ણા, મમતા, પરનિંદા, મદ વગેરે આત્માના દુષ્ટ શત્રુઓને હઠાવી કાઢવા અને પોતાના વર્તનનું વારંવાર નિરીક્ષણ કરી ઉચ્ચતર દશાએ પહોંચતા જવાનું શીખવતા.

**સખ્ત માંદગીઃ નિર્વાણ સમય.**

બુદ્ધ ભગવાનને યોગી દશાના ૪૫ મા વર્ષમાં સખ્ત માંદગી આવી અને પોતાનો નિર્વાણ સમય નજીક જાણી તે શિષ્યોને યોગ્ય શિક્ષાઓ આપતા. તેમનો કાકાનો દીકરો આનંદ તેમનો મુખ્ય શિષ્ય હતો; અને તેનો તેમનાપર ઘણો સ્નેહ હતો તેને પણ યોગ્ય સમજણ આપી અને નાશવંત શરીરના અંત માટે શોચ ન કરવા સમજાવ્યું.

નિર્વાણ સમયે ભગવાન બુદ્ધ કુશીનગરની સમીપમાં- ઉદ્યાનમાં ઉતર્યા હતા. તે વખતની તેમની શાંતિ અલૌકિક હતી. મરણ સમયે થતા અનેક ફેરફારોમાંનો એક પણ તેમનામાં જોવામાં આવ્યો નહિ અને દેવોની પુષ્પ વૃષ્ટિ તથા સંખ્યાબંધ સાધુઓ, રાજાઓ, સ્નેહીજનો તથા ભક્તોની વચ્ચે નિર્વાણ પામ્યા.

**નિર્વાણ.**

તેઓ ભવિષ્ય સૂચન કરતા ગયા કે મૈત્રેય નામનો બુદ્ધ લાંબે કાળે તેમના જેવુંજ જીવન ગાળી નિર્વાણ પામશે.

આ પ્રમાણે કરોડો મનુષ્યોના ધર્મની સ્થાપના કરનાર મહાત્મા બુદ્ધે પોતાનું ઉત્કૃષ્ટ જીવન પૂરૂં કર્યું.

छायामन्यस्य कुर्वन्ति तिष्ठन्ति स्वयमातपे ।
फलान्यपि परार्थाय वृक्षाः सत्पुरुषा इव ॥

પરોપકારી વૃક્ષના જેવા આ મહાત્મા હતા. બીજાઓને તે આશ્રય આપતા, પોતે

દુઃખ ભોગવતા અને એ સર્વેનું ફળ સન્માર્ગનું જ્ઞાન તે પણ પરહિતને માટેજ પ્રાપ્ત કર્યું; જો કે સ્વહિતની સાધના પણ સ્વાભાવિક રીતે થઇ.

બૌદ્ધ ધર્મ કેટલો બધો લોક પ્રિય થઇ પડ્યો હતો તે આપણે અશોક રાજાના શિલા લેખો ઉપરથી જોઇ શકીએ છીએ. તેમના અનુયાયીઓ એટલી મોટી સંખ્યામાં એકદમ થયા તેનાં અનેક કારણો હતાંઃ મહાત્મા બુદ્ધનું પોતાનું જ્ઞાન વિશાળ હતું, તે સાથે તેઓનો ભવ્ય દેખાવ અને ઉપદેશ શૈલિ બહુ આકર્ષક હતાં. વળી તેઓના ઉપદેશનું મૂળ સાર્વજનિક પ્રેમ (universal love) હતો. તેઓ પાત્ર પ્રમાણે વાર્તા, દંતકથા, ઉપમાં વગેરેનો આશ્રય લઇ મધુર શબ્દોમાં કહેવાની યુક્તિ જાણતા હતા કે જેથી તેમની બહુ ઉંડી અસર થતી. પાછળથી પણ આ ધર્મનો પ્રચાર કરવા માટે અશોકે ધર્મ મહામાત્ર વગેરે યોજનાઓ કરી હતી.

* * * * * *

આવા નિઃસ્વાર્થી મહાત્માઓ દેશોદેશમાં ઉત્પન્ન થઇ પાપી જગતને સન્માર્ગ સુઝાડો, એ હૃદયેચ્છા.

આ મહાત્માના જીવન અનુસાર આપણે પણ તેવી દશા પ્રાપ્ત કરી સ્વપરના હિતના કારણ થઇએ એ અંતિમ ભાવના. અસ્તુ.

વૃજલાલ ધરમશી પુંજાણી.

---

# आत्महत्या.

—×—

## आत्मघात महापाप छे.

મનુષ્યનેજ શું પણ જગતમાં પ્રાણી માત્રને જીવ કરતાં વધારે પ્રિય વસ્તુ અન્ય કોઇ પણ નથી, એ વાત સર્વને માન્ય અને અનુભવ સિદ્ધ છે. આમ છતાં પણ દર સાલ અનેક મનુષ્યો આત્મ હત્યા કરતા આપણે જોઇએ છીયે. આથી આમ થવાનુ કારણ શું આ એક મોટો વિચાર કરવા જેવો પ્રશ્ન ઉભો થાય છે.

આત્મ હત્યા એમાં બે પદ છે. आत्मन् અર્થાત આત્મા અને हत्या (हत् હાર મારવું) એટલે મારવું. આ પરથી શબ્દશઃ અર્થ કરીયે તો આત્માનો નાશ કરવો એવોજ

અર્થ થાય છે; પણ આત્મા તો અવિનાશી છે. ' न जायते म्रियते वा कदाचित् ' એ પ્રમાણે તેનું અબાધિત સ્વરૂપ છે. અર્થાત્ 'આત્મહત્યા' આ શબ્દથી આત્માની-જીવની અને શરીરની હાની કરવી એવોજ અર્થ સમજાય છે.

જે ઉત્પન્ન થયું તેનો નાશ થવાનોજ, જીવનો અને શરીરનો સંયોગ થયા પછી કેટલાક કાળે-શરીરની ક્ષીણતાને લીધે, રોગને લીધે અથવા કોઇએ ખુન કરવાથી કહો તેનો વિયોગ થવાનોજ; પણ આત્મહત્યા એટલે આપણે આપણા જીવનો અને શરીરનો મુદ્દામ-હાથે કરીને-વિયોગ કરવો. દિવામાં જેમ તેલ અને વાટ હોવા છતાં અને જોરથી પવન વાતો ન હોવા છતાં તેને મુદ્દામ ફુંક મારીને બુઝાવવો, આના જેવીજ વાત આત્મહત્યાની છે.

દુષ્કાળના પ્રસંગમાં, જળ પ્રલય અગર અગ્નિપ્રલયના પ્રસંગમાં પોતાના અત્યંત પ્રિય બાળ બચ્ચાંની પણ દયા ન આણતાં પોતાનો પ્રાણ બચાવવાને માટે લોક પ્રયત્ન કરે છે. એ આપણે નિત્ય જોઇએ છીએ-પોતાનો જીવ બચાવવા માટે દ્રવ્યની, માલ મીલકતની, સગાં સંબંધીની, કોઇની પણ પરવા માણસ કરતો નથી.

" आत्मानं सततं रक्षेत् दारैरपि धनैरपि " એવું એક વ્યવહાર સૂત્ર છે અને તે સઘળાના અનુભવમાં પણ છે.

અને ખરેખર કહીએ તો સંસારી મનુષ્યને-સુખની પૂંઠે પડેલા માણસને-જગતની સર્વ વસ્તુ સુખકર થતી નથી એમ જાણે તો તે માટે તે બિલકુલ ખટપટ કરનાર નહિજ અર્થાત્ જે કાંઇ ખટપટ કરે છે તે જીવના સુખ માટેજ એટલે અન્ય સર્વ પદાર્થો કરતાં જો જીવ મનુષ્યને પ્રિય હોય તો તેમાં આશ્ચર્યની વાત શું છે. !

આવી વસ્તુ સ્થિતિ હોવા છતાં પણ અનેક મનુષ્યો આત્મહત્યા કરવાને પ્રવૃત્ત થાય છે તે સર્વને અજ્ઞાની, મગજના ખસેલા અગર દીવાના માનવા કે કેમ ?

' दुर्लभं मानुषं जन्म ' નરના નારાયણ બનવાની શક્યતા આ જન્મમાંજ છે. ઇત્યાદિ અનેક વાતો આત્મહત્યા કરનારના સમજવામાં આવતી નથી એમ કહેવું એ પણ સાહસ છે. અર્થાત્ આ કાર્યમાં પ્રવૃત્ત થનારને કારણ શું હશે અને તે પણ કેટલે અંશે યોગ્ય હશે એ વિષયે થોડો ઘણો વિચાર કરીએ.

કરજદાર થવાથી આબરૂ જવાનો વખત આવે કિંવા અત્યંત રોગગ્રસ્ત થઇને અસહ્ય પીડા થવાથી અથવા પરીક્ષા નાપાસ થવાથી બાકી આયુષ્ય અત્યંત કષ્ટમય થશે એમ લાગવાથી, સાસુ સસરાનો જુલમ સહન ન થવાથી પ્ર. ઇ. એક અથવા અનેક કારણોને લીધે આત્મહત્યા કરવાનો પ્રસંગ આવે છે એમ ઘણે ખરે અંશે આપણને જણાય છે. આ અગર આ સિવાય બીજાં પણ કારણો હોય તો પણ તે સર્વના મૂળમાં " ભાવી સુખમય જીવિતની નિરાશા " એજ ભાવના મુખ્ય હોય એમજ દેખાય છે.

મારૂ પરમ કર્તવ્ય છે એમાં મને લેશ માત્ર સંદેહ નહોતો. પરંતુ કયા પ્રકારની દેશસેવા બજાવવી અથવા કેવી સેવામાં પોતાનું જીવન વ્યતિત કરવું એ વાત હજી સુધી મારા મગજમાં ઉતરી નહોતી. દેશસેવાની પ્રબળ આકાંક્ષાનાં અંકુરો મારા હૃદયમાં ફુટી નીકળ્યાં હતાં. મારો ઉત્સાહ અમાપ હતો. મારી નિષ્ઠા અત્યંત દૃઢ હતી. મારી સભાના અન્ય સભાસદો ભાષણ આપતા હતા. જ્યારે હું હાથમાં લાંબો ખરડો લઇ ફર્યા કરતો હતો અને તડકામાં ઘેર ઘેર ભટકતો. જાહેર રસ્તાપર કોઇક સમયે અમારી સભાના વિજ્ઞાપનના હેન્ડબીલો પણ હુંજ વેંચતો, સભા ભવનમાં ખુરશી, ટેબલ આદિ ગોઠવીને સરાપ્રબંધ રાખતો. અમારી સભાના નેતાના વિષયમાંજ જો કોઇ અનાદરસૂચક વાક્યો બોલતો તો હું કમર બાંધી જીવપર આવી લડવા તૈયાર થઇ જતો.

સ્વગૃહ તજી કોઇ સારી પદ્દીની આશાએજ હું કલકત્તે આવ્યો હતો, પણ અહીં આવી મેં ગેરીબાલ્ડી જેવાં કામો બજાવવાનો નિશ્ચય કીધો. આ દરમ્યાન મારા અને સુરબાળાના પિતા સુરબાળાની સાથે મારો વિવાહ કરવાનો ઉદ્યોગ કરવા લાગ્યા. હું જ્યારે કલકત્તામાં સોળ વર્ષની વયે આવ્યો હતો ત્યારે તેનું વય આઠ વર્ષનું હતું. બીજી બાજુએ મેં મનમાં પ્રતિજ્ઞા કરી હતી કે જીવનાવધિ વિવાહ નં કરી સ્વદેશ હિતમાં પ્રાણ વિસર્જન કરવા, પણ પિતાજીને મેં એમ કહ્યું હતું કે મારો વિદ્યાભ્યાસ પૂરો થયા પહેલાં હું વિવાહ નહીં કરૂં.

ત્રણ મહીના પછી સમાચાર મળ્યા કે સુરબાળાનો વિવાહ બાબુ રામલોચન વકીલની સાથે થઇ ગયો છે.

હું, મારી માતા, પતિત ભારત ભૂમિની ઉન્નતિ માટે પૈસા ઉઘરાવવાના ઉદ્યોગમાં મશગુલ રહ્યો. અતએવ આ ઘટના, જે સાધારણ અવસ્થામાં હૃદય વિદીર્ણ કરવાવાળી તે મને તુચ્છ જણાઇ; હવે મારે એફ. એ. ની પરિક્ષા દેવાની હતી કેમકે મેટ્રીક્યુલેશનની ખાઇ તો હું કુદી ગયો હતો, એટલામાં મારા પિતાજીનો સ્વર્ગવાસ થયો. મારી માતા અને બે બ્હેનોની જીવિકા મારેજ હવે પુરી કરવાની હતી તેથી કોલેજ તજી દઇ ગુજરાનના સાધનની શોધમાં હું પડયો. ઘણો પ્રયત્ન કરતાં એક નાની જીલ્લા સ્કુલમાં આસીસ્ટંટ માસ્તરની જગ્યા મળી.

હું મનમાં ખુશી થયો કે ચાલો આપણા મનની ઇચ્છા હવે પુરી થશે. હું મારા ઉપદેશથી મારા પ્રત્યેક વિદ્યાર્થીને ભાવી ભારતનો એક એક સેનાપતિ બનાવી દઇશ એમ મેં વિચાર કીધો. હું પોતે ગેરીબાલ્ડી ન થઇ શકયો તો ભલે પણ આ સ્કુલમાંથી પણ કોઇક ગેરીબાલ્ડી નીપજાવીશ.

મેં ભણાવવાનો આરંભ કીધો. મને જણાયું કે સ્કુલમાં ભાવી ભારત સંબંધી ભાષણો આપવા કરતાં પરિક્ષામાં આવનારા વિષયો શીખવવા સિવાય છુટકો નથી. જો મારા વિદ્યાર્થીઓને હું ગણીત વ્યાકરણ આદિ વિષયો શીખાવી ભાવી ભારત વિષે વાર્તાલાપ ચલાવું તો હેડમાસ્તર સાહેબ તરતજ પાણીયું નાળીએર પરખાવી દેશે. બેજ મહીનામાં

મારો સર્વ ઉત્સાહ ભંગ થઈ ગયો. સ્કુલની સંભાળ રાખવા એક માસ્તરને સ્કુલમાંજ રહેવું પડતું હતું. હું એકલો હતો એટલે સ્કુલભવનની રખેવાળીનું કામ મારે માથે આવી પડયું.

સ્કુલમાં મોટા દીવાનખાનાની પાસે આવેલા એક સાધારણ કદના ઓરડામાં હું એકલો પડયો રહેતો. સ્કૂલ એક મોટા તળાવની પાસે વસતીથી કાંઈક દૂર હતી. તેને ફરતાં ચારે તરફ સોપારી, નાળીએરં ઇત્યાદિનાં વૃક્ષો હતાં. સ્કુલના મકાનની છેક પાસે આમલીનાં બે મોટાં મોટાં જુનાં વૃક્ષો હતાં.

મારી નિશાળથી થોડેજ દૂર સરકારી વકીલ રામલોચન રહેતા હતા. બાલ્યાવસ્થાની મારી પ્રિય સખી, વકીલ મહાશયની સ્ત્રી, સુરબાળા પણ તેમની સાથેજ હતી. રામલોચન બાબુની સાથે મારે સારો વ્યવહાર હતો. હું સુરબાળાને તેની શૈશવાવસ્થાથીજ ઓળખું છું એ વાત બાબુ રામલોચન જાણતા હતા કે નહીં તે હું કહી શકતો નથી. થોડા પરિચયવાળા રામલોચન બાબુને એ વાત કહેવી પણ મને યોગ્ય જણાઇ નહીં અતએવ જુના પ્રસંગની ચર્ચા ન થવાથી એક સમયે સુરબાળાનો મારા જીવન સાથે શો સબંધ હતો એ વાત હજી સુધી મારા મગજમાંથી ગઈ નહોતી.

એકવાર, રજાને દિવસે, હું રામલોચન બાબુને ઘેર તેમને મળવા ગયો. અમુક વિષય ઉપરજ વાર્તાલાપ કરવો એવો કાંઇ નિશ્ચય કરી હું નીકળ્યો નહોતો. અસ્તુ. ત્યાં જઇને હું બેઠો અને આડી અવળી વાતો કરવા લાગ્યો. એટલામાં પાસેના ઓરડામાં બંગડીનો ખણખણાટ સંભળાયો. જોઉં છું તો પાસેના બારણાના છિદ્રમાંથી બે કુતૂહલ પૂર્ણ નેત્રો મારા તરફ જુવે છે. બાલ્યાવસ્થાનો વિશ્વાસ, સરલતા અને શૈશવ પ્રીતિથી ભરેલાં બે મોટાં મોટાં નેત્રો બે તારા તથા જળપૂર્ણ કાળા વાદળાંઓની સદૃશ મારા હૃદયપર આક્રમણ કરવા બારણાના છીદ્રમાં પ્રગટ થયાં હોયને! બાલ્યાવસ્થાના ઇતિહાસ વાચક યુગ્મનેત્રોના પ્રહારથી પીડિત થયેલું મારૂં હૃદય ધડકવા લાગ્યું. સ્કૂલમાં પાછા વળી આવતાં મારા હૃદયની વેદના ઘટવાને બદલે વધી હૃદયને ખુશીમાં રાખવાના મારા સર્વ પ્રયત્નો—લખવું વાંચવું ઇત્યાદિ—નિષ્ફળ થયા. હૃદયમાં ધગતા આગના અંગારા વધારે ને વધારે પ્રજ્જ્વલિત થઇ હૃદયને બાળી નાખતા હતા. એવું પ્રતિત થતું હતું કે જાણે મારૂં હૃદય એક મોટી શીલાના ભારથી ચૂર્ણ થતું હતું.

સૂર્યનારાયણ અસ્ત થયા, પણ મારી હૃદયવિદારક વેદનાનો અસ્ત ન થયો. હું એકાંતમાં મૌન્ય ધારણ કરી વિચારવા બેઠો કે મારા મનને આ શું થઇ ગયું?

મારૂં મન મને પુછવા લાગ્યુ કે "તારી સુરબાળા ક્યાં ગઇ?" મેં ઉત્તર દીધો "મેં તો તેનો સ્વયં મારી ઇચ્છાથી પરિત્યાગ કીધો હતો. તે આખો જન્મારો મારી રાહ જોઇ કુંવારી બેસી રહે કે!" પાછું મને પુછ્યું "જેને તું તે સમયે તારી ઇચ્છા માત્ર પ્રકટ કરતાં વા 'હા' એટલા શબ્દો ઉચ્ચારતાંજ મેળવી શક્યો હત તેને આજે તું

ગમે તેટલા કષ્ટ છતાં પણ પુરેપુરી જોઇ શકતો પણ નથી. શૈશવાવસ્થામાં તારી સાથે બાલક્રીડા કરવાવાળી સુરબાળા આજ તારી બાજુમાં ભલે રહેતી હોય, તેની બંગડીનો ખણખણાટ ભલે તારા કર્ણમાં પ્રવેશિત થતો હોય, તારી ઘ્રાણેન્દ્રિય તેના માથાના તેલની સુગન્ધીથી ભલે મુગ્ધ બનતી હોય, તો પણ ખબરદાર રહેજે; તેની અને તારી વચ્ચે પત્થરની એક મોટી દિવાલ આડી છે."

મેં ઉત્તર દીધો "દિવાલ છે તો ભલે છે, સુરબાળા મારી કોણ છે!" મને ઉત્તર મળ્યો. "હા, આજે તારો સુરબાળા સાથે જરાયે સંબંધ નથી, પણ એક સમય એવો હતો જ્યારે કોણ જાણે તારો અને તેનો કેવો સંબંધ થાત." મેં કહ્યું "હા, એ સત્ય છે કે મારો અને તેનો દીવ્ય સબંધ થાત. મારા આ 'આન્તરિક જીવન સાથે તેનો ગૂઢ સબંધ થનારો હતો. તે મારા જીવનના સુખ દુઃખની ભાગીઅણ, મારી પ્રાણેશ્વરી,' મારા હૃદયતખ્તે બીરાજનારી થઇ ગઈ હોત, પણ આજ-હાય!—આજ તે મારાથી કેટલી દૂર છે? આજ તેને નીરખવાનો પણ મને નીષેધ! તેની સાથે વાતચીત કરવી તે દોષ! તેનું સ્મરણ કરવું તે પાપ! રામલોચન-સહસા આવી અમારા ઉભયની વચ્ચે ભીંત સરખો થઇ પડ્યો. જાદૂના મંત્રો ભણી તે સહસા સુરબાળાને આ પૃથ્વીમાંથી લુપ્ત કરી ગયો. હું માનવસંસારમાં નૂતન નીતિ પ્રચાર કરવા નથી આવ્યો. હું સમાજનાં બન્ધનો તોડવા નથી ઇચ્છતો. માત્ર મારા હૃદયના ભાવોને જ હું પ્રકટ કરી રહ્યો છું. હૃદયમાં જેટલા ભાવોનો ઉદય થાય છે તે સર્વ ભાવો શું નિઃસાર જ હોય છે? સુરબાળા-તે સુચારૂ મૂર્તિ સુરબાળા—જે આજ રામલોચનનું ગૃહ દીપાવી રહી છે. તે સુરબાળા પર મારો અધિકાર છે કે રામલોચનનો એ વીચાર હું નથી કરતો. આ પ્રકારનું ચિન્તવન કરવું-અનુચિત છે તેનો હું સ્વીકાર કરૂંછું, પરંતુ આ પ્રકારની ભાવના અસ્વાભાવિક છે એમ કહી શકાય નહીં."

સન્ધ્યા સમયે આ માનસિક ભાવો અને કલ્પનાઓ તથા મનના તર્ક વિતર્કથી મારૂં મન બીજા કોઈ કામમાં ન લાગ્યું. બીજે દિવસે બપોરે જ્યારે હું મારા વર્ગમાં બેઠો હતો ત્યારે વિદ્યાર્થીઓના વાંચવાનો અવાજ તથા પતંગીઆંનો ધ્વનિ મારા કર્ણમાં પ્રવેશિત થતો હતો. કુસુમપરાગવહીત અલ્પોલ્પ વાયુ મન્દ મન્દ વાતો હતો. સહસા મારા મનમાં એક કામના ઉત્પન્ન થઈ. આ કામના શાની હતી તેનું મને ભાન નહોતું.

સ્કુલમાં રજા પડી મને મારા ઓરડામાં એકલું રહેવું અશક્ય જણાયું. સન્ધ્યાના સુમનોહર સમયે રમણીય તળાવના તટપર નાળીએર અને સોપારીનાં વૃક્ષોનો અર્થહીન ધ્વનિ સાંભળી મારા મનમાં વિચાર ઉત્પન્ન થયો કે મનુષ્ય સમાજ એક પ્રકારની જટિલ ભ્રમજાળ છે. ઉચિત સમયે ઉચિત કાર્ય કરવાનું કોઇનું મન નથી ચાહતું, કિન્તુ અનુચિત સમયે અનુચિત કાર્ય કરવાની વાસના પ્રાણુને સંશયના સાગરમાં ડુબાડી દે છે. યદિ હું ઇચ્છત તો સુરબાળાનો સ્વામી બની વૃદ્ધત્વ સુધી સુખમાં જીવન વ્યતિત કરી શકત, પરંતુ મને ગેરીબાલ્ડી બનવાની અભિલાષા ઉત્પન્ન થઇ, અને અન્તે બન્યો શું? એક નાનકડી નિશાળનો આસીસ્ટંટ માસ્તર. રામલોચનની સાથે સુરબાળાના વિવાહ થવાનો સંભવ

નહોતો. વિવાહની પૂર્વે રામલોચનનો સુરબાળા સાથે પરિચય સુદ્ધાં નહોતો. તે સુરબાળાને એક સાધારણ બાલિકા લેખતો હતો. વિવાહ કરી તેણે વકીલાત કરવી શરૂ કરી અને પોતાના કાર્યમાં નિમગ્ન થઈ ગયો. સુરબાળાના આવવાથી તેના ઘરમાં કાંઈ વિશેષ પરિવર્તન નથી થયું હા, ખાવા પીવાનું સુખ અવશ્ય થયું હશે વળી કાંઈ વધુ વિશેષતા હોય તો એ હતી કે જે દિવસે દુધમાંથી ધુમાડાની ગન્ધ આવતી તે દિવસે રામલોચન સુરબાળા પર ગુસ્સે થતો અને જે દિવસે ખુશીમાં હોય તે દિવસે સુરબાળા માટે નૂતન વસ્ત્રાભૂષણ લાવતો હતો. બસ, આજ વિશેષતા હતી.

રામલોચન એક દિવસે કોઇક કેસ માટે બહારગામ ગયા હતા. જે રીતે હું મારી નિશાળના ઓરડામાં એકલો હતો તેજ રીતે તે દિવસે સુરબાળા પણ પોતાના ઘરમાં એકલી હતી. પ્રભાતથી જ આકાશ મેઘોથી આચ્છાદિત હતું. દશ વાગ્યાથી વર્ષાનો આરંભ થયો. વર્ષા વધવાના ભયથી વિદ્યાર્થીઓને હેરાનગતી ન ભોગવવી પડે એ માટે હેડમાસ્તરે તે દિવસે રજા આપી દીધી હતી. વાદળાના કાળા ટુકડાઓ આકાશમાં અહીં તહીં ભ્રમણ કરવા લાગ્યા. વાવાઝોડું પણ ખૂબ થયું. જેમ જેમ રાત વધવા લાગી તેમ તેમ વર્ષાનો વેગ પણ વધવા લાગ્યો. પ્રથમ પૂર્વ દિશા તરફથી વાયુ આવતો હતો, હવે તેનો વેગ ઉત્તર દિશા તરફથી વધ્યો. રાતે નિદ્રા લેવાની ચેષ્ટા વૃથા હતી. મનમાં વિચાર ઉત્પન્ન થયો કે આવી ભયાનક રાત્રિએ સુરબાળા પોતાના નિર્ધન ઘરમાં એકલી હશે. સ્કુલનું મકાન તેના ઘરના મકાન કરતાં અધિક મજબુત હતું. મનમા આવ્યું કે તેને લાવી સ્કુલવાળા મકાનમાં રાખું અને હું પોતે તળાવ પાસે આવેલા તેના ઘરમાં રાત કાપું, પણ કોઈ વાતનો નિશ્ચય કરી હું બીછાનામાંથી ઉઠી શક્યો નહીં. ધીરે ધીરે રાતનો દોઢ વાગ્યો. એકાએક વરસાદ જોરથી પડવાનો અવાજ થયો. જાણે સમુદ્ર પૃથ્વી ઉપર ફરી વળવાનો હોયને !

હું મારા ઓરડામાંથી બહાર નીકળ્યો. સુરબાળાના મકાન તરફ મારા પગ ઉપડયા. રસ્તો તળાવને કિનારે કિનારે હતો. પાણી એટલું ચઢી ગયું હતું કે રસ્તામાં પણ ઘુંટણ સુધી પાણી હતું. માર્ગમાં, કિનારા પર પ્રાયઃ અગીઆર હાથ ઉંચી ભૂમિ હતી. મેં તેના ઉપર ચઢી જોયું તો જણાયું કે સામી બાજુએથી કોઇ આ તરફ ચાલ્યું આવે છે. આ વ્યક્તિને નીરખી મારો અન્તરાત્માજ નહીં કિન્તુ માથાથી પગ સુધી સમસ્ત શરીર પણ જાણી ગયું કે તે કોણ છે. મારી તરફ આવનાર તે વ્યક્તિ પણ મને ઓળખી ગઈ હશે તેમાં સંદેહ નહોતો.

મારી ચારે તરફ જલમય થઇ ગયું હતું. ટાપુ જેવી તે ઉંચી જમીન પર કેવલ અમે બેજ વ્યક્તિ જલમય સંસારના અધિષ્ટાતા રહી ગયાં હતાં. તે સમય પ્રલયનો હતો. આકાશ મેઘાચ્છન્ન હતું. એક પણ નક્ષત્ર દૃષ્ટિગોચર થતું નહોતું. અંધકારમય રાત્રીએ ભયંકર રૂપ ધારણ કીધું હતું. અમારા ઉભયમાં મુખમાંથી એક પણ શબ્દ ઉચારવાની શક્તિ ન હોતી. હું નિસ્તબ્ધ રહો. તે પણ કાંઇ બોલી નહીં. અમારામાંથી કોઇએ એક બીજાને કુશળક્ષેમનો પ્રશ્ન પણ ન પૂછયો.

અમે ઉભય અન્ધકાર તરફ તાકીને જોવા લાગ્યાં. અમારા પગની નીચે ગંભીર મૃત્યુસ્રોત ગર્જન કરતો હતો. આજ સુરબાળા-બાલ્યાવસ્થાની મારી મધુરી પ્રિય સખી સુરબાળા—સમસ્ત સંસારને તજી મારી બાજુમાંજ આવી ઉભી છે. અત્યારે, આ સ્થળે, મારા સિવાય સુરબાળાનો અન્ય કોઇ રક્ષક આ સમસ્ત સંસારમાં નથી. તે મધુર શૈશવકાળ પછી આજ કેટલો કાળ વ્યતિત થઇ ગયો છે. તે કાળ અને આ કાળ વચ્ચે કેટલો બધો અન્ધકારમય સમય પસાર થઇ ગયો હતો ? તે ઘોર અન્ધકારમય સમયમાંથી પાર તરીને સુરબાળા આજ આ સૂર્યચન્દ્રાલોકિત લોક-પરિપૂર્ણ પૃથિવીમાં આવી મારી પાસે ઉભી છે, અથવા આજ તે આ લોકમય જનપરીપૂર્ણ સંસારમાંથી આ ભયંકર જનશૂન્ય પ્રલયાન્ધકારમય લોકમાં આવી છે. કાળનો પ્રવાહ તે નવકલિને મારી સમક્ષ ખેંચી લાવ્યો છે, વા એમજ કહો કે મૃત્યુસ્રોત તે વિકસિત પુષ્પને લાવી મારા પગ સમીપે નાખી ગયો છે. યદિ પાણીની એકજ લહરી હવે ચઢી આવે તો તે જમીનના ટુકડાને તોડી અમને ઉભયને એકત્ર કરી લે.

ઇશ્વર કરે ને પાણી અહીં ન ચઢી શકે. સુરબાળા પોતાના સ્વામીના ઘરમાં ધન, જન, પુત્ર, કન્યાસહિત આનંદથી સંસારમાં સુખ ભોગવે. મેં પણ આજે આ પ્રલયકાળમાં મહાપ્રલયરૂપી સરોવરના તટપર મૃત્યુના મુખમાં ઉભા રહી અનન્ત અને અપૂર્વ આનંદનું આસ્વાદન કીધું.

પ્રભાત થવા માંડ્યું. વર્ષા બંધ થઇ, પાણી કાંઇક ઘટ્યું. સુરબાળા મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચાર્યા વગર પોતાના મકાન તરફ ચાલી ગઇ, હું પણ મૌન્ય રહી પોતાના મકાનમાં ચાલ્યો આવ્યો.

ઘેર આવી હું વીચારવા લાગ્યો કે હું કોઇ સારી પદવી પ્રાપ્ત ન કરી શક્યો તેમ જ ગેરીબાલ્ડી પણ ન થઇ શક્યો, અને અન્તે એક નાનકડી સ્કુલમાં આસીસ્ટંટ માસ્તર થયો. આખા જીવનમાં એક ક્ષણ માત્ર માટે મારા જીવનની અનન્ત રાત્રિનો ઉદય થયો. મારી આટલી વયમાં તેજ ભીષણ રાત્રિ મારા આ તુચ્છ જીવનની સાર્થકતાનું કારણ થઇ,

કલકત્તા.
તા. ૨૩-૧૧-૧૧

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

---

# ॥ पूर्वमीमांसादर्शन ॥

——×०×——

( અનુસંધાન પૃષ્ઠ ૫૦ થી. )

। अथ तृतीयःपादो जैमिनि सूत्रस्य ।

——×०×——

सूत्रम—धर्मस्य शब्दमूलत्वादशब्दमनपेक्षंस्यात् ॥

१–३–१–पू ॥

टीका—गतपादयोर्विध्यादिविधया वेदानां प्रामाण्यं प्रमाणितं । संप्रति स्मृतिशिष्टाचारयोरपिप्रामाण्यं प्रदर्शयितुं पूर्वंपक्षयति धर्मस्येति-धर्मस्यय गादेरपूर्वादेर्वा शब्दमूलत्वात् वेदमूलत्वात् अष्टकाः कर्तव्यातटाकंखनितव्यं इत्यादि स्मृतिजातमनपेक्ष्यं प्रमाणत्वेननाश्रयणीयम् ॥ कुतः । पौरुषेयत्वात् ॥

ગયા પાદમાં આચાર્ય જૈમિનિ મુનિએ વેદમાત્રનું પ્રામાણ્ય પંચધા દર્શાવ્યું. હવે અષ્ટકા નામનું શ્રાદ્ધ કરવું જોઇએ, ગુરૂ કે આચાર્યની સાથે અનુગમન કરવું જોઇએ, તલાવ ખોદાવવું જોઇએ, પ્રપાકે પાનીયશાલાની પ્રવૃત્તિ કરાવવી જોઇએ, ઇત્યાદિ અર્થને કહેનારાં વાક્યો જે સ્મૃતિઓમાં છે, તે વેદમાં નથી,. તો તે વાક્યબોધિત અર્થો પ્રમાણે અનુષ્ઠાન શ્રુતિબોધિત અર્થની પેઠે કરવું જોઇએ કે નહિ? આ પ્રમાણે સંશય થાય છે; પૂર્વ પક્ષ આ પ્રમાણે છે, કે—ધર્મ જે યાગાદિ છે, તે વેદના આધારે કર્તવ્ય છે, માટે પુરૂષ પ્રણિત સ્મૃતિ તો પ્રમાણકોટિમાં ગણવા યોગ્ય નથી: અત્રે સિદ્ધાન્તિ પૂર્વપક્ષ કરે છે, કે જો ઋષિઓ આ કર્મ આ પ્રમાણે કર્તવ્ય છે એમ જાણતા ન હોય તો તે ઋષિ આ કર્મ આ પ્રમાણે કરો એમ કેમ કહે? નહિજ કહે; પણ આ કરો! એમ સ્મૃતિકારોએ કહેલું તો છે જ, માટે સ્મૃતિવાક્યો અનુભૂત અર્થને કિંવા શ્રુત અર્થને જ કહે છે, માટે સ્મૃતિઓ અન્યથા સિદ્ધ નથી, એટલા માટે વેદમાં અસિદ્ધ કે લોકમાં અસિદ્ધ કર્મો સ્મૃતિકારોએ સ્મૃતિઓમાં વર્ણવ્યાં નથી, કિંતુ શ્રુતિસિદ્ધ કે પોતાના અનુભવસિદ્ધ વાત જ સ્મૃતિકારોએ ઉપદેશેલી છે. જેમ વંધ્યા પોતાના દૌહિત્રેયની સ્મૃતિ કરે નહિ, કેમકે પોતાની પુત્રીનું જ્ઞાન વંધ્યાને નથી તેથી પુત્રીના પુત્રની સ્મૃતિ વંધ્યાને થાય નહિ, તેમ સ્મૃતિકારો પણ અશ્રુત કે અનનુભૂત અર્થ સ્મરણ કહે નહિ; યદિ સ્મરણમાં અપ્રસિદ્ધ વાત પણ આવે તો તે ખરી છે, તેમ સ્મૃતિકારના સમાનકાલિન અન્ય પુરૂષો કબુલ કરે નહિ; પણ ઉદાહૃત સ્મૃતિવાક્યોની પ્રમાણતા સ્મૃતિકારના સમકાલિન પુરૂષો પણ કબુલ કરે છે, માટે આવી સ્મૃતિ શ્રુતિપરંપરા પ્રાપ્ત અર્થની બોધક અથવા સ્મૃતિકારના અનુભવની જ્ઞાપક હોવાથી પ્રમાણ છે; હવે પૂર્વપક્ષિ કહે છે કે—હે સિદ્ધાન્તી તમારી શંકા અયુક્ત છે, કેમકે પ્રત્યક્ષ સિદ્ધ સ્મૃતિગ્રન્થ પ્રત્યક્ષ સિદ્ધ અર્થને કહેવા માટે છે. એટલે સ્મૃતિકારના અનુભવને જ સ્મૃતિકારોએ સ્મૃતિયોમાં ગણેલ છે, એમ જ માનવું યુક્ત છે, નહિ તો

શ્રુતિ સિદ્ધ અર્થ સ્મૃતિઓમાં વર્ણવેલ છે, એમ કહેવું પડે છે તે યુક્ત નથી, કેમકે વેદમાં કહેલી વાત જ સ્મૃતિઓમાં હોય તો વેદની હયાતીમાં સ્મૃતિ નકામી છે; અર્થાત જેમ સૂર્યના પ્રકાશમાં દીપનો પ્રકાશ નિરર્થક છે, તેમ વેદની સમક્ષ સ્મૃતિ નિરર્થક છે, માટે શ્રુતિ સિદ્ધ અર્થની બોધક સ્મૃતિ નથી, કિન્તુ સ્મૃતિકારના અનુભવ સિદ્ધ અર્થની બોધક સ્મૃતિ છે; આમ થયું ત્યારે અષ્ટકાદિ શ્રાદ્ધનું ફલ પ્રત્યક્ષ હોવું જોઇએ; પણ અદ્યાપિ તેના કર્તાઓને ફલ પ્રત્યક્ષ નથી, તેથી અદૃષ્ટ અર્થને કહેનારા સ્મૃતિકારની સ્મૃતિ અપ્રમાણ છે, અને અનાદિ પરંપરા સિદ્ધ અષ્ટકાદિ શ્રાદ્ધ બોધક સ્મૃતિઓ તો પ્રત્યક્ષ સિદ્ધ અર્થને કહેતી નથી પણ અનાદિ પરંપરા સિદ્ધ અર્થને કહે છે એમ માનવું પણ નીલ રૂપને જાણનાર જન્માન્ધે બીજા જન્માન્ધ પાસેથી નીલરૂપને જાણ્યું, તેણે પણ બીજા જન્માન્ધ પાસેથી, તેણે અન્ય જન્માન્ધ પાસેથી, આમ અન્ધ પરંપરાની પેઠે પ્રકૃત અષ્ટકાદિ વાક્યોની પણ અવ્યવસ્થા થશે, એટલા માટે પૂર્વોક્ત અર્થ બોધક સ્મૃતિઓ અપ્રમાણ છે, એજ ન્યાયથી સ્મૃતિ માત્ર પ્રમાણ નથી—૧—૩—૧.

सूत्रम्—अपि वा कर्तृसामान्यात्प्रमाणं मनुमानं स्यात् ॥

१–३–२ ॥

टीका—अपि वा इति पूर्वपक्षव्यावर्त्यर्थः। मनुमानं स्मृतिः प्रमाणं स्यात् कुतः! कर्तृसामान्यात् वैदिकपदार्थस्य स्मृतेश्चकर्तॄणां सामान्यात् ऐक्यात्। तथाच स्मृतयः प्रमाणं वेदमूलकत्वात्। उपनयनादि विधायक श्रुति बोधितार्थ विषयक स्मृतिवत्। इत्यादिनिचानुमानानि प्रमाणानि स्मृतिप्रमाण साधकानीति न पौरुषेयत्वं स्मृत्यप्रामाण्ये तन्त्रमिति सर्व मनवद्यम् ॥—१–३–२.

'હવે આ પૂર્વપક્ષનું સમાધાન કરે છે, કે સ્મૃતિ પ્રમાણ રૂપ છે. કારણ કે સ્મૃતિ વાક્યો એ અર્થને જણાવે છે તે અન્યથા થાય જ નહિં; જો કે દૃષ્ટ ફલની બોધક સ્મૃતિ નથી તેથી પરંપરા પ્રાપ્ત અર્થની અપેક્ષા સ્મૃતિઓને છે, તથાપિ આવી સ્મૃતિનાં વાક્યો અન્ધપરંપરા ન્યાયથી પરિત્યાજ્ય નથી; કેમકે જેની પ્રમાણથી સિદ્ધિ છે તે ગ્રાહ્ય છે; અત્ર આ સ્મૃતિઓ વૈદિક અર્થનો અનુવાદ કરે છે. જેમકે ઉપનયન વેદમાં વર્ણવેલ છે, તે સ્મૃતિઓમાં પણ વર્ણવેલ છે, તેથી વેદમાં વર્ણિત અર્થમાં જેમ વેદ પ્રમાણ છે તેમ સ્મૃતિઓ પણ પ્રમાણ છે; માટે વેદાર્થનો અનુવાદ કરનારી સ્મૃતિઓ અનુવાદ શ્રુતિની પેઠે અપ્રમાણ નથી. યદ્યપિ ઉદાહૃત સ્મૃતિઓની મૂલ શ્રુતિ વર્તમાનકાલમાં ઉપલબ્ધ નથી તો પણ સ્મૃતિકારના સમયમાં આવી શ્રુતિ હોવી જોઇએ, અને જેમ પૂર્વજન્મમાં કહેલાનો અનુભવ ઉત્તર જન્મમાં પ્રાણીઓને થતો નથી તેમ સ્મૃત્યુક્ત અર્થનું ફલ પણ પ્રાણીઓને અનુભૂત થાય નહિ, તેથી ફલના અદર્શનથી કર્મબોધક સ્મૃતિઓનું પ્રામાણ્ય નથી એમ કહેવું નહિ; માટે શ્રુત્યર્થને જાણનારા તથા અનુષ્ઠાન કરનારા સ્મૃતિકારોનાં વાક્યો પ્રમાણ છે. કેટલાક મંત્રમાં પણ અષ્ટકાદિ શ્રાદ્ધને લગતી વાત છે, તેથી આવી સ્મૃતિઓની અપ્રમાણતા નથી એવી રીતેજ દૃષ્ટાર્થબોધક સ્મૃતિઓને પણ શ્રુતિકલ્પનદ્વારા પ્રમાણ માની શકાય છે, માટે શિષ્ટપુરુષોએ કરેલી કોઈ પણ સ્મૃતિ અપ્રમાણ નથી એટલા માટે અષ્ટકાદિ સ્મૃતિ

અદષ્ટાર્થદ્વારા સફલ હોવાથી પ્રમાણ છે. "अनुगुरुरनुगन्तव्यः ।" આ સ્મૃતિ તો ગુરૂના અનુસરનાર શિષ્ય ઉપર પ્રસન્ન થયલા ગુરૂ યથાર્થ તથા સુગમરીતે શિષ્યને ઉપદેશ કરે છે. આવા દૃષ્ટ ફલનું બોધક દ્વારા પ્રમાણ છે. આ વાત શ્રુતિમાં પણ છે, કે "श्रेयांसंपूर्वयन्तं पापीयान्पश्चादन्वेतिअते ।" પ્રાપ ગડતાને વિધાન કરનારી સ્મૃતિ ધર્મબોધક નથી. અને "शिखाकर्म कर्तव्यम् ।" આ સ્મૃતિ ગોત્રના ચિન્હને જણાવે છે, માટે સર્વે સ્મૃતિઓ દૃષ્ટફલ વા અદૃષ્ટફલદ્વારા શ્રુત્યનુસારી હોવાથી પ્રમાણ છે.—૧—૩—૨.

॥ इति प्रथमाध्याय तृतीयपादस्य प्रथमाधिकरणम् ॥

स्वामी शान्त्यानन्द सरस्वति ॥

---

## ॥ केळवणी अने आत्म-शिक्षण ॥

( રૂશિઆમાં કેલવણી અને બાલકોની દશાનું વર્ણન આપતો આ લેખ રૂશિયાના એક અનુભવી શિક્ષણશાસ્ત્રીએ લખ્યો છે. )

---

આપણી શાલાઓમાં જેની ઉપેક્ષા કરવામાં આવે છે-જીવનની ધાર્મિક ભાવનાની- તેને કેલવણીના મૂલ આધાર રૂપે સ્થાન મલવું જોઇએ.—**લીઓ. ટૉલ્સ્ટૉય.**

(૧)

આપણા રોગી વર્તમાન કાલના સર્વ પ્રકારના પ્રશ્નોમાં કેલવણીના પ્રશ્ન જેટલો અન્ય કોઈ પણ ભાગ્યેજ ત્રાસજનક હશે. શાલાનું પ્રાચીન સ્વરૂપ હવે કોઇને પણ સંતોષ આપતું બંધ થયું છે; નવીન સ્વરૂપ બંધારણ અને યોજનાઓના સમયમાંથી પસાર થતું હોવાથી અનેક પ્રકારે ખામી ભરેલું છે. ગૃહોમાં આપવામાં આવતી કેલવણી ધંગ ધડા વીનાની, નિશ્ચિત યોજના વિનાની, કુદકે ને ભૂસકે, પ્રેરણા દ્વારા આપવામાં આવે છે. ખરેખર શિક્ષણ શાસ્ત્રમાં હવે ફેરફાર થવાનો સમય આવી લાગ્યો છે; તે નવીન શોધો કરવાની અણી ઉપર છે, પરંતુ હજુ તેનો પાયો જોઇએ તેવો મજબુત બન્યો નથી. જુની રીતિઓ તરફ આપણે તિરસ્કાર દૃષ્ટિ રાખીએ છીએ, પરંતુ હજુ આપણે કોઈ નવીન રીતિઓ શોધી કાઢી નથી, એમ કહેવા માગીએ તો સ્વર્ગ અને દુનિયા વચ્ચે લટકીએ છીએ. સંક્રાંતિના સમયો હમેશાં કષ્ટકારક, સંકટ ભરેલા હોય છે. પ્રભાત જેમ જેમ પાસે આવતું જાય છે તેમ તેમ રાત્રી વધારે વધારે શ્યામ બનતી જાય છે. આપણે શ્યામ આકાશમાં આશા ભર્યાં ડોકીયાં કરીને તેજસ્વી પ્રભાત અને પ્રકાશમાન દિનની એકાદ નીશાની માટે ચિંતાતુર બનીને તપાસ ચલાવીએ છીએ, પરંતુ આ અરસામાં તો હજુએ આપણે અંધારામાં જ ફાંફાં મારવાનાં છે; આપણે નાજુક રીતે ઘડાયલા, ઉશ્કેરાઇ જાય એવા, વાળીએ તેમ વળે એવા, અતિ મૃદુ બાલ દેહો સાથે હજુએ અંધારામાં કામ કરતા હોવાથી આપણાથી ઘાતક ભૂલો ના થાય તેટલા માટે આપણે ઘણી જ સંભાળથી આગળ વધવાનું છે. રખેને પોતાના શિષ્યોનાં અંતરમાં અમુક કટુ, બેતાલ સુરોનો પ્રવેશ થઇ જાય તેટલા માટે શિ-

ક્ષકોએ કેટલા બધા વિચારવંત ડાંપણનો ઉપયોગ કરવાની જરૂર છે. રખેને તેમની આત્મિક ઉન્નતિમાં બાધ આવે અથવા તેમને કદાચ ભયંકર દિશાઓમાં દોરી જવાય, એ ખાસ સંભાળવાનું છે. જે સર્વ પ્રકારની અપ્રાકૃત દશાઓમાં તે । મોટાં થાય છે તેનો અભ્યાસ ચલાવતાં આપણાં બાલકો સાથેના આવા સંભાળ ભર્યા વર્તનની જરૂર આપણે માટે ઘણી જ ભારે બની જાય છે. આપણા યુવક વર્ગની આસપાસનું માનસિક વાતાવરણ અચૂક રીતે ખરાબ પ્રકા'નું છે; આ વાતાવરણ ખળભળેલું, ઉશ્કેરાયલું, દુષ્ટ પ્રકારના માનસ અને સ્થૂલ ભાવો, વિકારો અને વિચાર–મૂર્તિઓથી ઉભરાયલું હોય છે;–અત્યારે આપણે જેવા ઐતિહાસિક અને સામાજીક કટોકટિના પ્રસંગમાંથી પસાર થઇએ છીએ તેના અનિવાર્ય સાથિઓ રૂપે આ સર્વ છે. એકાદ પર્વત ઝરાની લહરીઓ સમય વીતતાં એક શુદ્ધ, સુંદિર, ઉંડા સરોવરના રૂપમાં પલટાઇ જાય છે. પવનનું સખ્ત વાવાઝોડું વાયુને સ્વચ્છ કરે છે, તે પસાર થઈ જતાં કુદરત નવીન. બલવંત, ઉત્સાહી જીવનથી ઉભરાઇ જાય છે...... પરંતુ જ્યારે પર્વત–ઝરણું ખડકે ખડકે અથડાતું નીચે ધસ્યું જાય છે ત્યારે કોઇના પણ સમજવામાં આવતું નથી કે એ શાંત, પ્રકાશિત સરોવરનું સ્વરૂપ ધારણ કરશે; જ્યારે વંટોળાઓ વૃક્ષોને નિર્મૂલ કરતો અને ક્ષેત્રોને ઉભરાવતો પૂર જોરમાં હોય છે ત્યારે કુદરતને શાંત થવાનો અને નવીન ગેહક જીવન ધારણ કરવાનો સમય વિચિત્ર રીતે ઘણોજ દૂર હોય એમ લાગી આવે છે.

આવા સમયોમાં, કલહમાં કઠિન બનેલા મોટી ઉમરના લોકને પણ સામાજીક વાવાઝોડાં અને વંટોળાઓના મધ્યમાં સ્થિર ટકવાનું કાર્ય ઘણું જ વિકટ લાગે છે; યુવાન, મૃદુ બાંધારણો તો સહજમાં પોતાના પાદ નીચેની ભૂમિ ખોઇ બેસે છે અને વિનાશ શરણ થાય છે. ડો. રેડિન પોતાના "શાલાઓમાં જતાં બાલકોની કેલવણી અને શિક્ષણની માનસિક આરોગ્યવિદ્યાના સિદ્ધાંતો" નામના લેખમાં લખે છે:— .

બાલકોની ઉશ્કેરાઇ જાય એવી દશા એક સંપૂર્ણ ભયંકર નીશાની રૂપે જણાય છે.
ને જ પગલું આગળ ભરવામાં આવે તો આપણે જાતે અધોપાતની અણી ઉપર આવી
અન્ધ,......બાલકોમાં આત્મિક બાબતો માટની ગેરહાજરી તેમને સ્થૂલ રીતે પણ પ
આ સ્મૃતિનાં જ રહેવા દે છે. આવું ફુટી ગયેલું સુંદિર ફરસબધીનું કાર્ય માનસિક
તિઓમાં પશુઓનું પોષણ, આત્મિક નિરિક્ષણ અગવા તેના ચંચલ વર્તનની નિર્બલતામાં
પણ પ્રમાણ છે; ૭.૮ ...
નથી. યદ્યપિ ઉદાહૃત સ્મૃતિઓન. માં .. આગળ પડી આવતાં લક્ષણોને તેઓ દર્શાવે
તિકારના સમયમાં આવી શ્રુતિ હોવી જોઇએ, અતોને, પોતાની જાત માટે પ્રેમવાળા
ઉત્તર જન્મમાં પ્રાણીઓને થતો નથી તેમ સ્મૃ છે. આટલાં નીચેનાં લક્ષણો માટે તો
નુભૂત થાય નહિ, તેથી ફલના અદર્શનથી કર્મબોધ ઃ—ઉછરતી પ્રજામાં એક પ્રકારનો
નહિ; માટે શ્રુત્યર્થને જાણનારા તથા અનુષ્ઠાન કરના ની અહંતા આપણા જોવામાં આવેછે.
લોક મંત્રમાં પણ અષ્ટકાદિ શ્રાદ્ધને લગતી વાત છે,
નથી એવી રીતેજ દર્શાર્થબોધક સ્મૃતિઓને પણ શ્રુ ારે કષ્ટકારક વિચાર પરંપરાને જન્મ
છે, માટે શિષ્ટપુરુષોએ કરેલી કોઈ પણ સ્મૃતિ અપ્રમાં સુધી નહિ જણાયલા એક નવીન

ફેબ્રુ—૧૯૧૧

બનાવની ખાત્રી આપે છે; બાલકોમાં વધતા જતા માનસિક રોગોના પ્રમાણને લીધે શાલાઓમાંથી તેમને ઉઠાડીને સેનીટેરીયમમાં મોકલવાની જરૂર ઉભી થાય છે. સર્વ પ્રકારના હિસ્ટીરીયા જેવાં વાયુનાં દર્દો જલ્દી વધતાં જાય છે; આત્મઘાતની સંખ્યા પણ હમેશાં વધતી જાય છે, અને આથી પણ વધારે ભયંકર તો એ છે, કે આનું પ્રમાણ શાલામાં જતાં બાલકોમાં વધારે જોવામાં આવે છે, આનું પ્રમાણ ધીમે ધીમે વધ્યાં જ જાય છે. આ બાબતની વીગતો જોઇએ તેટલી મળી રહે છે. આવા શોકકારક બનાવોની નોંધ અનેક વર્તમાન પત્રોમાં લેવામાં આવે છે. સ્કુલ અને લાઇફ નામના સામયિક પત્રમાંથી અનેક પુરાવા મળી રહે છે; નેશનલ એજ્યુકેશનલ આફિસના વીગતવાર રીપોર્ટોમાંથી પણ આવી બાબતો મળી આવે છે; આ મંડલે આ પ્રશ્નની આંકડાવાર શોધ ચલાવવાનો આરંભ કર્યો છે.

* * * * * *

ઉપરના વિચારોને ટૂંકામાં દર્શાવતાં આપણે એવા સાર ઉપર આવીએ છીએ, કે આપણાં બાલકોની સ્થૂલ અને માનસિક દશા ઘણી જ અત્યંત પકારક છે: (૧) તેમનામાં અધૈર્ય, ઉશ્કેરાઇ જાય એવું માનસિક વલન અને અનિયંત્રિત ક્રોધાવેશ જોવામાં આવે છે; આ સર્વનું પરિણામ મનોનિરોધ અને ધૈર્યની બીલકુલ ગેરહાજરીમાં આવે છે, તેઓ કામ માટે નાલાયક બની જાય છે; તેઓ તેમની સમતાની વૃત્તિમાંથી બીલકુલ દૂર ખસી જાય છે અને આવી રીતે હીસ્ટીરીયા જેવાં દર્દોની વૃદ્ધિ માટે અતિ અનુકૂલ ભૂમિ પુરી પાડે છે. (૨) આવા પ્રકારના માનસ-સ્થૂલ બનાવોના સાથમાં જ નૈતિક પ્રમાણનું પણ એક પ્રમાણનું અધોપતન આપણા જોવામાં આવે છે; (૩) માનસિક રોગોના વલન સાથે મિશ્રિત બનેલી આવા પ્રકારની નૈતિક વિકાસની ખામી આત્મઘાતની ઘેલછાને પોષણ આપે છે.

આવા ભયંકર સત્ય પ્રત્યે આપણે આપણાં ચક્ષુઓ બંધ રાખી શકીશું નહિ; દેશ ભયમાં આવી પડયો છે! પરંતુ આપણે આપણાં બાલકોને કેવા પ્રકારે સહાય કરી શકીશું? આનું પરિણામ કેવું આવશે?

આપણા ઝમાનાના આવા પ્રકારના રોગ છે, જ્યારે આપણું જીવન એક સમગ્ર સ્વરૂપે અનિયંત્રિત વિકાસના રાજમાર્ગમાં પ્રવેશશે ત્યારે જ કેલવણી વિગેના પ્રશ્નોનો ખુલાસો થઇ રહેશે એવા પ્રકારની દલીલો કરીને આપણે નિદ્રાને આધિન બની જવાનું નથી. જીવન રાહ જોતું નથી. વાવાઝોડાં અને વંટોળીઆઓના મધ્યમાં પણ ગૃહો બંધાય છે, તાર, રેલ્વે અને સ્ટીમરો હમેશની પેઠે કામ કરે છે, વ્યાપાર પોતાના માર્ગમાં પ્રવૃત્ત થાય છે, વ્યાખ્યાનો અપાય છે, ચિત્રો ચિતરાય છે, ગ્રંથો અને સંગીત ગુંથાય છે. શાલા-પણ, જ્યારે જીવનનું ઝરણું પોતાના પ્રાકૃતિક માર્ગમા પુનઃ વ્હેવા માંડશે અને આપણે નવીન દિશાઓમાં શાંતિથી આપણું જીવન ઘડવાનો આરંભ કરીશું એવા સુખી સમયની વાટ જોયા વિના પોતાના ઘણા આગળ વધેલા પ્રતિનિધિઓની મારફતે નવીન માર્ગો શોધી કાઢે છે. ત્યારે સર્વે કાર્યો કરતાં અતિ અગત્યનું—બાલકોની કેલવણીનું—કાર્ય કેવી રીતે અટકી શકે!

પરંતુ આ અરસામાં જ દરરોજના સાધારણ પ્રશ્નો ખડા થઇ આવે છે; જ્યાં સમગ્ર સમાજ તેમના જેવા સામાન્ય પ્રકારના રોગોનો ભોગ બનેલો છે ત્યાં યુવકો કેવી રીતે આરોગ્ય અને નૈતિક સમતા વાળા સંભવી શકે? શું આ બાબતમાં અતિ શ્રેષ્ઠ

ભાવનાવાળું શિક્ષણશાસ્ત્ર કોઇ પ્રકારની સહાય કરી શકે એમ છે? જ્યાં સુધી આપણા વ્યાવહારિક જીવની અપ્રાકૃતિકદશાઓ સંપૂર્ણ રીતે વર્તે છે ત્યાં સુધી સમાજ માટે નૈતિક આરોગ્ય વિધાનો કોઇ પણ પ્રકારનો પ્રશ્ન શી રીતે સંભવી શકે? બાહ્યસષ્ટિના બનાવોની અસર વડે સર્વ બાબતોનો ખુલાસો આપતા જડવાદના દષ્ટિબિંદુથી તો-ખરેખર આમ સંભવી શકે જ નહિ. જ્યાં સુધી આવી, બાહ્યદશાઓ પ્રવર્તે છે ત્યાં સુધી તો સમાજના અંતરાત્માની તેમજ ઉછરતી પ્રજાની દશામાં કોઈ પ્રકારનો ફેરફાર સંભવી શકતો નથી. આનું કોઇ પ્રકારનું ફલ આવતું નથી; ઐતિહાસિક બનાવોના અનુક્રમમાં બાહ્ય પ્રદેશમાંથી મળતી સહાય માટે વાટ જોવી પડે છે.

થીઓસોફિના નામથી વ્યવહારાતા પદાર્થવજ્ઞાનિક અને ધાર્મિક એકીકરણના પ્રકાશાનુસાર શક્તિના રક્ષણનો અને કાર્યકારણનો નિયમ માત્ર સ્થૂલસૃષ્ટિમાં જ પ્રવર્તે છે એટલું નહિ પરંતુ તે આત્મિક ( માનસિક ) સૃષ્ટિમાં પણ પ્રચલિત છે; આથી રોગના મૂલનો સમાવેશ માત્ર બાહ્ય લક્ષણોમાં જ થતો નથી પરંતુ તેમના કારણમાં એટલે આત્મિક પ્રદેશમાં તેમનો સમાવેશ થાય છે. જ્યાં સુધી જીવાત્મા જ રોગી હોય છે ત્યાં સુધી ગમે તો બધાએ બાહ્ય બનાવો એકદમ ઉત્તમપ્રકારના બની જાય તોપણ તેના આવિર્ભાવો આરોગ્ય વાળા સંભવી શકતા નથી. કોઇ પણ પ્રકારનાં અત્યંત સંપૂર્ણ અને ભાવના સૂચક ચેતન સ્વરૂપો વડે કોઇ કાલે પણ જીવાત્માની સખ્ત મહેનત વિના પ્રબલ ઇચ્છા શક્તિ અને ઉચ્ચ ચારિત્રનો ઉદય થઇ શકશે નહિ.

જીવાત્માનું આવા પ્રકારનું કાર્ય બાહ્યસંકટો અને વિરોધોના દબાણ તળે કરવામાં આવે છે, એટલે-બાહ્ય પ્રદેશમાંથી આવતા આચકાઓના એક ક્રમ દ્વારા આવું કાર્ય થાય છે. ( સાધારણ વિકાસક્રમનો માર્ગ ) અથવા આત્માના સ્વતંત્ર પુરૂષાર્થ વડે થાય છે; આત્મપોરૂષ અને આચારપાલનની વૃદ્ધિ એટલે આત્મશિક્ષણ દ્વારા પણ આ કાર્ય થઇ શકે છે.

પરંતુ સ્પષ્ટ રીતે આવી અગત્યની બાબતોની આપણી શાલાઓમાં તો સંપૂર્ણ ગેરહાજરી જ જોવામાં આવે છે. આત્મ-શિક્ષણની ઉપયોગિતાની કીમતનું ભાન સમાજને હજુ થયું નથી, તેમ જ શિક્ષણ પ્રણાલિકાના એક વિભાગ રૂપે તેને સ્થાપવાની જરૂર પણ હજુ તેનાથી સમજાઇ નથી. આ ઉપરાંત વળી નવીન શાલા, બાલકોની આસપાસ ઉત્તમોત્તમ દશાઓ ઉપજાવવાના, તેમને બની શકે તેટલાં સુખી અને આનંદી બનાવવાના વલન વાળી હોવાથી ને પોતાના શિષ્યોનું દરેક પ્રકારની સખ્ત મહેનતમાંથી, દરેક પ્રકારના કંટાળા અને અણગમામાંથી, દરેક પ્રકારના નાના અથવા મોટા સંકટમાંથી અભિમાન સહિત રક્ષણ કરે છે. પ્રાચીનશાલાસસ્થાના જમાના પછીના પ્રત્યાઘાત રૂપે આવા પ્રકારનાં વલનનો બુદ્ધિ ભર્યો ખુલાસો થઇ શકે છે, પરંતુ તે સર્વ પ્રકારની હદોને ઉલ્લંઘી જાય છે તથા શિષ્યોની આરંભક અને કાર્યવાહક શક્તિઓને નિર્બલ બનાવે છે. બાલકોમાં સ્વમાન, પ્રતિષ્ઠા અને માનવહકોના જ્ઞાનની ભાવનાનો પ્રચાર કરતી નવીન શાલાના પ્રયત્નને આપણાથી ધન્યવાદ આપ્યા વિના રહી શકાનું નથી; પરંતુ કર્તવ્ય ભાન અને જવાબદારીની લાગણી પ્રત્યે સાપેક્ષપણે વારંવાર બેદરકારી અથવા તિરસ્કાર દર્શાવવામાં આવે છે,

બાલકોના જીવનમાં વ્યાવહારિક રીતે સમાવેશ પામતી પ્રબલ ઉર્મિઓને આ પ્રમાણે, આત્મ—શિક્ષણની પ્રવૃત્તિમાં વહી જવાનો સ્વાભાવિક માર્ગ નહિ મળતો હોવાથી તેઓ અધમ વિકારોને બલવાન બનાવવા તરફ દોરાય છે, વિકારી આત્મ—પ્રતિષ્ઠામાં ખેંચી જાય છે, દરેક બાબત અને દરેક જણની અવિચારી ટીકા કરવાના વલન વાળી બની જાય છે કારણ કે ગૃહોમાં તેમ જ કહેવાતા કીન્ડરગાર્ટન શિક્ષણ પ્રમાણે પણ બાલક હમેશાં વધારેને વધારે એવા પ્રકારનું અચેતન મધ્ય બિંદુ બનતું જાય છે કે જેની આસપાસ ઉમરમાં વધેલા લોકના સર્વ પ્રકારના વિચારો અને ચિંતાઓ લાગેલા હોય છે ગૃહ જીવન ગાળતાં બાલકોને કોઇ કોઇ વાર એટલાં બધાં કારણ વિનાનાં બગાડી નાખવામાં આવ્યાં હોય છે, કે ગમે તેવી સાદામાં સાદી દરેક અગવડ બાલકને પોતાને અને તેનાં માત પિતા માટે એક કરૂણાજનક બનાવ સમાન. બની રહે છે;—આવી અગવડ ગમે તો અમુક બાબત માટે વાટ જોવાના જરૂરી પ્રયત્ન રૂપે હોય અથવા અમુક પ્રકારની નાની સજા રૂપે હોય તોપણ આમ જ થાય છે. એમ કહેવા માગીએ તો બાલકને સુખમાં તરબોળ બનાવવાનું આવું વલન વર્તમાનકાલે પ્રચલિત બનેલી વ્યાખ્યામાં જણાઇ આવે છે; રમતમાં શિખવા માટે અભ્યાસને એક પ્રકારની રમતગમતમાં પલટાવી નાખવામાં આવે છે, જ્યાં સુધી તે આનંદ આપે છે ત્યાં સુધી બાલક પણ તે સહન કરી રહે છે. આવા પ્રકારની કેલવણી વિકટ જીવન શાલાની તૈયારી માટે ઉત્તમ પ્રકારની ના ગણાય. "હીરોઝ અને હિરોઇક એજ્યુકેશન" નામના પોતાના લેખમાં મી. લોઝીન્સ્કીએ આ બાબત સુરસ રીતે દર્શાવી છેઃ—

બાલક જીવન માટે તૈયારી કરે છે, તેને તે માટે તૈયાર બનાવવું એ દરેક શિક્ષકની ફરજ છે. જીવન માટેની, આવતી કાલની ખરેખરી તૈયારીનો સમાવેશ થતો હોય ત્યાં સુધી જ કેલવણી કીમત વાળી છે. કાલ પ્રભાતમાં ઉત્સાહી, સાહસિક નરોની જરૂર પડશે; પ્રભાવશાલી પુરૂષોની આવશ્યકતા જણાશે; મોટાં માનવોની ખોટ પણ જણાશે.

આમાં આપણે આટલું ઉમેરીએ! નિઃસંશય રીતે કેલવણીની ખરેખરી રીતે નિર્બલ બનાવતી સંસ્થા, ભાવિ માટે જરૂરની બલવાન ચારિત્ર વાળી વ્યક્તિઓ કોઇ પ્રકારે ઉપજાવી શકે એમ નથી.

"સુખ! આનંદ!"—આવો વર્તમાન કાલના શિક્ષણશાસ્ત્રનો મુદ્રાલેખ છે; પરંતુ તે આટલી બાબતતો ભૂલી જ જાય છે, કે આવા પ્રકારના આનંદમાંથી હમેશાંસુખકારક અનુભવો મેળવવાની ટેવ પડી જાય છે તથા કોઇ પણ પ્રકારના આસપાસના બનાવોને લક્ષમાં ના લેતા એક પ્રકારના ભયંકર અહંકારનો ઉદય થાય છે.

બાલકોના જીવનમાં આનંદની ઉપયોગિતાનો નકાર ભણવાના કાર્યથી અમે ઘણા દૂર રહીએ છીએ. જેમ સૂર્યપ્રકાશ તેમના દેહો માટે જરૂરનો છે તેમ તે તેમના જીવાત્માઓ માટે આવશ્યક છે. પરંતુ એક આરોગ્ય અને સ્થિતિસ્થાપક દેહને પણ એકાદ ઉદાસિન દિન તેમજ એક પ્રકાશિત દિન સહન કરવાની ટેવ હોવી જોઇએ, તેમજ બાલકનો જીવાત્મા પોતાના માર્ગમાં સુખ અને દુઃખ, ગમત અને કામ, આનંદ અને સંકટો સહન કરતે કરતે હિંમત અને ધૈર્યમાં વધવો જોઇએ. બાલકનું ચારિત્ર આ પ્રમાણે ઘડાવા માટે તેને એક

પ્રકારે ગંભિર અને નિયમસર કેળવણી આપવાની જરૂર ઉભી થાય છે. રૂશિયન સમાજમાં પ્રચલિત બનેલો ક્રમભાગી મત અમારે અત્રે દર્શાવવો જોઇએ, કે ચાર વર્ષની ઉમર પછીથી કેળવણીનો આરંભ થાય છે, ત્યાં સુધીમાં બાલકને ડાક્તરની જરૂર છે, પરંતુ એક શિક્ષણુ શાસ્ત્રીની જરૂર નથી. પ્રૉ. બેચરેફ આવા પ્રકારના ભૂલ ભરેલા અભિપ્રાય સામે પોતાનો સખ્ત વાંધો દર્શાવે છે; શિક્ષણ અને કેળવણી વચ્ચેનો ભેદ સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવતો નથી, એટલી સત્ય વાતનો આવા અભિપ્રાયને આધાર હોય છે. તેઓ કહે છે:—

મારા ધારવા પ્રમાણે આપણા પ્રથમ કાર્યનો સમાવેશ આવા પ્રકારની ભૂલને સુધારવામાં થાય છે. બાલકને પોતાના જીવનના પ્રથમ દિનથી આરંભીને જ નૈતિક તેમજ શારિરીક સંભાળની જરૂર હોય છે. પ્રથમથી જ તેની શારિર વૃદ્ધિના સંબંધમાં તેને એક નિયામકની જરૂર જણાય છે; માનસિક પ્રદેશ માટે પણ એક નિયામક તત્ત્વની સમાન પ્રકારની જરૂર ઉભી થાય છે. જો બાલકની શારિરીક બાબતોને એક ડાક્તરના વિશ્વાસમાં સોંપવામાં આવે તો, બાલકની નૈતિક સંભાળ એક માનસશાસ્ત્રી અને એક શિક્ષણશાસ્ત્રીના હાથમાં સોંપવી જોઇએ.

આથીપણ આગળ વધીને તેઓ દર્શાવે છે, કે આરંભની કેળવણીમાં જ્ઞાન ગ્રાહક અવયવો અને અવલોકન શક્તિઓના ક્રમિક વિકાસનો જ સમાવેશ ના થવો જોઇએ, પરંતુ તેમાં આચાર અને નીતિનાં મૂલતત્ત્વોના વિકાસનો, ચારિત્ર ઘડવાનો, સામાન્ય પ્રકારે માનસિક શક્તિયો કેળવવાનો સમાવેશ થવો જોઇએ.

શિક્ષણના સિદ્ધાંતો સાથે મિશ્ર કર્યા વિના, શાલાઓ અને ગૃહોમાં પ્રવર્તતા કેળવણીના સિદ્ધાંતો સ્પષ્ટ રીતે દર્શાવવાની આવશ્યકતાનો પ્રચાર કરતા લેખો વર્તમાન કાલના રૂશિયન ભાષાસહિત્યમાં જોવામાં આવે છે, એટલું જણાવતાં અમને આનંદ થાય છે.

આપણા ઝમાનામાં જ્યારે સર્વ પ્રકારનાં ચેતન સ્વરૂપોના ટુકડે ટુકડા થઇ જાય છે, જ્યારે ચૈતન્ય શક્તિ પ્રાચીન સ્વરૂપોની પાર આટલી બધી વધી ગઇ છે, જ્યારે માનવ બંધારણ એટલું બધું સૂક્ષ્મ બનતું જાય છે, કે ભારે આઘાતનો લગભગ તેનાથી સહન થઇ શકતાં નથી ત્યારે એટલી બાબતનો કોઇ પણ પ્રકારનો સંશય નથી, કે હવે આપણે માટે ભાનવિનાના વિકાસક્રમનાદિનો ગણાઇ ચૂક્યા છે, આપણો વિકાસ આપણા હાથમાં લેવા માટે આપણી સર્વ આંતર શક્તિયોને ઉપયોગમાં લેવાનો સમય આવી લાગ્યો છે; જેની પ્રાપ્તિ માટે દરેક પદાર્થ બ્રહ્માંડમાં અસ્તિત્વમાં છે એવા ઉચ્ચ પદની પ્રાપ્તિ તરફ આવા વિકાસને પામવાનો છે. જંગલી દશા પાછળ છોડેલી હોવાથી માનવે એક પ્રકારનું સ્થૂલ શિક્ષણ ભાનસહિત વિકસાવવાનો આરંભ કર્યો; આગળ ઉપર તેનામાં તર્ક શક્તિ જાગ્રત બની અને તે દ્વારા તેનું ધ્યાન વધારે ઉચ્ચ અને ભાવવાચક પદાર્થો તરફ દોરાયું; માનવોત્પાદિત માનસિક શિક્ષણ, યૂરપીય સુધારો આનો એક ઉચ્ચ પ્રકારનો નમુનો પૂરો પાડે છે. હવે માનવ પોતાના અંતરમાં એકતા અને બંધુભાવપ્રતિની ઇચ્છાને વિકસાવવા લાગ્યું છે. આવી નવીનચેતનામાંથી સમય વીતતાં એક પ્રકારના નવીન આત્મિક શિક્ષણનો ઉદય થશે, તેનો આધાર હરિફાઇ અને સ્પર્ધા ઉપર નહિ પરંતુ સામાન્ય મહેનત અને પ્રેમ ઉપર રહેશે. માનવ જાત ઉપર આવા નવીન પ્રકારના ચૈતન્યનો પ્રકાશ પડતો

હોવાથી આવા બંધુભાવની ભાવનાને અને આત્મિકશિક્ષણને ટેકો આપનારા સમર્થ વિચારકો અને સંસ્થાઓ આગળ તરી આવે છે; આવા નવીન પ્રકારના આત્મિક શિક્ષણના આરંભમાં, ભાનસહિત આંતર કાર્ય કરવાના આહ્વાનમાં, ઉછરતી પ્રજા માટે યોગ્ય શિક્ષકો કેળવવાનો ઉદ્દેશ રાખવામાં થીઓસોફીની કીમત અંકાય છે. આવા પ્રકારના આંતર કાર્યની જરૂર ઉપર કાઉન્ટ ટોલ્સ્ટોય ભાર મુકતા અને તેમના જીવનનાં છેલ્લાં વર્ષો તેમણે પોતાના **સાઇકલ ઑફ રીડીંગ** નામનો ગ્રંથ લખવામાં પ્રેમ પૂર્વક ગાળ્યાં છે. **ઓનગોડ, ઓન ટ્રુથ, ઓનરીલીજન** અને ખાસ કરીને **ઓન ધ ડીવાઇન નેચર ઑફ મેન** જેવા તેમના ગ્રંથો બધાએ માનવિને આત્મ-શિક્ષણની આવશ્યકતા સ્વીકારવા તરફ દોરી જાય છે.

માનવ જાતને પોતાના આધ્યાત્મિક જીવનનો સ્વીકાર કરવાની જરૂર સ્વાભાવિક રીતે લાગી આવે છે અને તેની શોધમાં તે દુઃખી થાય છે. ઉછરતી પ્રજાની દુઃખકારક કામનાઓનો ખુલાસો પણ આના આજ કારણથી મળી રહે છે. આરોગી સામાજીક જીવનની ઉપયોગિતાનો અમે નકાર ભણતા નથી; સામાજીક વિરોધો અને જાગ્રત બનેલા વિકારોની યુવકોનાં મન અને આત્મા ઉપર થતી વિનાશકારક અસરનો સ્વીકાર કર્યા વિના પણ અમારાથી રહી શકાતું નથી. પરંતુ જેમ જેમ બાહ્ય કલાઓ વધારે ગુંચવાડા ભરેલી અને વિકટ હોય છે તેમ તેમ એ તોફાની મોજાંના સામે અતિ ઉત્સાહ અને બલ સહિત થવું પડે છે. એક કવિ કહે છે તેમ "જેમ જેમ રાત્રિની શ્યામતા વધારે તેમ તેમ તારકોનો વધતો વધતો પ્રકાશ." મૂલનો અંધકારમાં સમાવેશ થતો નથી પરંતુ અંધકારને અનુસરતા અને નાશ કર્તા પ્રકાશમાં જ તેનો સમાવેશ થાય છે.

માનસિક રોગમાં અશુભના કારણનો સમાવેશ થાય છે; માનસ શાંતિ ઉપર તેના મટવાનો આધાર છે. પરંતુ જો તેનો ઉપાય જ કરવો હોય તો આત્મશિક્ષણ અને આત્મકેલવણીના સિદ્ધાંતોનો નિશ્ચિત સ્વીકાર કરીને પ્રચાર થવો જોઇએ.

આ પ્રમાણે આપણી ઉછરતી પ્રજાના રોગોનું મૂલ, સ્પષ્ટ રીતે દર્શાવાયલા આત્મ શિક્ષણના સિદ્ધાંતોની ગેરહાજરીમાં મળી આવે છે. આથી આપણાં બાલકોમાં જણાઇ આવતી નૈતિક વિકાસની ખામીનો તેમજ સમતાના અભાવનો ખુલાસો મળી રહે છે, કારણ કે જ્યાં કોઈ પ્રકારનાં બંધનમાં રાખતાં નૈતિકકેન્દ્રો હોતાં નથી ત્યાં અન્ય સર્વ કેન્દ્રો પણ નિર્બલ બની જાય છે.

આ પ્રસંગે અન્ય પ્રશ્ન ઉભો થઇ આવે છે. જો આપણે આત્મશિક્ષણના સિદ્ધાંતો ઉપર આટલો બધો ભાર મુકીએ છીએ તો તેમનો આપણે માટે ખુલાસો કરવાની શું આપણી ફરજ નથી? હિમત, ઉદારતા, શુદ્ધિ, આવા સદાચારોનું દ્રષ્ટાંત આપણી જાતથી જ પૂરૂં ના પડતું હોય તો આપણાથી તેમનો શી રીતે ઉપદેશ આપી શકાશે? વિશાલ કેલવણીના પાયાના આધાર રૂપે આત્મ-શિક્ષણને સ્થાપવામાંથી ઉપજી આવતું પ્રથમ કાર્ય **શિક્ષકોના પોતાના જ આત્મ—શિક્ષણનું છે.**

માતપિતા અને શિક્ષકોએ આવું સતત આંતર કાર્ય ચલાવવાનું છે એટલું જ નહિ પરંતુ બાલકો ઉપર સહજમાં અસર કરે એવી લાગણીઓ વિચારો અને કામનાઓની જવાબદારી તેમણે હમેશાં લક્ષમાં રાખવાની છે. તેઓ એક મંદિરમાં પ્રવેશતા હોય તેમ

તેમણે એક શાલાખંડમાં પ્રવેશવાનું છે; તેના ઉમર ઉપર સર્વ પ્રકારની ચિંતા અને હાય હાયનો, સર્વ પ્રકારનાં ક્રોધ અને નિરાશાને મુકતા આવવાનું છે. બાલકોના સમક્ષ આવતાં તેમણે ઉત્સાહી અને બલવાન બનવાનું છે, માત્ર શુદ્ધઊર્મિઓ અને શુદ્ધવિચારો જ તેમના વાતાવરણમાં લાવવાના છે. પરંતુ આમ વર્તવા માટે આવા પ્રકારના આંતરકાર્યની ઉપયોગિતા તેમના સમજવામાં હોવી જોઇએ, તેમનામાં ઉત્સાહ હોવો જોઇએ; પ્રેમના મહત્કાર્ય માટે કોઇ પણ સમયે તેમની જાતનો અને તેમની લાગણીઓનો ભોગ આપવાની તૈયારી તેમનામાં હોવી જોઇએ.

આ પ્રમાણે આપણે આ પ્રશ્નનું ખરૂં મૂલ તપાસ્યું છે: અતૃપ્ત અગ્નિથી પ્રકાશતો, અન્યને પ્રકટાવતો, પોતાની જાત અને પોતાના જીવનને સુધારવાનું બલ આપતો સ્વભાવ, આવા પ્રકારનો સ્વભાવ માત્ર ધાર્મિક ભાવનામાંથી જન્મ પામે છે. જ્યાં આની ખોટ હોય છે ત્યાં જીવનનું પ્રેરિત ભવન સંભવિ શકતું નથી, તેના પાછળની કોઈ પ્રકારની ભૂમિ વા કોઇ પ્રકારનું મૂલ જોવામાં આવતાં નથી. વ્યાવહારિક જીવનમાં મળી આવતા નૈતિક માપના અધોપતનનું કરૂણાજનક વૃત્તાંત મોટે ભાગે આવી ધાર્મિક ભાવનાને દૂર કરવામાંથી ઉપજી આવે છે. આવા વિરોધમાંથી માનવિ એક નિર્બલ, દુઃખી, કષ્ટભોગવતા પ્રાણી સમાન બની જાય છે. આપણા ઝમાનામાં વ્યાપેલી આત્મ-ચિંતામાં, હમેશાં વધતા જતા આત્મઘાતના પ્રમાણમાં તે જણાઈ આવે છે. ક્રમવાર, બુદ્ધિ ભરેલી દિશાઓમાં કેલવણીનો આરંભ કરવામાં વર્તમાનકાલનું શિક્ષણશાસ્ત્ર શા માટે નિષ્ફલ નિવડે છે તેનો ખુલાસો આથી મળી રહે છે. આપણે આપણી જાત ઉપરની શ્રદ્ધા ગૂમાવી છે, આપણા દિવ્ય ભાવિની શ્રદ્ધા ખોઇ દીધી છે અને કૃષ્ણની ભાવનાઓનો પ્રાણીની માનસ વિદ્યાની ભાવનાઓ સાટે બદલો કર્યો છે. સમાજના ધાર્મિક આંતરાત્માને ક્ષય લાગુ પડયો છે, અને ખરેખરી આ વાતને લીધે જ તથા તે કૃત્રિમ રીતે વધારે ને વધારે મરણ શરણ બનતો હોવાથી સભા જ યુવકોને સહાય કરવામાં નિષ્ફલ નિવડયો છે. એટલું સ્વીકારવાને ખાસ સમય આવી લાગ્યો છે, કે કેલવણીના મધ્યમાં, જીવનમાં નૈતિકતત્વોના પ્રચારમાં દોરી જતા ધાર્મિક આંતરાત્માનો સમાવેશ થવો જોઇએ.

ધાર્મિક આંતરાત્મા એટલે શું? આ શબ્દોનો ભાવ સ્પષ્ટ રીતે દર્શાવવો જોઇએ. તે આ અથવા તે ધર્મનું સ્વરૂપ નથી કે જે પ્રમાણે આપણે થોડા અથવા વધારે વર્તતા હોઇએ છીએ. માનવના ઈશ્વર સાથેના સ્વતંત્ર અને આનંદી યોગરૂપ જીવંતધર્મને આપણા આગળ વારંવાર પડદા પાછળ સંતાડી રાખનાર, વિવિધ પ્રકારના ખુલાસાઓ આપતા અમુક સિદ્ધાંતોના એક સમૂહ રૂપ પણ તે નથી. દિવ્ય તત્વજ્ઞાનમાં ધાર્મિક આંતરાત્માનો સમાવેશ થાય છે; માનવ અને વિશ્વની દિવ્યપ્રકૃતિના જ્ઞાનમાં પણ તેનો સમાસ છે; આવું જ્ઞાન દુનિયા તરફના પ્રતીતિમય અને પ્રેમી વલનમાં જણાય આવે છે. આની જાગૃતીને લીધે નીતિશોરૂના આધારની સમજણ થઇ આવે છે અને તેટલા માટે જ કેળવણીના તે એક મુખ્ય આધાર રૂપ બનવું જોઇએ. ઇચ્છા ન છતાંએ ટોલ્સ્ટોયના ભાવિદર્શક શબ્દો યાદ આવે છે:—

"આપણી શાલાઓમાં [illegible] ઉપેક્ષા કરવામાં આવે છે—જીવનની ધાર્મિક ભાવનાની—તેને કેલવણીના મૂળ આધાર રૂપે સ્થાન મળવું જોઇએ."

REGISTERED No B 764

આદ્યતંત્રી— સ્વ૦ અભેદમાર્ગપ્રવાસી, સાહિત્ય માર્તંડ મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

તંત્રી— [illegible] નભુભાઈ દ્વિવેદી

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૮-અંક ૬] ( માસિક ) [માર્ચ-૧૯૧૩.]



—x—

અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ રામદાસે છાપ્યું.

## લવાજમ.

સુદર્શનનું વાર્ષિક લવાજમ રૂ. ૨—૦—૦ અગાઉથી લેવાનો રીવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ. જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે તુરત મોકલવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.
સુદર્શન ઑફિસ—નડીઆદ.

---

REGISTERED No. B. 764.

આદ્યતંત્રી મણિલાલ (દ્વિવેદી.)
—ગત.

પ્રસિદ્ધ કરનાર હરિલાલ ગુ. દ્વિવેદી.
ઠે. આસ્ટોડિયા અમદાવાદ
—આદ્યતંત્રી

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्

[પુસ્તક ૨૮-અંક ૬.] (માસિક) [ માર્ચ-૧૯૧૩.]

## ॥ ब्रह्म चिह्ना हि ब्राह्मणा. ॥

નથી બ્રાહ્મી દશા પામ્યા ' બ્રહ્મને ન પિછાનતા '
જ્ઞાતા ના બ્રહ્મના તો યે બ્રાહ્મણત્વ મનાવતા !

બ્રહ્મજન્મ થયા વિના ઉપવીતો ધરાવતા '
બ્રહ્મભાવ નથી તો યે બ્રાહ્મણોમા ગણાવતા '

ત્રિગુણાત્મક માયા ને ત્રિવિધિ પરિતાપને,
નથી જાણ્યા ! નથી ભેદ્યા ! ધરાવે ઉપવીતને !

ત્રિલોકી જ્ઞાન ના તો યે જ્ઞાનીઓમાં ગણાવતા !
ત્રિકાલ જ્ઞાન ના તો યે ઋષિપુત્ર મનાવતા '

ત્રિપુણ્ડો તાણતા તો યે રહસ્ય જાણતા નથી !
બ્રાહ્મણો વેશ ધારીને આન્તરે ભેખ એ નથી !

આન્તરગ્નિ નથી જાગ્યો ! બ્રહ્મયજ્ઞ કર્યો નથી !
બ્રહ્મકર્મ કરે ના તો, બ્રહ્મભાવ નથી ! નથી !

ઉપાધિ આન્તરે ના ને બાહ્યોપાધિ જ સેવતા !
ગાયત્રિ મન્ત્ર ના જાણે ! ને પૂજે સૂર્ય દેવતા !

સ્વાર્પણો સત્યમાં ના ! ને, નથી સ્નેહ સ્વરૂપમાં !
શ્રદ્ધા આસ્થા નથી તો યે મનાવે બ્રહ્મ રૂપમાં !

બાહ્યાચારી બધાયે છે ! આન્તરે શૌચ ના મળે !
નિત્યકર્મ કરે તો યે, વિકર્મિ બ્રહ્મબાલ છે !

સત્યે સ્નેહે અને જ્ઞાને ધર્મે કર્મે ભૂલા ભમે !
પિણ્ડ બ્રહ્માણ્ડમાં પેખી, ના પૂજે જ્યોતિ રૂપને !

સમાધિ આન્તરે સાધી નથી એ જાણતા હવે !
મનોનિગ્રહ ના તો યે તત્ત્વજ્ઞાની ગણાય એ !

સંસ્કારો ઉપવીતોના, સાચા શુદ્ધ થયા નથી !
દ્વિજના કુલમાં જન્મી, સાચા દ્વિજ રહ્યા નથી !

બ્રહ્મજન્માર્થનો હેતુ, બ્રાહ્મણો જાણતા નથી !
બ્રહ્મજન્માર્થને જાણી, બ્રહ્મને સાધતા નથી !

પ્રીતિ રીતી અને નીતિ, બ્રહ્મમાં રાખતા નથી !
સ્વાર્પણે સત્યમાં "સ્વ" ને બલિમાં હોમતા નથી !

બાહ્યાચાર સમો આજે આન્તરાચાર ના અરે !
નથી એ એકતા તેથી, બ્રહ્મબાલ નથી ખરે !

કર્મકાણ્ડી વિકર્મી ને ધર્મ ઢોંગી ગણાય છે !
કર્મે ધર્મે થયા ભ્રષ્ટ બ્રહ્મપુત્રો જણાય છે !

પોથાં થોથાં થયાં આજે ! ડાચાં સાચાં રહ્યાં નથી !
ટકે પૈસે થયા શેર ! બ્રહ્મપુત્રો હરિ ! હરિ !

સચ્છાસ્ત્રે નહિ સત્સંગ ! સદ્વૃત્તિ નહિ સ્નેહમાં !
સદ્વિદ્યા નહિ સદ્ધર્મ ! ગૂંચાયા વ્યવસાયમાં ! !

પ્રવૃત્તિ સ્નેહશાસ્ત્રોમાં ઋષિમુનિ કરી ગયા !
નિવૃત્તિ પૂર્ણ એ ઋષિઓ બ્રહ્મને સ્હમજી શક્યા !

અન્તર્દ્વાર નથી ખુલ્યાં ! હૃત્પ્રદેશગતિ નથી !
અન્તર્ચક્ષુ વિના અન્ધા ! બ્રહ્મને પેખતા નથી !

સૂક્ષ્મ સૌ મર્મ ભેદોને, ભૂમિના સૂક્ષ્મ ભેદની-
પિછાને સમ્ભવે ક્હાંથી ? આન્તરે સવિતા નથી !,

બ્રહ્મવાદી સુફીવાદી ઇશ્વરીવાદ જાણવા !
બાહ્યવાદી ન મસ્તાન ! ब्रह्म चिह्ना हि ब्राह्मणाः !

સીતાપુર—શરાબખાના.} मस्तान.

---

## ॥ सनमने सवाल. ॥

આ વિશ્વ વહતું જાય ક્યાં ઇતલા નહી ?
વ્હેવાવનારૂં કોણુ ને કોઈ નહી ?

છે જન્મ ને મૃત્યુ તણા ફેરા બધા આ વિશ્વને,
છે કોણુ ઉત્પાદક અહા ઇનસાન નહી ?

કોઈ સબળ વૃત્તિ થકી આલમ આ ઘસડાય છે,
છે ઘસડનારૂં કોણુ તે દિલ ભાન નહી ?

હું તો બન્યો છુ યાર કે દુશ્મન બધા આ જગતનો,
આ દિલ વ્હેણું ક્યાં વહે ઘસડાઈ જઈ ?

ઇનસાનને જે ખૂંચતો ગુલઝાર તારો આ ખુદા !
બાતીલ કે સાચો ભલા બે બાકળી મારી વૃતિ,

પીતા શરાબો આશકો માશુક-સાકી હાથથી;
એ બેવફાઈ સાકીની શું એ સવાલે ઇશ્કનો ?

કંઈ મિષ્ટ હેતુ સૂચવતી વાગી રહી આ વાંસળી,
એ વાંસળી કોની ભલા ને ક્યાંય એ વાગી રહી ?

શું કર્મની પગથીય માત્ર ઘસાઈ ગઈ ખરડાઇને,
ને સ્વાર્થ આથ ટકી રહ્યો છે જાણવાન અનીલ કંઈ.

અમરેલી.
૧૮-૩-૧૦.} "સ્નેહી,"

---

( પ્રહર્ષણી. )

રાત્રી નિત્ય મમ ઉજાગરે કરે છે,
સૌકોમાર્યં તવ ન ચિત્તથી હટે છે;
પામે જો પ્રિય કદી સુંદરી જ વીર,
યાચું સ્નેહ તવ સદા થઈ અધીર.

( મંજુભાષિણી. )

પ્રતિવાક્ય દે ક્ષણ વિષે પ્રિયે હવે,
મમ સિંચશે હૃદય જે સુધા-દ્રવે;
સ્મિત અર્પ એક પણ સાનુરાગ તું,
અતિ હર્ષ વર્ષ સરમાં તરીશ હું.

---

# ॥ લોભ અને તૃષ્ણા અતૃપ્ત અને અશાંત હોય છે ॥

——xx•x•xx——

( ૧૨ )

જે માનવિ ખરેખરૂં સમૃદ્ધ થવા માગતું હોય તેણે પોતાની સંપત્તિ વધારી મુકવી જોઇએ નહિ પરંતુ પોતાની તૃષ્ણાઓને કબજે રાખવી જોઇએ; કારણ કે સમૃદ્ધિ માત્ર વ્યર્થપ્રાય છે એટલુંજ નહિ પરંતુ નીચભાવ ભરેલી તથા જોનારના કરતાં જેની તે હોય છે તેને મનતો તે થોડીજ વધારે હોય છે. આપણે જેને ખોટી રીતે આપણું પોતાનું છે એમ કહીએ છીએ તેના તો આપણે માત્ર ઉત્તમ પ્રકારે મુખ્ય રક્ષકો સમાનજ છીએ ત્યાં લોભ અને તૃષ્ણાનો અંત કેવો ? આ સર્વ પદાર્થો કે જેમને મેળવવા માટે આપણે આટલું બધું સાહસ વ્હોરીએ છીએ, લોહીનું પાણી કરીએ છીએ, જેને મેળવવામાં તેમજ સાચવવામાં સરખી કડાકૂટ પડે છે, જેમને માટે આપણે વિશ્વાસ અને મૈત્રિનો પણ ભંગ કરીએ છીએ—આ સર્વ આપણ પોતાના નહિ. પરંતુ દૈવે આપણને વિશ્વાસથી સોંપેલા પૈસા સમાન છે, અને તે ક્યારનાએ અન્ય માલિકના કબજામાં ચાલ્યા જાય છે. જે આપણે આપણી જાતને આપીએ છીએ અને જે આપણા ખાત્રી ભર્યા અને જીતેલા કબજામાં હોય છે તે વિના આપણું પોતાનું કહીએ એવું કંઈ પણ નથી. લોભ એટલો બધો અપરિતૃપ્ત રહે છે કે તેને તૃપ્ત કરવાનું કાંઈ ઉદારતાના હાથમાં નથી; આપણી તૃષ્ણાઓ કામનાઓ એટલી બધી હદ વિનાની હોય છે કે આપણે જે જે મેળવીએ છીએ તે માત્ર અંત વિનાનું વધારે

મેળવવાના માર્ગમાં એક પગલા સમાન હોય છે; જ્યાં સુધી આપણે પૈસો વધારવાની વ્યગ્રતાવાળા હોઇએ છીએ ત્યાં સુધી આપણે તેનો ખરેખરો ઉપભોગ ગૂમાવી બેશીએ છીએ અને દુનિયાને તેમજ આપણી જાતને એકને પણ કોઈ પ્રકારના ખરા લાભ વિના આપણે આપણા હિસાબ માંડી વાળવામાં, તપાસવામાં, મેળવવામાં સમય ગાળીએ છીએ. વૃદ્ધ માનવો અને બાલકો વચ્ચે ભેદ કેવો ? પ્રથમ સોના અને રૂપા માટે બૂમો મારે છે, અન્ય રમકડાં અને મીઠાઈ માટે બરાડા પાડે છે. કૂતરાને રોટલીનો એક ટૂકડો નાખો, પ્હોળુ મુખ કરીને તે તેને લઈ લેછે, આખોને આખો ગળી જાય છે અને વધારે મેળવવા માટે તુર્તજ મુખ વિકાસીને રહે છે. આપણે પણ દૈવની બક્ષિસો સાથે આ પ્રમાણેજ વર્તીએ છીએ; ચાવ્યા વિનાજ તેઓ તો આખીને આખીજ ગળી જવાય છે, અને બીજે કોળીઓ ગળી જવા માટે આપણે એકદમ તૈયાર થઈ જઇએ છીએ. પરંતુ ઘણીજ કીમતી નવાઇઓથી આટલા બધા પાછા હડાવાયલા સોના અને રૂપા સાથે હવે લોભનો શો સંબંધ છે ? જ્યાં આપણે જૂનાં ખતપત્રો અને જૂલમી કરારોદ્વારા અન્યોન્યને પાયમાલ કરવાનાં સાધનો શોધી કાઢ્યાં છે ત્યાં આવી કીમતિ ધાતુઓ ઉપર હજુ પણ વધારે બોજો શા માટે મુકવામાં નહિ આવ્યો હોય એ વિષે હવે આપણે વધારેવાર ફરિયાદ કરવાની નથી. એટલું નવાઈ ભરેલું છે, કે દૈવે આપણને સર્વ પદાર્થો આપણા લાભ માટે નજીકમાંજ ઉપજાવી આપ્યા છે; પરંતુ લોહ, સુવર્ણ અને રજતને (રૂધિરસ્રાવ અને કાપાકાપીનાં તથા તેની કીમતનાં ઉભય પ્રકારનાં હથીઆર હોવાથી) કુદરતે પૃથિવિનાં આંતરડાંમાં સંતાડ્યાં છે.

## લોભ આપોઆપ સજા પામે છે.

અમુક પ્રકારની શિક્ષા વિના કોઈ પ્રકારની લોભીવૃત્તિ ભંભવી શકતી નથી; એવી વૃત્તિ જાતેજ એક શિક્ષા સમાન હોય છે, ને ઉપરાંત અમુક શિક્ષા સહન કરવી પડે છે. આવી ભાવનાજ કેટલી બધી દુઃખ ભરેલી હોય છે! આપણા ઉદ્દેશો પ્રાપ્ત કરવામાં પણ કેટલું બધું સંકટકારક હોય છે। કારણ કે પ્રાપ્તિ માર્ગમાં હોય છે તેના કરતાં રક્ષણની બાબતમાં વિત્ત મહાન સંકટ સમાન છે. તેને ખોઈ બેસવાનો ભય મહાસંતાપકારક હોય છે, તેનો નાશ તેના કરતાં વધારે સંતાપજનક છે અને લોકમતવડે વળી તેમાં ઘણોજ વધારો કરી મુકવામાં આવે છે, અરે આટલુંજ નહિ પરંતુ સીધેસીધું કોઈ પ્રકારનું નુકશાન ના થયું હોય તો પણ એક લોભી માનવિ જે મેળવતું નથી તે ખુવેજ છે. એટલું ખરૂં કે લોકો પૈસાવાળાને એક સુખી માનવિ ગણે છે અને જાતે તેના જેવી દશામાં હોય એમ ઇચ્છે છે; પરંતુ જે દશાની સાથે માનસિક સંતાપ અને ઇર્ષ્યા જોડાયલાં હોય તેના કરતાં ખરાબમાં ખરાબ દશા કઈ હોઈ શકે ? તેમજ કોઈ પણ માનવિને પોતાની સમૃદ્ધિ, ઠાઠમાઠ, ચાકર નોકરો જમીનો અને ભવનો વિષે બડાઈ પણ મારવાની નથી, કારણ કે તેની પાસે જે જે છે તેને તે જેની જેની વધારામાં તૃષ્ણા રાખે છે તેની સાથે સરખાવતાં તે એક ભિક્ષુકસમાન છે. કોઈ પણ માનવિ બધી બાબતોને પોતાની કરી શકે નહિ પરંતુ કોઈપણ માનવ તેમનો તિરસ્કાર કરી શકે; વિત્તનો તિરસ્કાર એજ તેને પ્રાપ્ત કરવાનો ટૂંકામાં ટૂંકો માર્ગ છે.

## પૈસો બધું કરે છે.

પૈસા માટે જ કેટલાક અધિકારીઓ બનેલા હોય છે, અને આવાઓને સાધારણ રીતે પૈસાની લાંચ આપી શકાય છે. આપણે બધાએ વ્યાપારીઓ બની ગયા છીએ અને પદાર્થની જાત જોતા નથી પરંતુ તેમની કીમતની ગણના કરતા બન્યા છીએ. આપણે બદલા માટે પવિત્ર બનીએ છીએ, તેમ જ વળી બદલા માટે આપણે અપવિત્ર બનીએ છીએ. આપણે જ્યાં સુધી તેના વડે આબાદ બન્યાં જઇએ છીએ ત્યાં સુધી આપણે પ્રમાણિક હોઇએ છીએ; પરંતુ જો શયતાન જાતે પણ વધારે પગાર આપતો હોય તો આપણે આપણો પક્ષ બદલીએ છીએ. આપણાં માતપિતાએ આપણને સોના રૂપા માટેના એક પ્રકારના પ્રેમમાં કેળવ્યા છે અને આવો પ્રેમ આપણી સાથે એટલી બધી હદ સુધી વધી ગયો છે, કે જ્યારે આપણે પ્રભુ પ્રત્યે આભાર દર્શાવવાનો હોય છે ત્યારે પણ આપણે આવી ધાતુઓની ભેટ ધરતા બન્યા છીએ. આને લઇને જ દારિદ્રયની દશા એક પ્રકારના શ્રાપ અને તિરસ્કાર સમાન જણાય છે આવી ભાવના આગળ વધવામાં કવીઓ સહાય થાય છે: સૂર્યનો રથ બધોએ સુવર્ણનો હોવો જોઇએ, સર્વ સમયમાં ઉત્તમોત્તમ સમય સુવર્ણયુગનો હોવો જોઇએ, આ પ્રમાણે તેઓ માનવજાતના અતિસંકટને, પ્રકૃષ્ટ પ્રકારના આશિર્વાદોના સ્વરૂપમાં પલટાવા નાખે છે.

## લોભ આપણને ખરાબ સ્વભાવના તેમજ દુઃખી બનાવે છે.

લોભ આપણને આપણા અંતરમાં દુઃખી બનાવે છે એટલું જ નહિ પરંતુ માનવ જાત પ્રત્યે આપણને તે ખરાબ સ્વભાવના બનાવે છે. યોદ્ધો યુદ્ધ માટે જ ઇચ્છા કર્યા કરે છે; ખેડુત પોતાનું ધાન્ય મોંઘું થાય એમ ઇચ્છે છે; વકીલ વિરોધો અને તકરારો માટે પ્રાર્થના કરે છે; વૈદ્ય આખું વર્ષ રોગી નીવડે એવી ઇચ્છા રાખે છે; નવાઇની ચીજો વેચનાર શોખની અતિ વૃદ્ધિની ઇચ્છા કરે છે અને ઝમાનાના દુરાચારોમાંથી તે વિત્ત એકઠું કરી લે છે. વંટોળીઆ અને અગ્નિ પ્રકોપ વડે સુતાર કડીયાનું કામ જાગે છે; એક માનવિ અન્યના નુકશાન વડે જ જીવે છે; કદાચ, સદ્‌ભાગ્યે આમાંના કેટલાક ગણ્યા ગાંઠયા પકડાઈ જાય છે, પરંતુ એ બધાએ સમાન પ્રકારના દુરાચારી હોય છે. સખ્ત પ્લેગ ફાટી નીકળતાં ઘોરખોદુઓને કામ મળી રહે છે; એક શબ્દમાં પતાવીએ તો જે કોઈ મરણ મારફત લાભ મેળવવાની આશા રાખે છે તેનામાં જીવતાં માટે ઘણો થોડો જ માયાભાવ હોય છે. એથેન્સના એક અધિકારીએ મૃતસંસ્કારમાં જરૂરની ચીજો પૂરી પાડનાર એક સાથીને એટલા માટે સખ્ત ઠપકો આપ્યો કે એને પોતાને પણ એ ધંધા વડે જ સમૃદ્ધિ એકઠી કરવાનો વિચાર હતો અને મરણ પ્રમાણ ઘણું મોટું થયા વિના આમ થવું અસંભવિત હતું. પરંતુ કદાચ મોંઘું વેચી શકાય અને સસ્તુ ખરીદી શકાય એવા ઘણા ગ્રાહકો મેળવવાની તેની ઇચ્છા પ્રબલ ના પણ હોય. આ ઉપરાંત વળી આવા પ્રકારનો બધોએ ધંધો તેમ જ તે જાતે પણ તિરસ્કાર પાત્ર બન્યાં હશે. જેથી આપણી તૃષ્ણાઓ સતેજ બને છે તેથી મન ફુલાઈ જઇને નિર્બલ બને છે; પ્રથમ તો તેને ઉડાવી દઈ, ફુલાવીને બલહીન બનાવે છે અને પછીથી તે ગર્વિષ્ટ બનીને મોહમાં તણાય છે.

## તૃષ્ણાનાં સહવાસિ ચિંતા અને પાપ.

વિષયોપભોગ અને લોભ રૂપી અતિ નિંદ્ય દુરાચાર વિષે વિચાર ચલાવીને હવે આપણે કીર્તિ અને માલ મિલ્કતની વાસના રૂપે દુનિયામાં અતિ ઉદાર ભાવના રૂપે વ્યવહરાતી ભાવના વિષે વિચાર ચલાવીએ. જો વિત્ત અને માનની પાછળ ગાંડાં બની જનાર માનવિઓ, આવી બાબતો મેળવેલાં માનવોનાં હૃદયનું માત્ર અંતરવલોકન કરી શકે તો ત્યાં આગળ લોભી મહત્તાના સાથમાં વસતી ભયંકર ચિંતાઓ અને પાપો જોઇને તેમને કેટલી બધી નવાઈ લાગી આવશે! સાધારણ લોકનાં ચક્ષુઓને ઝાંખવી નાખનાર સર્વે પ્રકારના પદાર્થો માત્ર નકામા મોજ શોખ સમાન, ક્ષણિક અને અનિશ્ચિત છે. એ સર્વે મહેનત વડે પ્રાપ્ત કરવામાં આવ્યા છે, અને તેમનું રક્ષણ કરવું એ જ દુઃખનું કાર્ય થઈ પડયું છે. તૃષ્ણાને લીધે આપણે ગર્વથી ફુલાઈ જઇએ છીએ અને કોઇને પણ આપણી આગળ વધેલો જોઇને તેમ જ કોઇને પણ આપણી પાછળ ના રહી ગયલો જોઇને ઉભય પ્રકારે આપણે બેવડા દ્વેષના ભાર તળે ચગડાઇએ છીએ; કારણ કે જે કાંઈ અન્ય ઉપર દ્વેષ રાખે છે તે જાતે પણ દ્વેષનું પાત્ર છે. પોતાની પાસે જે હોય તેથી હજુએ સંતોષ ના વળ્યો હોય તો પછી એલેક્ઝાંડરે પોતાના વિજયો કયાં સુધી વિસ્તાર્યા તેનો શો હિસાબ છે? દરેક માનવિને જેટલાની વાસના હોય છે તેટલાની તેને જરૂર પડે છે; જે વાસણ કોઈ કાલે ભરાય નહિ તેમાં પાણી નાખ્યાં કરવું એ નકામી મહેનત કરવા જેવું છે. જેણે આટલા બધા યુવરાજો અને પ્રજાઓને પોતાને તાબે કર્યાં હતાં તે હજુએ પોતાના વિકારોનો ગુલામ હતો. તૃષ્ણા, મહાન પદાર્થ મેળવ્યા પછી અતિમહાનની કામના કરે છે અને એકવાર આશા રાખવા કરતાં પણ વધારે પદાર્થો મળવા છતાંએ હજુ અસંભવિત પદાર્થોની વાસના રાખ્યાં જાય છે. આ તો એક પ્રકારે જલોદરના વ્યાધિ જેવું છે—જેમ જેમ રોગી વધારે પાણી પીતો જાય છે તેમ તેમ વધારે વધારે તૃષા લાગ્યાં જાય છે. સદાચારનો માર્ગ તો સીધો ને સટ છે, પરંતુ મહત્તાનો માર્ગ ખડબચડો છે, તે ઉભા ઢોળાવ વાળા ખડક ઉપર આવેલો છે એટલું જ નહિ પરંતુ માર્ગમાં આઇસ પણ પથરાયલો છે. એકાદ મોટા પુરૂષને એટલી ખાત્રી કરી આપવી કે તેમની સ્થિતિ અસ્થિર છે અથવા તેમની મહત્તા ઉપર આધાર નહિ રાખવા સમજાવવું એ અતિ વિકટ કાર્ય છે. પરંતુ સર્વે પ્રકારના ઉપર ઉપરના ડોળ દમામ નુકશાનકારક છે. જો કે આપણે જાતે તો શાંતિમાં વસિશું પરંતુ આપણું દૈવ તે ટકવા દેશે નહિ. પ્રતિષ્ઠા અને સમૃદ્ધિ પ્રતિ લઈ જતો માર્ગ સંકટમાં દોરી જાય છે અને આપણા આનંદના પદાર્થોમાં જ વારંવાર આપણા શોકનાં કારણ મળી આવે છે. તૃષ્ણા એક અખાત સમાન છે તેમાં દરેક પદાર્થ હોઇયાં થઇને દટાઈ જાય છે. આ ઉપરાંત વળી તેનાં ભયંકર ફલો પણ આવે છે; કારણ કે સર્વની પાસેથી એક માનવિ જે લેઈ છે તે સર્વે એકની પાસેથી સહજમાં લઈ શકે છે. માન ચાંદ મળવાથી આપણે આપણી જાતે ફુલાઈ જઇએ છીએ આપણી બુદ્ધિ બ્હેર મારી ગઈ હોય એમ લાગે છે, કારણ એક વિશેષ કીર્તિવંત ઉચ્ચાર કરતાં તેમની કંઈ પણ વધારે કીમત નથી. શંગારો અને ઓપ આપીને કરેલા ઝાકઝમાટનું આમ જ હોય છે; જો કે આપણાં ચક્ષુને ઝાંખવી નાખે એટલો બધો ઝગઝગાટ હોય છે છતાંએ આપણી બુદ્ધિ આપણને સમજાવે છે, કે એ તો માત્ર બાહ્ય સ્વરૂપ છે, તેની અંદરનો પદાર્થ તો ખડબચડો અને સાધારણ પ્રકારનો છે.

## દુનિયા જેમને મ્હોટા અને સુખી માને છે તેઓ જ દુ:ખી હોય છે.

લોક જેમને મ્હોટા અને સુખી માને છે તેમનો હું કોઈ કાલે દ્વેષ કરીશ નહિ. એક દૃઢ મનનું માનવિ સામાજીક અને નકામાં વખાણથી ઠગી જતું નથી તેમ જ આપણી સુખી દશામાં ગરબડ મચાવવાની બાબત તેમની ગર્વિષ્ઠ શક્તિના હાથમાં નથી. આજકાલ એક પ્રમાણિક માનવિ માર્ગમાં ચાલતાં જેટલી ધૂળ ઉરાડે તેના પ્રમાણમાં તેવું મનાય છે અને લોકોને માર્ગમાં કચરી નાખવા તથા સર્વને દૂરના દૂર રાખવા એ તો એક પ્રતિશતું કાર્ય થઈ પડયું છે. જો કે માર્ગમાંથી જેને દૂર કરવામાં આવે છે તે કદાચ એ માર્ગે મળનારના કરતાં વધારે સુખી પણ હોય છે. જેનો પોતાને લાભકારક રીતે શક્તિનો વ્યય કરવાની મરજી હોય અને અન્ય કોઇને પણ શોક ઉપજાવવાની મરજી ના હોય તેણે આવી શક્તિના પોતાના વિકારો સુધારવામાં ઉપયોગ કરવો જરૂરનો છે. જેમણે અન્ય પ્રકારે અજય્ય નગરોને બાળી મુક્યાં છે, પોતાના આગળ લશ્કરો હડાવ્યાં છે, જાતે માનવ રૂધિરમાં સ્નાન કર્યું છે, સર્વ પ્રકારના ખુલ્લા દુશ્મનોને જીત્યા છે તેઓ પણ પોતાના વિકારો વડે, ક્રુરતા વડે, કોઈ પ્રકારના વિરોધવિના પરાભવ પામ્યા છે. એલેક્ઝાંડરને રાજ્યો ઉજ્જડ કરવાની ઘેલછા લાગી હતી. તેણે ગ્રીસથી આરંભ કર્યો, જ્યાં તે ઉછર્યો હતો, ત્યાં જે જે ઉત્તમ હતું તે તેણે લુટયું. એસીડીમોનને તેણે ગુલામ બનાવ્યું અને એથેન્સને ચૂપ કર્યું. તેના પિતા ફિલિપે જીતેલા અથવા ખરીદેલાં નગરોનો નાશ કરીને પણ તે સંતોષ પામ્યો નહિ પરંતુ તે જાતે જ માનવ પ્રકૃતિનો દુશ્મન થઈ પડયો અને ખરાબમાં ખરાબ પશુની માફક તેનાથી ખાઈ ન શકાય એવા શિકારને પણ સતાવવા લાગ્યો. સુખ એ એક અશાંત બાબત સમાન છે; તે જાતે દુ:ખી થાય છે તેમજ મસ્તકને ગૂંચવે છે; તે કેટલાક લોકને લોભી અને કેટલાકને મોજશોખ વાળા બનાવે છે; તે કેટલાકને ફુલાવી મુકે છે અને કેટલાકને નરમ બનાવે છે; માત્ર કેટલાંક મસ્તકજ અન્યના કરતાં તેને સારી રીતે જીરવી શકે છે. પરંતુ તે સર્વને પીગળાવી નાખે છે. એક ઉભા ઢોળાવ વાળા ખડક ઉપર મહત્તાનો વાસ છે; જો એકાદ માનવિ આબાદીથી પોતાની દશા કરતાં કોઈ કાલે આગળ જઈ શકતું નથી તો પણ તેના કચરી મારીને ટૂકડે ટૂકડા કરી નાખે છે. મહા સમૃદ્ધિમાં મ્હાલતા એક માનવ માટે પોતાના સુખને સહજમાં દૂર કરવાની બાબત જવલ્લે જ જોવામાં આવે છે, કારણ કે તેને ઉચ્ચ દશામાં લાવનારાં સુખોના ભાર તળે તે ચગદાઈ જાય છે એ સામાન્ય પ્રકારનું માનવ ભાવિ છે.

# ॥ श्री बुद्धमहात्मानुं चरित्र शुं शीखवे छे?

———xx———

### ( ૧ પવિત્રતાને લીધેજ રાજ્યની કુશળતા )

મહાત્મા બુદ્ધના પિતાશ્રીનું રાજ મગધ અને કોશલના લડતાં રાજ્યો વચ્ચે હોવા છતાં એ રાજ્ય કુશળ રહ્યું હતું અને શાક્ય લોકો સ્વતંત્ર રહેવા પામ્યા હતા, એ વાત આપણને શું શીખવે છે, રાજા શુદ્ધોદનની ધાર્મિક વૃત્તિ અથવા પવિત્રતાને લીધે જ એવો સાનુકૂળ સંજોગ પ્રાપ્ત થયો હતો. દરેક કાર્ય પવિત્રતાથી જ સુવ્યવસ્થિત થાય છે. સાંસારિક, પારમાર્થિક-ધાર્મિક કે ગમે તે કાર્ય કરવું હોય તો પણ પવિત્રતા પ્રધાન પદે જોઇએ. પવિત્રતાથી જ દરેક કાર્ય-ઇચ્છીત કાર્ય સાધી શકાય છે, અપવિત્રતાથી કાંઈ પણ થઈ શકતું નથી. પવિત્રતાને લીધે જ આપણને સૌ સહાયકારી થાય છે. હૃદયમાં જો પવિત્રતા હોય તો દરેક સંજોગો અને કાર્ય અનુકૂળ થઈ જાય છે. પવિત્રતાથી દેવ, દાનવ, માનવ, કુદરત અને પ્રકૃતિ જે કહો તે સર્વ સાનુકૂળ થઈ રહે છે. એક નાનામાં નાની ઝુંપડીથી તે મોટા મહેલમાં રહેનારને, મોટાં મોટાં રાજ્યો ચલાવનારને, સર્વને આધિન કરવાની ઇચ્છા ધરાવનારને, નિર્ભયપણે સુખાવસ્થામાં રહેવાની ખાયેશ રાખનારને કે રંક અથવા રાયને સર્વને સર્વ કાર્યમાં નિડર રહેવાનો અને પાર પાડવાનો રસ્તો તો પવિત્રતા વડે જ પ્રાપ્ત થાય છે.

રાજા શુદ્ધોદનમાં તે ગુણનું પ્રાધાન્ય હતું. તેની ધાર્મિક વૃત્તિ અથવા પવિત્રતાને લીધે જ કપિલ વસ્તુ ઉપર બીજા રાજાઓ ચડાઈ કરી શકતા નહિ ને તેથી જ ત્યાંના લોકો સ્વતંત્ર અને સુખમાં રહી શકતા હતા.

### ( ૨ મહાપુરુષોના જન્મ વખતે પથરાતી શાન્તિ. )

બુદ્ધદેવના જન્મ વખતે સર્વ સ્થળે શાન્તિ અને આનંદ છવાઈ રહ્યાં હતાં. મહાત્માઓના પરમ પુણ્ય સંચયનો-પવિત્ર અવતારનો પ્રભાવ એવો જ હોય છે. શ્રમણ ભગવંત મહાવીર પ્રભુના જન્મ વખતે અત્યંત પાપી અને દુઃખી એવા નરકના જીવોને પણ શાતા ઉપજી હતી. એ વાત શાસ્ત્રો વડે સર્વેને સુવિદિત છે. મન, વાણીને ક્રિયામાં પવિત્ર રહી, એવા પ્રભાવ શાળીને પગલે ચાલવું એ આપણું કર્તવ્ય છે. પાપનો ત્યાગ કરી પુણ્યનો સંચય કરવો અને છેલ્લે પુણ્યને પણ છોડી મોક્ષ પ્રાપ્ત કરવો એવી આ પામર બાળિકાની અભિલાષા છે જો કે તે ગજા વગરની હામ માત્ર મનોરથ રૂપ છે પરંતુ આવાં આવાં ચરિત્રો કંઈક એવા પ્રકારનું જ પ્રોત્સાહન આપે છે.

જ્યારે ભાગ્યશાળી-મહા પુરૂષોનો જન્મ થાય છે ત્યારે દરેક સ્થળે શાન્તિ ફેલાય છે. અરસપરસ વૈરવિરોધ રાખનાર પ્રાણી માત્ર પોતાનો જન્મથી બંધાએલો વિરોધ-એવો સ્વાભાવિક વિરોધ ભાવ પણ વીસરી જાય છે. દરેક જાતના રોગાદિકનો જન્મ વખતે નાશ થાય છે. દરેક યોગ સાનુકૂળ હોય છે. જ્યાં ત્યાં ચોતરફ આનંદમય-મંગળકારી શાન્તિ

પ્રસરી રહે છે. નર્કના જીવોને પણ એક ક્ષણ સુખ થાય છે. મહાંધકાર દૂર થઈને ઉજ્જવળ તેજ પ્રકાશે છે. તો પછી સ્વર્ગલોકમાં કે મૃત્યુલોકમાં સુખ, શાન્તિ ને આનંદ ફેલાય તેમાં શું આશ્ચર્ય ? બુદ્ધ મહાત્માનો જન્મ થયો ત્યારે આનંદ જ છવાઈ રહ્યો. ચો તરફ શાન્તિ પથરાઈ રહી. આનંદ મંગળનાં ગીતો ગવાવા લાગ્યા. દેવો પણ હર્ષના નાદો કરવા લાગ્યા ને પુષ્પવૃષ્ટિ કરી.

આશરે ૨૫૦૦ વર્ષ ઉપર કોશલરાજ્યથી સહેજ પૂર્વમાં શાક્ય જાતના લોકો ઉપર શુદ્ધોદન નામનો ક્ષત્રી રાજા રાજ્ય કરતો હતો. તેની સગર્ભારાણી મહામાયા પીયર જવા નીકળેલી પરન્તુ માર્ગમાં વનની સુન્દરતા જોવાને વિશ્રામ લેવા રોકાઈ ને ત્યાં જ તેણે ઉત્તમ પુત્રને જન્મ આપ્યો. ક્રોડો માણસને તારતાર પુત્રજન્મના ખબર ચોતરફ ફેલાતાં વાર લાગી નહિ; રાણીને જે પાલખીમાં બેસાડી કપિલવસ્તુ તરફ લઈ જવામાં આવી તેના ઉપાડનાર ચાર દિશાના ચાર દેવો હતા. જન્મ મહોત્સવ દેવોએ કર્યો ને પુષ્પ વૃષ્ટિ પણ તેમણે જ કરી હતી. ( શ્રમણ ભગવંત મહાવીર પ્રભુના જન્મ વૃત્તાંતને વિશેષ અંશે મળતું આ વૃત્તાંત છે. ) જન્મોત્સવના આનંદની ધામધુમ વખતે અસિત (કાળદેવ) નામનો એક વૃદ્ધ સન્યાસી બાળક બુદ્ધને નમસ્કાર કરવા આવ્યો એ શું બતાવે છે? આ સંસાર અને પ્રાપંચિક દુનિયાના દૂર રહેનારા સંત પુરૂષો સસારના પ્રપંચનો કોલાહલ સાંભળવાથી મુક્ત હોય છે તેઓ તો આત્માનંદની લહેરોમાં અનહદ નાદ અને સ્વર્ગીય ગાન સાંભળ્યાં કરે છે. તેવા સંત પુરૂષો પણ દર્શન કરવા આવે એ પુત્રનું માહાત્મ્ય બતાવે છે.

( ૩ નામ ગુણ નિષ્પન્ન—સર્વાર્થસિદ્ધ. )

બુદ્ધનો જન્મ થવાથી સર્વ અર્થ સિદ્ધ-સફળ થયા તેથી તેનું નામ સર્વાર્થસિદ્ધ-એવું પાડવામાં આવ્યું. નામનો મહિમા રાખનાર કોઈ વીરલાજ હોય છે પરંતુ મહાત્માઓમાં હમેશાં નામ પ્રમાણે જ ગુણો હોય છે. સોળમા તીર્થંકર શાન્તિનાથ જન્મ્યા ત્યારે રોગાદિક શત્રુ વગેરેનો નાશ થયો ને સર્વને શાન્તિ થવાથી શાન્તિનાથ નામ આપ્યું. તેમ જ મહાવીર સ્વામિ ઉદરમાં આવ્યા ત્યારથી જ રાજ્યમાં દરેક પ્રકારની વૃદ્ધિ થવાથી વર્દ્ધમાન નામ આપ્યું. અતુલ બળ હોવાથી દેવોએ મહાવીર નામ પાડયું. એમ મહાત્માઓનાં નામ ગુણ નિષ્પન્ન હોય છે. નામ પ્રમાણે ગુણ હોય તોજ નામ શોભે છે. માણસ જાતને લાંચ્છન લગાડે તેવા ગુણ હોય ને નામ ઉત્તમ હોય તેથી શું ફાયદો થાય! ઉલટાનું નામ પણ લજવાય. યશસ્વી પુરૂષોનાં નામ ગુણ પ્રમાણે ને ગુણ નામ પ્રમાણે જ હોય છે.

( ૪ ગુરૂના પણ ગુરૂ થવાની યોગ્યતા ગત ભવના સંસ્કારી જીવોમાં હોય છે. )

બુદ્ધ ઉમર લાયક થતાં તેને વિદ્યાકલાના અભ્યાસ માટે રાજાએ વિશ્વામિત્ર ગુરૂને સોંપ્યા. ત્યાં ગુરૂએ મંત્ર લખાવ્યો, સવાલ પૂછયા તે દરેક વગર શીખ્યે આવડ્યા-ઉપરાંત વધારામાં પણ સંખ્યા બોલી બતાવી તેથી ગુરૂ આશ્ચર્ય પામીને કુમારને પગે પડયા અને બોલ્યા કે " હે શિષ્ય ! તું તો ગુરૂઓનો પણ ગુરૂ છે. " મહાવીર સ્વામિને પણ આ પ્રમાણે

દેવે બ્રાહ્મણનું રૂપ લઇને જ્યાં તેઓ ભણતા હતા ત્યાં સવાલ પૂછ્યા હતા ને ભગવાને જવાબ આપ્યા હતા. મહાપુરૂષો ગર્વ ધારણ કરતા જ નથી. તેઓ હમેશાં બીજાઓને માન સહિત મોટાઈ જ આપે છે બીજાની કીંમત વધારે છે. પોતાને આવડતા છતાં ગુરૂને નિમિત્ત બનાવી તેના તરફ પૂજ્યબુદ્ધિને વિનયભાવ બતાવે છે. વાણીમાં નમ્રતા હોય છે, કાર્યમાં ડહાપણ હોય છે, સ્વભાવમાં સુશીલતા હોય છે, શૌર્ય અને ધૈર્યના તેઓ ભંડાર હોય છે, છતાં મદ કે દંભ જેવા કોઈ દુર્ગુણો તેઓનામાં હોતા નથી. તેઓમાં અદ્દભુત દયા હોય છે તેના હૃદયની કોમળતા તેના મુખ પર તાદસ્ય દેખાઈ આવે છે—છાયા પડી રહે છે. એવા ગતભવના સંસ્કારી જીવોમાં જ ગુરૂના પણ ગુરૂ થવાની યોગ્યતા હોય છે. બાકીના તો ઉત્તમ ગુરૂના શિષ્ય થવાને પણ અધિકારી હોતા નથી.

હાલના કેટલાક યુવાનોએ ગુરૂભક્તિ જેવી ઉત્તમ ચીજને ઓળખી જ્ઞાનનો મદ છોડી નમ્રતા ધારણ કરવાનો આ ચરિત્ર પરથી ધડો લેવો જોઇએ.

## (૫ બુદ્ધની અનુકરણીય દયા.)

મહાત્મા બુદ્ધ દયાની સાક્ષાત્ મૂર્તિ રૂપ હતા. તેઓ સાક્ષાત્ કરૂણાના સાગર રૂપ હતા. દયા વડેજ તેઓ ધર્મસ્થાપક થયા હતા. તેમની દયાનાં અનેક ઉદાહરણો પ્રસિદ્ધ છે ને તે પ્રસંગોપાત હું દર્શાવતી રહીશ.

બુદ્ધનું હૃદય દયાથી ભરપૂર હતું. મિત્રોની સાથે ઘોડા દોડાવવામાં તે જીતમાં હોય તો પણ ઘોડાને શ્વાસ ચડે કે થાકી ગયો છે એમ જણાય કે તરત જ (મુંગા પ્રાણી ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવવા માટે) પોતે તે જીત મેળવે તેમ હોય તો પણ ઘોડાને ઉભો રાખી દઈ વિશ્રાંતિ દેતા. તેનું હૃદય કરૂણામય હતું. પોતે નુકશાન ખમે પણ બીજા પ્રાણીને દુઃખ આપે નહિ. પોતે દુઃખ સહન કરીને જગતના પ્રાણી માત્રને સુખી કરવાનો તેનો શ્રમ હતો. તે હંમેશાં બીજાઓનું કેમ ભલું થાય તેનાં જ વિચાર કરતા. તે મનુષ્યોને દયાનો પાઠ શીખવવા, મુંગા પ્રાણીનો પ્રતિનિધિ થવાને માત્ર મનુષ્યોનું જ નહિ પણ સમગ્ર પ્રાણીઓનું–પશુ–પક્ષીઓનું પણ દુઃખ દૂર કરવા ઇચ્છતા.

પટકાઈ પડ્યું. કુમાર સિદ્ધાર્થની દૃષ્ટિ તેણી ગમ જવાથી તે પક્ષીને તેણે ઉપાડી લીધું અને પોતાના ઉત્સંગમાં મૂક્યું. તેને પંપાળીને ઉત્પન્ન થયેલી બ્હીક ઓછી કરી, પોતાના પ્રેમના પૂર જોસથી ધડકતા હૃદય સાથે ચાંપ્યું અને આસ્તેથી તેના શરીરમાં ખૂંચેલું તીર ખેંચી કહાડીને શાતાકારી શીતળ ઔષધોપચાર કર્યા.

જેણે સંપૂર્ણ સુખાવસ્થામાં જ દિવસ પસાર કર્યા છે, સ્વપ્નામાં એ દુઃખનો કટુઅનુભવ જેને થયો નથી, દુઃખ એ શું ચીજ હશે! તે નહિ જાણનાર એવા કુમારે તે તીરની અણી પોતાના હાથમાં ઘોંચી. એમ કરવાથી પોતાને દુઃખની લાગણી થઈ તેથી કુમારે સાશ્રુલોચને તે પક્ષીને સવિશેષપણે આશ્વાસન આપવા માંડ્યું.

ત્યાર પછી દેવદત્તના નોકરે આવીને સિદ્ધાર્થકુમાર પાસે તે પક્ષીની માગણી કરી પણ કુમારે પક્ષી દેવાની નાપાડી તેથી તકરાર વધવાથી બન્ને રાજસભામાં આવ્યા ત્યાં પણ તે વાતનો નિવેડો આવ્યો નહિ; પણ તકરાર વધારેને વધારે વધવા માંડી. તેવામાં સભાની મધ્યમાં એક વૃદ્ધઋષિ આવીને બોલવા લાગ્યા, " જો જીન્દગીની કાંઈ પણ કિમ્મત હોય તો જેણે મારવાનો પ્રયત્ન કીધો તેના કરતાં બચાવવાનો પ્રયત્ન કરનારનો તે જીવતા પ્રાણીપર વધારે હક ગણાવો જોઇએ.

આ દૃષ્ટાંત ઉપરથી સર્વ પ્રાણીપ્રત્યે દયા–સમભાવ રાખવાનું " **आत्मवत् सर्व भूतेषु** "=પોતાના આત્મા સરખોજ સર્વનો આત્મા છે એમ સુદૃઢ પણે ઉત્તમ પાઠ પઢવાનું ભાન થઈ આવે છે. હમેશાં પોતાની લાગણીઓનો વિચાર કર્યા પછીજ બીજાની લાગણીઓ ઉપર તરાપ મારવી. બીજાને દુઃખી સ્થિતિએ મેલતાં પહેલાં પોતાનેજ તે સ્થિતિમાં કલ્પીને વિચાર કરવો કે મને આમાં દુઃખ થશે કે સુખ? એમ કલ્પના કરીને–પોતાના અંતઃકરણને સવાલ પૂછીને જે જવાબ મળે તે પ્રમાણે—પોતાને સુખરૂપ લાગે તેજ પ્રમાણે બીજાને માટે પ્રયોગ કરવો. કોઇને દુઃખ દેવાની ઇચ્છા થાય ત્યારે પ્રથમ પોતે જ તેનો અનુભવ કરવો. કારણ કે તેવો અનુભવ થયાં પહેલાં સુખ શું ચીજ છે? કે તેની શું કિમ્મત છે? તેનો ખરો ખ્યાલ આવતો નથી.

મહાત્માપુરુષો હંમેશાં સર્વ જીવોને આત્મવત્ ગણે છે. પોતાની સાથેજ તેની પણ તુલના કરે છે. પોતાને દુઃખ થાય તેવુંજ બીજાને પણ દુઃખ થાય એમ માનીને પોતાના આત્માને કષ્ટ આપે છે પણ અન્યને કષ્ટ નથી આપતા. તેથી જ સિદ્ધાર્થ કુમારે તીરની અણી પોતાના હાથમાં ભોંકીને દુઃખનો અનુભવ કરીને પક્ષીને જીવિતદાન દીધું તેમજ શાન્તિનાથ ભગવાને પણ પરીક્ષા કરવા આવેલા દેવને એક પારેવાને બદલે પોતાનો આખો દેહ કાપીને અર્પણ કરવા માંડ્યો હતો. †

---

† વળી મહાકવિશ્રી હર્ષ પ્રણીત નાગાનંદના નાયકનું ચરિત્ર મને અહીં યાદ આવે છે ગરૂડે અર્ધું શરીર ફોલી ખાધું છે અને વિષમયાતનાથી આંખમાંથી અશ્રુ ચાલ્યાં જાય છે છતાં નાયક ગરૂડને કહે છે કે,—

મહાન્ પુરૂષોની અગાધ દયાનો મહિમા અદ્દભૂત હોય છે. તેઓની દયા અન્ય જીવોને પોતાનું અનુકરણ કરાવીને પગલે પગલે ચાલવાનું શિક્ષણ લેવરાવનારીજ હોય છે. માટેજ બુદ્ધ મહાત્માની અનુકરણીય 'દયા' આપણે હમેશાં વર્તનમાં મૂકવાની છે.

### ( જીવનના ગુલાબ તળે છુપાયેલા કાંટા. )

બુદ્ધના પિતાશ્રી જ્યારે વસંતઋતુની શોભા બતાવવા ખેતરોમાં બુદ્ધને તેડી ગયા ત્યારે ગામડીઆઓને કરવું પડતું સખત વૈતરૂં બાપડા અબોલ બળદની સુંવાળી ચામડીને ખેડુતો તરફથી ભોંકાતી ચાબુકની આર વગેરે જોઈ બુદ્ધમહાત્માને સમજાયું કે જીવનના ગુલાબ તળે કાંટા છુપાયેલા છે. આપણે હવે એ વાત ઉપર વિચાર કરીએ.

જીવન એ એક જાતનું ગુલાબજ છે. ગુલાબનું પુષ્પ ગમે તેવું સુન્દર-મનહર-આંખને ઠંડક આપનારૂં હોય તો પણ તેના છોડમાં અનેક કાંટાઓ હોય છે. તેમજ જીવનરૂપ ગુલાબનું પુષ્પ ઉપરથી ગમે તેવું આનંદદાયક હોય તોપણ તે સુખરૂપ પુષ્પની તળે દુઃખના કાંટાઓ છુપાયેલા હોય છે. પણ તે કાંટાઓ જીવનના આંતર સ્વરૂપને જોઈ શકનારનેજ તાદસ્ય દેખાય છે બાકીતો ભ્રમણામાં ભમાઇને જીવનને નિષ્કંટજ માને છે.

એક દિવસ કુમારને વસંતઋતુની શોભા બતાવી આનંદ કરાવવાની ઇચ્છાથી રાજા કુમારને સાથે લઇને ખેતરોમાં જઈ પહોંચ્યા કે જ્યાં પક્ષીઓ મધુર કલરવ કરી રહ્યાં હતાં. સર્વે કોઈ સ્થળે આનંદના જ ધ્વનિ સંભળાતા હતા. ચોતરફ માત્ર ઉપરથી શાન્તિજ પથરાયેલી હતી તોપણ દરેક સ્થળે પશુ-પક્ષીઓ એક બીજાનું અરસપરસ ભક્ષણ જ કરતાં હતાં પણ તેની કુમાર સિવાય કોઇના ઉપર અસર થતી નહોતી કારણ કે ઉલ્લાસના સઘળા દેખાવો વચ્ચે પણ એ ભ્રમણામય દેખાવોને ખુલ્લા કરી એનું આંતર સ્વરૂપ જોઈ શકનાર એક માત્ર બુદ્ધજ હતા, કે જેને હમણા જણાયું કે "જીવનના ગુલાબ તળે દુઃખના કાંટા છુપાયેલા હોય છે." કુમારને એવો વિચાર ઉદ્દભવતાંજ તે બનાવો ઉપર કંટાળો ઉત્પન્ન થયો ને પોતાના પિતા તરફ દૃષ્ટિ કરીને બોલી ઉઠયા કે "ઓ પિતાજી! પિતાજી! આજ શું તમારા આનંદનાં ઠેકાણાં છે, કે જે બતાવવાને તમે મને અહીં લાવવા શ્રમીત થયા

---

शीरामुखैः स्यन्दतएव रक्तं
यदि शरीरे मममांसमस्ति ॥
तृप्तिं न पश्यामि च तेमहात्मन्
किं भक्षणात्त्वं विरतो गरुत्मन् ॥

વપુ મહીં માંસ હજી ભર્યુ છે, રગે રગે લોહી ખરે ઝરે છે;
તૃપ્તિ ન પામ્યા પણ હે મહાત્મા, કાં ભક્ષતામાં અટક્યા ગરૂડ!
પરોપકારમાં પ્રાણ આપનાર મહાત્મા જીમૂતવાહન તમેને ધન્ય છે!

હતા? ખુનામરકી સિવાય અહીં બીજું હું શું જોઈ શકું છું?" વળી આવા બનાવોમાં જે મનુષ્યને આનંદ થતો હોય તે ખરેખર કઠણ હૃદયનો જ માણસ કહેવાય.

ત્યાર પછી કુમાર પોતાના પિતાથી છૂટા પડીને વૃક્ષ નીચે પદ્માસન વાળીને ધ્યાન ધરી વિચાર કરવા લાગ્યા કે "આશો જીવનનો કલહ! આનું મૂળ શું? આનો ઉપાય શો હશે?" આમ મનમાં મંત્ર જપતાં જ કુમારના હૃદયમાં દયા પૂર્ણ પ્રકાશ સાથે પ્રકટી નીકળી.

## ( જીવનકલહનો હાલનો જમાનો. )

જ્યારે જીવનકલહ શબ્દ વપરાયો છે ત્યારે અહીં પ્રસંગોપાત જીવનકલહ શબ્દ આપણા શબ્દકોષમાં ઇંગ્રેજી શબ્દસમૂહ ( struggle of existence ) સ્ટ્રગલ ઑફ એક્ઝીસ્ટન્સ ઉપરથી દાખલ થયો છે. વ્યાપારાદિ દરેક આજીવિકાનાં સાધનમાં સ્પર્ધા એટલી બધી વધી પડી છે કે હરિફાઇમાં પેટ ભરિવાનું કામ અથવા તો પોતાનો વૈભવ ટકાવી રાખવાનું કામ મુશ્કેલ થઈ પડયું છે. "સરવાઇવલ ઑફ ધ ફીટેસ્ટ" ના નિયમ અનુસાર હરીફાઇમાં જે સર્વેથી આગળ નીકળશે તેજ ટકશે. જીવનકલહના સંબંધમાં દેશના આગેવાનો અને હિતેચ્છુઓએ લક્ષ આપી રસ્તો કહાડવાની જરૂર છે.

અહીં જીવનકલહ જે જૂદા અર્થમાં વપરાયો છે તે અર્થ લક્ષમાં રાખી હવે વિવેચન કરીએ.

હાલનો જમાનો બહુજ બારીક આવી ગયો છે. જ્યાં જુઓ ત્યાં જીવન કલહમયજ છે. જીવનની મારામારી સિવાય કાંઈ છેજ નહિ, તો પણ હાલનો જમાનો જે જીવનો એવાં છે કે તુચ્છમાં તુચ્છ પદાર્થોમાં તેના આંતરભાગમાં દુઃખ હોવા છતાં સુખ માનીને તેમાં મોહિત થઇને વધારે જકડાઈ જવામાં આવે છે. મોટા માન્ધાતાને પણ ભાન ભુલાવી દીએ તેવો કટાકટીનો સમય હાલમાં આવી ગયો છે. સ્વાર્થ આડે પરમાર્થ તો દષ્ટિએ આવતોજ નથી. દષ્ટિમર્યાદા એટલી બધી સંકુચિત થઈ ગઈ છે કે સામેજ તેની હદ સીમા બંધ થઈ જાય છે. 'હું' અને 'મારૂં' એજ ભ્રમણા મગજમાં ભરાઈ બેઠી છે તેને દૂર કરવા—દષ્ટિની વિશાળતા માટે પરમાર્થી—અહંતા મમતાથી મુક્ત થયેલ મહાત્માનાં ચરિત્રો વાંચી વિચારીને તેને પગલે ચાલવાનું—તેનું અનુકરણ કરવાનું શિક્ષણ લેવાની ખાસ અગત્ય છે. ત્યારે જ જીવનનો કલહ ઓછો થશે.

## ( સ્રીનું બંધન. )

કુમાર સિદ્ધાર્થની અનુપમ દયા જોઈ તેને વૈરાગી બનતા જોઈ રાજા શુદ્ધોદન ઘણા ઉંડા વિચારમાં પડયા ને તેને ચલાવવા માટે સુરા માણસોને બોલાવીને સર્વનો મત પૂછયો. સર્વેએ વિચાર કરીને જણાવ્યું કે,—"મહારાજ! અંધકારને દૂર કરવા માટે દીવો જેટલો ચોક્કસ ઇલાજ છે તેટલોજ ચોક્કસ ઇલાજ વિરાગીને અનુરાગી બનાવવા માટે સ્રી છે.

કોમળ પ્રેમ શૃંખલા સખ્ત લોઢાની સાંકળ કરતાં વધારે તાકાતવાળી છે. મજબુત બેડીથી નબાંધી શકાય એવાઓને સ્ત્રીની વેણી એક ક્ષણમાં બંધીવાન બનાવી શકે છે." રાજાએ સુજ્ઞોની સલાહ માની કુંવરને લગ્ન કરવાની દિશામાં વાળવા માંડ્યો ને તેમાં તે ફતેહ પણ પામ્યા.

## ( આપેલી નહિ પણ વરેલી કન્યાના લાભો. )

"આપેલી કન્યાથી કાંઈ આકર્ષણ થાય નહિ; વરેલી કન્યાથી જ બંધન થાય." આ વાક્ય વાંચી કંથ શબ્દથી વ્યુત્પત્તિ ઉપર એક લીટી લખવાનું મન થઈ જાય છે. કંથ એટલે ભરથાર, કંથ શબ્દનો મૂળ શબ્દ કાંત છે, કાંતપરથી કંત ને પછી કંથ શબ્દ બન્યો હશે. કાંત શબ્દમાં કમ્ ધાતુ છે. કમ્ એટલે ચાહવું તેથી કાંત-કંથ એટલે ચાહેલો-પસંદ કરેલો ( વહાલો ધણી ) આ શબ્દ પૂર્વે આપણામાં પોતાની મેળે કન્યાઓ વર શોધી લેતી એવું બતાવે છે. સ્વયંવર શબ્દ પણ એવુંજ સૂચન કરે છે, પરંતુ હાલમાં તો માબાપ જ્યાં બાંધે ત્યાંજ બંધાવું પડે છે. હાલના સમયમાં પુત્ર યા પુત્રીને તે બાબતમાં પૂછવામાં કે તેમની સલાહ પણ લેવામાં આવતી નથી. તેમને મનપસંદ હોય વા ન હોય તોપણ માબાપ જ્યાં લાકડે માકડું વળગાડે તે કબુલ કરીને સહન કરવું પડે છે. તેથીજ હાલના સમયમાં ઘણે ઠેકાણે અત્ર માણસોમાં ગૃહસંસાર ક્લેશમયજ ચાલે છે. આવા દુ:ખમય ગૃહસંસારો અનેક સ્થળે આપણી દૃષ્ટિએ પડે છે. તોપણ અફસોસ માત્ર એટલો જ છે કે તે પ્રથા આપણે દૂર કરી શકતા નથી ને આપણે અસલ રીવાજ ગ્રહણ કરી શકતા નથી. આપણાં નિર્દોષ બાળક અને બાળાના નિર્દોષ હૃદયોને સારાસારનો વિચાર કર્યા સિવાય તેમની ઇચ્છા વિરુદ્ધ ગમે તે સ્થળે લગ્નની વેદી ઉપર હોમી દેતાં મૂર્ખ કે નિર્દય માતા પિતા કે સ્વજનો ક્ષણ માત્રનો વિલંબ કરતા નથી એ શું થોડી શોચનીય દશા છે? કહેવત છે કે "સાપ ગયા, ને લીસોટા રહ્યા." તે પ્રમાણે કંથ શબ્દ શા ઉપરથી કહેવાયો છે કે કેવી રીતે ઉત્પન્ન થયો છે તેનો અર્થ સમજીને તો કામ કરવું નહિ પણ તે નામ તો રાખી દીધું છે.

આપેલ કન્યા યા વરના તરફ જેટલો ભાવ-સ્નેહ ઉત્પન્ન થાય તેથી ઘણા ગણો વધારે હૃદયના, પૂર્વભવના સંસ્કાર તાજા થઈ પ્રેમ ઉત્પન્ન થાય છે. અથવા તો હૃદયના ભાવથી ચાહીને વરવામાં જેટલાં સુખી થવાય છે તેના લક્ષાંશ ભાગે પણ વિના ચાહે વરવાથી સુખ થતું નથી. સ્વ. ગોવર્ધનરામભાઈએ રચેલી "સ્નેહમુદ્રા" માં 'સ્નેહ નિદાન' એ નામની કવિતામાં એક બાળા પોતાના પિતાને સવાલ પૂછે છે તે સ્વત: લખાઈ જાય છે કે—

"હું બોલી: "કાન્ત ગણાય છે ઉરવારિધિના ચંદ્રમા,
મુજ ચિત્તમાં આના પ્રભાવથી વીચિ જાગે કેમ ના?
સન્ધિ થયો નથી, છે નહી, નક્કી ન કે આશેજ તે,
આમ ચિત્તનો તો શીખવો, પ્રિયતાત, ક્યમ મુજ કાન્ત એ!"

જ્યારે અરસપરસ ચિત્તનો સન્ધિ થયો નહોય ત્યારે તે કાંત કેમ ગણાય? હાલ એ ચિત્તનો કે હૃદયનો સવાલ સાંભળવામાં કે પૂછવામાં આવતો જ નથી. ( મારા આ વિચારો ઉપરથી વાંચક ધ્રુર્દે હું આર્યરૂઢીની વિરૂદ્ધ છું એમ માનવાનું નથી. ખરી આર્ય રૂઢી કઈ હતી તે બતાવવા માટે અને કેટલાક ગૃહસંસારોના કલહ જોઈને જુસ્સાથી આટલું લખાઈ ગયું છે. હાલ પણ જે રૂઢીઓ ચાલે છે તેના સંબંધમાં પણ ઉચ્છેદક વૃત્તિ રાખવાનું મને પસંદ નથી ને તેથી તેમાં પણ ક્યાં સુધારાને અવકાશ છે તે જણાવી તેના રક્ષણાર્થે " વનિતા વિજ્ઞાન " માં લીલાવતી જીવનકલા વિષયે સારગ્રાહી પત્રમાં મેં યોગ્ય લખેલું છે તે જોવાથી મારી સંરક્ષક વૃત્તિ સમજાશે ) કુમાર સિદ્ધાર્થને પ્રેમના બંધનમાં નાખવાનું તો ઠર્યું પણ ત્યાં સવાલ એ આવીને ઉભો કે,—" આપેલી કન્યાથી કાંઈ આકર્ષણ થાય નહિ, પણ વરેલી કન્યાથીજ બંધન થાય. " આ સવાલ વિરાગી ચિત્તને માટે ગંભીરને તદન અશક્ય હતો તો પણ જ્યાં ગતભવનું ઋણાનુબંધન હોય છે ત્યાં અશક્ય વાત પણ શક્ય બની જાય છે. સ્વપ્નામાં પણ જેને જોયેલ નહોય કે ઓળખતા એ ન હોઇએ તોપણ બંધનકારક સંબંધ ગમે ત્યાંથી સંકળાઈ જાય છે. રાજા હોય કે રંક હોય, દેવ, દાનવ કે માનવ હોય, મહાત્મા હોય કે ક્ષુદ્રાત્મા હોય ગમે તે હોય તોપણ ગતભવનું રહી ગયેલું ઋણતો ચૂકવવું જ પડે ને ત્યારેજ છૂટા થવાય છે.

બુદ્ધના પિતાએ અનેક રૂપવતી સ્ત્રીઓ–કુમારીકાઓને એકઠી કરેલી હતી તેમાં બુદ્ધના પૂર્વજન્મની તેની પત્ની બુદ્ધનેજ ઝંખતી ઝંખતી મરણ પામીને તેના મામા દંડપાણિની યશોધરા નામે પુત્રીપણે ઉત્પન્ન થઈ હતી તે સન્મુખ આવીને ઉભી રહી. પૂર્વના સંસ્કારો તાજા થઈ બન્ને વચ્ચે આકર્ષણ થયું. ચાર આંખોના મિલાપથીજ પ્રેમદેવ જન્મ પામ્યો ! પૂર્વનો સંબંધ ફરીથી જોડાયો—તાજો થયો ! ( ચાલુ )

બ્હેન નિર્મળા.

---

# । नाटक ।

નાટક એટલે શું એ વાત ન્હાનાં મ્હોટાં સર્વે મનુષ્યો જાણે છે. તે એક પ્રકારનો ઘણો પ્રાચીન ધંધો છે. એનાં વર્ણન પુરાણોમાંથી પણ મળી આવે છે. આ ધંધો તે સમયના કરતાં અત્યારે ઘણો હલકો મનાય છે. પચાસ પોણોસો વર્ષ પહેલાંના વૃદ્ધ સંભાવિત માણસો, નટ, એટલે નાટકમાં સ્વાંગ ધારણ કરનારનું મુખ જોવું એ પાપ સમજતા. પરંતુ છેલ્લાં વીસ પચીસ વર્ષોમાં, પાશ્ચાત્ય કલ્પનાઓના સહવાસથી કેટલાકોએ ધંધાની ગણના કરવા લાગ્યા છે. તેઓ એમ સમજે છે કે, નાટક કરવું એ પણ એક કલા છે; આથી તેઓ

એનાં વર્ણન કરી, તેને ઉત્તેજન આપવા લાગ્યા છે, કિંબહુના નટોને સુવર્ણપદક જેવી બક્ષિસો મળવા લાગી છે. આથી આ સંબંધમાં એવો પ્રશ્ન ઉત્પન્ન થયો છે કે, નાટ્યકલાએ સારી છે કે ખરાબ ? આપણે આજ આ પ્રશ્નનો વિચાર કરીશું, જે તરણ વાચકોને ઘણો ઉપયોગી થશે એમ આશા છે.

પ્રથમ આપણે એ મુખ્યતત્વ લક્ષ્યમાં રાખવું જોઇએ કે, ચાહ્ય તે વાત હોય, વસ્તુ હોય, અથવા સંસ્થા હોય, પણ જેનાવડે વ્યક્તિનું કિંવા સમાજનું શ્રેય વધારે થાય અને નુકશાન ઓછું થાય, તે ઉત્તમ, અને લાભ ઓછો થાય તે ખરાબ, એમ સર્વે માને છે, અને તદનુરૂપ તે વ્યવહારમાં દ્રષ્ટિગોચર થાય છે. તાત્પર્ય કે, તેને ઉત્તેજન આપી પોષવામાં આવે છે, એ અનુભવ સિદ્ધ છે.

આ દ્રષ્ટિથી નાટકોનો વિચાર કરતાં એવું સ્પષ્ટ જણાય છે કે, એ ધંધો ખરાબ છે. એનું એક મુખ્ય કારણ એ છે કે મનુષ્યના પ્રપંચ સુખને સ્વતંત્રપણે જે વ્યવસાય સદા ઉપયોગી છે, એવા એક પણ વ્યવસાયની પ્રાપ્તિ આ ધંધામાં પડેલા બાળકોને થતી નથી. આ વાતને થોડાં ઉદાહરણથી સ્પષ્ટ કરીએ: ધારો કે એક સ્વરૂપવાન અને ચંચળ યુવક નાટક મંડળીમાં રહ્યો છે, તે શકુંતલાની કિંવા શારદાની ભૂમિકા રંગભૂમીપર ઉત્તમ પ્રકારે પ્રદર્શિત કરી રસિકજનોની વાહવાહ મેળવે છે. તે નાનો સુકુમાર અને નાજુક જણાય, તેમજ તે પુરૂષ છે એવું સહસા ઓળખાય નહિ અને કંઠ ફૂટે નહિ ત્યાં સુધી એવી વાહવાહ અને બક્ષિસો મેળવ્યાં જાય છે. પછી મ્હોટી ઉમર થતાં તેને દાઢી મુછો ઉગે છે, કદરૂપો દેખાય છે અને અવાજ પણ જાડો થાય છે, એટલે તેના અંગના કેટલાક ગુણો નાશ પામે છે. સર્વે બાલ્યાવસ્થા અને તરૂણાવસ્થા સ્ત્રીઓના હાવભાવ કરવામાં ગયલી હોવાથી તેને પરાક્રમી રાજાની કિંવા શુર સરદારની ભૂમિકા જરા પણ સાધ્ય થતી નથી, તેમજ તે રંગભૂમિપરની અન્ય કોઈ પણ ભૂમિકાને પાત્ર રહેતો નથી. આ પ્રકારે એનું બાલપણ અન્ય કંઈ પણ વિદ્યા પ્રાપ્ત કર્યા શિવાય વ્યર્થ જવાથી પોતાના નિર્વાહાર્થ ચાકરનું કિંવા રસોઇનું કામ ... અવશિષ્ટ આયુષ્ય પુરૂં કરવું પડે છે. આજ પ્રમાણે ઓછા વયના પ્રેમા-
આપેલ કન્યા યા વરના 'હ્ય થાય છે. આ ઉદાહરણનું તાત્પર્યે એટલુંજ છે કે, નાટકના
હ્રદયના, પૂર્વભવના સંસ્કાર તાજા થઇઅન્ય કોઈ પણ ધંધો શિખ્યા વગરજ નકામું જાય છે
ચાહીને વરવામાં જેટલાં સુખી થવાય છે પડે છે. આથી આ ધંધો સારો નથી એ સ્પષ્ટ છે.
સુખ થતું નથી. સ્વ. ગોવર્ધનરામભાઇએ રચેલી " સ્નેહ 'મુદ્રાની ભૂમિકાના પ્રદર્શનમાં
નામની કવિતામાં એક બાળા પોતાના પિતાને સવાલ પૂછે છે તે સ્વતઃ

ભાવિક રીતે ઉડાઉ, વાચાળ, બેપરવા, નિર્લજ અને વ્યસની થઈ જાય છે. આવો સ્વચ્છંદી મનુષ્ય પોતાના કુટુંબના માણસોને પણ નકામો થઈ પડે છે અને સર્વત્ર તે પ્રતિષ્ઠાહીન થઈ જાય છે. આવાં દ્રષ્ટાંત અનેક જણાઈ આવશે એટલું જ નહિ પણ પોતાનો પુત્ર નાટકમાં જાય તેજ સર્વે માબાપને મહાન લાંચ્છન રૂપ લાગે છે. આ સંબંધી આથી પણ વિશેષ વિશદ ઉદાહરણ એ છે કે, નાટક મંડળીઓના વ્યવસ્થાપકોને, આગેવાનોને અને સ્તુતિ પાઠકોને જોઈ પોતાના પુત્રને એ ધંધામાં નાંખવાની ઇચ્છા થતી નથી.

આનાં ઐતિહાસિક પ્રમાણો પણ છે. ઇંગ્લંડના પ્રસિદ્ધ નટ ઐરવિંગે ફેલ્પ્સ નાટકકારને મંડળીમાં રહેતાં સ્પષ્ટ જણાવ્યું હતું કે, "બાપુ, નાટકના નાદે લાગશો નહિ, એ ધંધો અધમ છે!" આ ધંધાના નીચત્વની કસોટી આના કરતાં અન્ય શું હોય? આજ પ્રમાણે આપણા સાહેબ કિર્લોસ્કર નાટક કરવું એટલે શું તે સ્વાનુભવથી સમજ્યા પછી કહે છે કે, "મ્હેં એ કેસરનું ક્ષેત્ર આણી મૂક્યું છે, અને તેમાં ગધેડાં ચરે છે. એ ખેતરને શું કરવું?" આ કથનમાં અમને એટલું જ ખરાબ લાગે છે કે, આપણા સાહેબ જેને કેસરનું ક્ષેત્ર કહે છે તે વાસ્તવિક રીતે ઝાંખરાંવાળું વન છે, એ વાતની એમને છેવટ સુધી ખબર ન પડી એ ઘણા દુઃખની વાત છે.

જો કે આ સર્વે સત્ય છે, છતાં પણ સ્તુતિ શ્રવણનો મોહ એવો વિલક્ષણ છે કે-અસંબદ્ધત્વ અલ્પ હોય તે અસંબદ્ધત્વ જ નથી, એટલે કે તે સારૂં નથી તેમ ખરાબ પણ નથી એવું યુવાનોને યુવાનીના મદમાં જણાય છે અને તે પરથી, કંઈ આંખ આડા કાન કરી, તેઓ તેમાં પ્રવૃત્ત થાય છે. ઈ. સ. ૧૮૭૧ માં પુણા ડેક્કન કોલેજના વિદ્યાર્થીઓએ સંસ્કૃતમાં વેણીસંહાર નાટકનો પ્રયોગ કરેલો તેમાં, કૈ. વિષ્ણુશાસ્ત્રી ચિપલૂણકરે ધર્મરાજાની ભૂમિકા લીધી હતી, અને પોતાના વડિલોના દેખતાં પ્રત્યક્ષ પિતૃતર્પણ કર્યું હતું. આ તર્પણ ચાલતું હતું તે વખતે પ્રેક્ષકોએ ઘણી હસાહસ કરી મૂકી હતી. આ જ પ્રમાણે કૈ. સખારામ બાપૂ સાહેબ કિર્લોસ્કર, રા. રા. કોંડોપંત દાદાસાહેબ છત્રે અને કૈ. આબા સાહેબ કાયવટે, ઇત્યાદિ ગૃહસ્થોની મંડળીએ બીજા એક પ્રયોગમાં જુદી જુદી ભૂમિકા લેઈ પ્રેક્ષકોની વાહવાહ મેળવેલી, એ કંઈ ખોટું નહોતું, પણ એ લક્ષ્યમાં રાખવું જોઇએ કે એ વિદ્વાન્ મંડળીએ પ્રૌઢ થયા પછી રંગભૂમિ પર જાતે કદાપિ પણ કામ કર્યું નથી, તેમ જ તેઓમાંના કોઇએ પણ પોતાના પુત્રને નાટકમાં રાખ્યા નથી. એટલે કે જે વસ્તુ જ ખરાબ છે, તેનો અત્યલ્પાંશ પણ સારો કેવી રીતે કાઢી શકાય? જે વસ્તુ કડવી હોય તેમાંનો ગમે તેટલો અલ્પ ભાગ કાઢીએ, છતાં તે મીઠો કહી શકાશે નહિં, કદાચ તે ખાતાં થોડો કડવાટ લાગે, તો પણ તેને મિષ્ટ તો નહિ જ કહી શકાય. એજ ન્યાયે આ વિષયનો વિચાર કરવો જોઇએ. આવી ભૂમિકા લેતાં કંઈ પણ પીડા નથી, તેમાં પાપ નથી એ ખરૂં, પરંતુ તેથી વડિલોનો અને શ્રેષ્ઠોનો ઉપમર્દ થાય છે એની કોઇથી ના પડાશે? અને એ ઉપમર્દ એ નાનામાં નાનું પણ પાપ છે કે નહિ? એ પાપમાં પડવું શા માટે?

અંતે યુવાન પુરૂષોએ એક વાત લક્ષમાં રાખવા જેવી છે તે એ કે, નાટક મંડળીનાં

છોકરાં ભરેલી ટોપી, જરીના કે રેશમી રૂમાલ, ભાતભાતનાં જાકીટ વગેરે પહેરી પાનથી મોં લાલ કરી કિંવા મુખમાંથી બીડીના ધુમાડા કાઢતા રસ્તામાં રાજાના કુંવરોની માફક ચાલે છે અને તેમના તરફ કેટલાક લોકો કૌતુકથી તેમ આશ્ચર્યથી જુએ છે, એ જોઈ કેટલાંક છોકરાંને એમ થઈ આવે છે કે એમના જેવા સુખી પ્રાણી આખા જગતમાં પણ નથી. પરંતુ આ તેમનો ભ્રમ છે. તેઓ સુખી જણાય છે પરંતુ તેઓ ખરેખર સુખી નથી. જેને અનુભવ છે તે સારી રીતે જાણે છે કે, તેઓનું એ સ્વરૂપ એકની ટોપી, બીજાનું જાકીટ, ત્રીજાનો ખેસ અને ચોથાના બુટ પહેરવાથી બનેલું છે.

આ ધંધાના નાદે લાગવાથી કેટલાએક બુદ્ધિવાન થઈ શકે એવા તરૂણો પોતાના માબાપનો ત્યાગ કરી ગયા છે, અને કેટલાએ પોતાની સ્ત્રીઓને તજી ગયા છે. આ પ્રકારે ઘણાં કુટુંબો ખરાબ થયાં છે. એનાથી કોઇનું કંઈ પણ કલ્યાણ થયું નથી. એનું મૂળ કારણ એજ છે કે, આ ધંધો વ્યક્તિના કિંવા સમાજના હિત માટે મૂળથી જ આવશ્યક ન હોવાથી તે સારી રીતે ન ચાલતાં કંપનીઓની ઉત્પત્તિ અને લયનો કંઈ પણ નિયમ રહ્યો નથી. આથી જે નાના મોટા મનુષ્યો અન્ય વ્યવસાયમાં પડી, સ્વબુદ્ધિથી અને સ્વચાતુર્યથી ઉદયને પામ્યા હોત અને રાષ્ટ્રને ભૂષણાવહ થયા હોત તે આ ધંધાના ભ્રામક સ્વરૂપના મોહથી નષ્ટ થઈ ગયા છે, અને તેટલી આપણા રાષ્ટ્રના કલ્યાણમાં ખોટ પડી છે.

એટલું ખરૂં છે કે, નાટકના પ્રસારથી ગામડાંથી લેઇને નગરો સુધી સર્વ તરૂણ છોકરાં તેમ છોકરીઓને એક પ્રકારનો ગાવાનો છંદ લાગ્યો છે. તમે ગમે ત્યાં જાઓ, નાનાં છોકરાંના કંઠમાંથી થોડો ઘણો પણ નાટકોના ગાયનોનો ધ્વની સંભળાશે, તે કાનને ઠીક લાગે છે. એ જ પ્રમાણે આ નાટક પ્રચારથી આપણામાંના ઘણા નામાંકિત વિદ્વાનો અને કેટલીક સ્ત્રીઓ પણ ઐતિહાસિક કિંવા સ્વકપોલકલ્પિત નવીન નાટકો લખવા લાગ્યાં છે. આથી લોકોના ઇતિહાસ—જ્ઞાનમાં સારી વૃદ્ધિ થવા લાગી છે, અને તે નાટકોના વાચનના નાદથી

# ॥ पृथ्वीराज अने संयुक्ता. ॥

( એક હૃદય દ્રાવક સંવાદ. )

( ચૌહાણ વંશનો વીરનરેશ પૃથ્વીરાજ જે સમયે શાહબુદ્દીન ઘોરી સાથે યુદ્ધ લઢવા જાય છે તે સમયે પોતાની પ્રાણપત્ની સંયુક્તા પાસે વિદાય માગવા આવે છે. તે સમયે ઉભય વચ્ચે ચાલેલી વાતચીતનું અતિ હૃદય ભેદક ચિત્ર આ સંવાદમાં આપવામાં આવ્યું છે. )

સંયુક્તા—( પોતાના શયનગૃહમાં મ્લાન ચિત્તે સારંગી વગાડતી ગાવાનો પ્રારંભ કરે છે. તેની પછવાડે થોડે દૂર તેનો પ્રાણપતિ પૃથ્વીરાજ સંતાઇને ઉભો છે તેથી તે અજ્ઞાત છે.)

( રાગ સોરઠ. )

પ્રાણપતિ જ જશે !
સમરમાં પ્રાણપતિજ જશે !
વિયોગીનીની શી દશા થશે ?
સમરમાં પ્રાણપતિજ જશે ?

પ્રેમ સ્વપ્ન જે ચારૂ દીઠાં–
કેવાં રમ્ય. મધૂરાં, મીઠાં !
ઓ વિધિ ! સૌ સુખ એ–
ઘડીકમાં લુપ્ત થઈ શું જશે ?
સમરમાં પ્રાણપતિજ જશે !

પ્રાણ છવિના ભાવ મધુરા–
સદૈવ ગ્રહતી તોય અધુરા !
હાય ! વિધિ ! શું તું –
ન એવા ભાવ પીવા દેશે ?
સમરમાં પ્રાણપતિજ જશે !

હાય ! વિધિ ! આજ શા સમાચાર સંભળાવ્યા ? હૃદય ! આજે તેં શું અનુભવ્યું ? પ્રાણનાથ હવે આ દાસીને તજી જશે. હાય ! (અત્યંત ખેદથી) પ્રેમના સુચારૂ સ્વપ્નના લલિત રંગ મારા નયન સન્મુખ સદાય દૃશ્યમાન રહે છે. તે મારા નાથની વીરમૂર્તિ પ્રેમ-ભાવનામાં પણ વીરત્વ ધારણ કરી મારી અડોઅડ સદાય ઉભી હોય એવું મને થયા કરે

છે. અરેરે ! કેવા કેવા દિવસો અને કેવી કેવી રજનીઓ વિતાડી ? એ સુખ કેમ ભુલાય ? કેમ તજાય ? ના—ના—મારા નાથ ! તમે સમરમાં ન જશો. પ્રેમ સમરમાંથી પૂંઠ ન ફેરવો. આ દાસી આપને ક્ષણમાત્ર દૂર કરવા ઇચ્છતી નથી. મારા નાથ ! મારા પતિ ! મારા પૂજનીય ! મારા દેવ ! મારા પ્રાણ ! આપ શું મને તજીને જશો ? પ્રેમ ઝરણના સુરમ્ય પ્રવાહને શું શુષ્ક કરી નાખશો ? શું આપને તે અણમૂલાં સુખો સ્મરણમાં નથી ? આપને પ્રથમ દૃષ્ટિયે જોતાં જ મેં મારૂં સર્વસ્વ શું આપને અર્પણ નથી કર્યું ? નાથ ! યાદ કરો. આજ આસન પર આપણે ઉભય બેઠેલાં નહીં ? હા—તે સમયે હું હસી. શાથી હસી એ મારાથી કહી શકાતું નથી—સ્હેજ હસી આપના સામું જોયું. સત્વરજ આપે મને આપના ઉભય હસ્તમાં કેદ કરી લીધી. હા—એ રોમાંચ, એ પ્રેમભાવ કોણ—ભૂલે ? બીજે દિવસે આપે તે વિષય પર એક કાવ્ય બનાવ્યું. હું હસી, તેથી આપે મને પ્રેમપૂર્વક પોતાના હસ્તમાં લીધી તેનું કેવું સુન્દર વર્ણન આપે તે ચાર લીટીમાં કર્યું છે ? પ્રાણ ! તે કાવ્ય મને સત્વરજ મોઢે થઈ ગયું એ શું આપને સ્મરણમાં નથી ? હા—તે મધુરૂં કાવ્ય ! એકવાર તે ગાઉં ( ગાય છે. )

રમા હસ્યેથી પ્રાણ પ્રાણ વારીને—<br>
એ હાસ્યમાં મદન પ્રભા પ્રમાણીને—<br>
ગ્રહી દેહલતા ઉભય હસ્તની મહીં,<br>
હલાવી-પ્રેમથી નચાવી ફરી ફરી.

અહા ! કેવું સુન્દર ! કેવું લલિત ! તેનો અર્થ કેવો સુખકર. હા—જાણે રમાના હસવાથી તેનો પ્રાણ એટલે તેનો પ્રાણપતિ પોતના પ્રાણ તેના પર વારી દઇને અને તે મધુર હાસ્યમાં મદનની પ્રભા ભરી છે એમ પ્રમાણીને—સમજી જઇને—અર્થાત્ મદનનું સામ્રાજ્ય તે રમાના શરીરમાં વ્યાપ્ત થયું છે એમ ધારી તેણે તે દેહરૂપી લતા પોતાના ઉભય હસ્તમાં લીધી, અને તેને હલાવી, પ્રેમથી નચાવી અને તેટલેથી ન ધરાતાં ફરી ફરીને હરાવી. હા ! મારા પ્રાણ ! આવી સુંદર રચના રચનાર ! આવો, આવો, એકવાર આવો એકવાર આપણે એ અણમૂલ પ્રેમ સુખનો લ્હાવો લઇએ. આવો મારા નાથ !

પૃથ્વીરાજ—( પ્રકટ થઇને ) આવ્યો, મારી વ્હાલી રમા ! આવ્યો. કેમ પ્રાણપ્રિયે શો વિચાર કરતી હતી ?

સંયુક્તા—( શરમાઇને ) નાથ ! આપે સર્વ સાંભળ્યું છે ને વળી શું પુછો છો ?

પૃથ્વીરાજ—( અત્યંત પ્રેમભાવે ) મારી પ્રેમમૂર્તિ ! પ્રેમ અમર છે. પ્રેમ અનંત છે. શું તું એમ ધારે છે કે તારો પતિ સમરમાં જતાં તારા પ્રેમનું વિસ્મરણ કરશે ?

સંયુક્તા—નાથ ! પ્રથમ આપ અહીં બીરાજો પછી બીજી વાત. ( પૃથ્વીરાજ તેની સમીપ આસન પર બેસે છે ) નાથ ! કોણ જાણે આજે મારા હૃદયમાં શુંયે થાય છે ?

પ્રેમનાં સૌંદર્યભૂષિત ચિત્રોની રમણીયતા નયન સમીપથી ખસતી જ નથી. નાથ! મારા નાથ! હું આપને વીનવીને કહું છું કે આપ સમરમાં ન જશો.

પૃથ્વીરાજ—હૃદયેશ્વરી! વીર પુત્રો ધર્મથી ડગતા નથી. પ્રાણેશ્વરી! શું આ ચૌહાણ જાતિનો રજપૂત નરેશ તે નીચ યવનને ઉચિત શાસન આપતાં અટકશે? ને અધમ શાહબુદ્દીને મારી પ્રજાને દુઃખ નથી આપ્યું શું? આ સર્વ શું હું સહન કરી રહું? નહીં–નહીં, તે થશે નહીં. અનેક વાર પરાજિત થવા છતાં તે લજ્જાહીન યવન પુનઃ એકવાર મારૂં શાસન પાત્ર થવા આવ્યો છે. આવે, ભલે આવે અને ચૌહાણ રાજપૂતની વીરતા પ્રત્યક્ષ અનુભવે.

સંયુક્તા—નાથ! આપના આ વીરતા ભર્યાં વચનો અવસ્ય સપ્રમાણ છે કિન્તુ પ્રાણેશ! (પૃથ્વીરાજના સ્કંધ પર પોતાનું શીર ઢાળીને) સમરમાં જઈ આપ તો કીર્તિ પ્રાપ્ત કરશો પણ આ આપની દીન દાસી આપનો વિયોગ કેમ ખમી શકશે? હાય! પ્રાણ! એમ ન કરો. મને એ સુખથી દૂર ન કરો.

પૃથ્વીરાજ—જીવનેશ્વરી! આવાં વચનોથી તું વીર ચૌહાણ જાતિના રજપૂત નરેશની રાણીના પદને દૂષિત કરે છે. શું હું મારો ધર્મ ચુકી જાઉં? શા માટે આ ઉચ્ચ પદે હું બેઠો છું? આ અતૂલ ઐશ્વર્યનો અધિષ્ઠાતા શા માટે થયો છું? આટલું સુખ અને આટલો વિલાસ ભોગવી શક્યો તે શા અધીકારે? ત્યારે શું હું મારી ઉચ્ચ પદવીને ઉચિત કર્તવ્ય કરવાનો સમય ઉપસ્થિત થતાં પાછો હઠું? નહીં–નહી કદાપિ નહી. એકવાર વિચાર કર મારી હૃદયેશ્વરી! કે જે સમયે હું તે અધમ યવનનો પૂર્ણ પરાજય કરી વિજયની સુહાગી માળા કંઠમાં ધારણ કરી અપૂર્વ હર્ષથી પૂનઃ આ શયનાગૃહમાં આવીશ ત્યારે તને કેટલો બધો આનંદ પ્રાપ્ત થશે? આપણું સુખ અને આપણો વિલાસ દ્વિગુણા થશે. નહીં થાય શું?

સંયુક્તા—હા, નાથ! થશે—થશે. એ પ્રેમનાં અતીવ ચારૂ સ્વપ્નો આપણે ફરી અનુભવશું. હે સર્વ શક્તિમાન પ્રભુ! આ રંક દાસી તને અંતરના ઉંડાણમાંથી એટલી જ પ્રાર્થના કરે છે કે ચૌહાણવંશના આ વીર રજપૂત નરેશ પૃથ્વીરાજને તું સમરમાં વિજયવંત બનાવજે. ઓ કર્મદેવી! તું મારા પ્રાણપતિને સહાય કરજે. અરે નાથ! તમે વિજયવંત થઈ પાછા ફરશો ત્યારે આ દાસીને કેટલો બધો હર્ષ થશે?

પૃથ્વીરાજ—(સંયુક્તાને પ્રેમથી ભેટીને) મારી હૃદયમૂર્તિ! આ વીર પૃથ્વીરાજ તારા પ્રેમને કોઈ કાળે પણ ભૂલશે નહીં. જ્યાં કોટી બાણોની ભયાનક અને વિષમ જાળ ગુંથાઈ હશે, જ્યાં રક્તની રક્તવર્ણ નીકો અસ્ખલિત પ્રવાહે વહેતી હશે, જ્યાં મૃત શરીરો ભીષણ ભાવે અસ્તવ્યસ્ત થઈ પડયાં હશે, જ્યાં વાયુના અતિ પ્રચંડ સુસવાટને યુદ્ધનો અતિ ઘોર ધ્વની કંપાયમાન કરતો હશે એવા અત્યંત

ભયંકર સ્થાનમાં પણ તારી લલિત છબિ મારા નેત્ર સન્મુખ જ રહેશે. તુંજ મારૂં જીવન છે તુંજ મારૂં સકળ છે. વધારે શું કહું મારી મધુરી! (તેને અસંત પ્રેમ ભાવે ચુમ્બન કરે છે) જો! જો! સાંભળ ત્યાં અશ્વના ધ્વનિ! જો તે રણશીંગડાનો વીરનાદ! બસ એ નાદ આ પૃથ્વીરાજને સમરમાં સત્વર ઉપસ્થિત થવાની સુચના કરે છે. (રહેજ ગળગળો થઈ) હાય! હવે શું કરૂં? વિખૂટા પડવાનો સમય આવ્યો. અરે! સંયુક્તા! આ શું? અશ્રુ ન ખેરવ. આ શુભ સમયે તારે એમ કરવું ઉચિત નથી. તે મહાન પ્રભુને પ્રાર્થના કર કે પૂનઃ મને તારોઃમેળાપ કરાવે.

સંયુક્તા—અરે! નાથ! નાથ! વધારે શું કહું? વધારેં કહેતાં હૃદય ભરાઈ આવે છે; અરે! મારા નાથ!

પૃથ્વીરાજ—સંયુક્તા! એક સમય એવો પણ આવશે કે જ્યારે—

(હરીગીત છન્દ.)

હા! વિજયમાળા કંઠ ધારી•પ્રાણ તુજ પધારશે,<br>
નીજ પ્રાણરૂપ વહાલી રમાને પ્રેમથીજ વધાવશે;<br>
જ્યારે સુચારૂ સ્વપ્ન સુખના રમ્ય ભાવે આવશે,<br>
સૌ સમરના પરિતાપ ભૂલવી સ્નેહમાં ન્હવડાવશે.

ઐશ્વર્ય, કીર્તિ, ભોગ, સુખ, વિલાસ સૌ દેખાડશે,<br>
એ દિન અતુલિત હર્ષનો હા! આવશે હા! આવશે;<br>
ચૌહાણુ આ શરો વિજયધ્વજ જે સમય ફરકાવશે,<br>
નીજ પ્રાણરૂપ વ્હાલી રમાના હૃદયભાવ ઉછાળશે.

સંયુક્તા! એવો દિન અવસ્યજ આવશે. મારી મધુરી સંયુક્તા! હવે મને રજા દે! એક શૂરી રાજપૂતાણીને છાજતા વીરત્વથી મને વિદાય દે. ઇશ્વરની કૃપા હશે તો અવસ્ય હું વિજય પ્રાપ્ત કરી પાછો તને મળીશ, અને અતૂલ પ્રેમ ભાવે ભેટીશ. મને રજા દે મારા પ્રાણ!

સંયુક્તા—નાથ! ભલે ત્યારેઃ—

(હરિગીત છન્દ.)

સીધાવજો! સીધાવજો! હા! સમરનાટ સીધાવજો!<br>
કરી પ્રાપ્ત પૂરા વિજયને પતિ! પૂનઃ આંહીં પધારજો!<br>
ચૌહાણના વીરત્વને સૌ વિશ્વને દેખાડજો!<br>
આ રંક દાસીને ચરણ તમ તે સમય પ્રભુ! રાખજો!<br>
હા! આવજો! હા! આવજો! પાછા વિજય૦કરી આવજો!

આ દીન દાસીને પૂનઃ તમ વીરમૂર્તિ બતાવજો !
ઓ જગનિયંતા ઇશ ! વ્હાલા નાથના સ્હાયક થજો,
ને રંક દાસી સમીપ પાછા લાવજો ! હા ! લાવજો !
નાથ ! હૃદય ભરાઈ આવે છે શું કહું ?

પૃથ્વીરાજ—( કઠીન હૈયું કરી ) જાઉં છું હૃદયેશ્વરી ! જાઉં છું. ( પોતાના હસ્તમાંથી સુવર્ણમુદ્રિકા કાઢી સંયુક્તાની લલિત આંગળીમાં પહેરાવે છે ) આ મારૂં પ્રેમ-ચિન્હ ! દીનવદના ન થા, સંયુક્તા હર્ષિત થા. ઇશ્વર કરશે તો તારો નાથ વિજયવંત થઇનેજ પાછો ફરશે.

સંયુક્તા—નાથ ! પ્રભુ એમજ કરશે; અરેરે ! પાછાં કોણુ જાણે ક્યારે મળીશું.

પૃથ્વીરાજ—( ચુમ્બન કરીને ) મળીશું જીવતેશ્વરી ! મળીશું ! પ્રભુ ઇચ્છા હશે તો અવશ્ય મળીશું. હવે જાઉં છું મારી વ્હાલી સંયુક્તા ! જાઉં છું. પ્રણામ !
( ચાલ્યો જાય છે )

સંયુક્તા—( તેના ગયા પછી ) પ્રણામ ! મારા જીવન ! પ્રણામ ! ઇશ્વર તારો વિજય કરશે મારા નાથ ! મારા વીર પ્રાણપતિ ! તમારી સહચારિણી બની હું ખરેખરી ભાગ્યશાળી થઈ છું.

કલકત્તા.
તા. ૩-૮-૧૩ } ચાંપશી. વિઠ્ઠલદાસ ઉદેશી.

---

# । श्री रामगीता भाष्य ।

( અનુસંધાન પૃષ્ઠ ૧૧૪ થી )

ચતુર્થ અને પંચમ શ્લોકવડે ગ્રંથકારે, લક્ષ્મણજીએ શિષ્યભાવે શ્રીરામચંદ્રજીની કરેલી પ્રાર્થના, અને સ્વપ્રયોજનનું નિવેદન કર્યું, એ કહી બતાવ્યું. હવે તેનું ઉત્તર ક્રમે કરી કહેછે.

श्रुत्वाथ सौमित्रि वचो खिलंतदा
प्राह प्रपन्नार्तिहरः प्रसन्न धीः ।
विज्ञानमज्ञान तमोपशांयते
श्रुतिप्रपथं क्षितिपाल भूषणः ॥ ६ ॥

ભાવાર્થઃ—ત્યારપછી શરણે આવેલાનાં દુઃખોને દૂર કરનારા અને ભક્તોનો અનુગ્રહ કરનારા બુદ્ધિમાન તથા પૃથ્વીનું પાલન કરનારા રાજાઓમાં આભુષણરૂપ શ્રીરામચંદ્રજી સુમિત્રાના પુત્ર લક્ષ્મણજીનાં સર્વ વાક્યો શ્રવણ કરીને તેનાં અજ્ઞાનરૂપી અંધકારને નષ્ટ કરવા વાસ્તે શ્રુતિએ પ્રતિપાદન કરેલું સ્વઅનુભવાત્મક જ્ઞાન તેમના પ્રતિ કહેવા લાગ્યા.

વિવેચનઃ—આ પ્રમાણે લક્ષ્મણજીની વિજ્ઞપ્તિ શ્રવણ કરી અને જેમ ગુરૂ પાસે તત્ત્વોપદેશ લેવા શિષ્ય જાય તેમ તેઓને શરણે આવેલા જાણી તેમનું અવિદ્યારૂપી દુઃખ દૂર કરવા વાસ્તે શ્રીરામચંદ્રજી વિજ્ઞાન એટલે આત્માનુભવ જે વેદનો ઉપનિષદ્ ભાગ જ્ઞાનકાણ્ડ તેને અર્થ સહિત કહેતા હવા. નીતિરૂપી ભૂષણે કરી સર્વ રાજાઓમાં જેણે શ્રેષ્ટતા સંપાદન કરી છે એવા શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજી જેવા ઉત્તમ શ્રોતા મળવાથી તેની પાસે પોતાના અનુભવાત્મક જ્ઞાનનો પ્રકાશ પ્રસન્નતા પૂર્વક કરવા લાગ્યા, અધિકારી[1] શિષ્યને વિજ્ઞાનનો[2] અનુભવ કરાવવા ગુરૂને ઘણી પ્રસન્નતા રહે છે. તેહેજ પ્રકારે શિષ્યપણાને યોગ્ય સઘળાં લક્ષણો લક્ષ્મણજીમાં હોવાથી તેમને આત્મબોધ કરવામાં શ્રીરામચંદ્રજીને પ્રસન્નતા ઉપજી છે એમ કહેવાનો ભાવ છે. આ શ્લોકમાં **आर्तिहरः** એ નામનું વિશેષણ શ્રીરામચંદ્રજીને માટે લખવામાં આવ્યું છે. તેનું રહસ્ય આ પ્રકારે સમજવાનું છે કે, **आर्तिहरः** એટલે પીડા ( દુઃખ ) ના નાશ કરનાર, તે પીડા ( દુઃખ ત્રણ પ્રકારનાં છે. ૧ આધ્યાત્મિક, ૨ આધિભૌતિક ૩ આધિદૈવિક.

(૧) આધ્યાત્મિકઃ—જે દુઃખ આત્મા સંબંધી હોય તે; તેના પણ બે પ્રકાર છે. ૧ શારીરિક ૨ માનસિક.

(૧) શારીરિકઃ—શરીર સંબંધી દુઃખો, જેમકે વાત, પિત્ત અને કફ એ ત્રણ ધાતુઓના સમવિષમપણાથી જે દુઃખ ઉત્પન્ન થાય છે તે.

(૨) માનસિકઃ—મનનું દુઃખ, જેમકે, કામ ક્રોધ, લોભ, મોહ, ભય, ઇર્ષા વિષાદ અને સંતાપાદિદ્વારા જે મનને દુઃખ થાય છે તે.

આ બંને શરીરાંતર્ગત હોવાથી આધ્યાત્મિક દુઃખ કહેવાય છે.

(૨) આધિભૌતિકઃ—જે દુઃખ બહારથી સૃષ્ટિના પ્રાણિ પદાર્થો તરફથી ઉત્પન્ન થાય છે તે. જેમકે, મનુષ્ય, પશુ, પક્ષિ, સર્પ, પાષાણ, એના તરફથી જે દુઃખ ઉત્પન્ન થાય તે આધિભૌતિક કહેવાય છે.

(૩) આધિદૈવિકઃ—જે દુઃખ બહારની અદૃષ્ય સૃષ્ટિઓના પ્રાણિપદાર્થો તરફથી ઉત્પન્ન થાય

---

૧ જે પુરૂષે નિષ્કામ કર્મ તથા ઉપાસના કરી મલવિક્ષેપાદિક દોષોને દૂર કર્યા છે, અને જેના ચિત્તમાં અજ્ઞાન–સ્વરૂપનું આવરણ હોય તથા ચાર સાધન સંપન્ન હોય તે પુરૂષ અધિકારી કહેવાય છે. ૨—પાકું જ્ઞાન અથવા નિશ્ચયાત્મક આત્મજ્ઞાનની વૃત્તિને વિજ્ઞાન કહેછે.

તે. જેમકે, વિદ્યાધર, અપ્સરા, યક્ષ, રાક્ષસ, ગંધર્વ, કિન્નર, વિનાયક, પૂતનાદિ નવગ્રહ, પિશાચ, ગુહ્યક, સિદ્ધ, ભૂત, પ્રેત દૈત્ય, દાનવાદિ દેવતાઓદ્વારા જે દુઃખ ઉત્પન્ન થાય તે આધિદૈવિક કહેવાય છે.

આ પ્રકારે **આર્તિ** ( પીડા ) ના પ્રકારો છે. આ દુઃખોને દૂર કરવા પરબ્રહ્મ પરમાત્મા સિવાય કોઈ સમર્થ હોઈ શકતું નથી, માટે **પ્રપન્નાર્તિહરઃ** એ વિશેષણવાળા પરબ્રહ્મ પરમાત્મા, શુદ્ધ, બુદ્ધ, નિરાભિમાન, નિરાકાર, પરમપુરૂષ શ્રીરામચંદ્રજી પ્રત્યે શુદ્ધ મનવાળા થઈ શ્રીલક્ષ્મણજી સ્વપ્રયોજન નિવેદન કરે છે; તેનો ઉત્તર શિષ્યભાવનાથી શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજી પ્રત્યે કહે છે, એમ આ શ્લોકનું તાત્પર્ય છે.

હવે જ્ઞાન પ્રાપ્તિને માટે પરંપરાએ કરી રહેલાં જે બહિરંગ સાધન, નિત્ય નૈમિત્તિક સંધ્યા, ઉપાસના યજ્ઞાદિ કર્મો, અને અંતરંગ સાધનો શ્રવણ, મનન, નિદિધ્યાસન આદિ જ્ઞાનનાં સાધનોનું નિરૂપણ ગ્રંથકાર નીચેના સપ્તમ શ્લોકવડે કરી કરે છે.

**श्री रामचंद्र उवाच**

**आदौ स्ववर्णाश्रमवर्णिताः क्रियाः**
**कृत्वासमासादित शुद्धमानसः ॥**
**समाप्यतत्पूर्वमुपात्त साधनः**
**समाश्रयेत्सद्गुरुमात्मलब्धये ॥ ७ ॥**

**ભાવાર્થઃ**—શ્રી રામચંદ્રજી કહે છેઃ—

હે લક્ષ્મણજી ! પ્રથમ ધર્મશાસ્ત્રોએ વર્ણોના તથા આશ્રમોના સંબંધમાં કહેલી ક્રિયાઓને પોતાના વર્ણાશ્રમ પ્રમાણે કરી જેણે અંતઃકરણ શુદ્ધ કરેલું છે; અને કર્મોની સમાપ્તિ કર્યા પહેલાં જ જે સાધનસંપન્ન થયેલ છે, તેણે, સંપૂર્ણ કર્મોના અનુષ્ઠાનનો ત્યાગ કરી આત્મતત્વની પ્રાપ્તિને માટે શ્રીસદ્ગુરૂનો આશ્રય ગ્રહણ કરવો.

વિવેચનઃ—હે લક્ષ્મણજી ! પ્રથમ તો જીજ્ઞાસુ ( બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા ) પુરૂષે, પોતપોતાના વર્ણ ( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર ) તથા આશ્રમ—( બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યસ્ત )ને કરવા યોગ્ય ક્રિયાઓ, નિષ્કામપણે ભક્તિપૂર્વક ઇશ્વરને અર્પણ કરવી. તે કર્મો પાંચ પ્રકારનાં છે. ૧ નિત્ય, ૨ નૈમિત્તિક, ૩ કામ્ય, ૪ વૈધ્ય, ૫ નિષિદ્ધ.

(૧) નિત્યકર્મઃ[૧] —ત્રિકાલસંધ્યા તથા ગાયત્રિ જપાદિક.

---

૧ જે કર્મ નહિ કરવાથી પાપ થાય, કરવાથી ફલ થાય નહિ, અને સદા કરવાનું જેનું વિધાન હોય તે.

(૨) નૈમિત્તિકકર્મઃ + —શ્રાદ્ધાદિક.

(૩) કામ્યકર્મઃ * —સ્વર્ગાદિક લોકની પ્રાપ્તિ વાસ્તે અગ્નિહોત્રાદિક તથા ઇષ્ટદેવોની ઉપાસનાદિક ક્રિયા.

(૪) વૈધ્યકર્મઃ‡—શ્રુતિસ્મૃતિઓમાં પ્રતિપાદન કરેલાં કૃચ્છ્રચાંદ્રાયણાદિક વ્રતો.

(૫) નિષિદ્ધકર્મઃ†—પરસ્ત્રીગમન તથા પરદ્રવ્યાદિકનું અપહરણ કરવું તે.

ઉપરોક્તકર્મોમાં ચતુર પ્રકારનાં કર્મો તો નિષ્કામપણે કરવાં, પણ પાંચમું જે નિષિદ્ધકર્મ તેનો તો આગ્રહપૂર્વક સંપૂર્ણ ત્યાગ કરવો. નિષ્કામકર્મ કરતાં કરતાં જ્યારે અંતઃકરણ શુદ્ધ થાય છે, ત્યારે ઇશ્વર પ્રસન્ન થવાથી તેને સાધન ચતુષ્ટય અનાયાસે સિદ્ધ થાય છે. તે સાધન ચતુષ્ટયના પ્રકારો જેવા કે, વિવેક, વિરાગ, ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા એ ચાર સાધન ચતુષ્ટય કહેવાય છે. તેનો પૃથક્ પૃથક્ ક્રમ નિચે પ્રમાણે છે.

(૧) વિવેકઃ—ભેદબુદ્ધિ વા ભેદજ્ઞાન—ક્ષીર અને નીર એ બે ભેદજ્ઞાન તે વિવેક કહેવાય છે; તેજ પ્રમાણે સારૂં અને નઠારૂં પારખી બંનેને છુટાં પાડવાં એ પણ ભેદજ્ઞાન હોવાથી વિવેક કહેવાય છે. તેથી વિવેકના અર્થ ભેદ જ્ઞાનજ છે. વિવેકનો સાધારણ અર્થ એ થયો કે નિત્ય વસ્તુ કઇ છે; અને અનિત્ય વસ્તુ કઇ છે એ પારખી જુદી કાઢવી અર્થાત્ આ વસ્તુ નિત્ય છે, અને આ વસ્તુ અનિત્ય છે, એ પ્રકારનું ભેદજ્ઞાન થવું તે. વેદાંતસારમાં કહ્યું છે કે.

(૨) વિરાગઃ—બ્રહ્મલોક પર્યન્ત જેટલું વિષય સુખ છે તેને કાકવિષ્ટા સમાન જાણી તેનો વિષની પેઠે ત્યાગ કરવો તેનું નામ વિરાગ[૨૨] કહેવાય છે.
વિરાગ ન રહેવાથી માયિક પદાર્થોમાં પુનઃ પુનઃ મોહ ઉત્પન્ન થાય છે, અને એ મોહ ઉત્તરોત્તર જન્મ મરણના કારણરૂપ થાય છે.

(૩) શમાદિષટ્સંપત્તિઃ—**शमदमोपरतितितिक्षा समाधान श्रद्धा**—શમ, દમ, ઉપરમ, તિતિક્ષા, સમાધાન અને શ્રદ્ધા. એ છનું નામ શમાદિષટસંપત્તિ કહેવાય છે.

(૧) શમઃ§—વારંવાર વિષયોમાં દોડતા મનને રોકવું તે.

(૨) દમ†—ચક્ષુ આદિક બહિરિંદ્રિયોને વારંવાર પોતપોતાના વિષયોમાં ચંચલ થતી અટકાવવી તે.

---

કાર્ય શબ્દથી પ્રકૃતિસહ સંપૂર્ણ વિશ્વ પ્રપંચનું ગ્રહણ કરાય છે. અને કારણ શબ્દથી સમગ્ર કાર્યનું જે વિવર્ત્ત ઉપાદાન કારણ બ્રહ્મતત્ત્વ તેનું ગ્રહણ થાય છે. એ બેનો વિવેક તે કાર્ય કારણનો વિવેક કહેવાય છે. (૨) દ્રષ્ટા એટલે જ્ઞાન સ્વરૂપ જે નિર્વિશેષ દ્રવ્યરૂપ બ્રહ્મતત્ત્વ જે બુદ્ધિવૃત્તિના દ્રષ્ટારૂપે અજ્ઞાનદશામાં મનાયું છે, તે તથા તેનાથી જણાતું પ્રધાનથી માંડીને તે અંત્યાવયવી દ્રવ્ય પર્યન્તનું સમગ્ર જગત્ તે દૃશ્ય છે એ બેના ભેદનું જ્ઞાન તે દ્રષ્ટાદૃશ્ય વિવેક કહેવાય છે. (૩) સંપૂર્ણ જગત્ તેના પરિણામી ઉપાદાનરૂપ પ્રકૃતિ સહિત વાસ્તવે અત્યંત અલિક છે તેથી અસત્ શબ્દથી ગ્રહણ કરાય છે; અને ચિન્માત્ર નિર્ગુણ બ્રહ્મ સદા સર્વદા એક રૂપમાં જ રહેનારૂં હોવાથી સત્પદથી ગ્રહણ કરાય છે. એ બેનો વિવેક તે સદ્અસદ્ વિવેક. ૨૨ **ऐहिकानांस्रक् चन्दन विषयभोगानां कर्मजन्यतयाऽनित्यत्ववदामुष्मिकाणामप्यमृतादि विषयभोगानाम नित्य तयातेभ्योनितरां विरतिरिहामुत्रफलभोगविरागः**—ભાવાર્થઃ—હાર ચંદન વિગેરે આ લોકના વિષયભોગ જેમ કૃષિ વિગેરે કર્મથી સંપાદન કરાએલ હોવાથી અનિત્ય છે, તેમ સ્વર્ગાદિ લોકના અમૃત વિગેરે વિષયભોગો પણ યાગાદિ કર્મથી સંપાદન કરાતા હોવાથી તે પણ અનિત્ય છે, એ પ્રકારે વિષયભોગ માત્ર ઉપર જે અનિત્યતા વિગેરે દોષોના સાક્ષાત્કારરૂપ નિત્યાનિત્યવિવેકથી અત્યંત અસ્પૃહાવા વિરતિ થાય છે તેને ઈહામુત્રાફલભોગ વિરાગ કહે છે.

( વેદાંતસાર. )

§ **श्रवणादि व्यतिरिक्त विषयेभ्यो मनोनिग्रहः** શ્રી ઈશ્વરવિષયક શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી ભિન્ન વિષયોમાંથી મનને હઠાવવું તે શમ કહેવાય છે.

( વેદાંતસાર. )

† **दमो बाह्येन्द्रियाणांतद्व्यतिरिक्तविषयेभ्योनिवर्तनम्**—ચક્ષુ, શ્રોત્ર, વિગેરે બાહ્યપદાર્થને વિષય કરનાર ઇન્દ્રિયોનો જે અંતઃકરણની વૃત્તિ વિશેષથી જ્ઞાનનાં સાધનરૂપ શ્રવણાદિથી ભિન્ન વિષયમાત્રથી નિરોધ થાય છે તે અંતઃકરણની વૃત્તિનું નામ દમ છે.

( વેદાંતસાર. )

(૪) મુમુક્ષુતા[1]:—જેમ 'नारोचन्ते क्षुत्पिपासातुराणाम' ક્ષુધા અને તૃષાએ કરી જે આતુર છે, તેને કોઈ પદાર્થ પર પ્રીતિ થતી નથી, હેવી રીતે આત્માનની પ્રાપ્તિની ઇચ્છા થવી તે.

સાધક જ્યારે ચતુષ્ટય પ્રકારનાં કર્મો નિષ્કામ વૃત્તિથી ઇશ્વરાર્પણ કરે છે, ત્યારે ઇશ્વરની કૃપાથી તેનું અંતઃકરણ શુદ્ધ થાય છે. અને એવા શુદ્ધ અંતઃકરણમાં સાધન ચતુષ્ટયનો સ્વતઃસિદ્ધ[2] ઉદય થાય છે જ્યારે સર્વે કામનાઓ નષ્ટ થાય ત્યારે સાધકે આત્મજ્ઞાનની પ્રાપ્તિ વાસ્તે યથાપ્રાપ્ત ઉપહાર[3] લઈ સદ્ગુરૂને[4] શરણે જવું, સાધકનો અધિકાર જોઈ ગુરૂ જ્યારે મહાવાક્યનો ઉપદેશ કરે છે, ત્યારે તે સાધક સચ્ચિદાનંદ સ્વરૂપ અખંડ[5] પદને પ્રાપ્ત થાય છે. સાધકે ગુરૂના શરણમાં જવું ત્યારે સૌ ગુરૂ કેવલ શ્રોત્રિય અથવા કેવલ બ્રહ્મનિષ્ઠ નહિ પણ બંને વિશેષણથી યુક્ત હોય તેના જ શરણમાં જવું; શ્રી મુંડકોપનિષદમાં કહ્યું છે કે, **तद्विज्ञानार्थं सगुरूमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रिय ब्रह्मनिष्ठम्।** (તે આત્માને જાણવા માટે જીજ્ઞાસુ પુરૂષે હાથમાં સમિધ લેઈ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂ પાસે જવું.

બ્રહ્મનિષ્ઠ:—જે સંત પુરૂષની બ્રહ્મને વિષે કેવળ નિષ્ઠા માત્ર હોય, અને વિવિધ પ્રકારના શાસ્ત્રોની યુક્તિયો દ્વારાંશિષ્યોના મનની શંકા સમાધાન કરવામાં અસમર્થ હોય તે.

શ્રોત્રિય:—જે સંત પુરૂષ કેવળ શાસ્ત્રની જ વિવિધ યુક્તિયોદ્વારા શિષ્યોના મનનું જ સમાધાન કરી શકે છે; પણ તત્વનો સાક્ષાત્કાર ન હોવાથી, જેની બ્રહ્મને વિષે નિષ્ઠા થઈ નથી હેવો શુષ્કવાદી. આવા એક એક ગુણવાળા સંત પુરૂષથી યથાવત્ જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકતી નથી; જેથી શિષ્ય સંસાર સમુદ્ર તરવાની હોડીને પ્રાપ્ત કરી શકતો નથી. તે વિષે દષ્ટાંત કહે છે કે, કોઈ એક પોતાને સ્વદેશ જનારો પુરૂષ રસ્તામાં જતો હતો, ત્યાં વચમાં એક નદી આવી, તે ઉતરવા સારૂ કીનારે

૧ **मुमुक्षुत्वं मोक्षेच्छा**—મોક્ષની ઇચ્છા તે મુમુક્ષુપણું. એ મુમુક્ષુપણું વૈરાગ્ય અને ષટ્સંપત્તિ પછી જ પ્રાપ્ત થાય છે અને વૈરાગ્ય થવાથી બ્રહ્મથી તે સ્તંભ પર્યંતની ઇચ્છાનો તે મહાત્માને અભાવ થાય, તેથી ષટ સંપત્તિ પ્રાપ્ત થયા પછી જે કોઈ ઇચ્છા તેને અવશેષ રહે છે તો તે મોક્ષની ઇચ્છા છે. કોઈ વિષયની ઇચ્છા નથી. ૨ સ્વતઃસિદ્ધ=પોતાની મેળે થાય તે. ૩ ગુરૂ દક્ષિણાભેટ. ૪ જે પરમાત્માના નિરાકાર (સત) એટલે સાચા, એવા સ્વરૂપનો અને આપણા શરીર માંહિલા અહંપણું ધરનારા જ્ઞાન પહેલાના આપણા સ્વરૂપનો ઐક્ય બોધ કરી, સ્વસ્વરૂપને ન જાણવું એવું જે અજ્ઞાન, અને અજ્ઞાન એટલે પાતક તથા પાતક એટલે વારંવાર જન્મ મરણના ફેરામાં પાડનારૂં તેથી અજ્ઞાન તેજ પાતક, તથા પાતક તેજ અજ્ઞાન,' તેના થકી જે તરે છે, અને સત એટલે સાચી, એવી બ્રહ્મ પ્રાપ્તિની રહેણીઓ શીખવે છે તેઓને સદ્ગુરૂ કહે છે.

(વિષ્ણુબાવા.)

૫ સદાય હેવું ને હેવું જ રહેનાર, કોઈ પણ જાતના પરિચ્છેદ વિનાનું તે અખંડ કહેવાય છે.

પુછપરછ કરવા લાગ્યો કે મારે નદીથી પાર જવા સારૂ શો ઉપાય? તે સાંભળીને કીનારે એક પુરૂષ શરીરે પુષ્ટ તથા ચાલવામાં સમર્થ હતો, અંધ હતો તે કહેવા લાગ્યો કે, મારી ખાંધ ઉપર તમે બેસો તો હું તમને પાર ઉતારી દઉં; ત્યારે તે અંધની વાણી સાંભળી નદી પાર જવાવાળા... વિચાર થયો કે આ અંધ છે, તેથી પેલા પારનો કિનારો તો જોઈ શકતો તો તે મને કેમ પાર ઉતારશે? માટે તેને વિશ્વાસે જવું એ સલામતી નથી. તેથી તેના સાથે જવા ના પાડી. તે વખતે તે જ કીનારા પર વળી પંગુ મનુષ્ય બેઠો હતો, તે આંખે દેખતો હોવાથી તેણે નદી પાર જવાની ઈચ્છાવાળા પુરૂષને કહ્યું કે, તમારે બીજા સાથે જવાની જરૂર નથી, કેમકે નદીમાં પાણી કેટલું છે તે હું જાણું છું, માટે હું કહું તે રસ્તે જાઓ એટલે નદી ઉતરી શકશો. એવાં પાંગળાનાં વચન સાંભળી નદી પાર જવા ઈચ્છાવાળો પુરૂષ વિચાર કરવા લાગ્યો કે, પોતે પગ વિનાનો છે, અને કોઈ દિવસ નદીમાં ગયો નથી, તેથી પાણી કેટલું છે તે તે જાણી શકે જ નહિ, માટે તેના કહ્યાથી નદીમાં જવું એ ઈષ્ટ નથી. એમ ધારી તેનું પણ વચન માન્યું નહિ, તેટલામાં દૈવ ઇચ્છાથી એક ત્રીજો પુરૂષ નેત્રે દેખતો, ચાલવામાં સમર્થ અને તરવાની શક્તિવાળો ત્યાં આવ્યો. તેની સહાયતાથી નદી પાર જવાની ઇચ્છાવાળો પુરૂષ પોતાની ઈચ્છા પ્રમાણે નદી પાર જઈ સ્વદેશ પહોંચ્યો. તાત્પર્ય કેઃ—બ્રહ્મ સ્વરૂપને પ્રાપ્ત થવાની ઈચ્છાવાળો જે મુમુક્ષુ તે સ્વદેશ જવાની ઈચ્છાવાળો સમજવો. જન્મ મરણ રૂપી જેમાં પ્રવાહ છે એવી સંસારરૂપ નદી જાણવી. તેની પેલી પાર તે પરમાત્મા પદની પ્રાપ્તિ જાણવી. નદી કીનારા પર અંધને ઠેકાણે શ્રોત્રિય કહેતાં કેવળ શાસ્ત્રને જાણવાવાળો જાણવો. એને શાસ્ત્રાર્થ નિરૂપણ કરવા રૂપી પગમાં જોર છે; પેલી પારના કીનારા રૂપી બ્રહ્મ સ્વરૂપને જોઈ શકતો નથી, તેથી કેવળ શ્રોત્રિય ગુરૂના આશ્રયથી બ્રહ્મ સ્વરૂપની પ્રાપ્તિ થઈ શકતી નથી. પાંગળાને ઠેકાણે કેવળ બ્રહ્મ નિષ્ઠ જાણવો. જેને ગુરૂ કૃપાથી બ્રહ્મ સ્વરૂપના અપરોક્ષ જ્ઞાન રૂપી ચક્ષુ છે. તે સંસાર રૂપી નદીને પાર જે બ્રહ્મ તત્ત્વ છે તેને યથાર્થ જાણી શકે છે; પણ તેને શાસ્ત્રોનાં પ્રમાણપૂર્વક યુક્તિથી ઉપદેશ કરવા રૂપ પગ નથી. જેથી તેનો ઉપદેશ સાચો છતાં મુમુક્ષુને વિશ્વાસ આવતો નથી. નેત્રવાળો અને પગવાળો પુરૂષ તે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ જાણવો; અને તે બંને વિશેષણવાળા પુરૂષને શરણે જનાર સાધક સંસારની પારના પદને પ્રાપ્ત થાય છે. સ્મૃતિમાં પણ એવા આશયનું વચન છે કે, **तद्विद्धिप्रणिपातेन परिप्रश्नेनसेवया । उपदेक्ष्यंतिते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ।** તેથી હે લક્ષ્મીજી! એવા જે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ તત્ત્વદર્શી ગુરૂ હોય તેને શરણે જવાથી આત્મજ્ઞાનની તત્કાલ પ્રાપ્તિ થઇ જાયછે, અન્યથા થતી નથી. (ચાલુ.)

શ્યામચંદ્ર ગોવર્ધનદાસ.

---

REGISTERED No B 761

સ્થાપક— મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

તંત્રી— આંબાલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ-યુદ્ધ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्

[પુસ્તક ૨૮-અંક ૭ ] ( માસિક ) [એપ્રિલ-૧૯૧૩.]



—×—

અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું.

ભૂલું છું ભાન હું મ્હારૂં! ભૂલી જા ભાન તૂં ત્હારૂં!
ડૂબું છું ઈશ્ક દરિયામાં! સમાલો નાવ તૂટેલું!

ગઝલ-બેતો નવી ગાવા! નવી અર્ઝી! નવા દાવા!
નવા મેવા હવે લ્હાવા! ઈરમ-ગુલઝારમાં જાવા!

બદન બદીમાં ન એ નાંખે! રૂહે-ગુલ ખુલખુલો ચૂમે!
જિગર અસ્માનમાં ઉડે! મઝા મિનોઈમાં ઝૂલે!

અરે! દિલદાર ઓ યારો! જિગરના જંગી પુકારો—
સુણી પયગામ સુણાવો, હકીકતમાં અજબ દાવો!

દવા નથી લાગતી! યારો! મ્હને દુનિયા દિવાનીની!
જિગરથી શાદ છું જોતો! ચઢૂં મસ્તાન મસ્તાની!

મગર મગરૂર મસ્તાની! મીંચી દે ચશ્મ અય પ્યારી!
બિયાબાંમાં રઝળવાની કરે ગુઝર દિલચમન યારી!

સ્વદેશી દારૂ પરદેશી! બધા શીસા બપાંતર છે!
નશો ચકચૂર કરનારા! ચઢે હક યાર તો પીસે!

જલદ ખુશે નશો પીનો! મુસીબત છે મગર શાણી!
બદનનું ભાન ભૂલાવે! અહો! લાલી બન્યું પાણી!

શરાબે ઈશ્કના શીસા! હમારા ઈશ્કખાનામાં!
શિરાઝ યા કરાની એ, ઠરો ખાલી દિવાનામાં!

શરાબે ઈશ્કની પ્યાલી! ભરેલી તરબતર લાલી!
ભરી પા પ્યાલીપર પ્યાલી! જુએ છે શાદ ગું બહાલી!

શરાબીના શીસા લેવા, ભરી પીવા: ભરી પાવા!
અમર મયખાનું આ જોવા! हजन दिलपर रहने दे हा!

સનમ! રૂહેમન ભરી દેજે! નરે નૂરને પિછાની લે!
જિગર મસ્તાન મસ્તાની! દિવાનાની દિવાની એ!

મન્દનક્ષેત્ર—મયખાના. }
તારીખઃ—૨૪ ડિસેમ્બર ૧૯૧૦ } मस्तान.

REGISTERED No. B. 764

આઘદ્રષ્ટા—
એક 'અભેદમાર્ગપ્રવાસ'
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

તંત્રી—
માણેકલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—ભાગવતમ્.

[પુસ્તક ૨૮-અંક ૭.] ( માસિક ) [એપ્રિલ-૧૯૧૩.]

## इजन दिलवर ! त्हने छे हा !

પ્રેમ.

કલાલી મસ્તીમા આવી, શરાબીનો સીસો ઝાલી !
ભરે શી રીત્ય એ પ્યાલી ' હતો સીસો બધો ખાલી !

ગઈ રાત્રિ ઘણી ચાલી, સનમ ના લબ્જ પણુ બોલી !
ફરી સ્વપ્નેય ના મ્હાલી ! હવે ઇન્સાફ દે ! વ્હાલી !

કરે તારીફ સદા ત્હારી, દિવાનાની ગિરફતારી !
દિવાનો મસ્ત દિલ્હી આ, વફાદારી કરે ત્હારી !,

ત્યજી દુનિયા દિવાની ને ભળી જા રાહદારીમાં !
અજબ એસે સદા બેસો, મઝા મળશે શરાબીમાં !

શરાબી પ્રીઃખુમારીમાં ચ્હડાવે ઓર લાલી તો,
ખરે ગભરાઇને જાશે બલાઓ દૂર ચાલી તો !

ભૂલું છું ભાન હું મ્હારૂં! ભૂલી જા ભાન તૂં ત્હારૂં!
ડૂબૂં છું ઇશ્ક દરિયામાં! સમાલો નાવ તૂટેલું!

ગઝલ-એતો નવી ગાવા! નવી અર્જી! નવા દાવા!
નવા લેવા હવે લ્હાવા! ઇરમ-ગુલઝારમાં જાવા!

બદન બદીમાં ન એ નાંખે! રૂહે-ગુલ બુલબુલો ચૂમે!
જિગર અસ્માનમાં ઉડે! મઝા મિનોઇમાં ઝૂમે!

અરે! દિલદાર ઓ યારો! જિગરના જંગી પુકારો—
સુણી પયગામ સુણાવો, હકીકતમાં અજબ દાવો!

હવા નથી લાગતી! મારો! મ્હને દુનિયા દિવાનીની!
જિગરથી રાહ છું જોતો! ચઢૂં મસ્તાન મસ્તાની!

મગર મગરૂર મસ્તાની! મીંચી દે ચશ્મ અય પ્યારી!
બિયાબાંમાં રઝળવાની કરે તુજ દિલચમન યારી!

સ્વદેશી દારૂ પરદેશી! બધા સીસા ભર્યાંતર છે!
નશે ચકચૂર કરનારા! ચહે હક યાર તો પીલે!

જલદ બૂરો નશો પીવો! મુસીબત છે મગર શાણી!
બદનનું ભાન ભૂલાવે! અહો! લાલી ભર્યું પાણી!

શરાબે ઇશ્કના સીસા! હમારા ઇશ્કખાનામાં!
શિરાઝી યા ઇરાની એ, કરો ખાલી દિવાનામાં!

શરાબે ઇશ્કની પ્યાલી! ભરેલી તરબતર લાલી!
ભરો પા પ્યાલીપર પ્યાલી! જુએ છે રાહ શું વ્હાલી!

શરાબીના સીસા લેવા, ભરી પીવાઃ ભરી પાવા!
અગર મયખાનું આ જોવા! इजन दिलबर त्हने छे हा!

સનમ! રૂહેમત ભરી દેજે! નૂરે નૂરને પિછાની લે!
જિગર મસ્તાન મસ્તાની! દિવાનાની દિવાની એ!

ચન્દનક્ષેત્ર—મયખાના.
તારીખઃ—૨૪ ડિસેમ્બર ૧૯૧૦

मस्तान.

# आलेखन.[1]

( લેખક રા. રા. કૃષ્ણદાસ યમુનાદાસ ગાંધી. બી. એ. એલ્ એલ્ બી.—મુંબઇ. )

### શિખરિણી વૃત્ત.

ત્રિયામા શ્યામા આ રમણ મળવાને અભિસરે—
વિટત્વે સીકારી મૃદુ પવન સંગે અનુસરે;
બની દૂતી વિદ્યુત પિયુપથ બતાવા છલ કરે,
નદી તીરે ધીરે લહરિ મધુરૂં ગાન ઉચરે. ૧

### ( સ્રગ્વિણી વૃત્ત. )

દિવ્ય ભાવો સ્ફુરે ગાન કર્ણે જતાં,
સ્વામિ ચિત્તાગ્રહી મૂર્તિ આલેખતાં;
પ્રેમ પીયૂષની ઉર્મિ આકર્ષતાં,
ચિત્ર હેવાં ખડાં દૃષ્ટિ સામે થતાં. ૨

### ( તોટક વૃત્ત. )

થઈ શાંત તૃષા નિરખી છવિ તે,
થઈ તૃપ્તિ અતિ નિજચિત્ત વિષે;
વિરમી સ્પૃહણા સહુ શોક શમે,
ન ઉમંગ જરા મનમાં વિલસે. ૩

થઈ મસ્ત મતિ તર્જી સર્વ ગતિ,
શી નિરુદ્ધ થઈ મમ કામ રતિ;
ન અસત્ય ન કે નહી શક્તિ રહી,
મમ અંતરમાં ગઈ વૃત્તિ શમી. ૪

### (ઇંદ્રવજ્રા વૃત્ત.)

જે પૂજતી સ્વામી હવે દિસે તે,
જોતા ફરી નાથ, કથા શુણે તે;

---

૧ સંપાદક—રા. રા. જોષી. વિઠ્ઠલદાસ ઉદેશી.

તલ્લીન ભાસે પતિચિંતને તે,
સર્વસ્વ અર્પી પ્રભુને ભજે તે. ૫

( સ્રીદ્ધ વૃત્ત. )

વ્રજ ગોપી હરિલીન થૈ સ્મરે,
હરિમાહાત્મ્ય જરા ન વિસ્મરે;
દિસતી વ્યાકુલ લેશ જો બને—
નિજ વૃત્તિ સ્ખલિત સ્વચિંતને. ૬

ઇંદ્રવંશા વૃત્ત.

કર્મો તથા જ્ઞાન તજી તને ગ્રહું,
પ્રાપ્તિ પ્રકારો તવ તે ગણું જ હું.
તું ને ...કે જ્ઞાન પરસ્પરાશ્રયે,
કો એમ જાણે પણ તું સ્વયં હસે. ૭

( તાટંક જાતિ. )

પ્રેમ સ્વરૂપ અનિર્વચનીય મૂર્તિ પ્રિય તવ ચિત્ત હરી,
સ્વાદન કેરી સહકૃતિ જેવી મૂક રહે મનમાંજ ધરી;
નિર્ગુણ પૂર્ણજ કામવિનાશક સૂક્ષ્મ રહી પ્રતિદિન ઉભરી,
તે અનુભવના મર્મી કદિ પથમાં સમજાયે નો પ્રીતિ જરી. ૮

( સ્રગ્વિણી વૃત્ત. )

તે પ્રભુ નારદે ગાઈ નેહે કરી,
દૈત્યપુત્રે વળી તે કલત્રી કરી;
નિત્ય માગુંજ તે દૈન્ય ભાવે હરિ,
અશ્રુપૂર્ણેક્ષણે તેજ માગું ફરી. ૯

# વ્હેતૂં હૈયૂં !

✕✕—✕✕

પ્રેમ.

વ્હેતૂં હૈયૂં હો વ્હેનારૂં !
આંસુના પૂરમાં મલકાતૂં !
આંસુ ઉપાસક થાતૂં જાતૂં !
હો વ્હેતૂં થાતૂં !
સદા યે હો વ્હેતૂં થાતૂં !

વ્હેનારાંને વ્હેવા દેજો !
બન્ધ થવા ત્હેને ના કહેજો !
બારે હૈયાં હલકાં થાજો !
વ્હેતાં ના કાજો !
સદા યે વ્હેતાં ના કાજો !

વ્હેતૂં હ્રદય ઓ ! વ્હેતૂં થાજે !
આંસુ પૂર તણાતૂં જાજે !
આંસુમાં ન્હાજે ! ને ગાજે !
વ્હેતાં ના કાજે !
કદિ યે વ્હેતાં ના કાજે !

વ્હેતૂં વ્હેતૂં વ્હેતૂં થાજે !
વ્હેતૂં જલ વ્હાલાંને પાજે !
સુકાંને રસભીનાં કરજે !
ને વ્હેતૂં રૂહેજે !
સદા યે તૂં વ્હેતૂં રૂહેજે !

ચન્દનક્ષેત્ર—મયૂખાના,
તારીખ ૧૪ ઑક્ટોબર ૧૯૧૦　　　　　　　　મસ્તાન.

# ॥सामाजीक पुनरुद्धार उपर धार्मिक भावनाओनी असर.॥

( અનુસંધાન પૃષ્ઠ ૨૨ થી. )

આ બાબત વિષે પદાર્થવિજ્ઞાન અને ધર્મને સમાન પ્રકારનું સત્ય શિખવવાનું છે. એક વૈજ્ઞાનિક જેને વ્યક્તિના નામથી વ્યવહરે છે તેને હમેશાં વધારે ને વધારે ગૂંચવાડા ભરી રીતે કેવી રીતે યોજી કાઢે છે, એ આપણાથી એકાદ શારીરશાસ્ત્રના ગ્રંથમાંથી દર્શાવી શકાય એમ છે. તેનું એમ માનવું છે, કે આપણા દેહો અસંખ્ય વ્યક્તિઓના ( અણુઓ ? ) બનેલા છે, તે દરેક પોતપોતાનું જીવન ગાળે છે, જન્મે, વધે, મરે, ક્ષય પામે છે. આવી વ્યક્તિઓની વિશાલજાતિઓના આપણા દેહો બનેલાં છે—પડદાવાળાં અથવા પડદા વિનાનાં હોય તદનુસાર વિજ્ઞાનશાસ્ત્રી તેમને અણુઓનું નામ આપે છે—ગમે તો આવાં અણુઓ રૂધિરમાં પ્રવૃત્તિમય ગતિમાં હોય છે અથવા સરખામણીમાં સ્થિર હોય છે; આમનાથી વ્યક્તિઓનો નીચામાં નીચો વર્ગ દર્શાવાય છે. પછીથી આ સર્વે એકત્ર જોડાતાં વ્યક્તિઓનો અન્ય ક્રમ ઉપસ્થિત થઈ આવે છે—શિરાઓનો ક્રમ યોજાય છે. શિરાઓ એકઠી જોડાતાં વ્યક્તિયોનો ત્રીજો ક્રમ જોવામાં આવે છે—અવયવોનો. અવયવો એકઠાં જોડાતાં વ્યક્તિયોનો ચોથો ક્રમ ઉભો થઈ આવે છે—વૃક્ષ પ્રાણી અને માનવદેહોનો. દેહો એકઠા જોડાતાં વ્યક્તિયોનો પંચમ ક્રમ ઉપસ્થિત થઈ આવે છે—જાતિયોરૂપી. જાતિયો એકઠી જોડાતાં વ્યક્તિયોનો છઠ્ઠો ક્રમ જોવામાં આવે છે—પ્રજાઓરૂપી. પ્રજાઓ એકત્ર જોડાતાં વ્યક્તિયોનો સપ્તમ ક્રમ ઉપસ્થિત થઈ આવે છે—માનવજાત રૂપી. આવા પ્રકારનું શિક્ષણ કંઈ કવીનું, સ્વામિકનું અથવા રૂપક, ઉપમા, સંજ્ઞાઓના શોખીન માનવિનું નથી. શારીરશાસ્ત્રના પ્રથમ પુસ્તકમાં જ આટલી વાતનું શુષ્કવર્ણન તો મળી આવે છે. જેમ ધર્મે એકતાથી આરંભીને એ એકતાને ક્રમે ક્રમે રાજ્ય, કુટુમ્બ અને વ્યક્તિને કેળવવામાં વિભાજીત બનાવી છે તેમ પદાર્થવિજ્ઞાને અનેકતાના અભ્યાસમાંથી સર્વવ્યાપક એકતાનો અનુભવ મેળવ્યો છે. વૈજ્ઞાનિકમાનવિ માનવજાતને એક બંધારણ રૂપે સ્વીકારે છે અને ધર્મ પણ એવી જ ભાવનાનો સ્વીકાર કરે છે. માત્ર જ્યાં પદાર્થવિજ્ઞાન એક સર્વવ્યાપક જીવનને જુવે છે ત્યાં ધર્મ પણ એક સર્વવ્યાપક ચૈતન્યનો સ્વીકાર કરે છે, અને એ ચૈતન્યને **ઇશ્વરના** નામથી વ્યવહરે છે. ધર્મ, ઇશ્વરનું સર્વાંતરવ્યાપકત્વ ઉપદેશે છેઃ અને સ્વરૂપોમાં રહેલા **એક જીવનનો**, અનેક ચૈતન્યાંશોમાં વસતા **એક ચૈતન્યનો**, અનેક જીવાત્માઓમાં વસતા **એક આત્માનો** ઉપદેશ આપે છે;—પ્રેમની ખાતર, અનેક પુત્રોને પરમપદ પમાડવા ખાતર વ્યક્તિભાવઆપન્ન થયેલા **એકનો** ઉપદેશ આપે છે.

આપણામાં અને સર્વમાં વસતા **એક જીવનની**, અસંખ્ય વ્યક્તિયોમાં સ્વતઃઆવિર્ભાવ પામતા **એક જીવનની** આવી ભાવના આ પ્રમાણે ધર્મે અને પદાર્થવિજ્ઞાને સમાન

પ્રકારે પૂરી પાડી છે. અસંખ્ય અવલોકનો દ્વારા ગમે તો આપણે નીચેથી ઉંચે સત્ય પ્રતિ ગમન કરીએ—પદાર્થવિજ્ઞાનની વિધિ, અથવા પરમાત્માના ઉચ્ચ પ્રદેશોમાંથી જડ સૃષ્ટિમાં અવતરી આવીએ—ધર્મની વિધિ, તેનો કંઈ પણ હિસાબ નથી; ઉભયે આખરે તો સમાન સત્યનો ઘોષ ગજાવે છે; જીવનની અને તેટલા માટે માનવજાતની આવા પ્રકારની એકતા ઉભયમાંના ગમે તેની પાસેથી સ્વીકારી શકાય એમ છે. આપણે જેમને પ્રજાઓના નામથી વ્યવહરીએ છીએ એવા અનેકવિધ વ્યક્તિયોની બનેલી સમાજના બંધારણના એકના એક ખાત્રી ભર્યા આધાર રૂપે આવા સામાન્ય જીવનના સ્વીકારની આવશ્યકતા છે.

બધાં માનવોના મનમાં આવા પ્રકારની ભાવના અગ્રસ્થાન લેતી થાય એમ આપણે માની લઇએ; બધાના આરોગ્યનો આધાર અવયવોના આરોગ્ય ઉપર હોય છે, એટલું શું અનિવાર્ય રીતે સમજવાનો તેઓ આરંભ નહિ કરે? મુખમાં ઝહર મુકો, આખો દેહ રોગી બની જાય છે. એકાદ નસવાટે પીચકારી વડે તેનો દેહમાં પ્રવેશ કરો, આખો દેહ લથડી જાય છે. તમારા રાજદ્વારી દેહમાં સઘળે દારિદ્ર્ય, દુઃખ, અજ્ઞાન ને પસરવા દો, બધોએ રાજદ્વારી દેહ રોગી બની જાય છે, તેમાં કોઈ પ્રકારનું પૂર્ણઆરોગ્ય જોવામાં આવતું નથી. ઇશ્વરના અંતરયામિત્વની શ્રદ્ધાને લીધે માનવ એકતાના સ્વીકારની જરૂર ઉભી થાય છે: "એક આત્માનું અને એક દેહનું અસ્તિત્વ છે." આમાંનું બીજું સત્ય, પ્રથમ સત્યના દુનિયાદારીના પક્ષ સમાન છે. તેટલા માટે ટકે એવી સામાજીક પુનરુદ્ધારની કોઈ પણ યોજનાનો આધાર, જેમાં સર્વે સમભાગી હોય એવા એક સામાન્ય જીવનના વ્યાવહારિક અનુભવ ઉપર હોવો જોઇએ. આનો અર્થ એટલો થાય છે કે આપણાં નગરોમાં કોઈ પણ પ્રકારના ગરિબોના આવાસો તેમજ દુરાચારનાં પ્લેગ જેવાં સ્થાનો હોવાં જોઇએ નહિ; આપણા લાખ્ખો બંધુઓના જીવતને કોતરી ખાનાર ભયંકર દારિદ્ર્ય અદ્રશ્ય થવું જોઇએ, એમ પણ એથી સૂચવાય છે. આથી સામાન્ય જીવનનો એવા પ્રકારનો સ્વીકાર, એવી જાતનો અનુભવ સૂચવાય છે, કે શિક્ષિત અને સુખી એવા આપણે જ્યાં સુધી આપણા બંધુ અને બ્હેનોને દુઃખમાંથી મુક્ત કરવાનો આપણાથી બને તેટલો ઉત્તમ પ્રયત્ન કરીશું નહિ ત્યાં સુધી આપણે આપણી જાતને રોગી અને દુઃખી જ માનીશું. અનુભવાયલી સામાન્ય જીવનની ભાવના, જ્યાં સુધી આટલું બધું સંકટ ઉપેક્ષિત રહે ત્યાં સુધી સંતોષથી આરામ લઈ શકે જ નહિ.

કૌટુમ્બિક સંબંધમાં આવું અનુભવવામાં આવે છે; એક બંધુને અન્ય બંધુને સહાય કરવાની ફરજ પાડવા માટે કાયદાની કોઈ પ્રકારની જરૂર નથી; હૃદયમાં વસતો પ્રેમનો કાયદો, બીજા કોઈ પ્રકારના કાયદાની જરૂરનો નકાર ભણે છે અને કુટુમ્બના એક દુઃખી સભ્યપ્રતિ સહાય થવાની ફરજ પાડે છે. માનવોનાં બધાં બાલકોને "પ્રભુએ એકજ રૂધિરનાં બનાવ્યાં છે" એટલું સત્ય છે. જ્યાં સુધી આપણને કુટુમ્બની અંદરનાને માટે જેવું લાગી આવે છે તેવું તેની બહારનાને માટે ના લાગી આવે, જ્યાં સુધી બધાંએ આપણે માટે એક કુટુમ્બ રૂપ ના બની રહે, જ્યાં સુધી પ્રાચીન હિન્દુશાસ્ત્રના શબ્દોમાં, આપણાં વડિલોને આપણાં માતપિતારૂપે, આપણાથી યુવાનને આપણાં બાલકોરૂપે, આપણા સમા-

નને આપણાં બંધુ અને બ્હેનોરૂપે ન ગણીએ ત્યાં સુધી આપણે માનવ દૃષ્ટિબિંદુ સુધી હજે ખરેખરી રીતે જરા પણ ચઢી શક્યા નથી. કારણ કે યથાર્થ પુરૂષો અને સ્ત્રીઓમાં પ્રેમ, દયા અને સદ્‌ભાવની ભાવના—એક શબ્દમાં સેવાની ભાવના—બધી પૃથિવી ઉપર, મરણુનાં પ્રદેશમાં થઇને પાછી પૃથિવી ઉપર વિસ્તરે છે અને જેટલા પ્રમાણમાં આપણે આવા અતિ વિસ્તાર પામતા પરોપકારના ગુણનો આપણામાં વિકાસ કરીએ છીએ તેટલા પ્રમાણુમાં આપણે યથાર્થ રીતે માનવિ નામને લાયક બનીએ છીએ.

જેમ જેમ આવા સત્યનો સામાન્ય સ્વીકાર થતો ચાલશે તેમ તેમ જેઓ સંકટ સહન કરતા હશે તે સર્વેનો, તેઓ સંકટ સહન કરે છે એટલી સત્ય વાતને ખાતરજ, જેઓ સહાય કરી શકે એવા છે તેમની પાસેથી અનિવાર્ય સહાય મેળવાનો સંપૂર્ણ હક છે, એમ મનાશે; વર્તમાનકાલે જેમ ઘણા કરે છે તેમ દુઃખના દેખાવથી દૂર નાશી જઇને તેને વિસારે પાડવાનો પ્રયત્ન કરવાને બદલે, બીજામાંથી તેને દૂર કરતા સુધી આપણે આપણા હૃદયને જ તેવડે વિદીર્ણ થતું રહેવા દઇશું. એચ. પી. બ્લાવાટસ્કીએ પૂરા પાડેલા ભાષા સાહિત્યના જવાહિર સમાન વૉઇસ ઑફ ધ સાઇલેન્સ નામના ગ્રંથના શ્રેષ્ઠ શબ્દો અનુસાર આપણે આપણું જીવન ગાળીશું: "તેં તારી જાતે દુઃખીનાં ચક્ષુમાંથી લૂછીના નાખ્યું હોય તે પહેલાં એક પણ અશ્રુ પ્રચંડ સૂર્યવડે સૂકાઈ જવું જોઇએ નહિ; પરંતુ દરેક બળતા માનવ અશ્રુને તારા હૃદય ઉપર પડવા દઇને ત્યાં વસવા દે; તેનાથી ઉપજેલું દુઃખ દૂર થતા સુધી તેને કોઈ કાલે લૂછી નાખીશ નહિ." વળી ઉપદેશાયું છે, "માનવ જાતને ઉપકાર કરીને જીવન ગાળવું, **એજ પ્રથમ પગલું છે.**"

જેમ જેમ આવી ભાવનાનું સામ્રાજ્ય પ્રવર્તવાનો આરંભ થતો જશે તેમ તેમ યથાર્થ એકતાના ભાનનો ઉદય થતો જશે તથા સમાજની દરેક વ્યક્તિના આરોગ્યઉપર સામાજીક આરોગ્યનો આધાર છે, થોડાકને વિજય મળે એટલું પૂરતું નથી પરંતુ સુખી જીવનમાં સર્વને પોતપોતાનો ભાગ મળવો જોઇએ, એવા નિયમના સંપૂર્ણ સ્વીકાર સહિત સમાજનું બંધારણ યોજવામાં આવશે. આવી વ્યવસ્થા વિના સમાજનો વિનાશ થાય છે. સામાન્ય જીવનનો નિયમ જેના એક આવિર્ભાવ સમાન બંધુત્વની ભાવના છે તે માનવજાતના મૂલ સ્વભાવમાંજ ગણાયલો છે. ભૂતકાલમાં અનેક સામ્રાજ્યો, અનેક મહારાજ્યો થઈ ગયાં છે, બંધુભાવના નિયમનો નકાર ભણતાં એ સર્વનો વિનાશ થયો છે. જ્યાં બંધુભાવની ઉપેક્ષા કરવામાં આવે છે ત્યાં જે તેની ઉપેક્ષા કરે છે તેનો તે વિનાશ સાધે છે. **રાજ-શક્તિઓએ** ભૂતકાલમાં સામ્રાજ્યોની સ્થાપના કરી હતી, તે સુખ અને આબાદીમાં હજારો વર્ષ પર્યંત ટક્યાં હતાં; પરંતુ પછીના દિનોમાં રાજ્યની લગામ સ્વાર્થના હાથમાં આવી પડતાં સામ્રાજ્ય ધીમે ધીમે ધૂલમાં બાજી ગયું.

ત્યારે તો સામાજીક પુનરૂદ્ધાર માટે જરૂરની પ્રથમ ભાવના **જીવનની એકતા વિષેની છે,** આપણે બધામે એક છીએ, એવા પ્રકારની છે. બધાના સુખને રંગ લાગ્યા વિના ગમેતેવી રૂહમાં કોઈ પણ દુઃખી થઈ શકતું નથી; વિજય અને નિષ્ફળતા તો આપણ બધા માટે

સામાન્ય છે; નિયમની ઉપેક્ષા કરવાથી કદાચ ટૂંક સમય માટે વિજય મળી શકે, પરંતુ સમય વીતતાં તો આથી અનિવાર્ય વિનાશ જ થાય છે. એક માનવિ પોતાના જાતિ બંધુએ ઉપર લાભ મેળવે, પોતાના સાથીઓના ધંધાનો વિનાશ સાધી ને પોતાના ધંધાને વધારે, પોતાની આસપાસનાને સેવા વડે નહિ પરંતુ નુકશાન કરીને પૈસો એકઠો કરે. કદાચ એક વકીલ તરીકે તે અન્યાયી, અપ્રમાણિક છે અને કોર્ટોમાં અન્યાયી, અપ્રમાણીક વકીલાત કરીને તે પોતાના કેસો જીતે છે, કીર્તિ અને પૈસો મેળવે છે. આનું પરિણામ એ આવે છે, કે પ્રજાનું સદાચારનું માપ અધમ પ્રકારનું બનતું જાય છે. વ્યાપાર અને ધંધો પણ પડી ભાગવાની દશામાં આવે છે, કોઈ માનવિ પોતાના પાડોશીનો પણ ખરેખરી રીતે વિશ્વાસ રાખી શકતું નથી, કારણ કે ધંધા અને વ્યાપારની ચાલાકીએ રમવામાં આવે છે અને લોકો તે જાણતા હોય છે. જેમ જેમ ધીમે ધીમે લોકમાં અવિશ્વાસ પસરતો જાય છે તેમ તેમ આબાદી નીચે ને નીચે ઉતરતી જાય છે; વિજય થાયછે, પરંતુ અપ્રમાણિક માનવિના પુત્રો સમગ્ર પ્રજાના અધોપાતમાં ભાગી બને છે. કારણ કે તેણે પ્રજાની નસોમાં મુકેલું ઝહર ધીમે ધીમે બધા દેહમાં વ્યાપી ગયું છે, અધોએ દેહ રોગી અને ભ્રષ્ટ બન્યો છે; પ્રજાકીય જીવન દુરાચારી અને સત્વહીન બની જાય છે અને દરેક જણ દુઃખી થાય છે. અયોગ્ય માર્ગે મેળવેલું તેનું ધન વિખેરાઈ જાય છે અને જે કુટુમ્બ માટે તેણે છેતરપિંડી ચલાવીને, એકઠું કર્યું હતું તે સામાન્ય પ્રજાકીય વિનાશમાં હોમાઈ જાય છે.

સામાજીક પુનરૂદ્ધારના ખરેખરા કાર્ય માટે ખાસ કરીને આવશ્યક અન્ય ધાર્મિક ભાવના યજ્ઞરૂપ **અર્પણનાં** આનંદ અને મહત્તાની છે. આવી ભાવના પણ સુંદર પ્રકારે કુટુમ્બમાં મળી આવે છે. ત્યાં આગળ કોઈ પણ પ્રકારના બળાત્કારની જરૂર ઉભી થઈ આવતી નથી. ખોરાક ખૂટવાની તૈયારી હોય છે તેવામાં નાનામાં નાનાં બાળકોને પ્રથમ ખવરાવવામાં આવે છે; કુટુમ્બનાં સાધનો સંકડામણમાં આવી પડતાં બાળકની છેલ્લામાં છેલ્લી ઉપેક્ષા કરવામાં આવે છેઃ કારણ, સ્વાભાવિક રીતે જ વડિલોને એમ લાગી આવે છે, કે તેઓ જાતે સહન કરવાને ત્યાં આગળ તૈયાર હોય ત્યાં સુધી નિર્બળ બાળકો ઉપર બોજો પડવો જોઇએ નહિ. અર્પણ રૂપ યજ્ઞને શોકસ્વરૂપે જોવામાં આવતો નથી પરંતુ ખરા માનવ હૃદયની એક શ્રેષ્ટ પ્રકારની પ્રેરણા રૂપે તેને માનવામાં આવે છે; જ્યાં જ્યાં આ સાધન વડે નિર્બળનું રક્ષણ કરવામાં આવે છે ત્યાં ત્યાં સેવાની પ્રેરણાનો ઉદય થઈ આવે છે.

જો આવી ભાવનાને સામાજીક પુનરૂદ્ધારના કાર્યમાં વ્યવહારમાં મુકવામાં આવે તો કેવા પ્રકારનું પરિણામ આવે ? પછીથી વધારે વાર નિર્બળમાં નિર્બળ પાસેથી વધારેમાં વધારેની આશા રાખવામાં આવશે નહિ, તેમ જ ઉપાડવાને જરા પણ યોગ્ય નહિ એવાં મસ્તક ઉપર ભારેમાં ભારે બોજા પણ મુકવામાં આવશે નહિ. સારા ખોરાક, સારાં વસ્ત્ર, સારા આશ્રમ, અને ખરેખર પુનઃ ઉત્તેજીત કરતા આરામ રૂપ, કેટલીક જીવનની શાંતિની ઘણીજ જરૂરવાળા આપણા સમાજમાં કોણ છે ? મહેનત કરનારાઓને, ઉપજમાં પોતાનું બળ અર્પનારાઓને, સામાન્ય સહાય માટે ઘણાક કલાક સુધી કામ કરનારાઓને ખરેખર

આવા પ્રકારની શાંતિની જરૂર છે. આપણી વર્તમાન વ્યવસ્થામાં તો આવા લોકને જ ખરાબમાં ખરાબ ખોરાક પુરો પાડવામાં આવે છે, અતિ મલિન વસ્ત્રો પહેરાવવામાં આવે છે, કનિષ્ઠ પ્રકારનાં ગૃહોમાં વસાવવામાં આવે છે. આઠ, નવ, દશ કલાકની મહેનતથી થાકી ગયલા એક માનવિને, ઓછા થાકેલા એક માનવિ કરતાં, ખરાબ હવાવાળા અને તિરસ્કાર ઉપજાવે એવી પરિસ્થિતિવાળા એક ગરિબ ગૃહમાં જઇને વસવાની બાબત ઘણી જ વિકટ જણાય છે. કદાચ એમ કહેવામાં આવશે, કે અન્ય પ્રકારનો જીવનની ટેવવાળા એક માનવિને આવા દશામાં લાગી આવે તેના કરતાં આવા માનવિને આથી ઘણું થોડું જ લાગી આવે છે. આટલું ખરૂં છે, કારણ કે ટેવથી લાગણીઓ બ્હેર મારી જાય છે. આપણે આપણા મહેનતુ વર્ગને એટલી બધી હદ સુધી કચરી નાખ્યો છે કે જ્યાં તેમને તેમના જીવનની અશુભ દશાઓ વિષે જોઇએ તેટલું ઉગ્ર રીતે લાગી આવતુ નથી, એ શું આપણી સામાજીક વ્યવસ્થાના ભારેમાં ભારે તિરસ્કાર સમાન નથી? આપણે તેમને બળાત્કારે માનવ કરતાં નીચી પાયરીના બનાવીએ છીએ અને પછીથી તેમનામાં જણાઈ આવતી સુધરેલી માનુપતાની ખામીને, તેમને જેવા છે તેવા જ રહેવા દેવાના બચાવની એક દલીલ રૂપે દર્શાવીએ છીએ.

લોકના સાધારણ સમૂહને સુખી બનાવવાની બાબતમાં વર્તમાનકાળનો સુધારો નિષ્ફળ નિવડયો છે. ગરીબ લોકનાં મુખ જુઓ; દીલગીર અને કંટાળી ગયલા લોકનાં, જીવન ભારથી દબાઈ ગયલાં મુખ જોવામાં આવે છે. જ્યાં સુધી લોક સુખી ના હોય ત્યાં સુધી "સમાજ" વિષે વાત કરવાનો આપણો કોઈ પ્રકારનો હક નથી; કોઈ પ્રકારના સામાજીક બંધારણ વિનાની સામાજીક એકીઓની એક ગૂંચવાડા ભરેલી અંધાધુંધીજ જોવામાં આવે છે. પરંતુ ધીમે ધીમે આપણે સામાજીક પ્રશ્નને હાથ ધરીશું અને નીચેના ઉત્તમ વિચારનો અનુભવ કરવાનો ઉદ્દેશ રાખીશું: "દરેકની પાસેથી તેની શક્તિ અનુસાર; દરેકને તેની જરૂર અનુસાર." કુટુમ્બમાં આવા પ્રકારનો નિયમ પ્રવર્તે છે, અને એક દિને તે રાજ્યનિયમ બનશે; કારણ કે તેજ ખરો સામાજી નિયમ છે. જેમ જેમ પુનર્જન્મના સત્યનો સમજીને પુનઃ સ્વીકાર થતો ચાલશે તેમ તેમ વડિલોના યુવાનો પ્રત્યેના ધર્મનો, યુવકોના વડિલો ઉપરના હકનો સ્વીકાર થતો જશે, વડિલો ઘણી ખુશીથી સહાય, રક્ષણ અને શિક્ષણ આપશે અને યુવકોની ઉન્નતિ શીઘ્રગામિ બનશે.

ધાર્મિક પ્રયત્ન અને ધાર્મિક ઉત્સાહ વડેજ આમ થઈ શકશે. જડ સમૃદ્ધિની ભાવનામાંથી નહિ પરંતુ ધાર્મિક ભાવનામાંથી જ આનંદમય અર્પણરૂપ યજ્ઞની ભાવનાનો ઉદય થવો જોઇએ, કારણ કે તે સામાન્ય જીવનના વ્યાવહારિક આવિર્ભાવ સમાન છે; માત્ર ધાર્મિક ભાવનામાંથી જ આત્મસૃષ્ટિમાં પૂર્ણ પ્રકાશથી પ્રકાશતી બંધુ ભાવની ભાવનાનો ઉદય થઈ શકે છે, તે ખાત્રીથી આ દુનિયામાં આપણામાં પણ પ્રચાર પામશે જ. એ જ યથાર્થ દર્શન સમાન આત્મદૃષ્ટિ છે અને પશ્ચિમમાં આટલા ઉપેક્ષિત ચંચલ આત્મ ચૈતન્યનો પૂરાવો પણ તેજ છે; માનવસમાજમાં તેને એક પ્રકારની સંપત્તિ રૂપે ગણવાનો આરંભ થયો છે. આવું

આત્મચૈતન્ય હમેશાં એકતાનો, બંધુભાવનો, સેવાનો અને અર્પણરૂપ યજ્ઞનો ઘોષ ગજાવે છે; જેમ જેમ તે આવિર્ભાવ પામતું જાય છે તેમ તેમ તે એક ઉચ્ચ પ્રકારના સામાજીક રાજ્યનાં સાધનો પૂરાં પાડશે.

ઇશ્વરનું અંતરયામિત્વ; બળવાનનો સેવાનો અને રક્ષણનો ધર્મ; સત્તા અને જવાબદારીનું સહયોજન; શ્રેષ્ટ અને બળિષ્ટ માનવોએ કોઈ પ્રકારના હકો આગળ ધરવા જોઇએ નહિ—હકોની બૂમ તો ઘણાં જ નિર્બળ અને અત્યંત અસહાય માનવો માટે જ હોય છે એટલી બાબતનો અનુભવ; આવી આવી ભાવનાઓનો જેમ જેમ સ્વીકાર થતો જશે તેમ તેમ સમાજનો પુનરૂદ્ધાર થશે અને પ્રેમની, સહાયની, સેવાની માનવ હૃદયની શ્રેષ્ટ ઉર્મિઓ સતેજ બનશે. અપહરણ માટેના કાયદાની કોઈ પ્રકારની જરૂર રહેશે નહિ, કારણ કે પ્રેમથી ઉભરાતું હૃદય જ જીવનના નિયમ, કાયદા રૂપે બનશે; હવે તો પ્રશ્ન, લેવાનો નહિ પરંતુ આપવા વિષેનો, બળાત્કારથી પ્રેરાયલી કડાકૂટનો નહિ પરંતુ ઇચ્છિત સહાયનો ઉપસ્થિત થતા આવશે. પછીથી લડાઇનો ભય દૂર થશે, અને પ્રેમના પરિણામરૂપ શાંતિ સર્વ દેશોમાં પ્રસરશે: ધર્મથી અનુભવાતી એકતામાં જ, આ દુનિયામાં જણાઇ આવતા માનવોના દેખીતા વિરોધી લાભોનો અંત આવશે; જેમ જેમ પ્રેમાત્માનું રાજ્ય પ્રવર્તશે તેમ તેમ દ્વેષથી ઉપજી આવતા વિરોધો દૂર પળશે.

વિદુષિબાઈ એનિબેસન્ટ.

---

## ॥ श्री कृष्ण. ॥

कर्षति प्रसभं चित्तं निवेशयति चात्मनि ।
योऽखण्डानन्द संदोह स्तस्मै कृष्णाय वै नमः ॥

"જે પ્રાણીઓના ચંચલ ચિત્તને જોરથી આકર્ષે છે અને પોતાના આત્માને વિષે તેની સ્થિર સ્થાપના કરે છે તે અખંડાનંદ સમુહ શ્રીકૃષ્ણને પ્રણામ."

## "Think truly."

### ( સત્યરીતે વિચાર કરો. )

આખી દુનિયાના ધાર્મિક નાટકોમાં જે મહાન આધ્યાત્મિક સ્વરૂપ-પરમાત્મારૂપે હમેશાં રંગભુમી ઉપર નજરે પડે છે, જેને હિન્દુસ્તાનના કરોડો મનુષ્યધર્મ પ્રાણીઓ–મનુષ્યો અને

અમેરિકા, ઇંગ્લાંડ, જર્મની, ફ્રાન્સ ઇત્યાદિ દેશોના વિદ્વાનો પોતાના તારક અને નેતા માને છે, જેની મહાન તત્ત્વવેત્તા-યોગી અને પરમાર્થી એવા કપીલ, શુક, વ્યાસ અને શંકરાચાર્ય આદિ મુની મહાત્માઓએ તથા દયારામ, નરસિંહ, મીરાં, રામદાસ સ્વામી, જ્ઞાનેશ્વર, શ્રી કૃષ્ણ ચૈતન્ય, તુલસીદાસ, સુરદાસ આદિ ભક્તોએ, તથા ચારે સંપ્રદાયના આચાર્યોએ મધુર સ્તોત્રો, સુક્તો અને પદોમાં સ્તુતિ કરી ગાઇને પોતાને કૃતાર્થ માન્યા છે, અને જેનું વર્તન અને સ્વરૂપ અર્વાચીન નીતિ શાસ્ત્રવેત્તાઓ, અને નીતિમાર્ગાશ્રયીઓને વિલક્ષણ અને અવિધિ ભાસે છે, તે વર્તનરહિત, ગુણરહિત અને ગુણાતીત મહાન્ આત્માને-તે એકને અને સર્વને—to one and all—તે **वासुदेवः सर्वम्**—તે વ્યક્તાવ્યક્ત સ્વરૂપને, તે વ્યષ્ટિસમષ્ટિને, અને તે જગતમાં સચરાચરવાસી રહેલ વૈરાટ મૂર્તિ **શ્રી** કૃષ્ણને હું નમસ્કાર કરૂં છું.

આવા શ્રી કૃષ્ણ કે જેના ચરિત્રોનું રહસ્ય તથા તેની લીલા સમજવામાં ભલભલાની મતિ મુંઝાઈ જાય છે તે શ્રી કૃષ્ણ વિષે હું જે કાંઈ આલેખું તે સર્વને રૂચીકર થઈ પડો વા ન પડો તે તરફ દ્રષ્ટિ ન રાખતાં તેનાં એક પ્રકારનાં ગુણગાન ગાઈ તેને મારો આદર્શ બનાવી સદાસર્વદા મારી જીંદગીમાં મારી દ્રષ્ટિ સમક્ષ તેનું ચિત્ર ખડું રહે એજ આ લખાણનો આશય છે.

શ્રી કૃષ્ણના ચરિત્રનું રહસ્ય બરાબર ન સમજવાને લીધે અજ્ઞ પુરૂષો તેનામાં અયુક્ત દોષો આરોપે છે. પહેલવહેલાં કોઈ પણ વ્યક્તિને criticise કરતાં-ટીકતાં-પહેલાં એ આવશ્યક છે કે તે જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં આપણે ઉભા રહેવું જોઇએ અથવા તો તેવી સ્થિતિ આપણે પસાર કરેલી હોવી જોઇએ. એક ડાહ્યા મનુષ્ય એક કાળે જે કાંઈ બોલે છે વા સમર્થન કરી બતાવે છે તે વખતે તે શા ભાવથી, કયા મુદ્દા ઉપર, કયે સ્થળે ને કેવા અધિકારી આગળ તે બોલ્યો હતો ને કેવળ અનુમાનોથી ન કલ્પતાં તેનું મન જાણવાની શક્તિ જો આપણામાં હોય તોજ આપણે તેની દલીલોના વા તેનાં આચરણોનાં સત્યાસત્યપણા વિષે કહી શકીએ. આ શક્તિ દૈવી પુરૂષો અને સંત મહાત્માઓ સિવાય બીજાનામાં જોવામાં આવતી નથી, ને તેવા મહાજનો તો **શ્રી** કૃષ્ણને પોતાના ઇષ્ટ ગણી શિરસાવંદન કરે છે તો પછી **महाजनो येन गतः स पंथाः**—જે રસ્તે મહાજનો ગયા તે રસ્તે ન ચાલતાં અટપટીઆ રસ્તા ખોળવા એટલે ખોટા તર્કવિતર્ક બાંધવા એ ડહાપણ ભરેલું તો ન કહેવાય. હા, એટલું તો કબુલ કરવું જ પડશે કે પોતાની બુદ્ધિ ખીલવવા માટે, વધારે ઉંડાં ને ગુપ્ત રહસ્યો જાણવા માટે ને છુપા રહેલા અમૃતકુપને શોધી કાઢવા માટે, તર્કના-દલીલોના પ્રદેશમાં વિચરવું જોઇએ, ને વિતંડાવાદ ન કરતાં મંથન કરી તેમાંથી સત્ય બહાર લાવવું જોઇએ. પણ ને પોતાની તથા પોતાના પૂર્વજોની જે ભૂમિકા હોય તે ઉપર ઉભા રહીને તથા જે સંત-મહાત્માઓનાં વિષે અને રજથી તમારા દેહો બંધાયા હોય તેમના પ્રત્યે પુરતો આદર ને પુજ્યભાવ રાખીને તેમણે સ્વીકારેલા કંટકરહિત પંથે સત્યજ્ઞાનરૂપી પ્રકાશ સાથે ફરીને જ.

છતાં આધુનિક કાળના મહાત્માઓ–યોગીઓ અને મહાન દેશભક્તો પણ જેને પરમાત્મા માની, જેની છાયાએ ચાલવાનું પસંદ કરે છે તેની તો અવગણના નજ કરવી જોઇએ. સ્વામી વિવેકાનંદ કહે છે કે "શ્રી કૃષ્ણચરિત્રમાં ઉચ્ચ વસ્તુ મેળવીએ તો ગોપીજન વલ્લભજ છે." સ્વામી રામતીર્થ પણ તેમના બાળપણમાં શ્રી કૃષ્ણના પરમભક્ત હતા. ને તે સંસ્કારો તેમની યોગી અવસ્થામાં કાયમ રહ્યા હતા. હિંદુ યુનિવર્સિટીના પ્રયોજક અને મહાન્ દેશભક્ત શ્રીયુત મદનમોહન માલવીઆજીએ મુંબઈના માધવબાગમાં ભરાએલી એક ધાર્મિક સભામાં જોરથી કહ્યું હતું કે "આખી દુનિયામાં ભાગવત જેવું એકે શાસ્ત્ર નથી, ને તેમાં વર્ણવેલ શ્રી કૃષ્ણની લીલાઓ એ અદ્‌ભૂત પ્રેમસાગરમાં આપણને લઈ જાય છે, ને હું મારી વાનપ્રસ્થાવસ્થામાં ભાગવતનોજ સદા પાઠ કરવાની ઇચ્છા રાખું છું."

શ્રી કૃષ્ણ વિષે ટીકા કરનારા લોકો તેને બીજા અવતારી પુરુષો સાથે સરખાવેછે. પણ અહિં એક ભેદ છે. બુદ્ધને ક્રાઇસ્ટ આદિ અવતાર ગણાતા પુરુષો પ્રકૃતિ–માયાના અવલંબન ધારી છે એમ તેઓના ચરિત્રોથી સમજાય છે. જો બુદ્ધ અને ક્રાઇસ્ટને અતિ સત્વતાની મૂર્તિઓ ને સત્યસ્વરૂપ પ્રભુના પ્રાકૃતિક અવતારો તરિકે આલેખવામાં આવે તો કૃષ્ણ જે અપ્રાકૃત ( અમાયિક સ્વેચ્છામય ) છે તેને નૈતિક અને તતપરત્વે ધાર્મિક તરિકે દષ્ટાંત લેખે ગણવામાં તેની અવમાનતા અને તેનો અધિકારભ્રંશ કર્યો કહેવાશે. "**નીતિ**" એ અન્યસાપેક્ષી ( કોઈ બીજાની અપેક્ષા રાખતી ) સંજ્ઞા—relative term છે અને તે અદ્વિતિય, પરમાત્મા—સચરાચર પ્રભુના સંબંધમાં દર્શાવવી તે એક રીતે અજ્ઞાનની ટોચે જઇ બેસવા જેવું છે. જો કોઇને પણ વેદાન્ત તત્ત્વશાસ્ત્રમાં તાદશ તત્વજ્ઞાનસંપન્ન અવતારનું ચિત્ર જોવું હોય તો આંખો આગળ શ્રી કૃષ્ણને જ મૂકવા પડશે. કૃષ્ણ એ અદ્વિતીય સ્વરૂપ છે અને તેની બુદ્ધ અને ક્રાઇસ્ટની સાથે તુલના કરવી એ અતુલ અને અનુપમ વસ્તુ સાથે તુલના આપી શકાય એવી ઉપમેય વસ્તુની સરખામણી કરવા જેવું છે અને તે અતિ વિરૂદ્ધ છે. "ઉપમાન ઉપમેય કથનજી ન ઘટે જ્યાં એક બ્રહ્મ અતનજી."

( દયારામ. )

વળી જ્યારે આપણે તેનો નીતિમાન તરીકે એક વખતે અસ્વિકાર કરીએ છીએ, તો તો વાંચકોએ સમજવું જ જોઇએ કે તેની અને બીજા મહાન ધર્મપરિવર્તનકારો–ધર્મસુધારકો–ની વચ્ચે તુલના ઉભી ના જ શકે. ચંદ્રમાં લાંછનની માફક શ્રી કૃષ્ણને '**નીતિ**' ની ઉપાધિ લગાડવી એ કલંકરૂપ થઈ પડશે. 'નીતિ' અને 'અનીતિ' એ લોહચુંબકના positive અને negative—વિવિક્ત અને અવિવિક્ત એ બે છેડાઓ છે, અને શ્રી કૃષ્ણ એ સ્થિર મધ્યબિન્દુ–centre છે. 'નીતિ' centripetal એટલે મધ્યબિન્દુ તરફ જનાર અને 'અનીતિ' એ centrifugal—મધ્યબિન્દુ ત્યાગ કરનાર શક્તિઓ છે અને શ્રી કૃષ્ણ સમતોલન છે. તે 'નીતિ' અને એ 'અનીતિ' એ બન્ને તત્ત્વોથી પર છે. **परस्परः** એટલે પરથી પણ પર છે, તટસ્થ છે.

એ સત્ય છે કે શ્રી રામ એ કેવળ નીતિ–ધર્મનોજ અવતાર હતા. તોપણ જેમ શ્રી કૃષ્ણ સર્વમાન્ય અને સર્વપૂજ્ય છે તેમ તે 'રામ' નથી. ભારતભૂમિની આધ્યાત્મિક તવારીખ સાધુ–સંતો, મહાત્માઓ, ધર્મસુધારકો અને જગપ્રસિદ્ધ કેવળ નીતિના આશ્રયીઓથી ભરપુર છે અને આશ્ચર્યજનક એજ છે કે આ આધ્યાત્મિક અને નીતિમાન સાધુમંડળે એક મતે પોતાના મસ્તકોને શ્રીકૃષ્ણના ચરણસ્પર્શથી વિભુષિત કરવામાં અહોભાગ્ય માન્યું છે. અન્ય ધર્મમતાનુયાયીઓનું મંડળ અહિં ગુંચવાય છે. તે સમજી શકતું નથી કે મહાન આગ્રહી અને દૃઢ નીતિમાન શંકરાચાર્ય અને શુકદેવ કે જે જગતના દૃષ્ટિમાં અત્યાર સુધી દૃષ્ટાંતરૂપે છે અને જેમનાં જેવાં બીજાં કોઇનાં ચરિત્ર નથી તેઓએ પોતાના સર્વસ્વ શ્રી કૃષ્ણને કેમ સ્વીકાર્યા હશે ? અને આ સવાલનું નિરાકરણ કરતાં એટલુંજ ફલિત થાય છે કે જેવી રીતે દોષિત ચિત્તમાં વેદાંતની પરિપાટી ઠસતી નથી તેવીજ રીતે ગુણરહિત–ગુણાતીત શ્રી કૃષ્ણનું ચિત્ર દોષિત ચિત્તમાં ઠસતું નથી.' અખો ખરૂંજ કહે છે કે—'પ્રેમાનંદી જ્યાં ગાય ને વાય, અલ્પાનંદીને અટપટું જણાય." પ્રેમાનંદી જે શુકદેવ તેના ગાનમાં સ્થૂલ જગતનાં પાંચ મિનીટનાં પુતળાંઓમાં આનંદ માનનારને શું મધુરતા ને રસિકતા જણાય!

ખરી રીતે જોતાં તો સદ્દગુણ અને દુર્ગુણ એ સંબંધદર્શક અને અન્યસાપેક્ષી સંજ્ઞાઓ જેને પરમાત્મા સ્વીકારવામાં આવે તેને લગાડી શકાય નહિ. ભગવદ્ગીતાના બોધથી અત્યારે એટલું તો સહુ કોઈ જાણે છે કે જે પ્રાણી ગુણાવગુણમાં સમાન વર્તનાર હોય છે તે અતિ ગુણશાળી સદ્ગુણી પુરૂષથી શ્રેષ્ઠ કહેવાય છે. તે કે જેના ચિત્તની દરેક કાર્ય–સારૂં વા નરસું–માં સમતા રહે છે અને આસક્ત રહેતો નથી તેને દુનિયામાં દરેક મનુષ્ય મહાન્ આત્મા મહાત્મા–તરીકે કલ્પે છે. **योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वात्मशुद्धये,** (યોગીઓ–મહાત્માઓ આસક્તિ તજીને આત્મશુદ્ધિ માટે કર્મો કરે છે.) અને મહાન્ કર્મયોગ જે મનુષ્ય સંગમ મોહ વગર કાર્ય કરે છે તેને પાપમાંથી મુક્ત કરે છે.

" ब्रह्मण्याधाय कर्माणि संगं सक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥

भ. गी. अ. ५ १०

'સંગનો ત્યાગ કરીને જે કર્મોનું બ્રહ્મમાં આધાન કરે છે–અર્પે છે–તે જળમાંના પદ્મપત્રની માફક પાપથી લેપાયમાન થતો નથી.' અને આજ ગીતાનું વાક્ય શ્રીકૃષ્ણનું જો સંપૂર્ણ ચરિત્ર તપાસીએ તો તેના દરેક કાર્યમાં અસંગપણાને લીધે શ્રી કૃષ્ણને કોઈ પણ પ્રકારના દોષમાંથી મુક્ત કરે છે.

અનુભવી શિક્ષક તરીકે મોહ–આસક્તિ—સંગ છોડી દઈને કર્મ કરતાં શીખવવાને અર્થે કૃષ્ણે અવતાર લીધો અને તેમણે પાપ—પુણ્ય, સુખ—દુઃખ વગેરેને સમાન લેખ્યા. '**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः**' (શત્રુ–મિત્રમાં અને માનાપમાનમાં સમાન રહેવા) નું. '**न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियं**' (પ્રિય વસ્તુની

પ્રાપ્તિ થતાં હર્ષ ન કરવો અને અપ્રિય વસ્તુ પ્રાપ્ત થતાં ઉદ્વેગ નહિ કરવા ) નું અને ગુરુ તથા વડિલોનો ઘાત જે મહાન્ અધર્મ છે તે પણ અસંગ રહીને કરવાનું શ્રીકૃષ્ણનું અરજુનને ફરમાવવું એ સર્વ શિક્ષણ અને પોતાનો અનુભવ શ્રી કૃષ્ણના કલંકરહિત ચરિત્રની સાબીતી પુરે છે. શ્રીમદ્ ભગવદ્ગીતાની દરેક લીટીમાં આ સત્ય શિક્ષણની છાપ છે.

શ્રી કૃષ્ણની આખી માયાવી જીંદગી આ શિક્ષણનો સંગ્રહ છે, સંગ વગરથી જે જે કામ કરવામાં આવે તે સુખ-દુઃખાદિ દ્વંદ્વથી મુક્ત છે. અને આવા કર્મને સંસ્કૃતમાં **'લીલા'** કહે છે. અને તેથીજ શ્રી કૃષ્ણની મૂર્ત્તિના હાથમાં કમળની કલ્પના કરી છે જેનો હેતુ એ છે કે ભવસાગરમાં કમળની માફક અસંગ રહી હું રમું છું. 'લીલા કમળ કર ફેરવે, ભવ રમણ હેતુ જેહ' ( દયારામ ). આ પ્રમાણેનું સંગરહિત કર્મ અતિ શ્રેષ્ટ છે અને તે રાજયોગની પ્રધાન વસ્તુ છે. અને અહિંજ જોવાનું છે કે જે મનુષ્ય પોતાના પૂર્વકર્મનો બેદીલ ગુલામ છે તેનાથી આ પ્રમાણે કર્મ બની શકવાં અતિ અશક્ય છે; પણ શ્રીકૃષ્ણ કે જેને પરમાત્માવતાર માનવામાં આવે છે તેને આ સહેજ અને સ્વાભાવિક છે.

કુપથ-દુર્ગુણ-નરસાનો તિરસ્કાર કરી તેનાથી જેમ બને તેમ દૂર રહી સદ્ગુણનો આશ્રય કરનાર એક મનુષ્યને ધારો અને તાપ-ટાઢ, માન-અપમાન, સુખ-દુઃખ, અને ગુણ-અવગુણ એ સર્વને સમાન ગણી તટસ્થ રીતીએ વર્તનાર એક મનુષ્ય ધારો. અને આપણને તરત જણાશે કે બીજો એ પહેલા કરતાં પૂર્ણ અને અપરીમિત છે, અને પહેલો એ અપૂર્ણ, સમર્યાદ અને પરીમિત છે. એક નીયત અને પરતંત્ર છે તો બીજો અનીયત અને સ્વયંભુ છે. આમ હોવાથી આ બેમાંના એકની બીજા સાથે તુલના કરવી એ અશક્ય છે.

આ ઉપર જણાવેલ દ્રષ્ટિએ જોઈ ન્યાય બાંધતાં માલુમ પડે છે કે શ્રી કૃષ્ણ એ દુનિયાના મહાન્ ધર્મ સુધારકો અને ધર્મસ્થાપકોમાં અતુલ્ય છે. તે ચન્દ્ર છે કે જેની આજુબાજુ બુદ્ધ, શંકરાચાર્ય અને ચૈતન્ય જેવા ઘણા તારાઓ રૂપી સામંતોનો સમુદાય છે. જેવી રીતે તત્વજ્ઞાનની ગહનતામાં ગીતા એ અતુલ્ય છે તેવીજ રીતે સર્વોત્તમ, અનુભવાતીત અને પ્રભાવશાળી શ્રી કૃષ્ણ અતુલ્ય છે. અને આ ઉપરનાં સબળ કારણથીજ શ્રી કૃષ્ણ એ મહાવિષ્ણુ—પરબ્રહ્મના અવતાર મનાય છે, અને નહિ કે ખોટી રીતે જેમ વિષ્ણુના અવતાર મનાય છે તેમ.

પણ અહિં એક પ્રશ્ન ઉભો થાય છે. આ અકર્તા, નિર્ગુણ અને નિરાકાર મહાવિષ્ણુ પરબ્રહ્મ અવતારધારી કેમ હોઈ શકે ? આ સ્પષ્ટ સમજાવવાને માટે ગહન સિદ્ધાંતોના ઉંડા પ્રદેશમાં જવું પડશે. અને તે પ્રદેશ એટલો તો જ્યોતિપૂર્ણ છે કે જેની દ્રષ્ટિઓ સ્થૂલ વિષયોમાંજ રચીપચી રહેલ છે, તે પોતાની દ્રષ્ટિ ગુમાવી અંધ થઈ બેસે એ ભય રહે છે. કર્મરૂપી શૃંખલાથી બંધાએલા આ નાની ભૂગોળના વતનીઓને આવા ગહન અને અગમ્ય પ્રદેશમાં ચિરકાળ વસનારા મહાન પ્રભાવશાળી પુરૂષોનો સંગજ તે ભયમાંથી ટાળી શકે એમ છે અને તેથીજ સત્સંગનો મહિમા વર્ણવાયો છે. છતાં એટલું તો કહેવું પુરતું છે કે મહાવિષ્ણુ એ ચૈતન્ય—આદિ બ્રહ્મ પોતે જ છે અને હિન્દુ તત્વજ્ઞાનશાસ્ત્રોમાં વર્ણવેલ

પવિત્ર ત્રિમૂર્તિ—બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર—માંના વિષ્ણુની સાથે તેનો એકમેક ઘોટાળો કરી નાંખવો ન જોઇએ. અને આવી રીતનો સિદ્ધાંત બાંધ્યાથી આપણો પ્રશ્ન વિશેષ ગંભીર બને છે. કારણ કે જગતની ઉત્પત્તિ, સ્થિતિને સંહાર તથા રક્ષા માટે કલ્પેલ આ ત્રિમૂર્તિમાંના એકનો અવતાર કદાચ સંભવી શકે. પણ જેને આપણે આદિબ્રહ્મ કહીએ છીએ તે કેવી રીતે અવતાર ધારી શકે ? આ પ્રશ્નના નિરાકરણ માટે વિવેકાનંદ એક સ્થળે કહે છે કે " Man can do everything and anything that he wishes for Then I say, what to say of God. He is almighty. There is an ocean of power behind Him. " ( મનુષ્ય ધારે તે કરી શકે છે, તો હું કહું છું કે પરમાત્માનું તો પૂછવુંજ શું ? તે સર્વ શક્તિમાન છે. તેની પાછળ શક્તિનો સમુદ્ર ભરપુર છે. ) અને જો કે તે નિરાકાર અને નિર્ગુણ છે છતાં શાસ્ત્રો તેને **कर्तुं अकर्तुं अन्यथाकर्तुं समर्थः** એમ કહે છે.

દરેક વસ્તુનાં ત્રણ સ્વરૂપ હોય છે. આધ્યાત્મિક, આધિદૈવીક અને આધિભૌતિક. આ ત્રણે સ્વરૂપોમાં પરમાત્માનું સામાન્ય ચૈતન્ય ન્યૂનાધિક અંશે હોય છે જ. આ સામાન્ય ચૈતન્ય વિશેષ ચૈતન્યરૂપ પરમાત્માની શક્તિ કહેવાય છે, અને તેનું થોડું વધતું પ્રમાણ કહેવાને માટે તેને કલા કહેવામાં આવે છે. સૃષ્ટિનો સ્વભાવ હાલના સાયન્સ–વિજ્ઞાન પ્રમાણે ઉન્નતિક્રમ સાધવાનો છે એ સિદ્ધ થયું છે, તેમ આ કલા જગતની અંદર ધીમે ધીમે સામાન્ય ચૈતન્યમાં વધતી જાય છે. જેમકે ઉદ્‌ભિજ યોનીમાં એક જ કલાનો વિકાસ છે. સ્વેદજમાં બે કલા છે. અણ્ડજમાં ત્રણ કલા છે. પશુમાં ચાર કલા છે. ને મનુષ્યોમાં પાંચથી આઠ કલા સ્વાભાવિક હોય છે. આઠ કલાથી અધિક કલાવાળા મનુષ્યને વિભૂતિરૂપ માનવામાં આવે છે. હવે જ્યારે સૃષ્ટિના આ ચાલુ ઉન્નતિક્રમના પ્રવાહમાં બાધા આવે છે ત્યારે સૃષ્ટિધારાને ઠીક કરવાને માટે અવતારનો પ્રાદુર્ભાવ થાય છે. અને તે સ્થળ, કાળ, અને ધર્મને અનુકૂળ પડે તેવી રીતે થાય છે. પણ વળી પ્રશ્ન એ થાય છે કે જો ભગવાનની શક્તિ સર્વ વ્યાપક છે, તો આ પ્રમાણે અવતારનું શું પ્રયોજન ? એનો ઉત્તર એ છે કે પરમાત્માની શક્તિની જેટલી કલાઓ તે વખતના મનુષ્યોમાં હોય છે તેથી તે બાધા દૂર થતી નથી તેમ જ કર્મપ્રવાહ–કરેલાં કર્મોનાં ફળ અવસ્ય મળવાં જ જોઇએ તે પ્રવાહ–ને તોડી નાંખવો એ સૃષ્ટિના કારભારમાં વિઘ્નકર્તા હોવાથી કોઈ એક અદ્‌ભુત શક્તિ પેદા થાય છે. અને તે આ લોકના મનુષ્યોને શિક્ષણ આપી લય પામે છે.

અવતાર થવામાં મુખ્ય કારણ આ રીતે પ્રાકૃતિક પ્રેરણા જ છે. કુદરત એ આપણા કર્મો અને વિચારોથી જ બંધાય છે. એક બાજુ દુષ્ટ અને નિર્દય પુરૂષો યથેચ્છ વર્તન રાખી સૃષ્ટિને અધમ અવસ્થાએ પહોંચાડવા પ્રયત્ન કરે છે તો બીજી તરફ ભક્તો તે સૃષ્ટિનો ઉદ્ધાર કરવા ઇચ્છે છે. આમાં જ્યારે સૃષ્ટિનું હિત ભક્તોથી સચવાતુંનથી ત્યારે પ્રકૃતિ સ્વયં એવું કોઈ મધ્યબિંદુ બનાવે છે કે જેમાં ભગવાનની શક્તિ એકઠી થઈ અવતારનું કામ કરે છે. આ અવતાર કાંઇ કર્માધીન એટલે તેનાં પૂર્વ કર્મોના બંધનવાળો હોતો નથી. ઈશ્વરી

અવતાર એ અલૌકિક ચીજ છે. તે શરીરો અપંચીકૃત હોય છે. તે શરીરો જગતનાં પાપ પુણ્યરચિત હોય છે અને તેથી જ તેમનાં શરીરો 'લીલાતનું' કહેવાય છે. અને આ વખતે પરમાત્માની શક્તિ તેટલી જ આવે છે કે જેટલી ત્યાં જરૂર હોય છે. અને શ્રી કૃષ્ણ એ વિષ્ણુનો અવતાર નહિ પણ મહાવિષ્ણુનો અવતાર અથવા પરબ્રહ્મનો અવતાર કહેવાવાનું કારણ એટલુંજ કે તેમના જન્મકાળ વખતે પરમાત્માની તે પૂર્ણ—અગાધ શક્તિની જરૂર હતી. અને તેમના પ્રગટ થવાના વખતમાં સૃષ્ટિએ સર્વ અનુકૂળતાની સામગ્રી એકઠી એકઠી કરી હતી. જેનું વર્ણન ભાગવતમાં ૧૦ મા સ્કંધના ૩ જા અધ્યાયમાં બહુ ખૂબીથી આપ્યું છે. આ પ્રમાણે અવતારનું કારણ જગત—કુદરત—પ્રકૃતિ પોતેજ છે. **સમસ્ટિ કર્માધીન તત**—એટલે સારા જગતનાં કર્મોથી અવતાર થાય છે, એમ દૈવી મીમાંસાદર્શનમાં પણ કહેલું છે.

જે મનુષ્ય પવિત્ર હોય, સંસ્કારી હોય અને બલિષ્ટ હોય તેના વિચારો આખા જગતના વાતાવરણને ફેરવવા સમર્થ છે એમ સહુ કોઈ હાલના સુધરેલા જમાનામાં કબુલ કરે છે, તો ભક્તોના બોલાવ્યાથી પરબ્રહ્મ અવતાર ના ધરે એ પણ એક ખોટીજ દલીલ છે. મારા મિત્રને મળવાની મને ઉત્કટ ઇચ્છા થતાં ઘણી વખત મને તેનાં દર્શન થયાં હોય છે અને બીજાઓએ પણ તેવો અનુભવ કર્યો હશે તો પ્રકૃતિ—કુદરત—સ્વયં એમ ધારે કે અત્યારે તો તે પરમશક્તિની જરૂર છે તો તે પરમશક્તિ જરૂર પ્રગટ થાય છે. અને આથીજ પુરાણોમાં પૃથ્વીને વારંવાર દેવો પાસે પ્રભુના અવતાર માટે વિનંતિ કરતી ચિતરવામાં આવી છે. અસ્તુ ! અગાઉ કહ્યા પ્રમાણે આ જ્ઞાન ઘણું ગુહ્ય હોવાથી, તેમજ તેનું પૂરતું સ્પષ્ટીકરણ કરવાનો અત્રે અવકાશ નહિ હોવાથી તથા મારી પદવી પણ જ્ઞાનીઓના ચરણમાંજ રહેવાની હોવાથી અત્રે આ ચર્ચાને ટુંકાવી નાંખવાની ફરજ પડે છે. અને એટલી વિનંતિ કરવી પડે છે, કે જેવી રીતે મહાન વૈભવશાળી પુરૂષને મળતી વખતે અને મળવા જતાં વાણી, કાયા અને મનને નિયમમાં રાખવાં પડે છે, મહાન્ વસ્તુ પામવા માટે પરપદાર્થોમાંથી મોહ અને તેના વિચારોને ત્યાગવા પડે છે, નાટક, ભાષણ અને લેખો સમજવા માટે નાટ્યકળાશાસ્ત્ર, ભાષા અને પુસ્તકોનું સારૂં વાંચન અને જ્ઞાન હોવું જોઇએ છે, તેમજ અત્રે પણ ગહન વિષય હોવાથી લાંબી મુદ્દત સુધી શાસ્ત્રોના શુદ્ધ હૃદયવાળા અભ્યાસી બન્યા વગર અને યદ્વા તદ્વા બકવાનો સ્વભાવ રાખી, કુથલીમાંજ મજા માની ઉછાંછળાપણું જણાવી, સુંદને ગાંગડે ગાંધી બની આ ચર્ચામાં ન પડતાં તટસ્થ રહેવું.

હવે આપણે એક ક્ષણને માટે એમ ધારીએ કે **શ્રી કૃષ્ણ** એ **પરબ્રહ્મ** નહિ પણ સાધારણ મનુષ્ય હતા. આ પ્રમાણેની વસ્તુસ્થિતિમાં જો આપણે કૃષ્ણની પ્રેમશૃંગાર કથાઓ તેનો ખરો અર્થ અને તેનું ખરૂં રહસ્ય સમજ્યા વગર સ્વીકારીએ તો તેના સંબંધી દરેક કથાને આપણે સ્વીકારવાને બંધાએલા છીએ. કારણ તેના જીવનચરિત્રનો એક ભાગ ગ્રહણ કરવો અને બીજો છોડી દેવો એ કેવળ અન્યાય જ કહેવાય. આ પ્રમાણે ત્યારે આપણે જોઇએ છીએ કે શ્રી કૃષ્ણ જ્યારે અવતાર ધરે છે ત્યારે ચતુર્ભુજ સ્વરૂપે આ દુનિયામાં આવે છે. સર્વ પ્રકૃતિ—જગત્તની અવસ્થા શાંત હોય છે. કુદરત તેના પુરબહારમાં ખીલેલી

હોય છે. અને નંદ—યસોદાને બાળચેષ્ટાઓથી એવાં તો મોહીત કરે છે કે, પુત્ર એ રંક માતાપિતાનું આદર્શ બને છે. ત્યાર પછી સમવયનાં બાળકોની સાથે રમતાં પોતાના પરાક્રમથી બાળકોનો તે આદર્શ—નેતા—બને છે ને બાળકો તેને ચાહે છે. **एकोऽहं बहुस्यां प्रजायेय** એ શ્રુતિ બ્રહ્માને પોતે નાના પ્રકારનાં બાળકો અને વાછડાં બની સિદ્ધ કરી આપે છે. ઘણો ભયંકર કાળીનાગ નાથે છે, અને ઇંદ્ર પૂજા બંધ કરી એક મહાન્ સુધારક બને છે. શ્રી કૃષ્ણ એ ક્ષત્રિયજાતીમાં યદુકૂળમાં ઉત્પન્ન થયા હતા, તેમના જન્મકાળે પહેલાં બ્રાહ્મણો ગર્વિષ્ટ અને કેવળ કર્મકાંડી હતા. તે બ્રાહ્મણોએ સ્ત્રીની પદવી ઉતારી નાંખી હતી. કર્મકાંડની મહત્તા વધારી હતી. શ્રી કૃષ્ણે ઇંદ્રનું પૂજન કરી કેવળ કર્મકાંડમાંજ શ્રેય છે એ માનીનતાનો લોપ કરાવ્યો અને ભોજન માગી, સ્રીઓનો પ્રેમ ગ્રહણ કરી તથા તેમનો સત્કાર કરી સ્ત્રીઓને શ્રેષ્ટ બનાવી, અને સિદ્ધ કર્યું કે "**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परांगतिम.**" સ્ત્રી, વૈશ્ય ને શુદ્ર તે પણ પરમગતિને પામી શકે છે અને નહિ કે કેવળ બ્રાહ્મણજાતિમાં અવતરેલ બ્રાહ્મણજ. ખોટા આડંબર, દેવપૂજન ને સ્વાર્થી ભક્તિનાં પોગળ ખુલ્લાં કરી ખરા પ્રેમથીજ પરમાત્માને મળાય છે તે સિદ્ધ કરી આપ્યું. આવી રીતે સ્ત્રીઓની કુમખે ચઢવાથી તે સ્ત્રીઓનો નેતા–આદર્શ–બન્યો. અને આ સઘળું તેણે પોતાની ૧૨ વર્ષની વયની અંદર કર્યું. નવ વર્ષનો બાળક ૧૬૦૦૦ મુગ્ધાઓ સાથે વિલાસ કરે છે. છતાં તે મોહ પામતો નથી. ગોપીઓનાં ચિત્ત પોતામાં હરી લેછે, એટલે પોતે જે આનંદરૂપ અને શાંતિરૂપ છે તેમ ગોપીઓને શાંતિ ને આનંદરૂપ બનાવે છે. અને પૂર્ણ અદ્વૈત—અભેદ પ્રગટાવે છે. ને પોતાની મુરલીથી જળ વગેરે પણ સ્થિર બનાવે છે. તે એક બહાદુર બને છે. The Hero is he who is immovably centred. એટલે કામદેવના મનનું પણ મથન કર્યું, અને આવો સુકુમાર, રૂપવાન બાળક, શરદ્પૂર્ણિમાની રાત્રી ને કુદરતની બહાર છતાં મોહ ન પામ્યો તેથી **मन्मथ मन्मथ** કહેવાયો. ૧૬ મું વર્ષ બેઠા પહેલાં તે પોતાની ભૂમિકા વૃંદાવન છોડે છે અને આખું મહાભારતનું કાવ્ય એક પણ ઠેકાણે શ્રી કૃષ્ણના એક જરાપણ ખેદનું, કે ખેદના ચિહ્નનું સ્મરણ કરાવતું નથી કે તેની નોંધ લેતું નથી, રાજાઓનો પણ તેજ આદર્શ અને નેતા બને છે. રાજસૂય યજ્ઞમાં બ્રાહ્મણો સમર્થ હોવા છતાં તેનું પૂજન થાય છે. અને યુદ્ધકાળે ભગવદ્ ગીતા કહીને મહાન્ યોગીઓનો પણ ગુરૂ બને છે. અને છેવટે પોતાનું આખું યદુકુળ કે જેનો નાશ કરવામાં પોતાનોજ હાથ હતો તેનો નાશ થવા છતાં એક પણ આંસુ પાડતો નથી. અને **यस्मिन सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः । तत्र कोमोहःको शोकः एकत्वमनुपश्यतः ॥** (ભાવાર્થ જ્યાં સર્વે પ્રાણીઓને આત્મારૂપ ગણવામાં આવે અને એકતા દેખવામાં આવે ત્યાં મોહ શું અને શોક શું) એ સત્રનો અનુભવપ્રકાશ પાડે છે. જ્યારે નિર્વાણનો વખત આવે છે ત્યારે એકાંત જંગલમાં જઈ યોગ નિદ્રામાં પોતાનો લય કરે છે. કોઈ પણ જાતના સંગ કે મોહ વગર સઘળી ક્રિયાઓ કરી દુનિયાના ઇતિહાસનું મહાન્ પાત્ર આ પ્રમાણે અદશ્ય થાય છે; અર્થાત્ લીલા વિસ્તારી પાછી લીલા સંકેલી જાય છે.

0

હવે આપણે હાલમાં તેના જે આધ્યાત્મિક અર્થો પ્રગટ થયા છે તે વિષે વિચારીએ.

**શ્રી કૃષ્ણને** પરમાત્મા માની ભાગવતકારે તથા મહાભારતકારે વર્ણવેલ તેની લીલાઓને ખરી માની પ્રેમમાં લીન થવું એ મારા મત પ્રમાણે શ્રેષ્ઠ છે. કારણ **દુર્લક્ષ્યઃ સાધનૈરન્યૈર્વિના પ્રેમામૃત ઔષધમ્**– પ્રેમામૃત વિના અન્ય સાધનવડે તે દુર્લક્ષ છે. પણ આ આશક—માશુકના સુફી મત જેવા પ્રેમમાર્ગને જે પસંદ ન કરતા હોય તેણે આ લીલાઓને આધ્યાત્મિક ઘટાવી વ્યાસ તથા શુકાદિને ન નીંદતાં તે મહાકાવ્યો ઉપર અતિ પ્રેમ અને આદર રાખવો એ પણ એક રીતે સારૂં છે. એમ ધારી એવો એક જશવંત નામના કવિએ બતાવેલો અર્થ ટુંકમાં નીચે આપવામાં આવે છે.

રાધા એટલે જે સર્વ અર્થને સિદ્ધ કરે છે તે. તેના એટલે માયાના પતિ તે શ્રી કૃષ્ણ પરમાત્મા. વૃંદ એટલે સર્વ શરીરો યુક્ત સંસાર તે વંદાવન. ગો એટલે ઇંદ્રિઓ. તેમને ચરાવવી એટલે તેમને વિહત વિષયોમાં પ્રવૃત્ત કરવી. શરીરમાં જે સોહં અથવા અનાહતનાદ ઉઠે છે તે મોરલી બજાવવી. ઇંદ્રિયોને પોતપોતાના વિષયોભણી વધારનાર મન એ ગાવર્ધન. શ્રોત્રાદિ સર્વ ઇંદ્રિઓની વૃત્તિઓનો મનમાં લય કરી સમાધિમાં સ્થિત થવું તે ગાયોને બેસારવી એમ જાણવું. ચિત્ત ને અહંકાર એ સુબળ ને શ્રીદામ નામના ગોવાળ જાણવા. વગેરે વગેરે.

આ સર્વ લખાણનો ટુંક આશય આરંભમાં બતાવ્યા પ્રમાણેનો હોવા ઉપરાંત એ પણ છે કે પોતાનો આધકાર ન હોવા છતાં શ્રી કૃષ્ણની નિંદા કરવી એ આખા દેશની આબરૂને ધક્કો પહોંચાડવા જેવું છે. ગમે તે રીતે તે પૂજ્ય અને આદરણીય છે. છતાં કેટલાકો શ્રી કૃષ્ણચરિત્રનો અભ્યાસ કર્યા વગર પોપોની લીલામાં ફસાય છે તે પણ આ દેશને નીચી પાયરી ઉપર આણનાર સર્વથી નીચું કર્મ છે. અંધશ્રદ્ધાઓનો લોપ થવોજ જોઇએ એ મતને હું મળતો છું. ને તેથી પ્રત્યેક નગરના ધનિકોને વિનંતિ કરૂં છું કે મુંબઇમાં જેવી શ્રીમદ્ ભગવદ્ગીતા પાઠશાળા છે તેવી પાઠશાળા સ્થપાઈ ખરા ધર્મનું જ્ઞાન મળે એવો બંદોબસ્ત કરવા ઘટિત પગલાં લેવાં.

**અમદાવાદ.**
તા. ૨૩–૮–૧૩.

"શ્રી કૃષ્ણામયી."

---

# ॥ श्री बुद्ध महात्मानुं चरित्र शुं शीखवे छे ? ॥

( અનુસંધાન—ગતાંકથી. )

## ( પૂર્વ ભવના સંસ્કારો ઋણાનુબંધ સંબંધ. )

આપણા આ ભવની ચઢતી પડતીનો આધાર આપણા પૂર્વ—

ભવના સંસ્કાર ઉપર વધારે હોય છે. ગત ભવનું ઋણ ( દેણું ( ચુકવવા માટે જે સંબંધ બંધાય છે તેને ઋણાનુબંધ સંબંધ કહેવામાં આવે છે. ગત ભવનો અધુરો રહેલ સંબંધ વર્તમાન કે ભવિષ્યમાં પણ પૂર્ણ કરવો પડે છે એમ આ ઉપરથી તાદૃશ્ય-સ્પષ્ટપણે સમજાય છે. કારણ કે જ્યારે સિદ્ધાર્થ 'બુદ્ધ' થયા ત્યારે " એકાએક યશોધરા તરફ આપનો પ્રેમ કેમ ખેંચાયો હતો ?" એ સવાલના જવાબમાં પોતાના પૂર્વ ભવો કહી બતાવ્યા હતા અને જણાવ્યું હતું કે, તેઓ બન્ને પૂર્વ ભવમાં સાથે હતાં અને તેમની હમણાંની મૈત્રિ કાંઈ નવી નહોતી. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે પૂર્વ ભવના સંસ્કારો તાજા થઈને ઋણાનુબંધથી વર્તમાનભવમાં કે ભવિષ્ય કાળમાં સંબંધ રૂપે બંધાય છે.

## ( સોનાની બેડી તોપણ બંધન. )

ત્યાર પછી સારા દિવસોમાં કુમારનાં, યશોધરા સાથે ભારે ધામધુમથી લગ્ન ઉજવવામાં આવ્યાં. અત્યાર સુધી તો રાજા શુદ્ધોદનની ઈચ્છા પ્રમાણે થયું ને ' અનંત આકાશમાં સ્વચ્છંદે વિચરતું પક્ષી હવે પીંજરામાં પુરાયું ! કુમારના સ્વતંત્ર પગોમાં હવે સોનાની બેડી જડાઈ ! " ગમે તેવું મજબુત બંધન હોય તો પણ શૂરવીરને તે તોડતાં વાર લાગતી નથી પણ પ્રેમનું બંધન કે જે દૃશ્ય નથી તે બંધન તોડવાને તો શૂરવીર પણ અશક્ત છે. પ્રેમનું બંધન સબળ છે. નાજુક-કોમલ છતાં પણ બંધન તે બંધન ! રત્નજડિત સોનાની બેડી તો પણ બંધન કર્ત્તા બેડી તે તો બેડીજ ! પ્રેમનું બંધન એ મહા મજબુત બંધન છે મહાન્ શૂરવીર છતાં પણ પ્રેમાલ હૃદયો તે બંધનને તોડવા સમર્થ નથી. પ્રથમ ઘડીભરતો મહાત્માના હૃદય ઉપર પણ તે બંધન પાશના જેવું કામ કરે છે તો પણ જેનું હૃદય મૂળથી જ વૈરાગ્યમય છે તેવા મહાત્માઓ તે દેખાતા કોમળ પણ મજબુત બંધનને તોડતાં વાર લગાડતા નથી. કારણો,—" विरक्तस्य तृणं भार्या " તો પણ અત્યારે તો બંધન થયું જ.

## ( પુત્રાદિ પરનો અનુરાગ. )

પુત્ર ઉપરના રાગને લીધે પિતાએ તેને એક રંગથી નહિ પણ અનેક રંગથી સદાને માટે રંગાએલ રહે તેવા પ્રકારના ઉપાયો કરવા માંડયા. ત્રણે ઋતુમાં અનુકૂળ આવે તેવા મહેલ, બાગબગીચા કરાવી તેમાં અને બહાર દૃશ્ય-અદૃશ્ય સર્વે, શાન્તિમય અને સુખકારક વસ્તુઓ ગોઠવવામાં આવી હતી, સારાંશ કે છેવટમાં એક વિરક્ત જનને સંસારાસક્ત

કરવા માટે જે કાંઇ કરવું જોઇએ તે સર્વ કરવામાં લેશ પણ કચાસ કે ખામી રાખવામાં આવી નહોતી.

"અહો! પુત્ર પરનો રાગ શું નથી કરતો!" વિકટમાં વિકટ કાર્ય પણ રાગ કરાવેછે. રાગના–મોહથી જે જે કાર્યો થાય છે તે કાર્યો ધર્મથી કે સત્તાથી પણ નથી થતાં રાગ એજ આત્માને બંધન કર્તા છે. વિરાગીને રાગી કરવામાં આવે, તો પણ જેનું ચિત્ત વિરાગી છે તે તો અન્તે પણ વિરાગી જ થવાનાં જેને કોઇ પણ જાતની સ્પૃહા નથી તેને દુનિયા પરની ચીજો તો શું પણ આખું જગત તૃણવત્ લાગે છે કારણ કે,—
"निस्स्पृहस्य तृणं जगत्"

## ( રૂપક=આત્મ રૂપીબુદ્ધ. )

અનેક પ્રકારના રાગ રંગથી કુમારને થોડા સમયને માટે તો રંગવામાં ફતેહ પામ્યા ઉપરાંત કુમાર કયાંય પણ બહાર ન જાય એટલા માટે વિશ્રામવનને ફરતા ત્રણ કોટ કરવામાં આવ્યા હતા, અને છેલ્લા કોટના દરવાજા બહુ જ મજબુત કરવામાં આવ્યા હતા કે જે સો માણસો સિવાય ઉઘડી શકે જ નહિ અને ઉઘડે ત્યારે તેનો અવાજ અડધા યોજન સુધી સંભળાય. આ પ્રમાણે બુદ્ધને રાખવામાં આવ્યા હતા.

આ રૂપક આપણને શું સમજાવે છે! આત્મા રૂપી બુદ્ધને એવાજ ત્રણ કોપ રૂપી–સ્થૂલ, તેજસ અને કાર્મણના નામના શરીર રૂપી કોટની અંદર પુરી રાખવામાં આવ્યો છે, જેમાંનો છેલ્લો કોટ ( સ્થૂલ શરીર નામે ) તો એવો મજબુત છે કે એ સ્થૂલની પાર દૃષ્ટિ પણ જવી મુશ્કેલ છે! દરેક આત્મબુદ્ધને ત્રણ કોટની અંદર પુરી રાખવામાં આવેલ છે. સ્થૂલની પાર મહાત્મા સિવાય અન્ય કોઇની દૃષ્ટિ જઇ શકતી જ નથી.

## ( દુઃખી જગતને પરોપકારની જરૂર. )

એક રાત્રે કુમારે સાંભળેલા વીણા નાદના છેલ્લા શબ્દોનો ભાવાર્થ એ હતો કે ઉઠો, જાગૃત થાઓ અને આરામ સ્થળ શોધતા પ્રાણીઓને આરામ સ્થલ બતાવો. એ પ્રમાણે સૂચવાતા ભાવાર્થવાળું ગીત પૂર્ણ થયું. કુમારના ભીતરમાં–હૃદયમાં તે શબ્દો કોતરાઇ ગયા, પોતાના જીવનની કરેલી પ્રથમ પ્રતિજ્ઞાનું સ્મરણ થયું. તેજપાળે કુમાર સિદ્ધાર્થે નિશ્ચય કર્યો કે, "પહેલી જ તકે મારે નીકળી પડવું, પ્રકાશ શોધી કહાડવો અને જગતને અર્પણ કરવો."

મહાત્માઓ કોઈ પણ જાતનું નિમિત્ત મળવા પછી એક પળ પણ થોભવાનો વિલંબ કરતા નથી. "**परोपकाराय सतांविभूतयः**" સંત મહાત્માઓની વિભૂતિ–શક્તિ પારકાના હિતાર્થે જ હોય છે સજ્જન માણસને જે માનસિક, શારીરિક કે આર્થિક સંપત્તિ પ્રાપ્ત થાય છે તે હંમેશાં બીજાપર ઉપકાર કરવા માટે જ હોય છે. તેઓ ધનથી મોજ શોખ માણતાં નથી, કે સ્થૂળ વિષય સુખોમાં આનંદ પામતા નથી, પણ બીજા જીવોને સુખી કરવા માટે પોતાનું દરેક પ્રકારનું સંપતિ બળ–ખુદ પોતાનું શરીર પણ પરાર્થે જ અર્પણ કરવું એજ સંપત્તિ અને શરીર પ્રાપ્તિનો હેતુ સમજે છે.

દરેક ધર્મ શાસ્ત્રમાં, પારકાનું ભલું કરવું એજ પુણ્ય ને પારકાને દુઃખ દેવું તેજ પાપ કહેલ છે. તેને માટે કહ્યું છે કે,—**अष्टादश पुराणानां, सारात्सारः समुद्धृतः । परोपकारः पुण्याय पापाय परपीडनं ॥** માટે પરોપકાર એજ ખરૂં પુણ્ય છે. તો દુઃખી જગતને, આપણા, એકજ પિતાના બાળકને, આપણા સહોદરને–ભાન્ડુઓને સહાય કરવામાં આપણને જે કુદરત તરફથી બક્ષીસ મળી હોય તેનો, તેઓના હિતાર્થે સદુપયોગ કરવો તે જ તેની સાર્થકતા છે એમ બુદ્ધ મહાત્માનું ચરિત્ર સ્પષ્ટ શીખવે છે.

રોગ, મરણ, વૃદ્ધાવસ્થા વગેરે અવસ્થાનાં દુઃખો બુદ્ધે જોયા પછી તેમાંથી છુટવાના ઉપાયો શોધવા સંબંધી લાંબી હકીકત સર્વેના જાણવામાં છે તેથી તે અહીં નહિ લખતાં ટુંકો સાર એ જણાવવાનો છે કે બુદ્ધે જન્મ, જરા અને મરણ રહિતની શાન્તિમાં સઘળું સુખ છે એમ જાણી તેવી શાન્તિ મેળવવા શ્રમ લીધો.

દુનિયામાં સઘળું સુખ સંતોષ અને શાન્તિમાં જ છે. સિવાય ક્યાંય પણ નથી. આ સંસારમાં કોઇ પણ જાતનું સુખ નથી.

आयुर्वर्ष शतंनृणां परिमित रात्रौ तदर्धं गतं
तस्यार्धस्य परस्य चार्धमपरं बालत्व वृद्धत्वयोः ।
शेषं व्याधिवियोग दुःख सहितं सेवादिभिर्नीयते
जीवे वारि तरङ्ग चन्चलतरे सौख्यं कुतः प्राणीनाम् ॥

સંસારમાં લેશ પણ સુખ નથી, છતાં પણ માયાના–મોહના આવરણને લીધે જ માત્ર મનુષ્યો સુખ માની જ લે છે. જેમકે,—

असारे खलु संसारे सुखभ्रान्ती शरीरिणां
लाला पानमिवांगुष्टे बालानां स्तन्यविभ्रमः

તેમ આ સંસારમાં સુખ નથી. પણ દુઃખમય પ્રસંગ આવે છે તેને મનુષ્ય સુખરૂપ માની લે છે. માત્ર શાન્તિ, સંતોષ અને પ્રભુના ચરણના શરણ સિવાય આ સંસારમાં–દુનિયામાં જન્મથી આરંભી મરણ પર્યંત અને તે પછી પણ સુખનો લેશ નથી, અક્ષય સ્થાન વિના સદૈવ સુખમાં રહેવાને એક પણ સ્થાન કે સાધન નથી.

કોઇને દુઃખી, રોગી કે મરી જતાં જોઇને પોતે સુખી, તન્દુરસ્ત કે આયુષમાન હોઇએ તો ફુલાઇ જવું નહિ કે, આપણે અણીશુદ્ધ રહેશું એમ માની લેવું નહિ કારણ કે કુદરતની ગતિ ગહન છે ને કોઇ નીકળી શકતું નથી. આજે આપણે સુખી, નિરોગી રાતામાતા હોઇએ કાલેજ, રે, એક ક્ષણ પછી જ દુઃખી, રોગીને મુડદાલ જેવાં થઇ જઇએ. માટે ગર્વ કરવો નહિ પણ બીજાને નબળી હાલતમાં જોઇને વિચાર કરવો કે આ પ્રમાણે મારી સ્થિતિ થશે તો! અને એ પ્રમાણે સ્થિતિ પ્રાપ્ત થાય તો કેવા પ્રકારે હિંમતથી રહેવું તેના ઉપાયો અન્યના દાખલા પરથી આપણે શોધી કાઢવા.

## ( સન્યાસીની શાન્તિ. )

અંતે એક શાન્ત મૂર્તિ સંન્યાસીને જોઇ બરાબર અવલોકન કરી કુમાર બોલ્યા કે " પંડિતો સદા સંન્યાસીની પ્રસંસા કરે છે તેવા જ બીજ છે. આ સન્યાસથી પોતાનું તેમજ પરનું હિત થાય છે. ખરેખર શાશ્વત જીવન, સુખ તથા અમરત્વ મેળવવાનો આજ માર્ગ છે " વગેરે શબ્દો બોલતાં કુમારની ચક્ષુમાં દિવ્ય દયાનાં અશ્રુ ઉભરાતાં હતાં. જૂદા જૂદા બનાવોના તરંગ રૂપ આંદોલને હૃદય દોલાયમાન થવા લાગ્યું. મનુષ્ય જાતિ પરનો અપૂર્વ પ્રેમ અને તેનું કલ્યાણ કેમ કરવું એવી ભાવના કુમાની નસેનસમાં સ્ફુરી નકળી.

ખરેખર! સન્યાસીની શાન્તિમાંજ સુખ સમાયેલુ છે, એવા વનવાસી યોગીયોનેજ ધન્યછે.

> अहो धन्याः केचित् त्रुटित भवबन्ध व्यतिकरा
> वनान्ते चिन्वन्तो विषमविषयाशी विष गतिम्
> शरच्चन्द्रज्योत्स्ना धवलागगना भोग सुभगां
> नयन्ते ये रात्रिं सुकृतचय चित्तैकशरणाः ॥

કુમારને પણ સન્યાસીની શાન્તિમાં જ સુખ લાગ્યું. અને તેની આંખમાં કાંઇક નવીનાશા ઝળકી રહી.

## ( આનંદમય જીંદગી-ખરો આનંદ શો ? )

" આ જીંદગી શું જીવવા લાયક છે ? " આ પ્રશ્ન કુમારના મનમાં ઉદ્ભવ પામ્યો ને તે બોલ્યા કે, " મેં પણ જીંદગી જીવવા યોગ્ય અને આનંદમય ગણી હતી, પણ મને અંધકારમાં રાખનાર પડદો આજે ચિરાયો છે." આ જીંદગી આનંદમય નહિ પણ ખરેખર કલહ મયજ છે. કલહમય જીંદગીમાં ખરો આનંદ નથી. જીવે જે કંઇ અજ્ઞાનાંધકારને લીધે આનંદ માની લીધો છે તે ક્ષુદ્ર અને વળી ક્ષણીકજ છે. દુનિયાની અંદર દરેક પ્રાંણી માત્રના દુઃખને દૂર કરવાના પ્રયત્નમાં મશગુલ રહેવું. સંતોષ અને શાન્તિમાં જીવન ગાળવું, બ્રહ્માનંદ-બ્રહ્મમાં જ આનંદ રાખવો તેજ ખરો આનંદ છે.

## ( પ્રેમમય વૈરાગ્ય. )

કુમાર જો કે પોતાના મહેલમાં દાખલ થઇ ગયો હતો તો પણ તેના હૃદયમાંથી વૈરાગ્યની આગ બુઝાઈ નહિ બલ્કે સવિશેષ પ્રદિપ્ત થઈ હતી.

સંસ્કારી પુરૂષને માત્ર-કારણ-નિમિત્તની જરૂર પડે છે તે મળી ચૂક્યું હતું તેથી તેનું હૃદય વૈરાગ્યની આગથી બળવા લાગ્યું.

" મહાત્મા બુદ્ધનો વૈરાગ્ય પ્રેમમય હતો ! તેમને પોતાના કોઇ પણ દુઃખથી નહિ પણ દુનિયાના દુઃખથી વૈરાગ્ય ઉપજ્યો હતો." પ્રેમ કહો, પ્રીતિ કહો, સ્નેહ કહો, નેહ કહો,

માયા કહો કે જે કહો તેનો અન્તે તો એકનો એકજ અર્થ થાય છે. માત્ર પ્રેમ શબ્દના જૂદા જૂદા પર્યાયો તેનું રહસ્ય, તેનો ગુહ્યાર્થ તો એકજ રૂપમાં આવે છે. આજકાલમાં ઘણાક લેભાગુઓ પ્રેમ શબ્દનું નામ સાંભળતાં જ ઉલટો અર્થ લઇ ભાગનારા હોય છે. પણ ખાસ યાદ રાખવાનું છે કે કોઇ પણ કાર્ય ઉપર પ્રેમ ઉત્પન્ન થયા સિવાય તે કામ યથાર્થ રીતે બજાવાતુ નથી કે કોઇ પણ પ્રત્યે પ્રેમ થયા સિવાય દિલસોજી ભર્યાં કામો થતાં નથી. પ્રથમ આપણને કોઇના પ્રત્યે પ્રેમ-સ્નેહ ઉત્પન્ન થાય તો જ તેના દુઃખને માટે દયા ઉત્પન્ન થાય છે ને દયામાંથી જ વૈરાગ્ય જન્મ પામે છે. હૃદયમાં પ્રેમભાવ-સ્નેહભાવ-આર્દ્રતા વિના વૈરાગ્ય થતો નથી ને થાય છે તો તેવા શુષ્ક વૈરાગ્યથી કોઇનું કલ્યાણ થઇ શકતું નથી.

જગતનું કલ્યાણ કરવું તે માણસ માત્રની ફરજ છે માટે હવામાં ઉડતા ઝીણામાં ઝીણા જંતુથી માંડીને મનુષ્ય સુધી હરેક પ્રત્યે પ્રેમ-સ્નેહભાવ રાખવો.

## ( નિષ્કારણ પ્રેમની બલિહારી. )

કોઇ પણ વ્યક્તિ પ્રતિ સ્વાર્થ બુદ્ધિથી રાગથી કે મોહથી પ્રેમ રાખવો તે સામાન્ય છે. તેવો પ્રેમ એ વૈરાગ્ય પ્રાપ્તિનું સાધન નથી અને તેથી સિદ્ધિ પણ થતી નથી. પણ દુનિયાપરનો નિષ્કારણ પ્રેમ એજ વૈરાગ્ય પ્રાપ્તિનું સાધન છે ને તેથી જ જનહિત કરી શકાય છે ને આત્માની સિદ્ધિ પણ તેથી જ થાયછે. સ્વાર્થી સ્નેહ-પ્રેમ તો સર્વ સ્થળે હોય છે માટે જ નિષ્કારણ પ્રેમની બલિહારી છે!

" કુમાર સિદ્ધાર્થના વૈરાગ્યનું કારણ પણ દુનિયા પરનો નિષ્કારણ પ્રેમ હતો." સંસારનો ત્યાગ કરી સંન્યાસી થવામાં પિતા વગેરેનો પ્રેમ આડે આવતો હતો. એક બાજુએ કુટુંબીઓનો પોતા તરફનો પ્રેમ અને બીજી બાજુએ દુનિયાને દુઃખોમાંથી છોડાવવા માટે લોકો તરફનો પોતાનો પ્રેમ એ વિષેના વિચારો હૃદયમાં બહુજ ધોળાયા બાદ, અન્તે લોકોને જરા, વ્યાધિ અને મરણના પંઝામાંથી છોડાવવા માટે વૈરાગ્ય પૂર જોરમાં હોવાથી દુનિયા પરના પ્રેમ તરફ તેનું હૃદય વધારે આકર્ષાયું અને નિશ્ચય કર્યો કે, "મારે મનુષ્ય જાતને ઉગારવી જ." અંતે દૃઢ વિચાર કરી હિંમત ધરી પિતા પાસે જઇ નમ્રભાવે વિનય પૂર્વક પોતાના હૃદયનો ભાવ પ્રદર્શિત કર્યો.

પુત્રવત્સલ પિતાને એ વાત ન રૂચે તે સ્વાભાવિક છે. પિતાએ ઘણી શીખામણ આપી પણ કુમારે નમ્રતાથી કહ્યું. " હે પિતાજી! મરણ વગરનું જીવન, રોગ વગરનું આરોગ્ય, વૃદ્ધાવસ્થા વગરનું યૌવન અને નાશ વગરના જગતના પદાર્થોઃ-આ ચાર વરદાન આપ દઇ શકતા હો અને એ ચાર આપત્તિઓમાંથી આપ મને બચાવવાનું માથે લેતા હો તો હું સંસારનો ત્યાગ કરવાનો વિચાર માંડી વાળું." શું આ ચાર બાબતમાંથી બચાવનાર કોઈ પણ સમર્થ હશે ખરૂં કે? ખરે! નહિ જ

રાજા શુદ્ધોદને કુમારને ફરી એવી વાતો બોલવાને ના કહી. એ ચાર બાબતો અટકાવવા આખા વિશ્વમાં કોઇ પણ સમર્થ નથી. તો પણ કુમારે પોતાની વાત નહિ છોડતાં

કહ્યું કે,–' આપનો પુત્ર એક બળતા ઘરમાં રહે છે તેનો ત્યાગ કરવાની રજા આપવામાં શું આપ પુત્રવત્સલ પિતા વિલંબ કરશો ? ખરેખર, આ જરા, મરણ અને વ્યાધિથી આપણે સર્વે ઘેરાયલા છીએ; તેમાંથી છૂટા થવાનો માર્ગ શોધવા મને રજા આપો, કે જેથી આખું વિશ્વ કલ્યાણનો માર્ગ પામી શકે."

જગતને માટે કેવી અનુપમ દયા ? દુનિયાને માટે પોતાના સર્વસ્વનો ત્યાગ કરનાર તે મહાન્ આત્મા સિવાય આત્મભોગ આપવા કોઇ પણ સમર્થ હોઇ શકતું નથી. મહાત્માનું ચરિત્ર આપણને યથાશક્તિ આત્મભોગ આપવાનું ભાન કરાવે છે.

બળતું ઘર કે સંસાર ક્યારે ન છોડવો તેનો વિચાર કરવાની અવશ્ય જરૂર છે. બળતા ઘરમાં સ્વસ્થપણે-નિર્ભય બળ્યા સિવાય રહી શકાય તેમ હોય, અને મરણ રહિત જીવન, રોગહીન આરોગ્ય, વૃદ્ધાવસ્થા રહિત યૌવન અને નાશ વગરના જગતના પદાર્થો એટલાં ભયનાં કારણો ન હોય તોજ બળતું ઘર કે સંસાર ન છોડવો તે ઉચિત છે પણ અફસોસ કે એ ભય દૂર કરવા કોઇ પણ સમર્થ નથી. મોટા મોટા મહાત્માઓ કે તીર્થંકરો પણ એ બાબતોથી મુક્ત થઇ શક્યા નહિ તો પછી ક્ષુદ્ર પ્રાણીની શું ગતિ !

કુમાર પિતા પાસેથી પત્ની ગૃહમાં ગયો ત્યાં તે ઉંઘમાંથી ખરાબ સ્વપ્ન આવવાથી ગભરાયેલી જાગી ઉઠીને પતિનો પલ્લો પકડયો તેથી કુમાર સિદ્ધાર્થ પોતાની પત્નીને દિલાસો આપી શાન્ત કરવા લાગ્યા, તે થોડો ભાગ તેના જ શબ્દોમાં લખવાથી ઠીક થશે માટે તેમ કરવા યોગ્ય ધારૂં છું.

"એટલો વિશ્વાસ ધરજે કે હું તને મ્હાતો હતો અને મ્હાઉંછું. આ દુઃખી જગતને કેવી રીતે બચાવવું તેને સારૂ કેટલાક મહિનાથી હું રાત દિવસ વિચાર કરૂં છું તે તું સારી રીતે જાણે છે. જો મારો આત્મા બીજા અજાણ્યા આત્માઓને સારૂ તલસતો હોય, અને જે દુઃખો મારાં દુઃખ નથી તેને માટે હું દુઃખી થતો હોઉં, તો પછી હે પ્રિયે ! મારા ઉચ્ચ વિચારો મારી પ્રિયતમાના કલ્યાણને વાસ્તે કેટલા વધુ ઘોળાતા હોવા જોઇએ તેનો તુંજ ખ્યાલ કર. આ પછી ગમે તે બનાવ બને તે છતાં આટલો વિશ્વાસ રાખજે કે હું તને મ્હાતો હતો અને મ્હાઉં છું. જે ચીજ હું આખા જગતને સારૂ શોધું છું તે તારે માટે તો વિશેષ કરીને શોધું છું, અને કદાપિ તારે માથે દુઃખ આવી પડે તો પણ આપણા દુઃખથી જો જગતને શાન્તિનો માર્ગ જડતો હોય તો તે વિચારથી આશ્વાસન પામજે. બીજાઓ જે બાબત નહિ જાણી શકે તે હું તને જણાવું છું; કારણ કે હું સઘળાં જીવતાં પ્રાણીને મ્હાઉં છું. માટે હે નનવલ્લભે ! તું હવે સૂઇજા, અને હું જાગતો બેસીશ અને તારૂં રક્ષણ કરીશ."

મહાત્મા પુરૂષોને પોતા ઉપરના દુઃખ કરતાં દુનિયાપરનું દુઃખ વધારે શલ્યરૂપ લાગે છે. માટે જ તેઓ પોતાના ઉપર ગમે તે પ્રકારનું દુઃખ આવતાં તે સહન કરીને અન્યને દુઃખમાંથી મુક્ત કરવાને માટે, પોતાના સર્વસ્વનો ત્યાગ કરીને પણ તેને માટે અહર્નિશ મથન કર્યા કરે છે. સારાંશ કે પોતાના જીવનનો હેતુ પરાર્થેજ સમજે છે. જો કે એક મા-

ણુસ તરીકે સર્વની ફરજ છે કે સર્વ સજીવન પ્રાણીને પોતાના બન્ધુવત્ ગણી તેને ચ્હાવા અને દુઃખમાંથી મુક્ત કરવા આપણી શક્તિઓનો ઉપયોગ કરવો. છતાં પણ તે ફરજને સમજનાર તો કોઇક વીરલાજ હોય છે. સંસ્કારી મહાત્મા પુરૂષ સિવાય ક્ષુદ્ર આત્માઓ તો સ્વાર્થમાં જ ડુબેલા પડ્યા છે આવા મહાત્મા પુરૂષોનાં ચરિત્રો વાચીને સર્વેએ જાગૃત થઇને પોતાની ફરજ બજાવવા તત્પર થવાની આવશ્યક્તા છે. દરેકે દરેક જીવતા પ્રાણી પ્રત્યે સમભાવ રાખી, તેના આત્માને પોતાના જેવોજ જાણવો; તેના પ્રત્યે દયા રાખવી, તેના તરફ ધિક્કાર–તુચ્છકાર નહિ બતાવતાં સ્નેહ–પ્રેમ બતાવી, માયાથી વર્તવું, તેઓના દુઃખે દુઃખી થઇ તેઓને તેમાંથી મુક્ત કરવા તન. મન અને ધનથી સહાય આપવી તેને ચ્હાવું, કુટુંબથી માંડી દુનિયા પરના દરેક નાના–મોટા પ્રાણીને ચાહવાં.

પતિનો પ્રેમ એજ જેનું સર્વસ્વ છે એમ સદૈવ માનનારી આર્યબાળાઓમાંની આ યશોધરા વિશ્વાસથી સુઇ ગઇ.

## (જગતનો ઉદ્ધાર કરવાની તીવ્ર વૃત્તિ.)

કુમારે સત્યની શોધ ખાતર સર્વસ્વનો ત્યાગ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. દુઃખમાંથી મુક્ત થવાનો માર્ગ ગમે ત્યાંથી શોધી કાઢવાના ખરા નિશ્ચય ઉપર આવ્યા. " મારા આત્મામાં સ્ફુરણા થાય છે કે ખરા સત્ય શોધક આગળ માયાનો પડદો અદૃશ્ય થશે. જેને ખાતર જગતનો ત્યાગ કર્યો તે માર્ગ જડશે, અને મરણનો વિજેતા હું થઇશ. આ હું કરીશ જ, કારણ કે મારા જાણીતા તથા મારાથી અજાણ્યા સર્વ હૃદયો માટે મારા આત્મામાં દુઃખ થાય છે. આ મારા 'સ્વાર્થ ત્યાગ'થી–મારા 'પ્રેમ'થી લાખો જીવ મારા થશે. હે તારાઓ! હું આવું છું. હે દુઃખી જગત ! તારે માટે અને તારા ઉપર રહેતા જીવો માટે હું આ યૌવન, રાજ્ય, સુખ, વૈભવ, મહેલ અને જેનો ત્યાગ કરવો અશક્ય છે તેવી સ્ત્રીનો પણ ત્યાગ કરૂંછું. હે પ્રિયે ! જગતનો ઉદ્ધાર કરવા જતાં તારો પણ હું ઉદ્ધાર કરીશ, કારણ કે તું જગતમાંની એક છે. હે બાળક ! તને આશ્વાસન આપવા રહું તો મારા નિશ્ચયમાં ડગી જાઉં, માટે તારૂં આખરેથીજ કલ્યાણ ઇચ્છું છું."

કેવો દૃઢ નિશ્ચય ! કેવું મનોબળ ! સર્વસ્વનો ત્યાગ કરી, જગતનો ઉદ્ધાર કરવાની કેવી તીવ્ર વૃત્તિ ! ખરેખર ! એક મહાત્મા સિવાયને માટે તો આમ બનવું અશક્યજ છે!

છેવટે કુમાર સિદ્ધાર્થ, સમગ્ર પ્રાણીનું કલ્યાણ કરવાના યજ્ઞમાં પોતાની પ્રીતિનું બલિદાન દેવા માટે તૈયાર થઇને ઉભા થયા. તેવામાં નિદ્રાવશ યશોધરા જરા હાલી તે તરફ દૃષ્ટિ જતાં સિદ્ધાર્થ યોગી તેને ઉદ્દેશીને કહેતાં કહે છે કે–" હું આ દુનિયાના ઉદ્ધારાર્થે જાઉં છું તે જો અપરાધ જ થતો હોય તો તે માટે ક્ષમાની ભિક્ષા માગવા એક દિવસ હું તારી પાસે જરૂર આવીશ !"

સુકૃત્ય-પરોપકારનાં કાર્યો કરવા જતાં પણ જો કોઇની દષ્ટિમાં દોષ આવે તો પણ ક્ષમા માગવાની જરૂર છે, તો પછી ગુનાહ-દોષને માટે તો અવશ્ય ક્ષમા માગવી જ જોઇએ. તે પણ ખરા હૃદયથી જ; આ વિકટ સંસારમાં નિર્ભય-નિડરપણે વિચરવા માટે ક્ષમા ખડગ અવશ્ય ધારણ કરવું જ જોઇએ. દરેક કાર્ય કરતી વેળાએ ક્ષમાનો ગુણ પ્રધાન પદે-મુખ્ય રાખવો.

કુમાર સિદ્ધાર્થ મધ્ય રાત્રે અશ્વપર સ્વાર થઈ સારથિને સાથે લઈ ભાગ્યા તે ઠેઠ ૪૫ કોશ દૂર અનોમા નદીને કિનારે અશ્વને ઉભો રાખી, સારથિને નિમકહલાલી માટે શાબાસી આપીને શરીર ઉપરનાં સર્વે આભૂષણ અશ્વ વગેરે લઇને પિતા પાસે જઇને તેને દિલાસો દેવાનું કહ્યું. અને કીધું કે કહેજો "હું કૃતઘ્ન નથી થયો. જો મનુષ્ય મનુષ્યો માટે પ્રયત્ન નહિ કરે તો બીજું કોણ કરશે ?" અવશ્ય માણસે માણસ માટે પ્રયત્નો કરવાજ જોઇએ. જ્યારે માણસ માણસ માટે કાંઇ પણ મહેનત ન કરે તો અન્ય કોણ કરે ! કારણ કે બિચારાં પશુ-પક્ષી વગેરેમાં તો જ્ઞાન નથી. વળી દુનિયા ઉપરનાં દરેક મનુષ્યો એ એક જ પિતાનાં છોરુ છે તેથી અરસ પરસ બાન્ધુઓ થયાં અને બાન્ધુઓ-સહોદરને માટે સારા પ્રયત્નો કરવા અને સહાય આપવા માટે બંધાયલા છીએ. તેઓને સહાનુભૂતિ આપવા જન્મથી જ આપણા ઉપર કુદરતી ફરજ ધર્મ રૂપે પડેલી છે તો તે પોતાની ફરજ સારી રીતે બજાવવી જ જોઇએ. માટે મનુષ્યે મનુષ્યો માટે પ્રયત્નો કરવા.

( ચાલુ. )

બ્હેન નિર્મળા.

---

# वनवासी राजा.

## ( હાસ્યરસપૂર્ણ એકાંકી નાટક. )

પાત્રો.

૧ જયમલ... ... ... ... ... ... ... ... ... રંગપુરનો મહારાજા
૨ વિદ્યાસાગર ... ... ... ... ... ... ... ... ... તેનો પ્રધાન
૩ બળવંતરાય ... ... ... ... ... ... ... ... ... તેનો સેનાપતી
૪ પ્રતાપરાય ... ... ... ... ... ... ... ... ... તેનો કારભારી
૫ વીરસિંહ ... ... ... ... ... ... ... ... ... તેનો એક સીપાઈ
૬ હેમુ પટેલ ... ... ... ... ... ... ... ... ... એક ખેડુત
૭ ખેમો પટેલ ... ... ... ... ... ... ... ... ... હેમુનો મીત્ર
૮ રામો પટેલ ... ... ... ... ... ... ... ... ... " "

( દૂત, સીપાઈઓ, ખેડુતો વગેરે વગેરે. )

---

## અંક ૧ લો.

### પ્રવેશ પહેલો.

સ્થળ—રાજમહેલ.

( રંગપુરનો મહારાજા જયમલ તથા તેનો પ્રધાન વિદ્યાસાગર પ્રવેશ કરે છે. )

**જયમલ**—પ્રધાન! શા માટે ઇશ્વરે મારે માથે આ દુઃખપૂર્ણ મુગટ મૂકયો હશે? અનેક વિષમય હીરાઓથી જડેલું રાજ્યાસન મારે માટે પ્રભુએ કેમ સરજ્યું હશે?

**વિદ્યાસાગર**—મહારાજ! માથે પડેલા દુઃખના ભારથી કંટાળી કર્તવ્ય-પથ પરથી વિમુખ થવું એ કેવળ અનુચિત જ છે. દુઃખ એ આપણી કર્તવ્ય બજાવવાની શક્તિની પરિક્ષાનો વિષય છે. મહારાજ! આપને ઇશ્વરે રાજા બનાવ્યા છે તો રાજાનાં જે જે કર્તવ્યો હોય તેનું પાલન કરવામાં દુઃખના ભારથી કંટાળી જઇ શિથિલતા બતાવવી એ પ્રભુની પરીક્ષામાં નિષ્ફળતા મેળવવા જેવુંજ છે.

જયમલ—રાજા ! અરે રાજા ! (હસીને) પ્રધાન, રાજાની દશા કેવી છે? જેને પૂરી નિ-
દ્રાયે ન આવે, જેને શાન્તિનાં દર્શન માત્ર ન થાય, જેને સુખનો સ્પર્શ પણ
ન થાય, જેને સુખનો સ્પર્શ પણ ન થાય એવો હીનભાગી મનુષ્ય તે રાજા !
ના ! પ્રધાન ! ના, મારે એવું રાજપદ નથી જોઇતું. આનન્દદાયિની આરોગ્યતા
શાન્તિ વિધાયિની નિદ્રા અને સુખમય નિર્દોષતાનું મધુર સુખ ભોગવનાર મારા
રાજ્યનો એક ખેડુત આ હીનભાગી રાજા કરતાં કોટિશઃ સુખી નથી શું !
મારૂં તખ્ત ! પ્રધાન ! મારા તખ્તના પાયા શત્રુ રાજાઓના ભયથી અસ્થિર નથી
શું ? વળી તે સિવાય અન્ય ભયો કેટલા ! રોગ ! દુષ્કાળ ! પ્રધાન તે બધું
તમે ક્યાં નથી જાણતા ? અરેરે ! આવું રાજપદ ?

વિદ્યાસાગર—(હસીને) મહારાજ ! ત્યારે તો હું કહું તેમ કરો.

જયમલ—શું પ્રધાન !

વિદ્યાસાગર—આપણા રાજ્યમાં હેમુ નામનો એક ખેડુત જે વનમાં પોતે નિવાસ કરેછે
તે વનનો તે રાજા છે એમ કહેતો ફર્યા કરે છે, એવું મેં સાંભળ્યું છે. મહા-
રાજ ! આપ તો અનેક કષ્ટો સહન કરો ત્યારેજ રાજા કહેવાઓ અને તેતો
ઉપાધિ વિનાનો રાજા ! કોઇ પ્રકારનું દુઃખ નહીં અને છતાંયે રાજા ! લેશ
માત્ર ચિન્તા વિના રાજાની ઉચ્ચ પદવી ! મહારાજ ! આપ પણ એવા જ રાજા
બની જાઓ એટલે કાંઇ પંચાત જ નહી. (હસીને) પ્રજાપાલનનું કષ્ટ પણ
નહીં અને શત્રુ રાજાઓનો ભય પણ નહીં.

જયમલ—પ્રધાન ! રાજાને શાં શાં દુઃખો હોય છે તે બીચારા વનવાસી ખેડુતને ક્યાંથી
ખબર હોય ? જો તે ખેડુત મારે સ્થાને ખરેખરો રાજા બનીને બેસે તો તે
બીચારાની કેવી દશા થાય ? (હસીને) પ્રધાન ! તો તો કેવી રમુજ ઉપજે ?

વિદ્યાસાગર—ઘણીજ કૃપાનિધાન !

જયમલ—ત્યારે આપણે તે રમુજ મેળવી જોઇએ તો ?

વિદ્યાસાગર—આપ શું કહો છો મહારાજ ?

જયમલ—જુઓ પ્રધાન ! આપણે તે ખેડુતને જ ખરેખરો રાજા બનાવી જોઇએ. હા—એ-
મજ, પણ જરા ઉભા રહો. વીરસીંહ !

વીરસીહ—(પ્રવેશ કરીને) આજ્ઞા મહારાજ.

જયમલ—તું જા, સત્વર જા અને ખેતરમાંથી હેમુ નામક ખેડુતને બરાબર ઓળખતો હોય
એવા કોઇક અન્ય ખેડુતને અહીં બોલાવી લાવ. જોજે હેમુને તે વાતની
ખબર ન પડે.

વીરસીહ:—જેવી મહારાજની આજ્ઞા ( નમન કરીને જાય છે. )

જયમલ—જુઓ પ્રધાન! વીરસિંહ જે ખેડુતને બોલાવી લાવશે તેની પાસેથી આપણે હેમું સબંધી જાણવા યોગ્ય હકીકત જાણી લઇશું. તેનું નિવાસસ્થાન ઇત્યાદિ જાણી લઈ આજેજ રાત્રે તેને ગાઢ નિદ્રામાં પડયો હશે ત્યારે ઉપાડી લાવી આ રાજમહેલના એક ઓરડામાં સુકી દઇશું. સવારે તે જાગે ત્યારે જોઇ લેજો મજા. તમે બધા તરતજ એક પછી એક નમન કરતા તેની પાસે જઈ તેની આજ્ઞાના પાલનાર્થે ઉભા રહેજો. તેને મહારાજા જયમલજ ગણજો અને જેવું મારૂં સન્માન કરો છો તેવુંજ સન્માન તેનુ પણ કરજો.

વિદ્યાસાગર—( સ્મિત કરીને ) મહારાજ! ત્યારે તો બહુજ રમુંજ મળશે.

જયમલ—હા પ્રધાન! તેને ચોવીશ કલાક સુધી આપણે રંગપુરનો મહારાજા જયમલ બનાવી દઇશું અને તે ચોવીશ કલાકના અરસામાં તે કેવાં કેવાં કાર્યો કરે છે, કેવ પ્રકારનો અમલ ચલાવે છે; કયા પ્રકારની રીતભાત ચલાવે છે અને કેવી કેવી ચિન્તાઓ, મુંઝવણો તથા કષ્ટોનો અનુભવ કરે છે તે નીરખી આપણે ખુબ રમૂજ મેળવશું-અહા! પ્રધાન! ત્યારે કેવો આનંદ મળશે! કાલનો દિવસ કેટલા બધા આનંદમાં ચાલ્યો જશે?

વિદ્યાસાગર—હા! મહારાજ! ( તેટલામાં વીરસિંહ એક ખેડુત સહીત પ્રવેશ કરે છે. )

વિરસિંહ—મહારાજ આપની આજ્ઞાનુસાર આ ખેડુતને તેડી લાવ્યો છું. તે હેમુ પટેલને સારી પેઠે ઓળખે છે.

ખેમો પટેલ—(નમીને) મા'રાજ! અમ હરખાની શી જરૂર પડી?

જયમલ—તારૂં નામ શું?

ખેમો પટેલ—મારૂં નામ ખેમો પટેલ સે મા'રાજ!

જયમલ—તું હેમુને ઓળખે છે?

ખેમો પટેલ—હા મા'રાજ! ઇને તો હું હારી રીતે જાણું સું.

જયમલ—ઠીક ખેમા પટેલ! તેની વય કેટલી હશે?

ખેમો પટેલ—કાંઇ કીધું મા'રાજ?

જયમલ—હું એમ પુછું છું કે હેમુ પટેલને કેટલાં વરસ થયાં હશે!

ખેમો પટેલ—મા'રાજ! ઇ તો કે' તો તો કે મને એક વીહું ને નવ વરહ થીયાં સે. હાસું ખોટું તો રામ જાણે મા'રાજ!

**જયમલ**—વારૂ, ખેમા પટેલ! તે આખો દહાડો શું કરે છે?

**ખેમો પટેલ**—કરે હું મા'રાજ? વનમાં આખો દન ભમ્યા કરે કોક વાર સેતરે જાય, કોક વાર ઝાડ હેઠે બેહે, કોક વાર નદી કાંઠે યે બેહે; આ ઇમ કરીને આખો દન વીતાડે.

**જયમલ**—વારૂ, ખેમા પટેલ! તે પોતાને વનનો રાજા ગણે છે એ વાત ખરી છે કે?

**ખેમો પટેલ**—અરે મા'રાજ! વનનો રાજા તો ઇ સેજ. અરે એક દન મને ક્યે કે હું તો આપણા ગામનોયે રાજા સું.

**જયમલ**—એમ? ઠીક ઠીક.

**ખેમો પટેલ**—પણ મારા'જ! ઇની વાત હાચી નો માનવી. ઈ ગાંડા હરખો તો સેજ.

**જયમલ**—વારૂ, ખેમા પટેલ! તે રાત્રે કઇ જગ્યાએ સુવે છે તે તમે જાણો છો?

**ખેમો પટેલ**—હા, મારા'જ નદીને કાંઠે પીપળાનું ઝાડ સે ઇની હેઠે.

**જયમલ**—ઠીક, ખેમા પટેલ! હવે તમે જાઓ, વીરસિંહ એને ખજાનચી પાસેથી પાંચ રૂપીઆ અપાવજે. જો જો ખેમા પટેલ! આ વાતની હેમુને ખબર ન પડે. મેં તમને બોલાવ્યા છે તે વાત તેને કહેતા નહીં.

**ખેમો પટેલ**—હાં મારાજ (નમન કરી વીરસિંહ સાથે જાય છે.)

**જયમલ**—પ્રધાન! હેમુ વિશે જાણવા યોગ્ય વાતો આપણે જાણી લીધી છે. કાલે આપણો દિવસ અતિ આનંદમાં જશે. હવે આપણે તે વિશે બધી ગોઠવણ કરીએ. અરે! કોણ છે રે ત્યાં?

**એક સીપાઈ**—(પ્રવેશ કરીને) આજ્ઞા મહારાજ!

**જયમલ**...જા બળવંતરાય તથા પ્રતાપરાયને બોલાવી લાવ.

**સીપાઇ**—જેવી મહારાજની આજ્ઞા (નમન કરી જાય છે.)

**જયમલ**—પ્રધાન! હેમુ રાજપદ પ્રાપ્ત કરી તે પદને કેવું દીપાવે છે તે જોવા હું અત્યંત આતુર છું. પ્રથમ તો જ્યારે તે નિદ્રામાંથી જાગૃત થશે ત્યારે પોતાનો સોનરી બુટ્ટાથી ભરેલો પોશાક જોઇ કેવો આશ્ચર્યચકીત થશે? પછી આસપાસ નજર નાખતાં શીલ્પકળાના ચાતુર્યપૂર્ણ નમુનારૂપ આ રાજમહેલનો અતિ સુશોભિત ઓરડો જોઇને પ્રધાન! તે બીચારાની અવસ્થા કોણ જાણે કેવીયે થશે?

**વિદ્યાસાગર**—મહારાજ! તે તો જાણશે કે આ સર્વ તે સ્વપ્નમાંજ જુએ છે.

**જયમલ**—હા, ને તેમ ધારી તે ખરેખરૂં સ્વપ્ન છે કે નહીં તે વીશે ખાતરી કરવા પોતાની આંખો તપાસશે. તે આવી ગુંચવણમાં પડ્યો હશે તેટલામાં તો તમારામાંનો

એક જણ જઇ તેને નીચો વળી અતી સન્માનપૂર્વક નમન કરશે. એટલે પછી તો પુછવું જ શું! એટલામાં તો વળી આપણે બધા એક પછી એક દાખલ થઇ ખૂબ નીચા ઝુકી અત્યંત નમ્રતા અને દીનતા પૂર્વક નમન કરીશું અને તેની આજ્ઞા પાલનાર્થે તેની સન્મુખ હાથ જોડી ઉભા રહીશું. તે વખતે તેના મુખનો ભાવ કેવો થશે! પ્રધાન! તે વખતે ગુંચવાડો, આશ્ચર્યતા, ભવ્યતા, ઉચ્ચ પદતા અને ભવિષ્યકર્તવ્યના વિચારોથી તે ઘેરાઇ જશે અરેરે પ્રધાન! ત્યારે તે બીચારાંની હાલત કેવી થશે? (હસીને) પ્રધાન! ત્યારે તો જોવાની બહુ મજા પડશે હો.

**વિદ્યાસાગર**—મહારાજ! તે જ્યારે રાજપદથી કંટાળશે ત્યારે કેવા ઉદ્ગારો કાઢશે!

( તેટલામાં સીપાઇ બળવંતરાય તથા પ્રતાપરાય સહીત પ્રવેશ કરે છે. )

**જયમલ**—( બળવંતરાય તથા પ્રતાપરાયને ) બળવંતરાય! તમે બધા મારૂં કહેવું ધ્યાન પૂર્વક સાંભળો. કાલે આપણે અણમૂલ આનંદ ભોગવશું. જુઓ કાલે આપણે હેમુ પટેલને રંગપુરનો રાજા બનાવવાના છીએ. એ વિષયમાં મારે, તમને બધાને ભલામણ કરવાની છે. આજે રાત્રે તમે ચાર સીપાઇઓને લઇ જઇ હેમુ પટેલ નદીકાંઠે જે જગ્યાએ સુતો હોય ત્યાંથી ઉપાડી લાવજો અને રાજ-મહેલના આ પાસેના ઓરડામાં તેને મખમલના એક શુશોભીત કોચ પર સુ-વાડી દેજો. પ્રભાતમાં ઉઠતાં તે પોતાની સ્થિતિ તથા પોતાની આસપાસની બધી ચીજો જોઇ આશ્ચર્ય પામતો હોય તેટલામાં તમારામાંના એકે જઇ ખૂબ સન્માનથી નમન કરીને કહેવું કે "મહારાજ! શો હુકમ છે! પ્રધાનજી આપને અગત્યના કામસર મળવા આવવા ઇચ્છે છે તો તેને આપની સ-મક્ષ બોલાવું!"

REGISTERED No B 761

આદ્યતંત્રી—
બી. એ. ડૉક્ટર ઑફ લૉઝ.
સાક્ષરશિરોમણિ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

તંત્રી—
મોહનલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૮-અંક ૮ ]  ( માસિક )  [મે-૧૯૧૩.]



—x—

અમદાવાદ—ધી અં૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ ગોકળદાસે છાપ્યું.

## લવાજમ.

સુદર્શનનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ અગાઉથી લેવાનો રીવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હરોજ. જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે તુરત મોકલવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.
સુદર્શન ઓફિસ—નડીઆદ.

---

પ્ર. નિ. મ. ન. દ્વિવેદી યોજીત.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

આવૃત્તિ ( બીજી )

આ આવૃત્તિની પ્રસ્તાવનામાં ગીતાના સમય વિષે લંબાણ ચર્ચા ચલાવવામા આવી છે.

સ્વ. મણીલાલ નભુભાઇ દ્વીવેદી રચિત પ્રથમ આવૃત્તિ કરતાં સારા કાગળ ઉપર છપાઇ છે અને આ વખતે ઘણાઓના આગ્રહથી કિંમત ઘટાડી રૂ ૪-૦-૦ ચાર રાખવામાં આવી છે કર્તાની છબી પણ મૂકવામાં આવી છે, ટપાલ ખ. જુદુ

## સિધ્ધાન્તસાર.

બીજી આવૃતિ.

મોટાટાઇપ સારા કાગળ પાકુંપુઠું.)

(કીંમત રૂ. ૩-૦-૦)

## નારીપ્રતિષ્ઠા.

બીજી આવૃતિ.

બાળબોધ ટાઇપમાં સારા કાગળ

( કીંમત રૂ. ૦-૮-૦ )

લખો—મેનેજર.
સુદર્શન ઓફિસ—નડીઆદ.

---

આદ્યદ્રષ્ટા—
એક અલૌકિકમાર્ગપ્રવાસી
પ્રાતઃસ્મરણીય મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તન્ત્રી—
આપ્રવલાલ નભુભાઈ દ્વિવેદી

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—ભાગવતમ્.

[પુસ્તક ૨૮–અંક ૮ ] ( માસિક ) [મે-૧૯૧૩.]

## ॥ मुरली.+ ॥

—•××•—

( લેખક—રા. રા. કૃષ્ણદાસ યમુનાદાસ ગાંધી બી. એ. એલ. એલ. બી—મુંબઈ. )



( અષ્ટપદી, રાગ ગાંધારી, ચતુરસ્રદૃજાતિ, વિલંબકાલ, તાલ ત્રિતાલ,—
માત્રા ૧૬. )

મોહે મજની, આજની રજની *,
કુંજે વ્રજની ક્ષોભ કરી.

---

+ સંપાદક—રા. રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

* આ કાવ્યમાં શરૂઆતનુ રાત્રિનું વર્ણન અંગ્રેજ કવી Southeyના નીચે જણાવેલા Thalaba નામક કાવ્ય ઉપરથી લીધું છે.

Thalaba.

How Beautiful is night ?
A dewy freshness fills the Silent air,

વિધુકર મન્દિનીં, શરદનીં ચંદનીં;
સહુ જગ વંદનીં રહીં વિહરી. ૧

પ્રણયનીં અંજનીં, હૃદયનીં રંજનીં;
ધૈર્યનીં ભંજનીં નહીં અધુરી.

તટકાલિંદી, કોકિલ નિન્દી;
બંસીં બજંદી શી મધુરી!—ધ્રુવ.

શીકર નવ ભરીં, મૃદુ પવન-લહરિ—
સંચરતી ધીરીં મોદ કરી.

નહીં દવ પટ, તિલ સમ રેખ.ન;
જલ-ધર નહીં નભતલ ઉપર જરી. ૨

નિર્જ્ઞજય દર્શિત, પૂર્ણ વિકાસિત;
સકલ કલાશ્રિત નીલ ખિલે.

કુંદુક ચંચલ દ્વિવિપદ નિર્મલ—
શશિ અસ્તાચલ-પંથ પલે. ૩

નભ રશનાલંકૃત ઉચ્છૃંખલ-
ઉદધિ-દિગંચલ જેમ ધરે.

ધવલ વિપિન તુલ આ સ્થિર કરકુલ—
જૂત ભુવર્તુલ દૂર સરે. ૪

આ શાંત સમય મધુર મુરલીલય—
ચીરીં મમ હૃદય રાગ ભરે.

સોતન સંગે મમ રસ બંગે—
અણુઝ ઉમંગે હરી વિહરે. ૫

---

No mist obscures, nor cloud nor speck nor stain
Breaks the serene of Heaven.
In full-orbed glory yonder Moon divine,
Rolls through the dark-blue depths.
Beneath her steady ray
The desort circle spreads
Like the proud ocean girdled with the sky.
How Beautiful is Night? ૦

( સંપાદક. )

મુરલિ અલિ સુરિલી! હરિથી ન જરી વિલી–
  કરકમલથી ઝીલી કેલિ પરે.
તું પુણ્યે કિસ છિદ્રથી ભરી અસ—
  અધર સુધારસ પાન કરે.

તનુ મમ કોતરી, છેદ દિધા ફરી;
  તેમ બની મધુરી સહી વિપદે.
એ તપબલથી હરિકર સંગતિ—
  થઈ વેણુની ઇાત વક વદે.

પ્રભુ પર સરસિજ, વિરહ ન સહીશ જ,
  નાથ! પનિજ તુજ કેમ જશે
કૃષ્ણ ભણે ક્યમ કૃષ્ણ! વિના તમ-
  કૃષ્ણપણું મમ દૂર થશે?—

---

## ॥ इश्कनो राह. ॥

(અનુષ્ટુપ્.)

મૌલવીએ પઢાવ્યુ કે ઇશ્કનો રાહ દૂર છે!
રસ્તો જુદો મ્હોબતનોઃ ઇશ્કનો યે જુદો અને!

વિના મ્હોબત તો તો યે ઇશ્ક સંભવતો નહિ,
એકથી પ્રાપ્તિ બીજાની ક્રમથી જ થતી અહીં.

અહા મ્હોબતના સીધા પન્થમાં હું પળી ચૂક્યો,
અને ત્યાંથી હવે વાંધી વમ્મા પન્થમાં જતો!

મૌલવીએ પઢાવ્યુ, કે "ઇશ્કમાં પદ સાત છેઃ"
"દિવાનો મજનૂ યોગી થયો'તો સાતમે પદે!"

'નિસાસા' ઇશ્કના પન્થે પળતાં પ્રથમે પદે—
પામતાં મૈ' પ્રવાસીઓ, માર્ગમાં એ પછી વધે.

શ્રમક્લાન્તિ થતી ભાસે પદ આરોહતાં બીજું,
વાસ ત્યાં દિવ્ય 'અશ્રુ'નો જેને હું મૂક્ષથી ભજું.

'અરૂચિ ભોજને' થાતી પ્રવેશે પદમાં ત્રીજા,
અને 'કૃિક્રાશ' આવે છે ચોથાની શુરૂઆતમાં.

'બિમારી' ઈશ્કની પૂરી સતાવે પાંચમે પદે,
'નિદ્રા' યે આવતી ના ને ભાન ના જાતનું રહે !

પડ્યો છું રાહદારીમાં પન્થ છે વસમો છતાં,
જવાશે ત્યાં લગી જાતું પ્રવાસે ગતિ પામતાં !

ક્રમમાં ગતિ પામીને મજાનું યોગીને રમઈ,
ઈચ્છા છે ચઢવા, કિન્તુ વસમા રાહમાં ડરૂં !

સહવા, ચાહવા, રોવા, જોવા એજ વધુ વધુ,
ઈશ્કનો બનવા બન્દો બસ યાચું ઉરે વધુ !

ચાહવા વધુ ને સ્હેવા, રોવા નિત્ય નવું નવું,
ચઢવા ક્રમમાં શક્તિ દે તું, ઓ ઈશ્કના વિભુ !

મોડાસા, દ્વિજસદ્મ.
૨૮-૧-૧૯૧૩.

द्विज.

---

# ॥ प्रियतमाने पत्र. ॥

---

## પ્રેમ.

સ્નેહી નામ રમે અહો ! હૃદયમાં, શ્વાસોચ્છ્વાસે સદા !
આનન્દ ઉરમાં સખિ ! પ્રિયતમે ! મહભાગી હું સર્વદા !
ત્હારો જાપ જપી તપી પ્રણયમાં, એ મૂર્તિમાં લીનતા !
ત્હારા નામ તણો પ્રતાપ અધિકો ! હે શાન્તિ ! ઓ ! શાન્તિદા !

પ્રેમોદ્દભુત વિભુતિઓ ! પ્રિય સખિ! પ્રાણેશ્વરી ! પ્રેમદા !
રંગાયો તુજ પાશમાં પ્રણયમાં! દાનેશ્વરી! મોક્ષદા!
હૂં તૂં એકઃ અભેદ એ પ્રણય એ! એ દિવ્ય આત્મોન્નતિ!
વિશ્વાનન્દ અનન્ત પ્રેમ પ્રભુમાં દે લે સુખે ઓ! સખિ!

પ્રેમાનન્દ અનન્ત કાલ વહતાં દીર્ઘાયુ હૂં તૂં કરે!
આશિષો વરસે અતિ ઉપરથી ઝીલો પ્રભુ એ થહે.!
ઉરાકાશ ભજે! ગજે અચળ એ સૌભાગ્ય સંજ્ઞા ધરે!
તો વ્હાલી! મનુ દેહની સફલતા સૌભાગ્યશાલી ગણે!

એ પ્રેમામૃત પાઈ, પી, અમરતા આ જન્મમાં સાધવી!
માયા મોહ ભરી અંજત છતવી! ને સ્નેહમાં હોમવી!
પ્રાણાન્તે પણ એ જ મન્ત્ર જપવો છતેન્દ્રિયે! સાધવિ!
મસ્તાની! વરદાન દે! હ્રદયથી મસ્તાન ઉરે ગ્રહી.

**મસ્તાન.**

---

# ॥ શ્રી રામગીતા ભાષ્ય ॥

( અનુસંધાન પૃષ્ટ માર્ચ માસથી )

આ પ્રકારે ઉપરના શ્લોકમાં અંતઃકરણ શુદ્ધ કરવા માટે કરવાનાં કર્મો, સાધન ચતુષ્ટય અને ગુરૂ કેવા હોવા જોઇએ ? ઇત્યાદિ બાબતોનું રહસ્ય લક્ષ્મણજી પ્રત્યે કહી, હવે કર્મોથી પુનરાવૃત્તિ કેમ બને છે તે જણાવે છે.

क्रिया शरीरोद्भव हेतुरोदृता,
प्रियाप्रियौतौ भवतः सुरागिणः ।
धर्मेतरौ तत्र पुनः शरीरकं,
पुनः क्रिया चक्रवदीर्यते भवः ॥ ८ ॥

ભાવાર્થઃ—કોઈ પણ પ્રકારની ઇચ્છાથી કરેલાં કર્મો શરીરની ઉત્પત્તિમાં કારણભૂત થાય છે, અત્યંત અનુરાગ પૂર્વક કર્મ કરનારા પુરૂષોને વિધિનિષેધાત્મક પુણ્યપાપ લાગે

છે; તેથી પુનઃ શરીર ઉત્પન્ન થાય છે, અને તેણે કરી વળી કર્મો થાય છે ને તે કર્મોથી પુનઃ સંસારની પ્રાપ્તિ થાય છે. એવી રીતે સંસાર ચક્રની પેઠે ફરયાં કરતો કહેવામાં આવેછે.

વિવેચનઃ—હે લક્ષ્મણજી! જે નિષ્કામ કર્મ એટલે ફલની ઇચ્છા રાખ્યા સિવાયનાં કર્મો નહિ કરતાં રાગપૂર્વક એટલે ફલની ઇચ્છાસહીત કર્મો કરે છે, તે કર્મો પુરૂષના અંતઃકરણની શુદ્ધિ કરી શકતાં નથી, પણ જન્માંતરની પ્રાપ્તિ કરાવે છે. શ્રીમહાભારતાદિમાં કહે છે કે, 'कर्मणाबध्यते जन्तुर्विद्ययातु विमुच्यते' (કર્મથી જન્તુ બંધનમાં પડે છે, જ્ઞાનથી મોક્ષ પામે છે.) તેથી સિદ્ધ થાય છે કે અંતઃકરણમાં કામના રહેવી એજ પુનર્જન્મના કારણભૂત છે. જ્યારે જન્મ થાય છે, ત્યારે જીવ પોતાને પ્રિય તથા અપ્રિય કર્મોને કરે છે. પ્રિય એટલે શુભ, અને અપ્રિય એટલે અશુભ એવાં શુભાશુભ કર્મો આત્માનાં આશ્રયી થાય છે. આ શુભાશુભ કર્મોનો વાસ્તવિક રીતે આત્માને જરાપણ લેપ ન હોવાથી તે મિથ્યા છે; કારણ કે અવિદ્યાએ કરી તેની ઉત્પત્તિ થાય છે, તથા આત્મજ્ઞાને કરી તેનો સદ્ભાવ નષ્ટ થાય છે. પરંતુ હે લક્ષ્મણજી! કામી પુરૂષો આવાં કર્મો રાગપૂર્વક કરે છે; તેથી ફરી જન્મ થાય છે, અને જન્મ થવાથી પુનઃકર્મો થવાં શરૂ થાય છે; તથા તે રાગ પૂર્વક કર્મોવડે કરી પુનઃશરીર ઉત્પન્ન થાય છે. આ પ્રકારે સકામી પુરૂષ જન્મમરણના ચક્ર ઉપર ચઢી અવિશ્રાંત[૩૪] ભ્રમણ કર્યાં કરે છે. જેમ ઘંટીયંત્ર ઉપર ચઢેલો ઘંટ ભમતોજ રહે છે, તેમ આ જન્મમરણ રૂપી ચક્રની ઉપર ચઢેલો અને સંસારરૂપી અંધારા કુવામાં વાસનારૂપી દોરડાંથી બંધાએલો જીવરૂપી ઘંટ અજ્ઞાનરૂપી બલદનો ફેરવ્યો ફર્યાંજ કરે છે; તેમાં ઉર્ધ્વગમન થવું તે સ્વર્ગ છે, અને અધોગમન થવું તે નર્ક છે. ઇશ્વરરૂપી પુરૂષની સર્ગ કાલની ઇચ્છા સુધી આ ચક્ર ભ્રમણ થયાંજ કરે છે.

હવે સંસાર ચક્રનું મૂલ કારણ અજ્ઞાનના નાશનું કારણ જ્ઞાન છે તે વિષે કહે છે.

अज्ञानमेवास्यहि मूलकारणम्
तद्धानमेवात्र विधौ विधीयते ॥
विद्यैवतन्नाशविधौ पटीयसी
नकर्मतज्जंसविरोधमीरितम ॥ ९ ॥

ભાવાર્થઃ—એનું મૂલ કારણ અજ્ઞાનજ છે, અને તેટલા જ માટે અત્ર તે અજ્ઞાનના નષ્ટ થવા અર્થે ઉપાયો જણાવ્યા છે. અજ્ઞાનનો લય કરવામાં જ્ઞાન જ સમર્થ છે, પણ અજ્ઞાનથી થતું કર્મ નથી, કારણ કે કર્મ અજ્ઞાનથી થાય છે, માટે તે વિરોધ યુક્ત છે.

વિવેચનઃ—જગતનું મૂલ કારણ અજ્ઞાન છે એ સંદેહ રહિત વાત છે. હે લક્ષ્મણજી!

---

૩૪ કોઈ પણ જાતની વિશ્રાંતિ વગર ૩૫ कर्मणा जायते जंतु कर्मणैव विलीयते । सुखंदुखंभयंक्षेमं कर्मणैवाभिपद्यते ॥ કર્મથી જીવ ઉત્પન્ન થાય છે, અને કર્મથી જ લય પામે છે. તથા સુખ દુઃખ, ભય અને કલ્યાણ એ પણ કર્મથી જ પામે છે.

તમારા પ્રશ્નના ઉત્તરમાં સિદ્ધાંત એ છે કે, જ્ઞાનવડે કરીને જ અજ્ઞાનનો નાશ થાય છે. કર્મથી કોઈ પણ રીતે નાશ થતો નથી; કારણ કે કર્મ અજ્ઞાનથી જ ઉત્પન્ન થયેલ છે; તેથી અજ્ઞાનનો નાશ કરવા સમર્થ નથી. પણ જ્ઞાન જ અજ્ઞાનનો નાશ કરવા સમર્થ છે કેમકે જે જેના વિરોધી સ્વભાવવાળું હોય તે તેનો નાશ કરવા સમર્થ થઈ શકે છે. જેમ અંધારાનો વિરોધી પ્રકાશ છે, તેથી અંધારાનો નાશ કરવા અંધારૂં સમર્થ નથી, પણ પ્રકાશ જ સમર્થ છે તેમ *અવિદ્યા*—અજ્ઞાનનો નાશ કરવામાં વિદ્યા—જ્ઞાનજ સમર્થ છે. પણ કર્મ સમર્થ નથી એ નિશ્ચય કરી સમજી રાખવું. શ્રુતિએ પણ કહ્યું છે કે, **नहि ज्ञानेन सदृशं पवित्र मिहविद्यते** ॥ આ જગતમાં જ્ઞાનના જેવું પવિત્ર બીજું કાંઈ પણ નથી. કર્મે કરી અજ્ઞાનનો નાશ થતો નથી તે હવેના શ્લોકવડે નિરૂપણ કરે છે.

**ना ज्ञान् हानिर्नचरागसंक्षयो,**
**भवेत्ततः कर्म सदोष मुद्भवेत् ॥**
**ततः पुनः संसृतिरप्यवारितो,**
**तस्माद्बुधो ज्ञान विचारवान्भवेत् ॥ १० ॥**

ભાવાર્થઃ—અજ્ઞાન નષ્ટ થયા સિવાય રાગનો નાશ થતો નથી, તેથી દોષે યુક્ત કર્મજ ઉત્પન્ન થાય છે. અને તેથી સંસાર ઉત્પન્ન થાય છે. માટે વિદ્વાન પુરૂષે જ્ઞાન અને વિચાર યુક્ત થવું.

વિવેચનઃ—હે લક્ષ્મણજી ! સકામ કર્મોથી અજ્ઞાનનો નાશ થતો નથી, તેમ રાગ દ્વેષાદિનો પણ નાશ થતો નથી; પણ સકામ ક્રિયાઓથી તો કેવલ દુઃખરૂપ કર્મ જ ઉત્પન્ન થઈ જન્મ મરણરૂપ ક્રિયાજ થાય છે. ભગવાન શ્રીકૃષ્ણ એજ ભાવનું સૂચન કરે છે કે, **अयुक्तः कामकारेण फलेसक्तो निबद्ध्यते** ॥ ( અયુક્ત છે તે કામમાં આસક્ત હોઈ કામનાથી બંધાય છે; તાત્પર્ય કે સકામ કર્મોથી જગતની આસક્તિ છુટતી નથી પણ ઉલટી વૃદ્ધિને પામે છે. ) માટે જીજ્ઞાસુ[૩૬] પુરૂષે વેદાંતના જ્ઞાન વિષે અભ્યાસ યુક્ત તથા વૈરાગ્યવાન થવું. હવે જ્ઞાન, અજ્ઞાન, કર્મ, વિચાર, અભ્યાસ અને વૈરાગ્ય એટલે શું ? તે વિસ્તારથી કહે છે—

જ્ઞાનઃ—આત્મા સજાતિય,[૩૭] વિજાતિય[૩૮] અને સ્વગતભેદ[૩૯] તથા સ્થૂલ,[૪૦]

---

૩૬ આ લોક પરલોકના વિષયોથી ઉદાસ થયેલો અને જ્ઞાન વિના મોક્ષ નથી આમ સમજી આત્માનું જ્ઞાન સંપાદન કરવાની ઇચ્છાવાળો પુરૂષ જીજ્ઞાસુ કહેવાય છે.

૩૭ સમાન જાતિવાળાનો જે પરસ્પર ભેદ તે સજાતિય ભેદ જેમ, નાગર બ્રાહ્મણનો સારસ્વત બ્રાહ્મણથી ભેદ. ૩૮ વિરૂદ્ધ જાતિવાળાનો જે પરસ્પર ભેદ તે વિજાતિય ભેદ. જેમ બ્રાહ્મણનો ક્ષત્રિયથી ભેદ ૩૯ અવયવીનો પોતાના અવયવથી વા અવયવોનો પરસ્પર ભેદ તે સ્વગત ભેદ જેમ શરીરનો હાથ પગાદિથી વા હાથ આદિનો પગઆદિથી જે ભેદ તે. ૪૦ રોમ, ત્વચા, નાડી, માંસ, અસ્થિ એ પૃથ્વીના પાંચ ભાગ, તથા ક્ષુધા, તૃષા, આલ-

સૂક્ષ્મ[41] અને કારણ[42] એ ત્રણ શરીરોથી રહિત છે, તથા જાગ્રત,[43] સ્વપ્ન,[44] સુષુપ્તિ[45] એ ત્રણ અવસ્થાનો સાક્ષી[46] નિત્ય,[47] શુદ્ધ,[48] પરમાનંદ,[49] અખંડ,[50].

---

સ્ય, નિદ્રા, રજ એ તેજના પાંચ ભાગ, તથા લાળ, મુત્ર, રૂધિર, વિર્ય, સ્વેદ એ જલના પાંચ ભાગ, તથા ચલન, ધાવન, નિરોધન, સંપ્રસારણ, આકુંચન, એ વાયુના પાંચ ભાગ, તથા કામ, ક્રોધ, લોભ, મોહ, ભય એ આકાશના પાંચ ભાગ એ પ્રમાણે પંચભૂતોના પચીશ ભાગ મલી જે શરીર દૃશ્યમાન જણાય છે,તેને સ્થૂલ દેહ અથવા જડ દેહ કહે છે.

૪૧. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પંચ વિષય સૂક્ષ્મ પૃથ્વી તત્વના પાંચ ભાગ, તથા વાચા, હસ્ત, પાદ, ઉપસ્થ, ગુદા, એ પાંચ કર્મેંદ્રિયો સૂક્ષ્મજલ તત્ત્વના પાંચ ભાગ, તથા શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીવ્હા, ઘ્રાણેંદ્રિય, એ પાંચ જ્ઞાનેંદ્રિયો. સૂક્ષ્મ તેજ તત્ત્વના પાંચ ભાગ, તથા વ્યાન, સમાન, ઉદાન, પ્રાણ, અપાન એ પંચપ્રાણ સૂક્ષ્મવાયુના પાંચ ભાગ, તથા અંતઃકરણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ અંતઃકરણ પંચક સૂક્ષ્મ આકાશના પાંચ ભાગ. એ પ્રમાણે સૂક્ષ્મ પંચભૂતોના પચીશ ભાગ મળી જે સ્થૂલ દેહનો લય થયા પછી પણ અહંકારરૂપી રહેનારો સૂક્ષ્મ પંચભૂતાત્મક જે સ્વપ્ન દેહવત્ દેહ તેને જ લિંગદેહ એટલે સ્થૂલદેહની ઉત્પત્તિનું કારણ ચિન્હ એવું પણ કહે છે તથા સૂક્ષ્મદેહ પણ કહે છે. ૪૨ આપણે લિંગદેહથી જુદું તત્ત્વ છીએ, પણ કેવા લક્ષણે કરી છીએ એ આપણું સ્વરૂપ આપણને સમજાતું નથી; એવી જે પોતાના ઉપર અજ્ઞાનની ભાવના ધરીએ છીએ, તે અજ્ઞાનની ભાવનાનેજ કારણ દેહ કહે છે. ૪૩ ઇંદ્રિયોદ્વારા અંતઃકરણની વૃત્તિ બહાર નીકળી બહારના સ્થૂલ વિષયોને વિષય કરે તે જાગૃત અવસ્થા ૪૪ અંતઃકરણની વૃત્તિ શરીરમાંજ કલ્પિત વિષયોને રચી તેને આકારે થાય તે સ્વપ્ન અવસ્થા ૪૫ અંતઃકરણ પોતાનું કારણ જે અજ્ઞાન તેના રૂપ થાય તે સુષુપ્તિ અવસ્થા ૪૬ અંતઃકરણ વિષે વૃત્તિ જે ચેતનમાત્ર તે સાક્ષી કહેવાય છે ( એક જ ચેતન અંતઃકરણ સહિત સંસારી બને છે; અને અંતઃકરણના ભાગ રહિત થવાથી સાક્ષી થાય છે. ) ૪૭ભૂતકાલ, ભવિષ્યકાલ, અને વર્તમાનકાલ એ ત્રણેમાં એકજ સ્થિતિએ રહેનાર વા કાલના નિયમો જેને લાગુ થતા નથી તે નિત્ય કહેવાય છે. ૪૮ કોઈ પણ જાતના આવરણ અને ઉપાધિ રહિત તત્ત્વને શુદ્ધ કહે છે. ૪૯ જેમ દીવાનો પ્રકાશ અને ઉષ્ણતા બંને સ્વભાવ સ્વરૂપ છે; તો પણ દીવાનો પ્રકાશ જ ગૃહમાં ફેલાઇ જાય છે, પણ ઉષ્ણતા ફેલાતી નથી, તેમ ચૈતન્ય અને આનંદ બંને આત્માના સ્વભાવ છે, તો પણ સર્વ વૃત્તિઓમાં બુદ્ધિ ચૈતન્યતીજ અનુવૃત્તિ થાય છે પણ આનંદનીજ અનુવૃત્તિ થતી નથી, તેથી આત્માની પરમાનંદ-રૂપતા જણાય છે. ૫૦ ખંડ અથવા પરિચ્છેદ રહિત પરિચ્છેદ કરનાર ત્રણ પદાર્થ છે ૧ દેશ; ૨ કાલ; તથા ૩ વસ્તુ. જે પદાર્થ એક દેશમાં હોય છે, અને અન્ય દેશમાં હોય છે, અને અન્ય દેશમાં નથી હોતો તે પદાર્થ દેશથી પરિચ્છિન્ન છે જેમ કે કાગલ એક દેશમાં અસ્તિત્વને પામેલો હોય છે; ત્યારે તે બીજા દેશમાં વિદ્યમાન નથી હોતો. તેથી એ પદાર્થ દેશે કરી પરિચ્છિન્ન છે. જે પદાર્થ એક કાલે હોય છે, અને અન્ય કાલે નથી હોતો, તે પદાર્થ કાલે કરી પરિચ્છિન્ન છે. જેમ કે

સચ્ચિદાનંદસ્વરૂપ[૫૧] છે એવો અનુભવ કરી સાક્ષાત્કાર કરવો તેનું નામ જ્ઞાન છે.

અજ્ઞાનઃ—અવિદ્યા રૂપ અજ્ઞાન[૫૨], અચ્યુત[૫૩], અખંડ (પરિચ્છેદ રહિત) નિરાકાર[૫૪]

---

અસ્મદાદિનાં શરીરો એક કાલે (જન્માંતર તથા મૃત્યુથી પ્રાક્) વિદ્યમાન હોય છે; અને અન્ય કાલે (જન્મથી પ્રાક્ તથા મૃત્યુથી અનંતર) વિદ્યમાન નથી હોતાં, તેથી પરિચ્છેદ પામેલાં ગણાય છે. જે પદાર્થ એક વસ્તુમાં હોય છે, અને અન્ય વસ્તુમાં નથી હોતો, તે પદાર્થ વસ્તુપરિચ્છિન્ન છે. જેમ કે પૃથ્વી-ઘટપટ આદિમાં છે અને આકાશ, વાયુ આદિમાં નથી તેથી વસ્તુ પરિચ્છિન્ન છે. આદસ્ય જગતના સમગ્ર પદાર્થો આ ત્રણ પરિચ્છેથી પરિચ્છિન્ન છે. શુદ્ધ બ્રહ્મ આ ત્રણે પ્રકારના પરિચ્છેદથી રહિત છે. કારણકે શુદ્ધ બ્રહ્મત્વ સર્વે સ્થળે વ્યાપિ રહ્યું છે; સર્વે કાલમાં એક અદ્વિતીય સ્વરૂપે સ્થિત્ છે, તથા સંપૂર્ણ વસ્તુમાં પણ વિદ્યમાન છે. અર્થાત્ સમગ્ર વસ્તુની અંતર્ બહિર્ રહેલું તથા સર્વ કાલે વિદ્યમાન હોવાથી બ્રહ્મત્વ અપરિચ્છિન્ન અથવા અખંડ છે. ૫૧ સત્ એટલે પોલાણ સહિત પરમાણું જન્ય જગત્‌નું અસ્તિત્વ એ મનને ભાસે છે. પણ તે પોલાણ સહિત જગત્‌નું અસ્તિત્વ અસત્ એટલે મિથ્યા છે. તથા તે પોલાણ સહિત જગતના અમસ્તા અસ્તિત્વની જગ્યા ઉપર નિરાકાર પરમાત્માનું સર્વકાલ હોનાઈ અસ્તિત્વ સત્ એટલે ખરૂં છે; એ પરમાત્માને સત્ કહેવાનો અર્થ છે. તથા ચિદ્ એટલે તે પરમાત્માના સત્ કહેલા ખરા અસ્તિત્વમાં સર્વે કાલ જ્ઞાનનું અસ્તિત્વ છે; એ જ પરમાત્માને ચિદ્ કહેવાનો અભિપ્રાય છે, તથા આનંદ આનંદ એટલે તે પરમાત્માના નિરાકાર સ્વરૂપને સર્વ કાલ સુખ સ્વરૂપની સ્થિતિ છે; એજ પરમાત્માને આનંદ કહેવાનો અર્થ છે. એવા પ્રકારનો સત્ ચિત્ તથા આનંદ એટલે. સચ્ચિદાનંદ. (યોગ વિષ્ણુ બાવાનો મત) ૫૨. આવરણ. વિક્ષેપ હેતુ શક્તિવાળો અનાદિ અનિર્વચનીય ભાવ રૂપ પદાર્થ-અજ્ઞાન બે પ્રકારનું છે. ૧ મુલાજ્ઞાન, ૨ તુલાજ્ઞાન. શુદ્ધ ચેતનને આચ્છાદન કરનારૂં તે મુલાજ્ઞાન, અને એક એક પદાર્થ જેનો ઉપાધિ છે એવા ચેતનને આચ્છાદન કરનારૂં તે તુલાજ્ઞાન. ૫૩ અક્ષર, અવિનાશી, ઈશ્વર.

૫૪ આપણા શરીરની આસપાસ, તથા ભુગોલ તથા સૂર્ય ગોલ, ઇત્યાદિક સર્વ ગોલોની આસપાસ, જે ખાલી જગો એટલે પોલાણ ફેલાણી છે, તે પોલાણની અંદર ભરેલું અચંચલ. તથા. જ્ઞાનવાન. તથા. સ્વપ્રકાશ. જે એક પરબ્રહ્મ. તત્વ. છે. કે જેના. પરમાણુ થતા. નથી., તથા પરમાણુના યોગે કરી જે ભેદાતું નથી. તથા જેના અસ્તિત્વમાં પરમાણુનું અસ્તિત્વ, એક ઠેકાણે બે અસ્તિત્વો રહેતાં નથી એ ન્યાયે કરી મિથ્યા છે; એવું જે સત્ય તત્ત્વ સર્વત્ર ભરેલું છે. તે જ નિરાકાર કહેવાય છે. શ્રી મુણ્ડકોપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

**यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुः श्रोत्रंतदपाणिपादं नित्यं विभुं सर्व्वगतं सुसूक्ष्मं तदव्ययंयद्भूतयोनिंपरिपश्यन्ति धिराः ॥** ભાવાર્થઃ—જે અદશ્ય, અગ્રાહ્ય, જન્મ રહિત, રૂપ વિહિન, આંખકાન વિનાનો, હાથપગ વગરનો, જન્મમૃત્યુ વર્જિત, સર્વવ્યાપી, સર્વગત. ઘણો સૂક્ષ્મ, હાથ રહિત, સર્વ પ્રાણિનું કારણ પરબ્રહ્મ છે; તેને ધીર મનુષ્યો સર્વ જગ્યા ઉપર જુએ છે. આ વિગેરે વચનોથી પણ પરમાત્માનું નિરાકારપણું સિદ્ધ થાય છે.

અવ્યાકૃત[૫૫], અજ[૫૬], અવિનાશી[૫૭], અનંત[૫૮] તથા સચ્ચિદાનંદ રૂપ આત્માના સ્વરૂપ સાક્ષાત્કારમાં પ્રતિબંધક છે; તેથી અજ્ઞાન કહેવાય છે; અજ્ઞાન અંતઃકરણ રૂપ ઉપાધિના દોષોથી ઉત્પન્ન થાય છે. અંતઃકરણમાં ત્રણ દોષ રહે છે. મલ[૫૯], વિક્ષેપ[૬૦], અને આવરણ[૬૧]. કામ ક્રોધાદિક જે મલ છે તે નિષ્કામ કર્મો કરવા થકી દૂર થાય છે; રાગદ્વેષાદિક જે વિક્ષેપ છે તે સત્સંગ અને વિચાર કરવાથી દૂર થાય છે; અને અવિદ્યા તમો ગુણ રૂપ જે આવરણ છે તે સદ્ગુરૂપદિષ્ટ તત્ત્વનું નિદિધ્યાસન[૬૨] કરવાથી તેનો નાશ થાય છે; સ્વરૂપનો સાક્ષાત્કાર ન થવામાં આવરણ જ મુખ્ય અંતરાય છે.

( ચાલુ. )

શ્યામચંદ્ર ગોવર્દ્ધનદાસ.

---

૫૫ મન ઇંદ્રિયાદિકથી અગોચર. ૫૬ જન્મ રહિત અનાદિ ઇશ્વર તે જ અજ કહેવાય છે. ૫૭ નિરાકાર પરમાત્માના એક અચલ તત્ત્વના અસ્તિત્ત્વનો બોધ, બુદ્ધિમાં ઉદય પામ્યો છતાં, પોલાણ સહિત, જગતના અસ્તિત્વનો ભાવ બુદ્ધિમાં હોય છે તેનો નાશ થાય છે; તથા બુદ્ધિ એટલે વૃત્તિ તે પણ રહેતી નથી. તે પ્રમાણે નિરાકાર પરમાત્માના અસ્તિત્વનો નાશ કદી પણ થતો જ નથી, તેથી તે નિરાકાર પરમ તત્ત્વને અવિનાશી કહેવામાં આવે છે. ૫૮ જે દેશકાલ, વસ્તુ ત્રણે પરિચ્છેદથી રહિત હોય તે અનંત કહેવાય છે.

૫૯ જન્મ જન્માંતરોનું પાપ. ૬૦ ચિત્તની ચંચળતા, ૬૧ સ્વરૂપનું અજ્ઞાન. આત્મા વિષે અજ્ઞાન કૃત આવરણ બે પ્રકારના છે. અસત્ત્વાપાદક, અભાનાપાદક. ( તત્ત્વમસિ, અહં બ્રહ્માસ્મિ ઇત્યાદિ વાક્યપર, બ્રહ્મનાસ્તિ ( એટલે નથી ) એવા પ્રકારનો ભ્રમ તે અસત્ત્વાપાદક આવરણ બ્રહ્મનો છે, પણ મને ભાસતો નથી એવા પ્રકારનો ભ્રમ તે અભાનાપાદક આવરણ. અસત્ત્વાપાદક આવરણ. પરોક્ષ અપરોક્ષ સાધારણ પ્રમાણજન્ય જ્ઞાને કરી નિવૃત્ત થાય છે; અને અભાનાપાદક આવરણ હું બ્રહ્મ રૂપ છું એવા પ્રકારના અપરોક્ષ જ્ઞાનથી નિવૃત્ત થાય છે. )

૬૨ શ્રવણ, મનન વડે જે જ્ઞાન, અને એકતાનતાએ કરી સાધ્ય જે બ્રહ્માત્મૈકત્વ, તેનું નિરંતર ચિંતન તે નિદિધ્યાસન. **निरन्तर विचारोयः श्रुतार्थस्य गुरोर्मुखात। तन्निदिध्यासनं प्रोक्तं तच्चैकाग्र्येण लभ्यते॥** નિદિધ્યાસન સાધન કોટીનું છે; જે સપ્તભૂમિકામાંની "સત્ત્વાપત્તિ" નામે ચતુર્થ ભૂમિકા પણ ગણાય છે; તેનો પણ નિદિધ્યાસન શબ્દે વ્યવહાર કરાય છે. તેનું લક્ષણ આ પ્રમાણે છે:—દેહાદિ વિજાતીય પ્રત્યય ( વૃત્તિ ) ના તિરસ્કાર પૂર્વક બ્રહ્માત્મૈકત્વાકાર સજાતીય પ્રત્યયના પ્રવાહે કરી ધ્યાન ધ્યેયાકાર વૃત્તિ રહિત બ્રહ્માકારમાત્રતાએ કરી સ્ફુરણ તે નિદિધ્યાસન. વાર્તિકકાર નિદિધ્યાસનનું લક્ષણ આ પ્રમાણે આપે છે:—**अपरात्त बाधोहि निदिध्यासनमुच्यते॥** અપરાધીન બોધ, વાબોધ્ય વિષય રહિત સ્વતંત્ર બોધ વા અનાત્મવૃત્તિ નિરસનજ નિદિધ્યાસન કહેવાય છે.

# वनवासी राजा.

( અનુસંધાન ગતાંકથી )

## પ્રવેશ બીજો.

### સ્થળ—રાજમહેલનો એક શુશોભિત ઓરડો.

( એક મખમલના કોચ પર હેમુ પટેલ ગાઢ નિદ્રામાં સુતો છે. થોડી વાર પછી જાગ્રત થાય છે. )

હેમુપટેલ—( જાગૃત થતાં પોતાની આંખો ચોળી આસપાસ જુએ છે ) હા-આ હું ? આ ઝગમગાટ હાનો ? ( આસપાસ નજર ફેરવી ) આ છે હું ! હરગ તો નથી ? ( પોતાનો જરીથી ભરેલો બુટ્ટાદાર મૂલ્યવાન પોશાક જોઇ ) એ !-રે !-મારૂં કેડીયું આવું ક્યમ ? મારૂં હારૂં આ તો ભારી સે. અરે ! પણ આ સે હું ઇ કાંઇ ખબર પડે ? આ તો ધરમરાજનું ઘર લાગે સે. આ તો હરગ સે હરગ ( તેટલામાં સીપાઇ વીરસિંહ પ્રવેશ કરે છે. )

વીરસિંહ—( અત્યંત સન્માન પૂર્વક નીચો વળી નમન કરીને ) કૃપા નિધાન ! પ્રજાપતિ ! પ્રજા પાલક ! આપને નમન કરૂં છું. મહારાજ ! બહાર પ્રધાનજી ઉભા છે આપને અતિ અગત્યના કાર્ય માટે મળવા ઇચ્છે છે.

હેમુપટેલ—આ હું બોલ બોલ કરેસ. લ્યા તું કુણ સે ? અહીં ક્યમ આવ્યો સે ? ઇ પરધાન પરધાન હું કરે સે ?

વીરસિંહ—( પાછો નમન કરી ) મહારાજ ! પ્રધાનજી અહીં આવે એ માટે હું આપની રજા માગું છું.

હેમુપટેલ—( મનમાં ) આ હું ! પરધાન હું ! હું તે ચંઇ રાજા સું'ની આ પરધાન પરધાન બકે સે ? ( મોટેથી ) અરે ! તું સે કુણ ઇ તો કે ?

વીરસિંહ—( વળી પાછો નમન કરી ) મહારાજ ! પ્રજાપ્રતિપાળ ! આ દીન દાસને શીદ ભૂલી જાઓ છો ? અરે ! પણ ભૂલો કેમ નહીં ? મારા સરખા તો આપને કરોડો સેવક છે તો આ દાસને શા માટે યાદ રાખો ? મહારાજા ધિરાજ ! રંગપુરાધિપતિ ! આપના આ દાસનું નામ વીરસિંહ છે ને તે આપનો સીપાઇ છે.

**હેમુપટેલ**—( આશ્ચર્ય પામી ) હપઇ ! તું કુણ હપઇ સે ? કીનો હપઇ ? ને તાણે તું અહીં આયો આમ !

**વીરસિંહ**—ક્ષમા કરો રાજ્યાધિપતિ ! ( નમન કરે છે ) આ દીન દાસના આવવાથી આપના ઉચ્ચ વિચારો સ્ખલિત થયા હોય તો આ દાસ આપની ક્ષમા માગે છે. મહારાજ ! પ્રધાનને આહીં બોલાવું ?

**હેમુપટેલ**—( મનમાં ) આ પરધાન પરધાન કરે સે તે ઇ પરધાન સે કુણ ? (મોટેથી) લ્યા ! જા. ઇને મારી પાંહે લઇ આવ જોઇ.

**વિરસિંહ**—( દીનતાથી નમન કરી ) જેવી રંગપુરાધિપતિની આજ્ઞા ( જાય છે ).

**હેમુપટેલ**—( વિચાર કરે છે ) આ હંધું સે હું ? હુરગમાંએ હખ નહીં. આ હપઇ કુણ હતો ? ધરમરાજનો હપઇ હહે ? ( એટલામાં પ્રધાન વિદ્યાસાગર પ્રવેશ કરે છે.)

**વિદ્યાસાગર**—( નમન કરીને ) દાસાધિપતિ ! આપ ઉભા શીદ રહ્યા ? બીરાજો બીરાજો આપને મારે એક અતિ અગત્યની વાત કહેવી છે. આપ બીરાજો આ કોચપર અને આપનો દાસ કહે તે સાંભળો.

**હેમુપટેલ**—( વિદ્યાસાગરને ધારી ધારીને જુવે છે ) તું પરધાન સે ? કીનો પરધાન સે ?

**વિદ્યાસાગર**—અરે ! મહારાજ ! એ શું બોલ્યા ? કોનો પ્રધાન ! પ્રધાન વળી કોનો ? આપનો મહારાજ !

**હેમુપટેલ**—તું મારો પરધાન સે ?

**વિદ્યાસાગર**—હા ! મહારાજ !

**હેમુપટેલ**—ને હું કુણ સું ?

**વિદ્યાસાગર**—( ખૂબ હસીને ) અરે મહારાજ ! આજ મશ્કરી કેમ માંડી છે ! આપ કોણ ? અરે ! એ કેવી વાત ! મહારાજ આપ આ શહેરના રાજા છો. બીજા કોણ વળી ?

**હેમુપટેલ**—હું રાજા સું ?

**વિદ્યાસાગર**—હા, મહારાજ !

**હેમુપટેલ**—ના, ના મારૂં નામ તો હેમો પટેલ સે.

**વિદ્યાસાગર**—(ખડખડ હસીને) અરેરેરે ! મહારાજ આ શું બોલ્યા ! આજ આપે આવી મશ્કરી કેમ માંડી છે. દીનાધિપતિ ! આ દાસની વાત સાંભળો. મશ્કરી મુકી દયો મારે આપને ગંભીર વાર્તા કહેવાની છે તે કૃપા કરી ધ્યાનથી સાંભળો.

હેમુપટેલ—( મનમાં ) આ તો તાણે હું રાઝા સું ને આ મારો પરધાન સે. દીકરા હેમુ ! તારી દહા ફરી. તું તો હરગમાં આવીને રાઝા થીયો. હારાં કામાં કઇરાં તો આમ થીયું ઠીક તાણે પરધાન ! તું કેહ હું !

વિદ્યાસાગર—મહારાજ ! મેં સાંભળ્યું છે કે આપણી પડોશમાં આવેલા રાજનગરનો રાજા રાજસિંહ આ રંગપુરનું રાજ્ય પોતાના તાબામાં લેવાની નીચ ઇચ્છા રાખે છે. તેણે પોતાના રાજ્યમાંથી આપને તાબે થવા અથવા તો લડાઇ માટે સજ્જ થવાનું કહેણુ મોકલાવવા એક દુતને મોકલ્યો છે, એમ મેં સાંભળ્યું છે. કૃપાનિધાન ! પ્રથમથી જ ચેતતા રહેવું એ ડહાપણુ ભરેલું છે. આપનો એ બાબતમાં શો વિચાર છે મહારાજ !

હેમુપટેલ—( પ્રધાનનું બોલવું ન સમજી શકવાથી ) પરધાન ! તું ઇ સું કેહ ? કાંઇ હમઝા તું નથી. હરેખું કે તો હમઝ પડે.

વિદ્યાસાગર—મહારાજ ! હું એમ કહું છું કે આપણે લડાઇ કરવાની છે તે તૈયાર થઇ રહેવું કે નહીં ?

હેમુપટેલ—( ધ્રુજે છે ) હેં ! હાની લડાઇ ! ( મનમાં ) હજી તો હમણાં રાઝા થીયો ને હમણાં લડાઇ. જરા હખ નહીં ( મોટેથી ) પરધાન ! લડાઇનું હું કામ સે!

વિદ્યાસાગર—પણ મહારાજ ! લડાઇ કર્યા વગર ચાલે તેમ નથી.

હેમુપટેલ—હારૂં—આ તો રાઝા થાવું ભુંડું. જરા હખ નહીં. ઠીક સે તાણે તું કરજે લડાઇ હું તો હખે બેહીસ.

વિદ્યાસાગર—મહારાજ ! આવા ગંભીર સમયે આપે આમ કરવું ઉચિત નથી. જો આપની ઇચ્છા હોય તો સભા બોલાવી તેમાં મત લઇએ.

હેમુપટેલ—કાંઉ કીધું ઇ !

વિદ્યાસાગર—મહારાજ આપની મરજી હોય તો પહેલાં સેનાપતિ તથા કારભારીને બોલાવું, અરે વીરસિંહ !

વિરસિંહ—( પ્રવેશ કરીને ) આજ્ઞા મહારાજ.

વિદ્યાસાગર—જા સેનાપતિ તથા કારભારીને બોલાવ ( વીરસિંહ તરત નમન કરી જાય છે ) મહારાજ તે બંને આવે તો આપણે તેનાં પણ મત લઇએ ( એટલામાં બળવંતરાય તથા પ્રતાપરાય સહીત વીરસિંહ પ્રવેશ કરે છે. )

બળવંતરાય—( નમન કરીને ) રંગપુરાધિપતિ ! શી ઇચ્છા છે !

# ॥ श्री बुद्ध महात्मानुं चरित्र शुं शीखवे छे ? ॥

( અનુસંધાન—ગતાંકથી. )

## ( સ્વર્ગનાં સુખ નાશવંત છે. )

સારથિ ગયાબાદ કુમારનું મન શાન્ત થયું. તેણે પોતાની સુન્દરતા વધારનાર વાળ કાપી નાંખીને રેશમી વસ્ત્રો ઉતારી, એક ભિક્ષુકનો ઉચિત વેશ પરિધાન કર્યો. ત્યાંથી પોતે એકલા મુસાફરી કરવી શરૂ કરી. ચાલતાં ચાલતાં યોગીરાજ રાજગૃહી નગરી નજદીક આવી પહોચ્યા ત્યાં વિન્ધ્યાચલ પર્વતની પાંચ ટેકરીઓ હતી. તેના પર અનેક સાધુસંતો–સંન્યાસીઓ–ભિક્ષુકો વગેરે મનુષ્યના સંસર્ગથી દૂર રહેવા ઇચ્છનારાઓએ ત્યાં વાસ કરેલો હતો. તેમાંની રત્નગીરિ નામની ટેકરી ઉપર સિદ્ધાર્થે પોતાનો વાસ કર્યો. તે રાજયોગી ભિક્ષાન્ન ઉપર પોતાનો નિર્વાહ ચલાવતા અને શુષ્ક ઘાસ ઉપર શયન કરતા હતા. તે રાજકુટુંબમાં જન્મેલા અને સુન્દર આકૃતિ વાળા રાજર્ષિને ભિક્ષા મેળવવામાં બીલકુલ મહેનત પડતી નહિ, જેવા તે નગરમાં આવતા કે માણસનાં ટોળે ટોળાં તેમને જોવા માટે આસપાસ એકઠાં થતાં અને પોતાનું અન્ન આપવા માટે કાલાવાલા કરતાં.

ભાગ્યશાળી પુરૂષ જ્યાં જાય ત્યાં તેઓને મુશ્કેલી પડતીજ નથી. તેઓના સંસ્કાર જ એવા હોય છે કે મહાન વિકટ કાર્યોમાંથી પણ તે સહેલાઇ સુગમતાથી પસાર થઇને મુક્ત થઈ શકે છે. મહાન્ પુરૂષોનાં પગલાં જ મંગળકારી હોય છે.

સ્વર્ગના સુખ માટે શરીરને અનેક પ્રકારે ત્રાસદાયક કષ્ટ–દુઃખ આપનાર સાધુ સંન્યાસીઓને સિદ્ધાર્થ કુમારે, જોયા; સ્વર્ગનાં સુખ ગમે તેટલાં વર્ષ સુધી ચાલે તો પણ તેનો નાશ તો અવશ્ય છે જ. કોઈ પણ જીવન શાશ્વત નથી. દેવોનો પણ અંત આવનાર છે જ. ખરેખર ! જેનો જન્મ છે તેનો નાશ પણ અવશ્યે થાય છે જ ! પછી તે સ્વર્ગમાં ઉત્પન્ન થયેલ હોય કે દુનિયાપર ઉત્પન્ન થયેલ હોય તો પણ નાશ તો થવાનો જ. મોક્ષના શાશ્વત સુખ સિવાયનાં દૃશ્ય અદૃશ્ય સર્વ સુખોનો નાશ છે જ. માટે એવા નાશવંત સુખને વાસ્તે મહેનત કરી શરીરને કષ્ટ ન આપવું પણ શાશ્વત સુખને માટે, અવિચળ સ્થાનને વાસ્તે, આત્માને જ્ઞાન દીપકવડે પ્રકાશિત કરીને પ્રયત્નો કરવા, કે જે શાશ્વત રહેનાર છે.

## ( પશુવધ નિષેધની વાર્તા. )

રાજા બિંબિસારે કરેલા યજ્ઞમાં બકરો હોમવાને સમયે, દયા, અનુકમ્પા, પ્રેમ અને સત્યનું તેજ જેના મ્હોં ઉપર અને આંખોમાં ઝળકી રહ્યું હતું એવા તે બુધ રાજર્ષિએ, પશુ વધ નિષેધ માટે સમયોચિત બોધ કરેલો છે અને તે ઉપરથી રાજા બિંબિસાર પશુ વધ બંધ કરે છે તે પ્રસંગ રાજાથી રંક, ગૃહસ્થથી ગરીબ સર્વેએ ધ્યાનમાં રાખવા જેવો છે. કોઇ પણ પ્રાણીના પ્રાણનો ભોગ આંપાથી દેવ, દેવી પ્રસન્ન થતાં નથી કે આપણાં

પાપ ધોવાઇને સુખ મળતું નથી; પણ આત્મા તેવાં કાર્યોને લીધે પાપથી વધારે ઘેરાયછે. પાપમાંથી મુક્ત થવાનો રસ્તો તો પ્રાણી માત્રની રક્ષા કરવી તે જ છે।

## ( પશુવધ બંધ. )

મહાત્મા બુદ્ધે કરેલા ઉપદેશથી રાજા બિંબિસાર ઢંઢેરો પીટાવી શિલાલેખમાં લખે છે કે,—

" મગધ દેશના રાજા બિંબિસારની આવી ઇચ્છા છે; યજ્ઞ નિમિત્તે અત્યાર સુધી પશુ વધ કરવામાં આવતો હતો, અને ખોરાક નિમિત્તે પશુઓને કતલ કરવામાં આવતાં હતાં; પણ દિવસે દિવસે જ્ઞાન વધતું જાય છે, સર્વે જીવો સરખા છે, અને દયા કરનારને દયા મળે છે. આ સિદ્ધાંતોને લીધે કોઇએ યજ્ઞ નિમિત્તે પશુનો વધ કરવો નહિ તેમજ ભોજન નિમિત્તે પશુ કે પક્ષીનો સંહાર કરવો નહિ. "

આવી રીતે કરોડો જીવોને બચાવનાર મહર્ષિ બુદ્ધના ચરિત્રમાંથી દયાનો જે નિર્મલ—સુધામય ઝરો વહ્યાં કરે છે, તેનું અમૃત પાન હાલના રાજાઓ, અધિકારીઓ સંત પુરૂષો અને સમગ્ર જનતા કરે તો જગતનું ને પોતાનું કેટલું બધું કલ્યાણ કરી શકે ! પ્રાણીની હિંસા ન કરવી, એ જ કલ્યાણનો માર્ગ છે.

હમેશાં સબળે નિર્બળનું રક્ષણ, અવશ્ય કરવું જ જોઇએ. તોજ સબળતાની સાર્થકતા; નહિ તો નિરર્થક જ છે।

## ( બેનની શોધ. )

પૃ. ૭૫ મે. એક દુઃખી બાઇની અમરત્વપણાની શોધ સંબંધી જે હકીકત આવે છે તે ઉપરથી લેવા યોગ્ય સાર આ પ્રમાણે નીકળે છે કે......જેમ તપેલા લોખંડના કડકા ઉપર હથોડો મારવાથી તે ઇચ્છીત આકાર ધારણ કરે છે તેમજ બરાબર પ્રસંગપર કરેલા ઉપદેશની અસર ઘણીજ સરસ થાય છે. કોઇ વખતે નહિ ધારેલી, એવી અસર પણ થઇ જાય છે બુદ્ધે તે પ્રસંગે કહ્યું કે,...

" વ્હાલી બહેન ! તેં શોધ કરીને, બીજાઓ જે નથી શોધી શકતા તે શોધી કહાડ્યું છે. મારે તને જે કડવો પ્યાલો પાવાનો હતો, તે તેં જાતેજ શોધી કહાડ્યો છે." એમ કહી તે બાઇને તેમણે બોધ દીધો કે—" આજે તને ખબર પડી કે તારા જેવા જ દુઃખથી આખું જગત્ દુઃખી છે. જે દુઃખને ભોગવનાર ઘણા હોય તે દુઃખનો ડંખ ઓછો છે. જો તારાં આંસુ રોકી શકાતાં હોય, અને મરણના પંજામાંથી છુટા થવાનો માર્ગ જડતો હોય તો મારૂં લોહી રેડવાને પણ હું તૈયારછું. પણ બહેન ! તે સત્ય હજુ મને જડ્યું નથી. તેની હું શોધમાં છું. જા તારા બાળકને અગ્નિદાહ દે." કાળના મુખમાંથી કોઇ પણ બચી શકતું નથી, માત્ર પરમાત્માનું ધ્યાન ધરવાથી બચી શકાય છે.

પરમેશ્વરના ધ્યાન સિવાય આ જગતમાં એક પણ બીજું ઔષધ, મરણના વિનાશને

મારે નથી, માટે પરમાત્મ ધ્યાનમાં પ્રવીણ થાઓ ।

કર્મ ચાંડાલ કે જાતિ ચાંડાલનો પ્રશ્ન બ્રાહ્મણ અને અન્યોમાં ઘણીવાર ચરચાયો છે ને ચરચાય છે અને એ પ્રશ્નને પક્ષકારો હજુ પણ ગમે તેમ ચરચે છે, પરંતુ જે સારાં કર્મ કરે છે તેજ દ્વિજ છે અને જે ખરાબ કામ કરે છે તે શુદ્ર છે એજ વાત સત્ય છે. પૃ. ૮૦ મે ભરવાડના છોકરા પાસે દૂધ માગતાં બુદ્ધે તેજ વાત કરી હતી. સારાં કામ કરવા એ જ એનો સાર છે.

## ( તારને વધારે ઓછા ખેંચવાનું નુકશાન-ઘર સૂત્રનું તેમજ. )

" તારને વધારે કે ઓછો ખેંચશો નહિ" આ વિષે પૃ. ૮૧ મે જે વાત લખી છે તે ઘર વ્યવહાર ચલાવનારે ખાસ લક્ષમાં રાખવાની છે કહ્યું છે કે,—

ઘર સુતરની ઘુંટીમાં, ઘણી ઘુંચવણ વીર;
તાણ્યે તોડે તાંતણો, ધીમે ઉકેલે ધીર.

ઘર સુતરની ઘુંચવણ વાળી ઘુંટીને જો ધીર પુરૂષો ધીમેથી ઉખેળે છે તો તે તૂટી જતી નથી, પણ જો એકદમ તાણવામાં આવે તો તૂટી જાય છે. માટે ઘર સૂત્રનાં યંત્રને પણ નિયમિત્ત રીતે ગતિ આપવી.

" તારને વધારે ઓછો ખેંચશો નહિ." આ શબ્દો નાચનારી સ્ત્રીઓ આનંદથી બોલતી ચાલી જતી હતી. પાસેના વૃક્ષ નીચે બેઠેલા શાક્ય મુનિને કાને તે શબ્દો પડયા, અને તે બોલી ઉઠયા: " અહા ! ઘણીવાર અભણ મનુષ્યો જ્ઞાનીઓને પણ બોધ આપે છે. મેં પણ આ શરીરના તારને હદ બહાર ખેંચ્યા છે, તેથી તેમાંથી ગીત નીકળતું નથી, એટલું જ નહિ પણ તેને તૂટી જવાનો પણ મોટો ભય છે. મારૂં શરીર બળ ઘટી ગયું છે." એટલું વિચારી ત્યાર પછી શાક્ય મુનિએ યોગ્ય દિશામાં શ્રમ આદર્યો. એક નાનામાં નાની અને બિસાત વિનાની વાતમાંથી પણ માણસને શીખવું હોય-સાર લેવો હોય-તત્ત્વ ખેંચી લેવું હોય અને ગુણ ગ્રહણ કરવા હોય તો કેટલું શીખવાનું મળી આવે છે તે એ ઉપરથી જણાઇ આવે છે. એક નજીવી બાબતમાંથી પણ સાર ગ્રહણ કરવો તે વિવેકી-વિચાર શીલ મનુષ્યોનું કામ છે.

## ( શરીરને મારી ન નાંખવું. )

આ ભવ સમુદ્રને તરવા માટે શરીર એ એક ઉત્તમ પ્રકારનું નાવ છે. માટે શરીરને મારી ન નાંખવું ને તપમાં મધ્યમ પ્રકારનો માર્ગ ગ્રહણ કરવો એ વાત પૃ. ૮૨ મે લખેલી છે તે આજના તપેશ્વરીઓએ ખાસ ધ્યાનમાં લેવાની છે. બુદ્ધ કહે છે કે, " શરીર એ ઉપયોગી સાધન છે, માટે તેને મારી નહિ નાંખવું જોઇએ, પણ તેને અંકુશમાં રાખવું જોઇએ."

જેમ સમુદ્રમાં હોડીને, પાણીના પ્રવાહમાં તે ઉભયના સ્વભાવ પ્રમાણે વહેતી મેલી દેવામાં આવતી નથી પણ તેને યોગ્ય રીતે હલેસાં વતી ઇચ્છિત સ્થાન તરફજ ચલાવવામાં આવે છે, તેમજ આ સંસાર સમુદ્રમાં દેહ રૂપ હોડીને તેના સ્વભાવ પ્રમાણે વહેતી મેલવી નહિ પણ તેને યોગ્ય અંકુશમાં રાખીને, મોક્ષ કે જે જીવનની સાધ્ય વસ્તુ છે તે તરફ ચલાવવી; વળી બીજે સ્થળે કહ્યું છે કે, " शरीरमाद्यं खलु धर्म साधनम् " ખરેખર ! શરીર એ જ ધર્મ સાધવાનું ખરૂં સાધન છે.

## ( માર રાજાની પુત્રીઓ. )

આત્માને ઉન્નતિના શિખર પર લઈ જતાં કેટલું અસહ્ય કષ્ટ વેઠવું-સહેવું પડે છે તે પૃ. ૮૬ મે માર રાજાની ત્રણ પુત્રીઓએ અને તેના ૬ સુભટોએ બુદ્ધને દીધેલા દુઃખની વાત ઉપરથી સમજાય છે. એવાં દુઃખમાંથી-કસોટીમાંથી પસાર થયા વગર, માત્ર પ્રમાદથી સુખમાં પડ્યા રહેવા ઇચ્છનાર આજના કહેવાતા મહાત્માઓની પેઠે સહજમાં અને સહેલાઇથી મહાત્મા થઇ શકાતું હોત તો બુદ્ધ કે મહાવીર વગેરેને કર્મનું ઋણ ચૂકવવાને કશું દુઃખ કે કષ્ટ વેઠવું પડત નહિ. આ વાત ખાસ ધ્યાનમાં લેવા ઘણીજ અગત્ય છે.

## ( બુદ્ધને થયેલા સાક્ષાત્કારો. )

બુદ્ધને થયેલા સાક્ષાત્કારો, આત્મબળ-આપ બળની કેટલી બધી જરૂર છે તે બતાવે છે. આત્મબળ વિના કદી પણ કોઇનો વિજય થયો નથી થતો નથી, અને થવાનો પણ નથી. " પારકી આશ તે સદા નિરાશ " " આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ." એ કહેવતો આજકાલ માણસોએ આવાં ચરિત્રો ઉપરથી ખાસ લક્ષમાં લેવાની છે. હમેશાં એ સિદ્ધાંત સમજવાનો છે કે જાતમહેનત વિના કે કષ્ટ સહન કર્યા સિવાય, પારકાના ભરસા ઉપર મેલવાથી એકે કામ ધાર્યા પ્રમાણે પાર પાડી શકાતાં નથી, પણ જાત મહેનતથી જ પાર પડી શકે છે.

જ્યારે અન્ય કાર્યો જાત મહેનત વિના થઇ શકતાં નથી તો પછી આત્માની ઉન્નતિ-આત્માને ઉન્નતિના શિખર પર લઇ જવાનાં કાર્યો તો કષ્ટ વેઠયા સિવાય ક્યાંથી જ થાય ! બેશક નહિ જ. વળી કહેવત છે કે, 'આપ મુવા વિના સ્વર્ગે ન જવાય ! માટે પ્રમાદ છોડીને, દુઃખ-કષ્ટ પડે તે સહન કરીને સુકૃત્યો જાતેજ કરવા મહેનત કરવી.

## ( ભગવાનની અનુપમ દયા—અનુકમ્પા. )

આ પ્રકરણ જો કે ધર્મ પ્રચારને લગતું છે, પરંતુ બુદ્ધની અનુપમ દયા અને અનુકમ્પાનો આબેહૂબ-તાદૃશ્ય ચિતાર છે. બુદ્ધ ભગવાનની દયાના કેટલાક દાખલા આગળ ઉપર અપાઇ ચૂક્યા છે. બુદ્ધદેવ " નરનારીનું અને પશુ પંખીઓનું દુઃખ વિચારી છેવટે ધર્મનો બોધ કરવાના નિશ્ચય ઉપર આવ્યા." મહાત્માઓનો સ્વભાવજ દયાળુ-પરોપકારી હોય છે. તેઓ પારકાનાં દુઃખો જોઇ શકતા નથી, અને તેમાંથી તેઓને મુક્ત કરવા મારેના

યત્ન-પ્રયત્ન સહિત ઉપાયો-મહેનત કર્યા કરે છે. મહાવીર ભગવાને પણ "સવિજીવ કરૂં શાસન રસી, ઇસી ભાવ દયા મન ઉલસી" કહીને તેથી જ તીર્થંકર ગોત્ર ઉપાર્જી જગતના જીવોના દુઃખ દૂર કરવા સંપૂર્ણ પ્રયત્નો કર્યા હતા. બુદ્ધ કહે કે "જેઓ પાપ અને મૃત્યુના અંધકારમાં દટાયલા છે તેમને માટે હું ત્યાં જીવનનો દીપક પ્રકટાવીશ." કેવી તેમની અનુપમ દયા!

જ્યારે મહાત્માના ચરિત્રોની પ્રભા માણસ ઉપર અસર કરે છે, ત્યારે તેવા મહાત્માઓની શાન્ત મુખ મૂર્તિઓની અદ્ભૂત પ્રભા પડે તેમાં આશ્ચર્યજ શું હોય, એવા મહાત્માઓનાં મુખ નિહાળતાં જ માણસ ગમે તેવા પરિતાપથી તપ્ત થયેલ હોય તો પણ તેના હૃદયમાં શાન્તિ પ્રસરી જાય છે.

( હુંપણુ પર જય મેળવ્યો. )

મહાત્માની શાન્ત મૂર્તિનો પ્રભાવ જ એવો હોય છે-તેના શાન્ત ચહેરાની ખુબી જ એવા પ્રકારની હોય છે કે ગમે તેવો વિરોધી માણસ હોય, તો પણ તેની અદ્ભૂત પ્રભા તેઓના ઉપર પડે છે. તેને લીધે તે વિરોધને ભૂલી જાય છે ને પોતાનો અડગ નિશ્ચય પણ છોડી દે છે.

જે સોબતીઓએ તેને નહિ નમવાનો ને તિરસ્કાર દર્શાવવાનો નિશ્ચય કર્યો હતો તેમને આવતા દેખાને એકદમ ઉભા થઇ ગયા અને એક ગુરૂને યોગ્ય સઘળું સન્માન આપી વિનય ભાવ દર્શાવ્યો એ શું બતાવે છે? જેઓ ખરેખરા મહાત્મા છે તેમની પ્રભા જરૂર બીજાઓ ઉપર પડે છે. બાકી મહાત્માનું ડોળ ઘાલનારા, ડોળ ઘાલુ મહાત્માઓ આજે એવું માન મેળવવા ઇચ્છે છે તો પણ તેમને તે મળતું નથી, કારણ કે માન અને મોટાઇનો એવો નિયમ છે કે તે મેળવવા જવાથી મળે નહિ, પણ દૂર જાય છે. એક માનને માટે એકસોને એક અપમાન વેઠીને, પૈસાનો ધુમાડો કરીને, સ્વતંત્રતા વેચીને, ટેક ગુમાવીને, બખેડાઓની ગુલામગીરી કરીને અને સર્વસ્વ જાય તો ભલે જાય પણ માનતો મેળવવું જ એવું ઇચ્છનારાઓને નક્કી માન મળતું નથી, પણ જેઓ તેને માટે બેદરકાર રહે છે-નિસ્પૃહ રહે છે, તેવાઓને માન જાતે જ જઇને ઇચ્છા સિવાય પણ મળે છે, માટે માનના ભૂખ્યા ગીધડાઓ થઇને ન ફરવું.

( તૃષ્ણાના પાશથી છૂટવું. )

પૃ. ૯૯ મે જે હકીકત છે તે તૃષ્ણાના પાશમાંથી મુક્ત થવા-છૂટવાની સર્વેએ કોશિષ કરવાની જરૂર છે. વળી તૃષ્ણા પ્રતિદિન વધતી જાય છે તેને માટે ભર્તૃહરિએ કહેલું છે કે,—

भ्रान्तं देशमनेक दुर्ग विषमं प्राप्तं न किंचित्फलं
त्यक्त्वा जातिकुलाभिमानमुचितं सेवाकृता निष्फला ।

मुक्तं मानविवर्जितं परगृहे साशंकयाकाकव-
त्तृष्णे जृम्भसि पाप कर्म निरते नाद्यापि संतुष्यसि ॥

વળી કહ્યું છે કે,—

खलोल्लापाः सोढाः कथमपि तदाराधनपरै-
र्निगृह्यान्तर्बाष्पं हसितमपि शून्येन मनसा ।
कृतश्चित्तस्तम्भः प्रतिहतधिया मंजलिरपि
त्वमाशे मोघाशे किमुपरमतो नर्तयसि माम्

માટે જેમ બને તેમ તૃષ્ણા અને આશાનો ત્યાગ કરવો. તૃષ્ણા રાખવાથી, નવી નવી આશાઓ ઉત્પન્ન થાય છે. અને તૃષ્ણા જન્ય આશા કોઈ દહાડો સફળ થતી નથી તેમ ઘટતી પણ નથી બલકે વધ્યા જ કરે છે તો આશા અને તૃષ્ણાનો જેમ બને તેમ ત્યાગ કરવો.

( ધર્મ પ્રસાર માટે શ્રમ. )

પૃ. ૧૧ મે અગ્નિકુંડ પાસેના નાગની જે વાત આપી છે તેવો જ પ્રસંગ શ્રી મહાવીર પ્રભુના સંબંધમાં ચંડકૌશિક નાગનો છે મહાત્માની અદ્ભૂત જાદૂઈ અસર વિષમય પ્રાણીઓ ઉપર એવી સખ્ત રીતે થાય છે કે ગમે તેવા ઝેરી, ક્રોધી કે આકરા જીવો પણ તેમની પાસે ઢંઢાગાર જેવા થઇ જાય છે તો પછી મનુષ્યો ઉપર તો તેમની જાદુઇ અસર થાય તેમાં શી નવાઇ ! આ બધી દૈવી સિદ્ધિઓ જગતના કલ્યાણની-હિત કરવાની ભાવના વગરના સ્વાર્થીઓ-સ્વાર્થીઓને કદી પણ પ્રાપ્ત થતી નથી. એ ખાસ લક્ષમાં રાખવાનું છે.

બુદ્ધે ધર્મ પ્રસાર માટે જે અથાગ શ્રમ લીધો છે તેવો શ્રમ લેવાનું આજના આચાર્યોએ ખાસ લક્ષમાં લઇને તે પ્રમાણે તેને માટે પ્રયત્ન કરવો જોઇએ. અવિદ્યાને હાંકી કાઢી જ્ઞાન ચારિત્રનો ઉત્તમ પ્રકાશ પાડવો એ ધર્માચાર્યોનું મુખ્ય-પ્રથમ કર્ત્તવ્ય છે એમ આ ચરિત્ર ઉપરથી સમજાય છે. શ્રેણિક જેવાને પણ તેણે બોધ આપી દયાળુ બનાવ્યો હતો તે શું થોડી ઘણી શક્તિથી થઇ શકે તેમ હતું ? અથાગ શક્તિ ધરાવનારથી જ તે કાર્ય થઇ શકે તેવું છે.

(દ્વેશનો અંશ પણ રહેલો નહિ-ક્ષમા.)

પૃ. ૧૦૭ મે શિવશંકર બ્રાહ્મણની દીક્ષાના સંબંધમાં જે હકીકત આવે છે તે ઉપરથી મહાત્માઓમાં દ્વેષનો અંશ પણ રહેવો ન જોઇએ અને ક્ષમાનો ગુણ અવસ્ય હોવો જ જોઇએ એ સાર નીકળે છે. રાગ દ્વેષ અને ક્રોધને જેણે નિર્મૂળ કર્યા છે, શાન્તિ અને ક્ષમા ધારણ કરીને સમભાવથી રહે છે તેજ ખરા મહાત્મા છે, બાકીના ડોળ ઘાલુ દંભીઓ તો દુનિયાને તો શું પણ પોતાના આત્માને અને છેવટે ઇશ્વરને પણ ઠગનારો-છે.

તરવાના ઉપાયો કરી આડાડંબરથી નરક ગતિ પ્રાપ્ત કરે છે. માટે તેવા કહેવાતા ડોળી અને દંભી મહાત્માઓએ આ વાત ખાસ લક્ષમાં લેવાની છે. જો તેઓ તે અગત્યની વાત લક્ષમાં લેશે તો, ખરેખર તેમનું, અમારૂં અને સમગ્ર વિશ્વનું એકી સાથે કલ્યાણ-શ્રેય થશે જ.

ધર્મના ઉપદેશકો-વક્તાઓએ રાગદ્વેષનો ત્યાગ કર્યો હોય, તેઓ નિરભિમાની હોય, દંભરહિત હોય, ક્ષમાશીલ હોય, શાન્તિનો ગુણ પ્રધાનપણે ધારણ કરનારા હોય તોજ તેઓની જાદુઇ અસર શ્રોતા ઉપર અવશ્ય થાય છે. અને જ્યારે તેમ થાય ત્યારે તેને સુધારવા, તેઓનું હિત-કલ્યાણ-શ્રેય કરવા તેઓ નિઃસંદેહપણે સમર્થ થઇજ શકે.

ઉક્ત પ્રકારના ગુણોવાળા મહાશયને જ ધર્મગુરૂ-ધર્મના ઉપદેશક-વક્તાઓ બનાવવા જોઇએ કે જેથી કરીને તેઓ પોતાની સાથે સમગ્ર જગતનું કલ્યાણ કરીને આ ભવ સમુદ્રથી તારીને પેલે પાર-નિર્ભય અને અક્ષય સ્થાનમાં લઇ જઇ શકે.

( બુદ્ધ ધર્મની ટુંકી વ્યાખ્યા. )

૧૦૯ મે પૃષ્ટે, મુખ પૃષ્ટ પર આપેલી નીચેની ગાથા અહીં લખું છું.

" सब्ब पापस्स अकरणम्
कुसलस्स उप सम्पदा
सचित परियोदपनम्
एतं बुद्धानुसासनम् ॥ "

આ ગાથાનો અર્થ એ છે કે,-" સર્વ * પ્રકારનાં પાપ નહિ કરવાં, કુશળ કામ કરવાં, અને ચિત્તની શુદ્ધિ કરવી, એ જ બુદ્ધધર્મ છે."

( સંસારમાં જણાતો અકલ્યાણનો માર્ગ તેજ કલ્યાણનો માર્ગ છે. )

બુદ્ધના સાધુઓ ભિક્ષાર્થે નગરમાં જાય ત્યારે લોકો તેમનું અપમાન કરતા. ભિક્ષુકો કંટાળતા ત્યારે બુદ્ધ કહેતા તેનો ટુંકો સાર એટલો જ છે કે સંસારમાં જણાતો અકલ્યાણનો માર્ગ તેજ કલ્યાણનો માર્ગ છે. જગતનો વ્યવહાર અસત્ય-જૂઠો છે તેને લોકો સત્ય-કલ્યાણનો માર્ગ માની બેઠા છે, જેઓ એમ માની બેઠા છે, તેઓ ભૂલમાં કેવાં ગોથાં ખાય છે તે આપરથી સમજાય છે.

દુનિયાનો ક્રમજ ઉંધો છે, માયાના મલિન આવરણને લીધે લોકો સત્યને અને અસત્યને સત્ય માની બેઠા છે. અકલ્યાણનો માર્ગ કલ્યાણનો ધારી બેઠા છે, અને કલ્યાણના માર્ગને અકલ્યાણનો માર્ગ માની બેઠા છે. તેનું કારણ માત્ર ગત ભવના સંચિત કર્મ અને

* " સર્વ " ને બદલે અહીં ભાષાંતર કર્તાએ " કોઇ પણ " શબ્દ લખ્યો હોત તો વધારે ઠીક થાત.

માયાવી વાતાવરણજ છે. જો સત્યને સત્ય તરીકે જાણવામાં આવે તો લોકોની દૃષ્ટિમાં જે અકલ્યાણનો રસ્તો લાગે છે તેજ રસ્તો કલ્યાણકર લાગે માટે જ્ઞાન ચક્ષુઓ ખોલવાની ઘણી જ અગત્ય છે.

( ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ માટે કથન. )

આજે મનાતું નાશવંત સુખ તે ઇષ્ટ વસ્તુ નહિ પણ મોક્ષને શાશ્વત સુખ એ જ ઇષ્ટ વસ્તુ હોવી જોઇએ, અને તે જ વસ્તુની પ્રાપ્ત્યર્થે મથન કરવું જોઇએ, એ વાત પણ તે મહાત્માના ચરિત્ર પરથી શીખવાની છે.

"જેમણે જીવન આપ્યું તે માતાપિતા તરફ પૂજ્ય ભાવ બતાવવો એ પુત્રની ફરજ છે." આ, ૧૧૧ પૃ. નું વાક્ય હાલના જમાનાનાં સર્વ પુત્ર, પુત્રીએ ખાસ ધ્યાનમાં લેવાનું છે. જે માતાપિતાએ જીવન આપી, આપણને સુખી જોવાને અને સારાં બનાવવા માટે અનેક દુઃખો વેઠી, ચિન્તા કરી અને ખરી કાળજીથી જે તનતોડ મહેનત કરી છે તેનો બદલો તો કોડોપાયે લક્ષાંશ પણ વાળી શકાય તેમ નથી; માટે આપણી બાળક તરીકેની માતાપિતા પ્રત્યે જે ફરજ હોય, તે ખરા જીગરથી બજાવવી અને તેમના તરફ પૂજ્ય ભાવ બતાવવો તે બાળક તરીકે આપણી મુખ્ય ફરજ અને પ્રથમ કર્તવ્ય છે.

( પરમ શાન્તિ તે શું ? )

આ દુનિયામાં ફરી ફરીને જન્મવું અને મરવું તે શાન્તિ નથી, પણ ક્લેશ જ છે. નિર્વાણ એ જ પરમ શાન્તિનું સ્થાન છે. જ્યાં સુધી જન્મ, મરણ અને વૃદ્ધાવસ્થા પાછળ લાગેલાં છે—તેનો ભય છે ત્યાં સુધી કદાપિ લેશ પણ શાન્તિ સંભવતી નથી પણ જ્યારે તે ભયનો ઉપાય થાય છે ત્યારે જ અવિનાશક સ્થાનની પ્રાપ્તિ થાય છે. ત્યારેજ પરમ શાન્તિ પમાય છે તે જ પરમ શાન્તિ કહેવાય !

( દુઃખ ગર્ભિત અને ક્ષણિક સુખથી કોણ સંતુષ્ટ બને ? )

ઉક્તવાત પણ આ પ્રકરણમાં સારી રીતે સમજાવવામાં આવી છે. તે વર્તનમાં મૂકવા જેવી છે. હાલના વખતમાં મનાતા સુખમાં સુખ અલ્પ હોય છે ને દુઃખ વધારે હોય છે. જે સુખની પાછળ દુઃખ મળવાનું હોય તે સુખ શા કામનું કે તેનો આનંદ પણ શા ખપનો ! જેનો નાશ ન થાય તેવું શાશ્વત સુખ હોય તેમાંજ આનંદ માનવો. દુઃખની પાછળ સુખ મળે તે ઉત્તમ પણ સુખની પાછળ દુઃખ મળે તે અધમ, માટે દુઃખ ગર્ભિત સુખમાં સંતુષ્ટ થવું નહિ પણ દુઃખ વેઠીને—કષ્ટ સહન કરીને પણ શાશ્વત સુખ મેળવવા પ્રયત્નો કરવા અને તેમાંજ સંતુષ્ટ થવું. બાકી દુનિયાનાં કે સ્વર્ગનાં સુખો તો નાશવંત છે. માટે દુઃખ ગર્ભિત માત્ર ક્ષણિક સુખમાં જ સંતુષ્ટ થવું નહિ પણ શાશ્વત સુખ ગર્ભિત દુખ વેઠીને, કષ્ટ સહન કરીને સંતુષ્ટ થવું !

( પ્રતિસ્પર્ધીઓના હુમલા. )

આ જૂઠી-જંજાળમય દુનિયાનો ક્રમ એવો છે કે હમેશાં સજ્જનની પાછળ-સામે દુર્જન હોય છે જ. તેજ પ્રમાણે બુદ્ધની સામે પણ હરીફો હતા છતાં બુદ્ધે પ્રતિસ્પર્ધીઓના હુમલા ક્ષમા-શાન્તિને સહનશીલતાથી સહન કર્યા તે વાત આપણને કેટલો બધો ઉત્તમ બોધ આપે છે. મહાવીર સ્વામીને પણ તેમના શિષ્ય ગોશાળાએ અનેક પ્રકારે વિટંબનાઓ કરી હતી. જ્યારે મહાત્માઓની-પ્રભુની પાછળ-સામે દુર્જન હોય તો પછી સામાન્ય મનુષ્યો સામે દુર્જનો હોય તેમાં નવાઈ નહિ જ.

દુનિયાની અંદર સજ્જન કરતાં દુર્જન, માયાળુ કરતાં દ્વેષી-ઇર્ષ્યાળુની સંખ્યા વધતા પ્રમાણમાં હોય છે માટે સજ્જને તેવે વખતે શાન્તિ રાખી ક્ષમા શીલ થવું.

( પ્રાતઃ કાળમાં વહેલું ઉઠવું. )

હમેશાં વહેલાં ઉઠવાથી તન અને મન સંબંધી કેટલાક સારા ફાયદા થાયછે. તન અને મન આનંદમાં રહેતો વચનની પણ શુદ્ધિ થાય છે. બુદ્ધે પોતે-પંડે વહેલા ઉઠીને-દાખલો આપીને-સર્વને બતાવ્યું છે. મહાત્મા પુરૂષો લોકોના હિતની વાત પણ આદેશ કરીને નહિ જણાવતાં પ્રથમ પોતે તે પ્રમાણે વર્તીને દાખલો બેસાડીને પ્રત્યક્ષતા કરી બતાવે છે. વળી મહાત્માઓ જીવનના અંત સુધી પણ જગતના કલ્યાણાર્થે કેટલો અથાગ શ્રમ વેઠે છે ?

બુદ્ધે શ્રી મહાવીર પેઠે નિર્વાણ સમયે બોધ-ઉપદેશ આપવામાં લેશ પણ કચાશ રાખી નથી કે વિશ્રાંતિ લીધી નથી. પરમ કૃપાળુ પરમાત્માઓનો, પ્રાણાંત સુધી પણ જગતના હિત માટે-કલ્યાણ માટે ઉપદેશ-બોધ દેવાનો સહજ રીતે સ્વભાવ બંધાએલો હોય છે.

( શબ્દોના ખોટા અર્થો. )

ભાષાંતરકારે "સુકરમદ્દવ" વગેરે શબ્દો ઉપરથી શબ્દોના ખોટા અર્થો સંબંધી જે પ્રશ્ન ઉઠાવ્યો છે તે વ્યાજબી છે. ભાષા જ્ઞાનની ખામીને લીધે એવું બને છે તેથી અર્થના અનર્થ થઇ જાય છે. માટે અર્થદગ્ધોએ કે અજાણ્યાઓએ કોઇ પણ એક શબ્દનો અર્થ કરતી વેળાએ બહુ જ વિચાર કરવાની જરૂર છે. કારણ કે એકજ શબ્દના અનેક અર્થ થાય છે માટે તે શબ્દ વાપરવાનો ઉદ્દેશ જાણ્યા સિવાય માત્ર અમુક અર્થમાં તે શબ્દ વાપરી નાખવો તે ઘણુંજ હાનીકર છે. માટે કોઇ પણ શબ્દ ઉપર વિચાર કર્યા સિવાય તેનો ગમે તેવો અર્થ કરી નાખવો નહિ.

( નિર્વાણ સમય. )

હવે બુદ્ધ ચરિત્ર પૂર્ણ થવા આવ્યું છે. હવે બુદ્ધના નિર્વાણનો સમય નજદીક છે મહા પ્રતાપી મહાત્મા-અનેક જીવની રક્ષા કરનાર દયામય-પ્રેમમય આત્મા હવે આ દુનિયામાંથી જતા રહેવાના છે. મહાત્માઓ અંત સમયે પણ વિશ્રાન્તિ લેતા નથી ને જગતના કલ્યાણ અર્થે છેવટ સુધી પ્રયત્ન કરતા રહે છે.

મહાવીર ભગવાને નિર્વાણુ સમયે ૧૬ પહોર સુધી દેશના દેવા માટે પોતાની વાણીની અખંડ અમૃત ધારા વર્ષાવી, તેમ બુદ્ધે પણ છેવટનો વખત દેશનામાં ગાળ્યો. તેનું છેવટનું વાક્ય એ હતું કે,–"ઉદ્યોગ કરી મોક્ષ મેળવો." કેવું અનુપમ અને સુન્દર વાક્ય !

આનંદને બોલાવી તેમણે ઉપદેશ આપ્યો કે,–"હે આનંદ ! તું કદાચ એમ વિચારે કે હવે ગુરૂ ગયા તેથી ધર્મનો અંત આવ્યો; પણ કદાપિ એમ ધારતો નહિ. મારા નિર્વાણુ પછી મેં ઉપદેશેલો ધર્મ અને અને સંઘના નિયમો એજ ગુરૂરૂપી થશે." મોટા નાનાનો વિનય શી રીતે સાચવવો તે પણ સમજાવ્યું.

આજ કાલ મોટા નાનાના વિનયનું ઠેકાણું નથી–વિનય વગર ધર્મ હોઇ શકતો જ નથી. વિનય એજ ધર્મનું મૂળ છે. વળી 'વિદ્યા વિનયેન શોભતે! વિદ્યા પણ વિનય વિના શોભતી નથી. માટે વિનયનો ગુણ સર્વેએ ધારણ કરવાનો છે. '**विद्या ददाति विनयम् *विनयाद्याति पात्रताम्*'** એમ વિનયથી જ પાત્રતા આવે છે. પાત્રતા વગર ધર્મના અધિકારી થઇ શકાતું નથી માટે પાત્ર બનવા–વિનયવાળાં થવા મહેનત કરવી. વળી વિનય જેવું, આ દુનિયામાં અન્ય વશીકરણ નથી, વિનય એ અમૂલ્ય મંત્ર છે.

## ( પશુઓનું બલિદાન અટકાવ્યું. )

પશુઓનું બલિદાન અટકાવ્યું એ બુદ્ધનું મોટામાં મોટું શુભ કર્મ છે. "દેવોને પ્રસન્ન કરવાનો માર્ગ ઉમદા અને પવિત્ર જીવન છે; પશુઓનું બલિદાન આપવાનું નથી, પણ પાશવ વૃત્તિઓનો ભોગ આપવાની જરૂર છે; અને બાહ્ય ક્રિયાઓ કરતાં, જીવનની શુદ્ધતા વધારે ઉપકારક અને વધારે સુખપ્રદ છે." બાહ્ય ક્રિયાઓ કરતાં જીવનની શુદ્ધતા જ શ્રેય સ્કર અને આત્માને તારનાર છે. બાહ્ય ક્રિયાઓ લોકાચાર છે તેમ જીવનની શુદ્ધતા સિવાય, માત્ર એકલી ક્રિયાથીજ કલ્યાણુ થતું નથી માટે પ્રથમ જીવનની શુદ્ધતાના પ્રયત્નો કરવા.

## (બુદ્ધિ તથા અંતઃકરણ કબુલ કરે તે માનવું.)

ઉપરોક્ત ઠરાવ બતાવીને તેમણે વિશેષ ઉપદેશ આપ્યો કે,–"કોઇએ કહ્યું હોય તે ઉપરથી, અથવા પ્રાચીન કાળથી ચાલી આવેલી દંત કથાઓ ઉપરથી, અથવા લોકોમાં ઉડતી વાતો પરથી, તેમજ ઋષિઓએ લેખો લખેલા છે માટે તે લેખો પરથી, અથવા કોઈ દેવે પ્રેરણા કરી હોય એવા ભ્રમ ઉપરથી, અથવા કોઈ માની લીધેલી બાબતને લીધે આવેલા અનુમાન પરથી, અથવા ઉપમાને લીધે સરખું લાગતું હોય તે ઉપરથી, અથવા તો આપણા ગુરૂઓની કે શિક્ષકોની સત્તા ઉપરથી, કોઈ પણ બાબતને માની લેતા નહિ, પણ જ્યારે કોઇ લેખ, સિદ્ધાંત અથવા કહેવત આપણી બુદ્ધિ તથા અંતઃકરણ કબુલ કરે ત્યારે જ તે સત્ય તરીકે સ્વીકારવી."

ઉક્ત ઉપદેશ પરથી અતિ ઉત્તમ શિક્ષણ લેવાનું છે. જો કોઇના માત્ર કહેવા ઉપરથી કે એવી કોઇ બીજી બાજતી રીતે કોઇ પણ વાતને માની લેવામાં આવે તો આપણી બુદ્ધિની વિશાળતા થતી નથી, એટલું જ નહિ પણ તેથી કરીને કોઇ વખત નુકશાન પણ

થાય છે; કારણ કે, સઘળી વાત સત્ય હોતી નથી. ઘણા લોકો અટંપટં * બોલીને, આપણને ભૂલાવો ખવરાવીને–છેતરીને નુકશાનમાં ઉતારવાના ઇરાદાવાળા–સ્વભાવવાળા હોય છે. માટે કોઇ પણ વાત, બુદ્ધિબળ વાપરીને અંતઃકરણની જેમ પ્રેરણા થાય તેમ કબુલ કરી સત્ય માનવી, વળી અંતઃકરણ વિરૂદ્ધ કોઇ પણ કાર્ય કરવાથી લાભને બદલે હાની જ થાય છે, અથવા તો પસ્તાવાનું–વિમાસણનું કારણ થઇ પડે છે, માટે અંતઃકરણ જેમ કહે–પ્રેરણા કરે તેમ વર્તવું. (સત્ય બાબતમાં પ્રેરે તો જ।

એમની ઉપદેશ પદ્ધતિ અને ધર્મ પ્રસારણ પદ્ધતિ હાલના ધર્માચાર્યોએ ખાસ લક્ષમાં લેવાની ઘણી જ અગત્ય છે.

કર્મને પુનર્જન્મનો સિદ્ધાંત તેણે સ્પષ્ટતાથી સાબિત કર્યો છે અને બ્રાહ્મણોનો મધ્યસ્થ રહેવાનો દાવો રદ કરી કર્મને પ્રાધાન્ય પદ આપ્યું છે.

અજ્ઞાન એજ દુઃખનું કારણ છે, એમ તેઓએ ઉપદેશ કર્યો છે. વેદાંતીઓ પણ અવિદ્યાને જ દુઃખનું કારણ કહે છે, તે અવિદ્યા તેજ અજ્ઞાન, બધાં દુઃખ અજ્ઞાનમાંથી જ પ્રાપ્ત થાય છે, અને જ્ઞાનથી સુખ મેળવી શકાય છે. એમ અજ્ઞાનાવસ્થા દુઃખદ હોવાને લીધે અજ્ઞાનને દૂર કરવું અને જ્ઞાનને મેળવવું.

તેનો અષ્ટ વિધ ઉત્તમ માર્ગ પ. ૧૯૮ મે બતાવ્યો છે તે ખાસ કાર્યમાં–વર્તનમાં મૂકવા જેવો છે. તૃષ્ણાનો નાશ થશે તો જ દુઃખનો અંત આવશે એ તેમનું કહેવું યથાર્થ છે–સત્ય છે–સમજવા જેવું છે ને તે આચારમાં મૂકવા જેવું છે.

( સર્વ જીવોને જીવવાનો હક છે. )

સમગ્ર પ્રાણી માત્રને જીવવાનો હક છે એ એનો ખાસ ઉપદેશ હતો.

દુનિયાની અંદર સર્વ પ્રાણીને જીવવાનો હક સરખો જ છે. અન્યને મારવાનો તો કોઇને પણ હક–અધિકાર નથી.

શ્રી મહાવીર પ્રભુએ પણ "માહણો માહણો" હણુશો તો હણાવું પડશે, છેદશો તો છેદાવું પડશે વગેરે જે બોધ કર્યો છે તે પણ એજ હતો.

બુદ્ધ તથા મહાવીર બન્ને ક્ષત્રીય વીરોએ બ્રાહ્મણોની સત્તા તોડી સર્વ જીવ પર દયા રાખવાનું ફરમાવ્યું તેને લીધે ઘણા જીવો બચી ગયા છે, બચે છે અને હજી પણ બચશે. મહાવીર પ્રથમ થયાને બુદ્ધ પછી થયા છે પણ એ બન્ને મહાત્માઓએ વિશ્વ દયા ફેલાવી ઘણું ઉત્તમ કામ કર્યું છે.

આવા મહાત્મા પૃથ્વીતળમાં વારંવાર ઉત્પન્ન થાઓ અને જગતના સર્વ જીવોમાં સમભાવ ફેલાવો! એજ શુભ ભાવના! અસ્તુ!

બ્હેન નિર્મળા.

---

* અટપટ!

# —चक्र व्युहमां अभिमन्यु—

( હીંદ કવિ મૈથિલીશરણ ગુપ્તના 'જયદ્રથ-વધ' નામક ખંડકાવ્યના પ્રથમ ખંડનું અનુકરણ. )

( ૧ )

વાચક! પ્રથમ હર્ષિત બની 'જય જાનકી જીવન' વદો,
પછી પૂર્વજોના ચરિતરૂપ શિક્ષાતરંગોમાં વહો;
દુઃખશોક માથે જે પડે તે ધૈર્યપૂર્વક સૌ સહો,
સર્વત્ર થાશે સફલતા યદિ અચલ કર્ત્તવ્ય માંહીં છો.

( ૨ )

નિશ્ચેષ્ટ થઇને બેસી રહેવું એ મહા દુષ્કર્મ છે,
ન્યાયાર્થે બંધુ નીજને પણ દંડ દેવો ધર્મ છે;
આ તત્વ પર કૌરવ અને પાંડવ તણો સંગ્રામ છે,
જે ભવ્ય ભારતવર્ષના કલ્પાન્તનું સુપ્રમાણ છે.

( ૩ )

સૌ જન હળી મળીને રહો, પારસ્પરિક ઇર્ષા તજો,
ભારત ન દુર્દિન દેખતો થાતો મહાભારત ન જો;
થઇ સ્વપ્નતુલ્ય સદૈવ સુધી સૌ શૌર્ય સહસા! સુધ ગયું,
હા! તેજ સમરાગ્નિ મહીં સર્વસ્વ સ્વાહા થઈ ગયું.

( ૪ )

દુર્વૃત્ત દુર્યોધન ન યદિ શઠતા સહિત હઠ ધારતે,
પાંડિત્ય પૂર્વક પાંડવોની યોગ્યતાને જાણતે;
તો ડૂબતે ભારત નહીં રણરક્ત પારાવારમાં,
લઇને ડુબે છે એક પાપી નાવ આખું જલધિમાં.

( ૫ )

હા! બંધુનાજ કરો થકી સહુ બંધુગણ માયા ગયા,
હા! તાતથી સુત, શિષ્યથી ગુરૂ શિઘ્ર સંહારિત થયાં;

ઇચ્છારહિત પણ વીર પાંડવ સ્થિત થયા રણમાં અહો!
કર્ત્તવ્યને વશ વિજ્ઞ જન શું શું નથી કરતા કહો?

( ૬ )

આ અતિ અપૂર્વ કથા સહુને મનન કરવા યોગ્ય છે,
જે વિષયમાં સંબંધ છે તે જાણી લેવો યોગ્ય છે;
દેવાય છે અતએવ તેનો કૈંક ઝાંખો ભાસ અહીં,
અનુમાન થોડાથી પ્રદર્શિત થાય છે વધુનું અહીં.

( ૭ )

રણધીર દ્રોણાચાર્યકૃત દુર્ભેદ્ય ચક્રવ્યુહને,
શસ્ત્રાસ્ત્ર સજ્જીત ગ્રથિત વિસ્તૃત શૂરવીર સમૂહને;
અર્જુન વિના પાંડવ કદી ભેદન ન યત્ને કરી શક્યા,
ત્યારે બહુ વ્યાકુલ, સહુ યત્નો કરી થાકી ગયા.

( ૮ )

ચિન્તિત સહુને નીરખી, ધરી ભાવ સમરોત્કર્ષનો,
પ્રસ્તુત થયો અભિમન્યુ રણમાં શૂર ષોડશવર્ષનો;
ચક્રવ્યુહ ભેદન મહીં આ વીર હતો અજ્ઞાન હા!
નીજ જનક અર્જુન સમ હતો બલવાન ને ગુણવાન હા!

( ૯ )

" હે તાત! તજી દ્યો ભાવના, છે કામ શું આ ક્લેશનું?
પ્રકટિત કરીશ એ વ્યુહમાં હું દ્વાર શીઘ્ર પ્રવેશનું"
વદી પાંડવોને આમ સમરે વીર તે સજ્જીત થયો,
છબી દેખી એની તે સમય સુરરાજ પણ લજ્જીત થયો.

( ૧૦ )

નરદેવસંભવ વીર હા! રણ મધ્ય જાવાને લીધે,
બોલ્યો વચન નીજ સારથીને રસ સજાવા કાજ તે;
આ વિકટ સાહસ નીરખી એનું સુત વિસ્મત થઇ જઈ,
વદતો પ્રકારે આ પછી વય નીરખી એની કુમળીઃ—

( ૧૧ )

" હે શત્રુનાશન ! ભાર આ આપે ગુરૂતર છે લીધા,
છે દ્રોણ રણપંડિત, કઠીન છે વ્યૂહભેદનની ક્રિયા;
રણવિજ્ઞ યદ્યપિ આપ છો પણ વય મહીં સુકુમાર છો,
પોષિત નિત્યે સુખ સહિત નિજ વંશ પ્રાણાધાર છો.'

( ૧૨ )

સુણી સારથીનો આ વિનય બોલ્યો વચન તે વીર આ;–
કરતો ઘનાઘન ઘોષ જાણે ગગનમાં ગંભીર હા !—
" હે સારથે ! છે દ્રોણ શું ! આવે સ્વયં દેવેન્દ્ર યદિ,
તે પણ ન જીતશે સમરમાં મુજ સંગ યુદ્ધ કરી કદિ.

( ૧૩ )

' શ્રીરામના હયમેધથી અપમાન નિજનું માનીને—
મખઅશ્વ જ્યારે લવ અને કુશે જીત્યો હે સારથે !
અભિમન્યુ ષોડશ વર્ષનો પછી શે લડે રિપુસંગ નહીં ?
શું આર્યવીર વિપક્ષ વિભવથી ઉર મહીં ડરતા કદિ !

( ૧૪ )

' સુણીને ગર્જના ઘોષ એને સમજી નિજ અપયશકથા,
તે પર ઘુરકતો સિંહ શિશુ પણ રોષ ધરીને સર્વથા;
પછી વ્યુહભેદન કાજ શે અભિમન્યુ ઉદ્યત ના બને ?
શું વીર બાળક શત્રુનું અભિમાન પણ કદિ ખમી શકે !

( ૧૫ )

' હું સત્ય વદું છું સારથી ! સુકુમાર ના માનો મને,
યમરાજ સંગે યુદ્ધમાં પ્રસ્તુત સદા માનો મને;
છે અન્યની તો વાત શું ? હું ગર્વ કંઇ કરતો નથી,
મામા તથા નિજ તાતથી પણ સમરમાં ડરતો નથી.

( ૧૬ )

' હા ! કુંનષોડશ વર્ષના રાજીવલોચન રાઘવે—
મુનિમખ કીધો'તો પૂર્ણ કરી વધ રાક્ષસોનો સારથે !

કરી વ્યુહભેદન આજ તેમજ, વેરીયોને મારીને—
નીજ તાતનું હિત હું કરીશ સુવિમલ યશ વિસ્તારીને."

( ૧૭ )

આ કહી વચન નિજ સતને તે વીર રણે ઉત્સુક થઇ,
વિદાય લેવા ઉત્તરા પાસે શિબિરમાં જઇ પછી;
સહુ વાત તેણે નીજ પ્રિયાને ત્યાં જઇ જ્યારે કહી,
તેણે કહ્યું શું તે સુણી તે હું સુણાવું છું અહીં.

( ૧૮ ) .

"હું વદતી નથી કે રિપુ સંગે આપ યુદ્ધ કરો નહીં,
તેજસ્વીઓની આયુ પણ નીરખી શકાતી શું કદિ!
હું માનું છું હે નાથ! આ, છું સર્વથા માનું તથા,
ઉપકરણમાં, નહીં શક્તિમાં પણ, સિદ્ધિ વસતી સર્વથા.

( ૧૯ )

'અપશુકન આજ પરંતુ મુજને થઇ રહ્યા પ્રાણેશ! છે,
ના જાવ તેથી સમરમાં હા! પ્રાર્થના મુજ એજ છે;
જાવા ન દઉં હું નાથ તમને તેથી રણસંગ્રામમાં,
ઉઠે બુરી છે ભાવનાઓ હાય! મમ હૃદધામમાં."

( ૨૦ )

આ-રીત વદતી ઉત્તરાનાં નેત્ર પૂર્ણ જલે થયાં,
હીમનાં કણોથી પૂર્ણ જાણે થઇ ગયાં પંકજ નવાં;
નિજ પ્રાણપતિના સ્કન્ધ પર રાખી વદન તે સુંદરી,
રોયા કરતી ત્યાં પછી પ્રાર્થના નાના પ્રકાર વ્યથા ભરી.

( ૨૧ )

વ્યાકુલ નીરખી નિજ પ્રિયાને સાંત્વના મધુરી દઇ,
તેનો મનોહર પાણિ-પલ્લવ હસ્તમાં નિજ લેઇને;
અભિમન્યુએ તેને કહ્યું પછી જે યથોચિત રીતિથી,
સુણી લ્યો હવે હે રસિકજન! આ કથન પણ પુરી પ્રીતિથી.

( ૨૨ )

" જીવનથી ! સુખદાયિની ! પ્રાણાધિકે ! નમણી રમે !
તું થાવું તારે ઉચિત છે આ રીત શોકીત નિજ ઉરે ?
આ શાન્ત, હૃદયે સમજ કે શું યોગ્ય તુજને છે સખિ !
હા ! હા ! નથી તારી વિફલતા પ્રાણ ! જાતી હું થી સહી.

( ૨૩ )

' છો વીરનસ્નુષા, વીરરમણી, વીરગર્ભા તું તથા,
આશ્ચર્ય કે મમ રણગમનથી થાય પણ તુજને વ્યથા,
તું જાણતી વાતો સહુ, પછી મુજ કહેવું વ્યર્થ છે:
બદલો ન લેવો શત્રુનો એ પ્રાણરમણી! અનર્થ છે.

( ૨૪ )

' નિજ શત્રુનું સાહસ કદિ વધવા ન દેવું જોઇયે,
બદલો સમરમાં વેરિયોનો શીઘ્ર લેવો ઉચિત છે;
પાપી જનોને દંડ દેવો જોઇએ સમુચિત સદા,
વર વીરક્ષત્રીય વંશનું કર્તવ્ય છે આ સર્વદા.

( ૨૫ )

આ કૌરવે અમને પ્રિયે ! સંતાપ કેવા છે દીધા ?
છે જ્ઞાત શું તુજને ન એણે પાપ કેવાં છે કીધાં ?
માર્યા વિના તો પણ અમે એને રહીએ જીવતા,
સંસારના સહુ વીર અમને તો કહેશે શું પિયા ?

( ૨૬ )

' જે પર હૃદયનો પ્રેમ હોયે સત્ય તેમ સમગ્ર છે,
તેને લીધે ચિન્તિત તથા રહેવું સદા તે વ્યગ્ર છે;
તેથીજ થાવું તુજ ઉર વ્યાકુલ હે પ્રાણેશ્વરી !
શંકીત તારે સમજી તે થાવું ઉચિત હવે નથી.

( ૨૭ )

' રણમાં વિજયી થઇ કાન્તિતી ! હું શીઘ્ર ભેટીશ તુજને,
ચિન્તા ન કરતું ઉરમાં, થાતી પીડા અતિ મુજને;

નાયક અખિલ જગનો યદિ છે પ્રિયતમે અમ પક્ષમાં,
જીવીત રહેશે કોણ પછી આવી અમારા લક્ષમાં.'

( ૨૮ )

દઈ ઉત્તરાને ધૈર્ય આમ, લઇ વિદાય દુઃખી દીલે,
વીરામણી અભિમન્યુ પહોંચ્યો સૈન્યમાં ઉત્સુક દીલે;
સ્વર્ગીય સાહસ નીરખી એનું શતઘણા ઉત્સાહથી,
મુદિત થયાં સૌ સૈનિકોનાં હૃદય હર્ષ–પ્રવાહથી

( ૨૯ )

પછી પાંડવોની મધ્યમાં અતિ ભવ્ય નિજ રથ પર ચઢ્યો,
રણભૂમિમાં રિપુસૈન્ય સન્મુખ તે સુભદ્રા સુત વધ્યો;
જાણે થઇ સજ્જીત સુરમાં વીરપ્રભામય રૂડલો,
હા! તારકાસુર મારવા ગિરિનન્દિની–નન્દન ચઢ્યો.

( ૩૦ )

વાચક! વિચારો તો જરા આ સમયની અદ્દિન છટા?
કેવી અલૌકીક ઘેરી રહી છે શૂરવીરોની ઘટા?
દુર્ભેદ ચક્રવ્યુહ સન્મુખ ધાર્તરાષ્ટ્ર ઉભા અડગ,
તે ભેદવા ઇચ્છે અભિમન્યુતણાં ચક્ષુ ચપલ.

( ૩૧ )

તત્કાલ ઉભયે પક્ષમાં હા! ઘોર યુદ્ધ મચી રહ્યું,
પ્રત્યેક પળમાં ભૂમિ પર હા! વીરગણ ઢળતું હતું;
જાણે દિશાઓ સર્વ રોતી પૂર્ણ તે રણઘોષથી,
કરતા હતા આઘાત સન્મુખ શૂર સૈનિક રોષથી.

( ચાલુ )

કલકત્તા. }

અનુવાદક
ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

જાદુજેવી ચમત્કારિક અને એક ઊંચી જાતના
હીરા જેવી કીંમતી

# આતંકનિગ્રહ ગોળીઓ.

તમારા શરીરની નબળાઇ જે જન્મથી હોય, હરકોઇ દરદથી પેદા થઇ હોય, કોઈ પણ જાતની ભુલ કે ખરાબ ટેવથી આવવા પામી હોય તેને એકદમ મટાડે છે. તથા તમારા શરીરને મજબુત કદાવર અને બળવાન બનાવે છે. પાચન શક્તિ, લોહી અને વીર્યને સુધારવું તથા સ્ત્રીઓના અનયમિત થયેલાં દસ્તાનને નિયમમાં લાવી સુધારવું એ આ ગોળીઓનુ ખાસ કામ છે કિંમત-ગોળી ૬૨. ની ડબી ૧ નો રૂા. ૧ એક.

# વાજીકરણ તેલ.

ગયેલી શક્તિને પાછી લાવી ખરૂં અને યોગ્ય પુરૂષત્વ આપવાનો ખાસ ગુણ ધરાવનાર આ તેલ નબળા પુરૂષો માટે એક અજાયબ ઇશ્વરી બક્ષીસ સરખું છે. કિંમત-તોલા ના ની બાટલી ૧ ના રૂ. ૫ પાંચ. આ બન્ને દવા માટે મળેલાં અને મળતાં અસખ્ય સર્ટીફીકેટોમાંથી આ એકજ વાંચો.

પ્રિય વૈદ્ય.

મને આપની આતંકનિગ્રહ ગોળીઓ તથા વાજીકરણ તેલની શીશી ૧ મળી. તે બન્ને દવાઓ મેં મારા દરદીઓપર અજમાવી. ખરેખર આ દવાઓ જાદુ જેવી ચમત્કારીક અને એક ઉંચી જાતના અસાધારણ હીરા જેવી કિમતી છે. તેઓના વખાણ લખવાને મારી કલમ અશક્ત છે. મહેરબાની કરીને મને તેટલી ત્વરાથી વાજીકરણ શીશી ૧ તથા તેની ભેટમાં આતંક નિગ્રહ ડબી ૧ વી. પી. થી મોકલશો.

(સહી.) હુમામસિંહ,
સબ એસીસ્ટંટ સરજ્યન, ટેપાલ. ડી. અલીગઢ.

દવા મંગાવવા નીચેને સરનામે લખો:-વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવીંદજી
કામશાસ્ત્ર ન વાંચ્યું હોય તો મંગાવો. ઘેર બેઠાં મફતજ મળશે.
આતંકનિગ્રહ ઔષધાલય. જામનગર-કાઠીઆવાડ.

REGISTERED No. B. 764

આધારઃ—
[illegible]
[illegible]

# સુદર્શન.

—તંત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्

[પુસ્તક ૨૮-અંક ૯ ] ( માસિક ) [જુન-૧૯૧૩.]

## एक मिजमान विरादरने.

—:*:—

પ્રેમ !

અયે મિજમાન ! મૂગા તું ! ન બોલ્યો બોલ એકે શું !
અગર મયખાને આવીને નશામાં ભાન ભૂલ્યો શું !
કલાલી મસ્ત મસ્તાની ! તુફાની રંગ રેલી શૂં !
તમાચા તોરમાં મારી ! મ્હડાવી ઓર લાલી શૂં !

જિગર અશરાફ ત્હારૂં શૂં ગરીબી ઘેનમાં નાહ્યૂં !
મગર અશ્રુ નિહાળ્યું ના ! હમે તો એક પણ ત્હારૂં !
બિરાદર ! ઇશ્ક દર્વેશો - જિગરની કૂપદમાં રહે છે !
મગર વ્હાલાં બધાં રૂબરૂ ચોરી ખુલ્લૂં કરી દે છે !

સલામત ના જિગર ત્હારૂં ! અગર મ્હારૂં સલામત ના !
મગર 'શર્મિન્દ થઇને શૂં જિગર ખોલી શક્યો :તૂં ના ?
સનમ-સરકારની ત્હારે રજા લેવી ઘટે તો લે !
અગર કં' બેત આલેખી - હકીકત એ જણાવી દે !

કબજ ર્‌હને કર્યો ક્યારે ? કહીં છે કયદખાનૂં એ !
સનમ સાકી બિરાજે ક્યહાં ! અગર મયખાનૂં ક્યહાં છે એ !
મુલાયમ પંખી અયગભરૂ ! પસારો પાંખ્ય ફુરેલી !
જિગર અસ્માનમાં ઉડી હવા ક્યહાં ઓર ચૂમેલી !

બદન જર્દ દરદ વ્હાલા ! ન સ્હેવાનૂં સહી લેજે !
ઇજન બ્હોર્યૂં સનમ દિલનૂં જનમ ફયદી બની રેહેજે !
શરાબી રંગની સાડી બદન પર તૂં લપેટી લે !
સનમ-મહતાબ-મહબૂબની ભલા ! કુર્નિશ બજાવી લે !

શરમ ત્યહાં રૂહમ થાતી ના ! શરમ ત્યહાં શહ સમાતી ના !
મરદ પીરી બની મ્હેરી ! બદનનૂં ભાન ભૂલી જા !
હમારા માર્ગમાં મુર્શિદ હઝરત ઓલિયા આશક–
છુપ્યા માશૂકની ઝુલ્ફે ! અજબ ખુશબો ચૂમે બેશક !

મુસાફિર થઇ મઝલ કાપો ! હુકૂમ હકદારનો માગો !
ન કરવી ફુફ્ન મુફ્લિસી ! ' ફકીરી હાલ " ને ચાહો !
જલાવી દે ! જલાવી દે ! જિગરના ખાર ઝહરી તૂં !
બિરાદર ! ઇશ્કી આલમમાં સનમ સાથે બિરાજી તૂં !

શરાબી પી થયા ચેલા ! મળો મુર્શિદ મ્હને ઘેલો !
દિવાની યારીમાં ભેજૂં ગુમાવ્યૂં ? છે મઝા યારો !
શિરાજી જામ પી ઓહો ! થયો ઇશ્કે મિઝાઝી હૂં !
તરસ ત્હારી છીપાવાને, ઇરાની એન્જ પીજે તૂં !

જહાંમાં માન ના મ્હાજે ! મળે અપમાન તે સ્હેજે !
ફનામાં શહેનશાહી છે ! ફના–ફિલ્લાહને મ્હાજે !
ફના કરજે ! ફના થાજે ! મગર નારાજ ના થાજે !
જિગર મસ્તાન મિસ્કીનથી ચહે તો તૂં ન શરમાજે !

સીતાપૂર—શરાબખાના
તારીખઃ–૨૪. માર્ચ ૧૯૧૧.

मस्तान.

# संस्थिति भोग.



ભાઈ! સ્થિતિ વિષમતા સઘળી બની છે!
રે! દૂરથી પણું અજાણી ન એ રહી છે!
એકાકીને જ સહેવી નકી એ લખી છે,
ઉચ્ચારવાનું તહીંયે ન કંઇ ઘટે છે!

સંસારની વિષમતા, વ્યવહારની યે,
ને આ અનુપ્ર ઉરનું રડવું બધું યે:
નિત્યે વૃથા અહીં હમે અસહાયતા યે!
દુરસ્પતા ય ધરતી નિજ ભાગ ત્યાં ગે!

શક્તિ વિના સહનની અતિ ભોગ ઉંચા,
ભેટી પડ્યા અગર ભોગવવા પડે આ!
સંભોગ શક્તિ વિણુ આ સુખ ભોગ ભેટ્યો-
દુર્ભાગીથી અરર વા ન સહી શકાતો!

જાણું ન કાંઇ પણુ આટલું તો દિસે કે,-
અન્તિમ દ્વાર સ્થિતિ આ જ ઉઘાડી જાશે!
પ્હેલું બતાવ્યું જગનું મુખ તે ય તેણે!
અન્તે ય એ જ અભિષેક નસીબમાં છે!

૫-૭-૧૯૧૦ } કુંભ.

---

# ना, हुं नथो भूली.



પ્રિયે પ્રાણુ મ્હારા ત્હમે નેન-તારા,
જપી ગુણ ત્હમે જપું નામ વ્હાલા;
ભુલાવ્યે ન ભૂલું છતાં પ્રાણુ પ્યારા,
ગણ્યું ઉર શાને ભૂલી પ્રેમ દારા.

તમે સર્વથા સર્વદા શીખ સારી,
શીખાવી સુધારી ગણી પ્રાણુ પ્યારી;
અગુણી ગણી ગુણી, ગુણે દીપાવી,
નિરાધાર આધાર પ્રેમે વધાવી.

પ્રિતિ ગાઢ આલિંગને પ્રાણુ દાબી,
રમાડી રૂડે અંક અંકે સુહાવી;
હસાવી રીઝાવી અમી પ્રેમ પાઇ,
અરે એ પળો કેમ જાયે વિસારી!

પુરા પ્રેમથી પ્રાણુ પાસે પધારી,
કહી વ્હાલી આલિંગને ઉર' દાબી,
કરે કંઠ ભીડી કરી પ્રેમ ચૂમી,
અરે એ પિયુ કેમ જાઉં હું ભૂલી.

'નથી ભૂલી', ભૂલી ગણો કેમ પ્યારી,
દૃગેથી દીઠું કે દીઠું સ્નેહ માંહી;
ગણો સ્નેહી છો સ્નેહમાં સ્નેહ ઝાંખી,
રમાકાંત મ્હારા હું શ્યામા તમારી.

રાજકોટ. } 'વ્રજ વિહારી.

---

# ॥ केळवणी अने आत्मशिक्षण ॥

( ૨ )

( અનુસંધાન પૃષ્ઠ ૧૬૦ થી. )

આપણે આ પ્રમાણેના સાર ઉપર આવ્યા છીએઃ (૧) આપણા યુવકોની જાતિ પરંપરાને અસર કરતા રોગોનાં કારણો આત્મ-શિક્ષણના અભાવમાં મળી આવે છે; (૨) માતપિતા અને શિક્ષકો આત્મ-શિક્ષણના સંબંધમાં જ્યાં સુધી તેઓ પોતાના સમક્ષ આત્મ-શિક્ષણના સિદ્ધાંતો ના રાખે ત્યાં સુધી આ બાબતમાં કોઇ પ્રકારની સહાય કરી શકે એમ નથી; (૩) આત્મ-શિક્ષણના સિદ્ધાંતોનો આત્મ ચૈતન્યની જાગ્રતિ સાથે ઘણો નિકટ સંબંધ છે.

ધાર્મિક અનુભવવિષેની થીઑસૉફીની વ્યાખ્યાનું આપણે સ્મરણ કરીએઃ—

"માનવ અને વિશ્વની દિવ્યપ્રકૃતિ વિષેનું જ્ઞાન એ ધાર્મિક અનુભવ; અન્ય શબ્દોમાં, સ્વરૂપોની અનેકતામાં સમાવેશ પામતા એક દિવ્યજીવનનો અનુભવ."

આથી એટલું સ્પષ્ટ થાય છે, કે ધાર્મિક અનુભવવડે સર્વ પ્રાણીઓની બંધુતાની ભાવનાનો અને દરેકની સર્વ માટેની જવાબદારીનો સ્વીકાર સૂચવાય છે; પરંતુ જવાબદારી વડે ક્રમવાર અમુક કર્તવ્યોનું અસ્તિત્વ સૂચવાય છે, આ તેમને સમજીને પાર પાડતાં શિખવું જોઇએ. અન્ય શબ્દોમાં કહેવા માગીએ તો આત્મ-શિક્ષણના સિદ્ધાંતો આપણા સમક્ષ નિશ્ચિત રીતે નિર્માણ થયેલા ખરા થાય છે અને આ પ્રમાણે ધાર્મિક અનુભવની જાગ્રતિ અને આત્મ-શિક્ષણના પ્રયાસ વચ્ચેનો સંબંધ સુસ્થાપિત થાય છે.

પરંતુ આપણને પૂછવામાં આવશેઃ શું ધાર્મિક લાગણીનો આધાર રાખ્યા વિના આત્મ-શિક્ષણનું કાર્ય ચલાવવું સંભવિ શકે એમ નથી ? શુદ્ધ જનહિતવાદ અથવા સામાજીક આધાર ઉપર શું તે આશ્રય ના લઇ શકે ? આનો આપણે સ્પષ્ટ ઉત્તર આપવો જોઇએઃ ના ! આત્મ-શિક્ષણનો દૃઢ આધાર માત્ર માનવિની આત્મ-શ્રદ્ધા અને પોતાના ઉચ્ચ ભાવિની શ્રદ્ધા ઉપર છે. આપણી જાતને નવીન પ્રકારે કેળવવા માટે ઇચ્છા અને બલ પ્રાપ્ત કરવા સારૂ આપણે આપણી દિવ્યતાનો સ્વીકાર કરવાની જરૂર છે. પોતાની જાતને એક યંત્ર અથવા એક પ્રાણી રૂપે માનનાર માનવિને આગળ ધકેલાવા જેટલું ઉત્સાહક બલ મળી આવતું નથી, કારણ કે એક ઉચ્ચ પ્રકારના પ્રાણીનો નમુનો ઉપજાવવાના સંભવને તે માનતું નથી. અન્યપક્ષે અસ્તિત્વમાં ના હોય એવા પદાર્થ ઉપર કોઇ પ્રકારનું કાર્ય સંભવિ શકતું નથી. આપણે દેહના અસ્તિત્વનો સ્વીકાર કરીએ છીએ અને તેની સંભાળ રાખીએ છીએ. આપણે મનના અસ્તિત્વનો સ્વીકાર કરીએ છીએ અને તેને કેળવીએ છીએ. પરંતુ કેટલાક લોક કહે છે તેમ આત્માનું અસ્તિત્વજ ના હોય તો, જેનુ અસ્તિત્વ જ નથી તેવા કશાકના આધારે કંઇ પણ કીમતનું ગણાય એવું આત્મિક જીવન આપણે કેવી રીતે કેળવી શકીશું ? સ્પષ્ટ રીતે સર્વથી પ્રથમ તો આપણે આપણા આત્મિક, નિત્યતત્ત્વના એટલે ધાર્મિક અનુભવના ચૈતન્યને જાગ્રત બનાવવું જોઇએ. આવા પ્રકારની જાગ્રતિ કેળવણીના કાર્યના મુખ્ય આધારરૂપ બનવી જોઇએ.

પરંતુ આપણે આવું કેવી રીતે લાવી શકીશું ? જે જે સર્વ ઉચ્ચ અને શ્રેષ્ઠ છે તેને માત્ર ઉચ્ચ અને શ્રેષ્ઠવડે જ જાગ્રત બનાવીને આવિર્ભાવ પમાડી શકાય છે. સૌંદર્ય અને પ્રેમદ્વારા માનવિ પોતાની જાતને ઓળખે છે, પોતાના આંતર પ્રભુને પીછાને છે અને પોતામાં વસતા ઇશ્વર દ્વારા વિશ્વવ્યાપક ઇશ્વરની ભાવના યોજી લે છે. જ્યાં સુધી આપણે ઇશ્વરને સ્વર્ગોમાં શોધ્યાં કરીએ છીએ ત્યાં સુધી તેને શોધવાનું કાર્ય આપણે માટે વિકટ બની જાય છે. જો આપણે તે આપણા અંતરમાં જ ના શોધી કાઢીએ તો આવા પ્રકારની શોધ મિથ્યા, નિષ્ફલ નિવડવી જોઇએ. માત્ર પછીથી જ આપણે સ્વર્ગના પ્રભુને જાણી શકીશું. ક્રાઇસ્ટ ઉપદેશે છેઃ "કોઇ પણ મારા વિના પ્રભુ પાસે આવી શકતું નથી." અન્ય શબ્દોમાં કહેવા માગીએ તો માત્ર આત્મા જ આત્માને પીછાની શકે. તેટલા

માટે સૌંદર્યને સમજવાની શકિતને વિકસાવવાની જરૂર છે. આટલા માટે જ **એકીકરણ રૂપે કેલવણીની** અને રસિક, નૈતિક અને ધાર્મિક પ્રશ્નોને સાથે સાથે સંયોજવાની આવશ્યકતા છે, કે જેથી એક સામાન્ય પ્રયત્ન વડે ધાર્મિકઅનુભવ જાગ્રત બનીને વિકાસ પામતો ચાલે.

એક લેખકે યોગ્ય જ કહ્યું છે, "સૌંદર્યજ જગતનો ઉદ્ધાર કરશે." રસિક કલાઓ સંબંધી પ્રશ્નોની યુવકોની કેલવણીના સંબંધમાં અત્યંત અગત્ય છે; આવા પ્રશ્નોના ગંભિર અભ્યાસની જરૂર છે. સૌંદર્યવડે શ્રેષ્ઠ આંતર પુરુષમાં સમાન પ્રકારનાં આંદોલનો ઉપજી આવીને હૃદય ઉપર મહા સમર્થ અસર કરે છે, અનુકરણ કરવાની, જીવનમાં સૌંદર્ય દર્શાવવાની ઇચ્છાને જન્મ આપે છે. બાલકની અનુકરણની શક્તિયો ઉપયોગમાં લેવાવી જોઇએ. તેટલામાટે વિવિધ કલાઓના શિક્ષણના અને તેમને શિખવવા માટે નવીન રીતિયો શોધી કાઢવાના પ્રશ્નો પણ ઉંડો વિચાર ચલાવવા જેવા છે.

મોહક અને શ્રેષ્ઠ સ્વરૂપે સૌંદર્યનાં દર્શન થાય છે; એટલે વિચાર. લાગણી, વાણી, સ્વર, વર્ણ અને આકારના સૌંદર્યની દ્વારા તેનાં દર્શન થાય છે. આકાર, વર્ણ અને સ્વરના સૌંદર્યદર્શનમાંથી, સૌંદર્યની ભાવના આત્મ સૌંદર્યનાં દર્શન પર્યંત વિસ્તારતી શિક્ષણની નવીન રીતિયોવડે સૂક્ષ્મ પદાર્થોની સાક્ષાત ઝાંખી સુધી પણ જઇ શકાય છે. તેટલા માટે જ દરેકે દરેક માનવિને કલાની આવશ્યકતા છે; પસંદગીના શિષ્યોના એક નાના ટોળાના હક સમાન તે ના બનવી જોઇએ, પરંતુ તેમના બધા માટે એક આત્મશાલા સમાન બનવી જોઇએ, નહિ તો તેઓ કૃત્રિમ રીતે ઉપજાવી કાઢેલી ભ્રમણાઓ અને તડાકાઓના ગૂચવાડામાં પડી જશે. કેલવણીનું આવું એક મહા સમર્થ હથિયાર શિક્ષણશાસ્ત્રે પોતાના હાથમાંથી જવા દેવું જોઇએ નહિ.

ચિત્ર, શિલ્પ, સંગીત, કાવ્ય, વાક્તાંડવ, નૃત્ય, તાલયુક્ત વ્યાયામની કલાઓ વડે આપણા દેહ રૂપી બંધારણમાં તાલમય આંદોલનો ઉપજી આવે છે અને આ પ્રમાણે આપણે ઉચ્ચ અને વિશુદ્ધ ઉર્મિઓ સાથે એકતાલ બનીએ છીએ. આવી ઉર્મિયો આપણા ચૈતન્યમાં વ્યાપીને, હમેશાં વધારેને વધારે ઉચ્ચ પ્રકારનો સંતોષ શોધતી રસિક કામનાઓને જન્મ આપે છે આથી આપણને એક વધારે ઉચ્ચ પ્રકારનાં આંદોલનો ઉપજાવવાની ટેવ પડે છે, અને એક વિશેષ ઉચ્ચ પ્રકારના સૌંદર્યનાં દર્શન અને સમજ માટે તૈયાર બનાવે છે; તેટલા માટે કેલવણીમાં કલાઓના ક્રમની ઉપયોગિતા ઉપર જેટલો ભાર મુકીએ તેટલો ઓછોછે. આ ઉપરાંત વળી ખાસ સમાજો, મંડળો, ખાસ કલબો ઇત્યાદિ હોવાં જોઇએ કે જ્યાં બાલકો સૌંદર્ય માટે પ્રેમવાળાં બનવાનું, અને આનંદ લેવાનું શિખે. આસપાસના પ્રદેશમાં સુંદર ચિત્રો અને ઉપસ્કરો આવી રહેવાથી બાલક સ્વભાવિક રીતે જ કલા માટે પ્રેમવાળો બને છે, સૂક્ષ્મ અને શુદ્ધ આંદોલનો ઉપજાવવાની ટેવવાળો થાય છે, તેની રસિકતા કેળવાય છેઅને જીવાત્માને પોષણ મળે છે. રસિક કલાઓની કેલવણીના પ્રશ્નોને આટલી બધી હદ સુધી ઉંચે લાવવા માટે ઉત્સાહ અને શ્રદ્ધાથી ઉભરાઇ જતા મહા કલાવિદોની જરૂર છે.

આ સંબંધમાં બુદ્ધિશાળી રશિયન વિદ્યાવાદિની મિસિસ ઑન્કોવસ્કીના પ્રયત્નો ઘણા જ નવાઇ ભરેલા છે; તેણે તેની પોતાની "વર્ણ-સ્વર-સંખ્યાની" અદ્‌ભુત રીતિશોધી કાઢી છે અને આવી રીતિ ક્યારનીએ શાલાઓમાં અસંત વિજયી નિવડી છે. નવીન શાલા-સંસ્થામાં કલા-શિક્ષણના વિભાગમાં આવા પ્રકારની રીતિ ખાત્રીથી અગત્યનો ભાગ ભજવશે, કારણ કે એનાથી બાલકમાં ગ્રાહકશક્તિ, અવલોકન, સૌંદર્ય બુદ્ધિનો વિકાસ થાયછે.

આપણાં દર્શન અને શ્રવણનાં સ્થૂલ અવયવો વડે દર્શન ના થઇ શકે એવા અતિ શ્રેષ્ઠ અને સૂક્ષ્મ સ્વરો સમગ્ર બ્રહ્માંડમાં ઉભરાઇ જાયછે. સૃષ્ટિમાં કેટલો બધો આનંદ પ્રવર્તિ રહ્યો છે! આપણાંથી ના જોઇ શકાય એવાં કેટલાં બધાં પ્રકાશિત અને સુંદિર આંદોલનો ચારે પાસા આવી રહ્યાં છે! આપણા અંધકારમય અને અશિષ્ટ જમાનામાં, આવા આનંદ અને આવા પ્રકાશમાં ભાગ પડાવવા માટે એક માનવને પોતાની ગ્રાહકશક્તિ કેળવવાની કેટલી બધી જરૂર છે!

મિસિસ-ઑન્કોવસ્કી પોતાના એક લેખમાં લખે છે'—

"સાદૃશ્યવડે જોઇ શકાય એવા બનાવોની એક સાંકળવડે વિશ્વનું જીવન સાથોસાથમાં જોડાયલું છે. આપણને તેમાં સંખ્યાની ભાવના સાથે સંબંધ ધરાવતા નિત્ય શબ્દનું શ્રવણ થાય છે, નિત્ય પ્રકાશનાં દર્શન થાય છે. આપણી શ્રવણ શક્તિ વધારે સૂક્ષ્મ બનતી જાય, આપણી દર્શન શક્તિ પણ વધારે વધારે સૂક્ષ્મ બનતી જાય તેમ તેમ વિશ્વના મૂલસ્વરના વારંવાર ફરી ફરી થતા પદાર્થોના જીવંત બનાવોનું સાદૃશ્ય આપણે શ્રેષ્ઠ પ્રકારે સમજતા થઇએ છીએ. જો આપણે જીવનના હૃદયનું માત્ર ધ્યાનપૂર્વક શ્રવણ, દર્શન કરીશું, આપણા વિચારને તેમાં એકતાર કરીશું તો આપણે પ્રકૃતિના સ્વરોને સાંભળી શકીશું, તેમનાં વર્ણોનાં દર્શન કરીશું. એ વર્ણોનું સ્વરોરૂપે દર્શન કરી શકીશું, અને આ પ્રમાણે ચિત્રો અને સંગીત ઉપજાવીશું. સૂર્યોદયો અને સૂર્યાસ્તોમાંથી અને ચંદ્રપ્રભાવાળી રાત્રીઓમાંથી આપણે સંગીતની નકલ કરી શકીશું; આપણે સંગીતમાંથી ચિત્રો ચિત્રિ શકીશું. આવો રસિક કલામાર્ગ ઉચ્ચ પ્રકારના અવલોકનનો માર્ગ છે......જીવનના પેલા આંતર, ગૂઢ અનુભવો કલામાં પ્રતિબિંબિત બને છે. આ વડે શુદ્ધ કલાના નમુનાઓ ઉપજી આવશે, તેમનો જન્મ જીવનના વિશુદ્ધ ઉત્પત્તિ સ્થાનમાંથી થયો હશે અને તેમના સાથમાં આવા અનુભવોને સમતાલ બનાવ્યા હશે; પ્રકૃતિના જીવનમાં અને આત્મ જીવનમાં જેવી રીતે તેઓ મિશ્રિત બનેલા હોય છે તેવીજ રીતે તેઓ ઉપરના સાથે મિશ્રિત બની જાય છે. પ્રકૃતિના સતત ચિંતનવડે, તેના જીવનના અવલોકન વડે આપણી બુદ્ધિનાં ઉંડાણો ખુલ્લાં થાય છે, આપણી આંતર દર્શન અને શ્રવણની શક્તિ વિકાસ પામે છે, આપણી ગ્રાહક શક્તિ પણ વૃદ્ધિમતિ થાય છે."

આવા ઉંડી લાગણીવાળા શબ્દોનું ઉંડા વિચારપૂર્વક ચિંતન થતાં, ધાંધલીયાં નગરોના મધ્યમાં ચલાવવામાં આવતી, ધૂલથી ઉભરાઈ જતા માર્ગોના ગંદા વાતારણમાં, ભારે અને ખરાબ આંદોલનોના મધ્યમાં પ્રચલિત બનેલી આપણી કેલવણીની ખામીઓ

સ્પષ્ટ રીતે નજર આગળ તરી આવે છે. શાલાનુંભવન ખુલ્લા મેદાનમાં, ચારે પાસા પુષ્પોવાળું, ઉપર ખુલ્લે ખુલ્લું નીલાકાશ આવ્યું હોય એવું જોઇએ; તેમાં ચારે પાસા સૂર્ય પ્રકાશ ઉભરાઇ જવો જોઇએ, જંગલી રોપાઓ અને પુષ્પોનો સુવાસ તેમાં ચારે પાસા ફેલાઇ રહેવો જોઇએ. ત્યાં બ્રહ્માંડનાં અદ્ભૂત આંદોલનો સર્વ પાસા પ્રવર્તિ રહેવાં જોઇએ. પ્રકૃતિ તરફ પીઠ ફેરવીને ઉભા રહેવાને લીધે આપણે આપણી અને આપણાં બાલકોની ગ્રાહક શક્તિઓને નિર્બલ બનાવીએ છીએ. વર્ણ-સ્વર-સંખ્યા વિધિ, આપણને આ પ્રમાણે પ્રકૃતિ સાથે એકતાલ બનવાની આવશ્યક્તા દર્શાવે છે, તેને સમજીને અનુભવવાનું તે શિખવે છે. મિસિસ ઓન્કોવરકીના વર્ગોમાં સ્વરો, વર્ણો અને સંખ્યાઓ ખરેખરાં જીવંતરૂપ ધારણ કરે છે. બાલકોને ભૂમિ ભાગો, પુષ્પો, પક્ષિયો, પતંગીયાં બતાવવામાં આવે છે. તેઓ વર્ણો સાથે મળતા આવતા સંગીત સ્વરો શોધી કાઢે છે, અને ચિત્રોને સંગીતમાં અવતારે છે. પછીથી તેઓ મૂલ સ્વરોને આધારે રચાયલાં ગીતો શિખે છે અને સંગીતમાં વનભૂમિ, સૂર્યાસ્ત, બુલબુલ વીગેરેનાં વખાણ ગાય છે તથા સાથે સાથેજ ગીતમાં સ્તુતિપાત્ર બનતા પદાર્થોનાં ચિત્રો માટે પણ તેઓ પ્રેમવાળાં બને છે. યુવકના આત્મિક વિકાસ માટે આમની કેટલી અગત્ય છે તથા તેમનું મોહક માધુર્ય પરિપૂર્ણ સમજવા માટે આવાં નવીન પ્રકારનાં સંગીત ચિત્રો સાંભળવાની જરૂર છે.

પરંતુ સૌંદર્ય માત્ર બાહ્ય સ્વરૂપેજ મધુરરૂપે દર્શન દેતું નથી; તેનાં ઉચ્ચ સ્વરૂપમાં પણ દર્શન થાય છે. પ્રકૃતિની દિવ્ય ઉત્પાદક શક્તિના, વિશ્વના વિકાસને નિયમતા નિયમોના અભ્યાસવડે રસિક વૃત્તિયોની આવી ઉચ્ચ દિશા ઉઘાડી શકાય છે. આ સંબંધે પ્રાકૃતિક ઇતિહાસ અને માનસશાસ્ત્રદ્વારા અભ્યાસનું એક વિશાલ ક્ષેત્ર મળી રહે છે.

પ્રાકૃતિક ઇતિહાસના પાઠોમાં પણ શિક્ષકે પોતાના શિક્ષણની હદ, અમુક અમુક પ્રકારના પ્રાણીના બંધારણના અથવા અમુક અમુક રોપાનાં પત્રોની સંખ્યાના અભ્યાસમાં ટુંકાવી નાખવાની નથી; તેણે તો પોતાના શિષ્યોને, દરેક ઉપજેલા પદાર્થ માટે પ્રેમવાળા બનવાનું, આવી અદ્ભૂત મધુરિમા અને સમતામાં આનંદ પામવાનું શિખવવાનું છે. દરેક પાસામાં, આકાશમાંથી પડતા ભૂમિતિ અનુસાર બરોબર આકારવાળા કરનાર ટુકડામાં, ખેતરોમાં આવેલા નાનામાં નાના પુષ્પની દરેક પાંખડીમાં કેટલા બધા સૌંદર્યનો સમાવેશ થાય છે. તેમનું માધુર્ય વિશ્વના સૃષ્ટાનું દિવ્ય જ્ઞાન સમર્થ રીતે દર્શાવી રહ્યું છે; આથી આપણને તેમણે પૂરા પાડેલા નિયમોની સંપૂર્ણતાનું ભાન થઇ આવે છે.

માનસશાસ્ત્ર, ઇતિહાસ અને સાહિત્ય વડે પણ કંઇ ઓછુ વિશાલ ક્ષેત્ર પૂરૂં પડતું નથી. વીરો, યોગીઓ, બુદ્ધિમંતો, સાધુઓ, ધર્મવીરોરૂપી માનવજાતના શ્રેષ્ઠ દૃષ્ટાંતરૂપ માનવોનાં જીવન ચરિત્રોના અભ્યાસવડે આપણામાં ઉચ્ચ પ્રકારની ઉર્મિઓ ઉભરાઇ આવે છે, ઉત્સાહ વીર-પૂજા, ભક્તિ અને મહત્તા માટેની પૂજ્ય બુદ્ધિનો ઉદય થઇ આવે છે. યુવકમાં આ પ્રમાણે એક સ્થૂલ ભાવના આકાર પામીને ઘડાય છે. તેટલા માટે દરેક શાલા લાયબ્રેરીમાં ધર્મના, નીતિના, માનસશાસ્ત્રના અને જીવનચરિત્રના ખાસ પસંદ

કરેલા ગ્રંથોનો એક મહાન સંગ્રહ હોવો જોઇએ. ઉપર જે કહેવાયું તેના સંબંધમાં, ભાષાઓથી આરંભીને ગણુનાશાસ્ત્રના અંત પર્યંત વિદ્યાના સર્વે વિભાગોમાં શિક્ષણની નવીન અને વધારે આનંદજનક રીતિયો શોધી કાઢવાનો પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉપસ્થિત થઇ આવે છે. વિદ્યાની દરેક શાખાનું શિક્ષણ, શિષ્ય માટે વૃદ્ધિની એક જીવંત શક્તિરૂપ બનવાની બાબતમાં, વધારે આત્મિકતા મેળવવામાં સાધનરૂપ થવામાં તથા પોતામાં ઉંડા ઉતરી વિચાર કરવામાં, અમુક ગૂંચવાડા ભરેલું જ્ઞાન પુરૂં પાડનારૂપ મોટે ભાગે ના બનવું જોઇએ.

વિદ્યાની એક એવી શાખા છે કે જેમાં લાભકારક બાબતોના એક મોટા જથ્થાનો સમાવેશ થાય છે. શાસ્ત્રોનો અભ્યાસ અને પોતાની ધાર્મિક વૃત્તિયોના ભોમિયા બનવાનું શિષ્યોનું વલન, એ એક આવી શાખા સમાન છે. ધાર્મિક શિક્ષણરૂપ આ શાખા છે; પરંતુ આ પોતાનો ઉદ્દેશ પાર પાડે એટલા માટે, કોઇ પણ પ્રકારના પાંડિત્ય ભરેલા તત્વથી તેને બીલકુલ અલગ રાખવાની છે; શિક્ષણનું મધ્ય બિંદુ પ્રભુના પ્રેમરૂપ બનવું જોઇએ, તે પ્રશ્નોત્તરોના, ધર્મશાસ્ત્રોના, ક્રિયાકાંડોના અભ્યાસરૂપ ના બનવું જોઇએ.

ભાવિની શાલાની સમગ્ર વ્યવસ્થાનું સ્વરૂપ આધ્યાત્મિક બનવું જોઇએ. શ્રેષ્ઠ પુરૂષોના વિશુદ્ધ વાતાવરણમાં પ્રવેશ પામતાં બાલકો હમેશાં શુદ્ધ અને ઉચ્ચ પ્રકારનાં આંદોલનોમાં હરશે ફરશે; આવા પ્રકારના વાતાવરણમાં બાલ હૃદયો વિસ્તાર પામી, વિશુદ્ધ બની, બલવાન થાય છે. આ પ્રમાણે બાલકો માત્ર સ્થૂલ અને માનસિકજ નહિ પરંતુ આત્મ સૌંદર્યને પણ સ્હમજીને ચ્હાતાં શિખશે.

બાલકના વાસનાદેહનું કાર્ય, આત્મિક સત્યોના માનસિક ગ્રહણ માટેનો માર્ગ ચોખ્ખો બનાવશે,—આવા પ્રકારની સમજની અત્યંત જરૂર છે, કારણ કે જેની આપણા અંતઃકરણ સાથે એકતા થઈ હોય છે તેજ આપણા અંતરમાં ઉંડું ઉતરી જાય છે. શિક્ષણશાસ્ત્ર સિદ્ધાંતરૂપે કેલવણીની બાબતોમાં ચેતનાતીતનો કાર્યક્રમ ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે, એમ દર્શાવે છે. સામાન્ય અભિપ્રાય એવો છે કે બાલકને સારી રીતભાત શિખવવી એજ કેલવણીની મુખ્ય બાબત છે, ફક્ત આજ બાબત અત્યંત અગત્યની છે. આવોજ વિચાર સેમોને ટુંકામાં પોતાના લેખમાં દર્શાવ્યો છે. તેમના લેખમાં તેઓ લખે છે, "ચેતનાતીતમાં પલટાવવાની કલાનું નામજ કેલવણી." વિચાર અને નિર્ણયની, ચેતનાતીત પ્રદેશમાં ફેરફારી કરવાની, જરૂર સ્વતઃ સ્પષ્ટ જણાઇ આવે છે; ત્યાં તેઓ ટેવો રૂપે જણાય છે. આવો વિચાર યથાન્યાય છે, પરંતુ તેનું દર્શન ભુલ ભરેલું છે, કારણ કે અપૂર્ણ છે. આવી વિધિના પૂર્વે બનતી એક અગત્યની માનસિક વિધિ પ્રત્યે તે દુર્લક્ષ્ય રાખે છે–એક વિચાર પ્રત્યક્ષ થવાની અને તેનો વ્યવહારમાં સ્વતંત્ર ઉપયોગ થવાની વિધિને લક્ષ્ય બહાર રાખે છે. યાંત્રિક રીતે મેળવેલી સારી ટેવો ઉપર વિશ્વાસ રાખવાનો નથી તેમના વિરોધિ પરિસ્થિતિયોમાં તેઓ સહજમાં વિસારે પડી જાય છે. માત્ર જેની માનવ અંતઃકરણ ઉપર સંપૂર્ણ છાપ પડી હોય છે, તેનોજ ખરા નક્કર પાયા ઉપર આધાર હોય છે, એમ કહેવા માગીએ તો માનવિના રૂધિર અને માંસરૂપ બની જાય છે.

સદાચારના સંબંધમાં વિચાર ચલાવતાં, સમકાલીન શિક્ષણશાસ્ત્ર હજુએ યાંત્રિક રીતે મેળવેલી પ્રાપ્તિઓની ભૂમિ ઉપર ખડું છે, સાથે સાથેજ ઘણા સમયપૂર્વે તેણેજ શુદ્ધ માનસિક કાર્યના પ્રદેશમાથી આવા પ્રકારના અભ્યાસને હાંકી કાઢ્યો છે, એ વિચિત્રતા ભર્યું લાગે છે. વર્તમાન કાલે ગુણાકારના કોઠાને પણ ગોખવામાં આવતો નથી અને લેખનના નિયમો ન્યાયાનુસારી સંબંધમાં શિખવાય છે. માત્ર નૈતિક શિક્ષણની બાબતોમાં શિક્ષણશાસ્ત્ર પાછળ પડી જાય છે. એક દૃઢ અને ઉપયોગી ટેવ પાડવા માટે, પ્રથમ તો તેના વિચારની અંતઃકરણ ઉપર ઉંડી અસર થવી જોઇએ, આથી એક નિશ્ચિત નિર્ણય અને ઇચ્છા યત્નોનો એક ક્રમ ઉપજી આવવો જોઇએ, પછીથીજ એક વિચાર એક ટેવના સ્વરૂપમાં પલટાઇને ચેતનાતીતના પ્રદેશમાં પ્રવેશ પામે છે, આવી અગત્યની બાબત પ્રત્યે તે દુર્લક્ષ રાખે છે. માનસિક પ્રયત્ન, લાગણીઓ અને ઇન્દ્રિયાનુભવોને નિયમે છે, માનવિનાં ચરિત્ર અને નૈતિક મુખાકૃતિને ઘડે છે; આથી આવા કાર્યનો પણ કોઇ પ્રકારે ત્યાગ થવાની જરૂર નથી.

પરંતુ બાલકોને કેવા પ્રકારનાં આધ્યાત્મિક સત્યો માનસિક સ્વરૂપમાં સમજાવવાં જોઇએ ? આવા સિદ્ધાંતોને કેવા સ્વરૂપે દર્શાવવા જોઇએ. ?

સર્વથી પ્રથમ તો બાલકોને એટલું સારી રીતે સમજાવવું જોઇએ, કે જડસૃષ્ટિની પેઠેજ આધ્યાત્મિક જીવન પણ યથાર્થ અને અચલ નિયમોવડે નિયમાયલું હોય છે.

આ નિયમો નિચે પ્રમાણે:—

૧. **પ્રેમનો અથવા એકતાનો નિયમ**—આ નિયમની સમજને, સર્વ પ્રાણીમાત્રના બંધુભાવની ભાવનાનો સ્વીકાર અનુસરે છે. ઇશ્વર પ્રેમ સ્વરૂપ છે. ઇશ્વર એક છે અને બધાં માનવો બંધુઓ છે.

૨. **શક્તિ સંરક્ષણનો નિયમ**—કશું ખોવાનું નથી; ધૂલિના એક કણનો, એક પણ પ્રયત્નનો, એક પણ લાગણીનો વિનાશ થતો નથી; દરેક પદાર્થ નિત્ય સ્વરૂપે જીવે છે.

૩. **કારણતાનો નિયમ**—ઉપરના નિયમ સાથે આ નિયમનો નિકટનો સંબંધ છે. "એક માનવિ જે જે વાવશે, તે તે, તેને લણવુંજ પડશે."

૪. **વિકાસનો નિયમ**—આથી સતત પ્રયત્ન અને આત્માભ્યાસની આવશ્યક્તા ઉભી થાય છે. આંતર કાર્ય વડે માનવિ વિકાસ પામે છે.

૫ **ધ્રુવત્વનો નિયમ**—આપણી પ્રકૃતિ દ્વીવિધ છે; આસુરી અને દૈવી શુદ્ધ અને અશુદ્ધ તત્ત્વોરૂપે, ક્રમવાર એક વા અન્યનો વિજય પ્રવર્તે છે. માટે દૈવી પ્રકૃતિની ખાતર આસુરી પ્રકૃતિના સામે પ્રબલ કરવાની જરૂર છે; બાલકને હમેશાં દૈવી પ્રકૃતિ સાથે એકભાવ પામવાનું શિખવવું જોઇએ.

આધારરૂપ આવા પાંચ નિયમોના સ્વીકારથી સ્વાભાવિક રીતે આત્મશિક્ષણના પ્રશ્નોના ગંભિર અભ્યાસની જરૂર ઉભી થઇ આવે છે.

સર્વથી પ્રથમ તો આપણા સમક્ષ આત્માવિષેની આરોગ્યવિદ્યા ખડી થાય છે, આ આરોગ્યવાળા નૈતિક જીવનની મુખ્ય દશાઓ સમજવા માટે આનો અભ્યાસ થવાની જરૂર છે; અને આના સાથમાંજ, માનસિક કાર્યમાં ઉત્સાહક બલરૂપે વર્તનતી એક જીવંત ભાવનાની, એક પૂજાના પાત્રની અગત્ય ઉભી થઇ આવે છે. આને આધારેજ આત્મ પ્રયાસનો પ્રવૃત્તિ પક્ષ અનુસરે છે. ભાવનાનુસાર જીવન વહનનાં દર્શન થાય છે.

આત્માની આરોગ્યવિદ્યાનો શામાં સમાવેશ થતો હશે ?

આના સંબંધમાં મને એક દ્દષ્ટાંત આપવાની રજા લેવા દેશો. જેમ સ્થૂલ આરોગ્યવિદ્યાનો સમાવેશ નિયમસર ન્હાવામાં પ્રકાશ અને પવનના કાર્યમાં, ખોરાકમાં, જીવનના એક નિશ્ચિત ક્રમમાં થાય છે, તેમ આત્માની આરોગ્યવિદ્યામાં કેટલીક બાબતોની જરૂર પડે છે.

(अ) આત્મ-સ્નાનઃગાળેલા દિનનું, કરાયલી ભૂલોનું પૃથક્કરણ; એક પ્રકારના ઉચ્ચ અને વિશુદ્ધ જીવન ગાળવાના સંકલ્પોનું પુનરાવર્તન; દરરોજ પ્રાતઃ અને સાયંકાલે આવાં સ્નાન કરવાં જોઇએ. *

(ब) વિશુદ્ધ વાતાવરણનો સંસર્ગઃ આત્મજીવન ગાળતા લોકનો અને સદ્ગ્રંથોનો સંગ; રસિક આંદોલનોનો પ્રચાર.

(क) આત્મ-ભાનુ અને તેનાં કીર્ણોની અસરઃ શાસ્ત્રાભ્યાસ, પ્રાર્થના અને પ્રાર્થનામયધ્યાન; પ્રભાતમાં આત્મ-સ્નાન પછી તુર્ત જ આવી અસર મેળવવાનો અભ્યાસ કરવો અત્યંત ઉપયોગનો છે.

આપણે આમાં એટલું ઉમેરીએ, કે આપણી આસપાસ વાતાવરણમાં હમેશાં અમુક જગામાં પ્રાણજનક વાયુ હોવો જોઇએ-પ્રાણજનક વાયુવડે હું પ્રભાતમાં વાચી વિચારી ધ્યાનમાં ધારણ થયલા, આત્મવિદ્યામાં વધેલાં માનવોના શ્રેષ્ઠ વિચારો સૂચવવા માગું છું.

આત્માની આરોગ્ય વિદ્યાની આવી કેટલીક મુખ્ય બાબતો છે પરંતુ આના ખાત્રી

---

* સરખાવોઃ—

आत्मानदी संयमतोयपूर्णासत्यावहाशीलतटादयोर्मिः ।
तत्रावगाहं कुरुपाण्डुपुत्र न वारिणा शुध्यति चान्तरात्मा ॥

મહાભારત.

ભયા વ્યવહાર માટે આત્મ જીવનની અતિ અગત્યની દશાની ઉપયોગિતા ઉભી થઈ આવે છે: એક જીવંત ભાવનાનું અસ્તિત્વ દષ્ટાંત તરીકે માનવ જાતના મહા ગુરુ-જગદ્ગુરુ પ્રત્યે પૂજ્ય ભક્તિ ભાવ રાખવો, તેમની ભક્તિ કરવી, તેમના દિવ્ય સૌંદર્ય અને ઓજસનું ધ્યાન ધરવું, એક આનંદી યત્નરૂપે પોતાની ઈચ્છાનું, પોતાના હૃદયનું અને પોતાના સર્વ સામર્થ્યનું તેમની સેવા માટે તેમને સમર્પણ, તેમના જેવા થવાનો પ્રયત્ન અને તેમના પાદાનુસરણ-આવા આવા સર્વમાં આત્માભ્યાસનો સમાવેશ થાય છે; આથી પ્રેમ સર્વ અને તેના ઓજસ્વી પ્રકાશ પ્રત્યે હૃદય ખુલ્લું બની જાયછે.

પ્રાર્થના પછી ધાર્મિકધ્યાન થવું જોઇએ, એટલે મુખ્ય ગુણો અને લાગણીઓનું તથા તેમના જીવનમાં થતા દર્શનનું એક પ્રકારનું ભક્તિભાવ ભર્યું પ્રથક્કરણ થવું જોઇએ. દષ્ટાંત તરીકે શ્વેત પ્રકાશ સાથે સરખાવી શકાય એવી પ્રેમની લાગણી જ આપણે લઇએ. સૂર્ય-કીર્ણના પ્રથક્કરણથી જેમ પ્રકાશ વિભાજીત બની જાય છે તેમ ધ્યાનપૂર્વક પ્રથક્કરણવડે આ પણ પ્રેમકીર્ણ રૂપે વિભક્ત બને છે: વિનય, ધૈર્ય, વિશ્વાસ, માયા, માન, નમ્રતા, નિષ્કપટભાવ.

જ્યાં સુધી આપણે એમ ધારીએ, કે ક્રોધ અને દ્વેષના સાથમાં પ્રેમવસિ શકે છે ત્યાં સુધી આપણે તેને શુદ્ધ કરી શકતા નથી તેમ જ આપણે તેનો અર્થ પણ ગ્રહી શકતા નથી. પરંતુ આપણા અંતરમાં આવાકીર્ણનું પ્રથક્કરણ સ્પષ્ટરીતે પ્રતીત થતાં આપણે ગર્વ, ક્રોધ, દ્વેષ જેવા નકામા રોપાને નિંદવા માંડીએ છીએ-અને આરોગી પ્રેમ તત્ત્વો મહેનત પૂર્વક ઉછેરીએ છીએ. આંતરજીવનના બંધારણનો ઉદ્દેશ રાખતા માનસિક પ્રથક્કરણની અગત્ય આ દષ્ટાંત વડે સારી રીતે દર્શાવાય છે.

આ પ્રમાણે આપણે જોયું, કે આત્માની આરોગ્યવિદ્યા આત્મ-શિક્ષણના આધારરૂપ છે. આત્માનાં વિશુદ્ધ વારિ અને વિશુદ્ધ હવામાં સ્નાન કરીને તથા આત્મ-ભાનુની અસરને અધિન બનીને માનવિ પોતાની ભાવનાનુસાર જીવન વહન કરવાની ઇચ્છા રાખે છે; આવા પ્રકારની ઇચ્છા પ્રવૃત્તિમય સેવાની એક પ્રકારની કામના રૂપ બને છે. પ્રભાતમાં મળેલી પ્રેરણાવડે આખો દિન રંગાયલો બને છે; આવી પ્રેરણાના સાથમાં જ તે દુનિયાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે. આવી પ્રેરણા એક પ્રબળ, ઓજસ્વિ, ઉત્સાદક બળ સમાન છે. અભ્યાસિ જાતે સંપૂર્ણ બનતો જતો હોય છે તેવામાં જ તેનું દુનિયા પ્રત્યેનું વર્તન પલટાઇ જાયછે અને આના પરિણામ રૂપે એક નવીન પ્રકારનું જીવન ઉપજી આવે છે. આત્માભ્યાસનો અંતિમ ઉદ્દેશ આવો જ છે: એક પ્રકારનું નવીન અને શ્રેષ્ઠ જીવન ઉપજાવવું.

આવા જીવનનાં અત્યંત પ્રગતિમય અને પ્રેરિત ઉત્પાદકો હમેશાં આત્માનુભવી માનવો જ હતાં સત્તા અને સ્વાતંત્ર્યના મૂલનો સમાવેશ આત્મામાં થાય છે; તેમાંથી જ ઉપાય અને શક્તિ મળી રહે છે; તેમાંથી જ પ્રેરણા પ્રાપ્ત થાય છે. જ્યારે મૂલિયાં રોગવાળાં હોય છે ત્યારે આખું વૃક્ષ રોગવાળું હોય છે અને નાશ પામે છે; જ્યારે મૂલિયાંને તાજું પાણી મળે છે ત્યારે વૃક્ષ પણ પૂર્ણ બહારમાં ખીલી નીકળે છે. જો આત્મજીવનને ગૂંગળાવી મારવામાં આવે તો માનવિની ઉત્પાદકશક્તિ મૂકાઇ જાય છે અને ઉન્નમોન્નત પ્રસંગો પ્રાપ્ત

થવા છતાંએ તેની બુદ્ધિ ઉજડ વેરાન જેવી બની જાય છે. આખા વૃક્ષને પોષણ મળવું જોઇએ, સર્વેથી પ્રથમ મૂલિયાંને અને માત્ર પછીથી જ થડ અને પત્રોને આત્મિક માનવિને આત્મિક ખોરાકની જરૂર પડે છે.

"માનવિ એકલા ખોરાકવડે જ જીવશે નહિ,"

ગૂચવાડાવાળું અને જવાબદારી ભર્યું કેલવણીનું કાર્ય માથે લેતા પૂર્વે માબાપ અને શિક્ષકોએ સમજવા જેવી આવા પ્રકારની સત્ય બાબતો છે. આવા ઉત્સાહી વલનને લીધે તેઓ પોતાની પરિપૂર્ણતા સાધવા તરફ અચૂક રીતે પ્રોત્સાહિત બનશે; તેઓ ધાર્મિક આંતરાત્માને જાગ્રત બનાવવાની બાબતને કેલવણીના મુખ્ય આધાર રૂપ માનતા થશે, આના અનુસરણ રૂપે જીવનમાં નૈતિક તત્ત્વો પ્રવર્તમાન બનશે.

ઉપરનાનો સાર સંગ્રહ કરતાં આપણે નીચેના સિદ્ધાંતો દર્શાવીએ:—

૧—કેલવણીનો અંતિમ ઉદ્દેશ ધાર્મિક આંતરાત્માને જાગ્રત બનાવવાનો છે.

૨—માટે નૈતિક, ધાર્મિક અને કલાવિષયક સિદ્ધાન્તોના એકીકરણની જરૂર છે.

૩—ધાર્મિક આંતરાત્મમાંથી કર્તવ્યનું, નૈતિક જવાબદારીનું અને આત્મ-શિક્ષણની જરૂરનું ભાન થઇ આવે છે.

૪—આત્મ-શિક્ષણદ્વારા આત્માની આરોગ્ય વિદ્યા, આત્મ કેલવણી પ્રાપ્ત કરી શકાય છે.

૫—આત્મ-શિક્ષણદ્વારા ક્રમવાર, સામાન્ય શ્રેય માટેની પ્રવૃત્તિની અભિલાષા ઉપજી આવેછે, એટલે, **નવીન જીવન ઉપજાવવાની અને પ્રવૃત્તિમય સેવાની** અભિલાષા પોષાય છે.

---

# वनवासि राजा.

( અનુસંધાન ગતાંકથી. )

## પ્રવેશ ત્રીજો.

**સ્થળ—વન.**

( હેમુપટેલને રાજાના સિપાઇઓ પાછા ઉંઘમાં રાજાના મહેલમાંથી ઉપાડી લાવી જે ઝાડ નીચેથી તેને ઉપાડી લાવ્યા હતા તેજ ઝાડ નીચે મુકી જાય છે. થોડીવાર પછી હેમુપટેલ જાગ્રત થાય છે. )

**હેમુ પટેલ**—(પ્રધાનને જોઈ) ઓ મારા પરધાન! ચ્યાં હતો તું? લ્યા તને હદ કરી કરીને હું થાકયો (વીરસિંહ તરફ જોઇને) અરે લ્યાઓ મારા હપઇ! તુંયે ચ્યાં હતો? અરે! મારૂં ઓલું કેડીતું ચ્યાં સે? (પોતાનો આગલો પોશાક રાજાએ પહેરેલો જોઇ) આ રીયું મારૂં કેડીયું.

**જયમલ**—ચૂપ રહો. હેમુ પટેલ! બોલ બોલ ન કરો. તમે આ બધું કોની પાસે બોલો છો. હું મહારાજા જયમલ છું એ શું તમે નથી જાણતા?

**વિદ્યાસાગર**—હેમુ પટેલ! તું મને તારો પ્રધાન કેમ કહે છે. હું તારો પ્રધાન કેમ કહે છે. હું તારો પ્રધાન છું? તું વળી કયાંનો મોટો રાજા! હું તો વળી? તું ગાંડો થયો છે કે શું?

**વીરસિંહ**—લ્યા હેમલા તુંને તારો સીપાઇ કેમ કહે છે? હાશ તારી અક્કલ ખસી ગઇ છે કે શું? હું તો આ મહારાણા જયમલનો સીપાઇ છું તને ઓળખે છે કોણ?

**હેમુ પટેલ**—પણ તાણે હું રાઝા નઇ? અરે! (સેનાપતિને બતાવી) આ રીયો મારો લહકરનો ઉપરી. હું રાઝા સું તમે હંધા ઇમ ચ્યમ કરો સો! લાવો મારૂં કેડીયું.

(બધા ખૂબ હસે છે.)

**જયમલ**—હેમુ પટેલ! રાજા તો હું છું.

**હેમુ પટેલ**—હું સું.

**જયમલ**—નહીં, હું છું. તું રાજા હોય તો તારો પ્રધાન કયાં, સીપાઇ કયાં લશ્કરનો ઉપરી કયાં?.

**હેમુ પટેલ**—આ રીયો મારો પરધાન! ઇનેજ મને હારૂં હારૂં ખાવાનું દીધું'તું (વીરસિંહને બતાવી) આ રીયો મારો હપઇ (સેનાપતિને બતાવીને) આ મારો લહકરનો ઉપરી, હંધુય સે તમે ચ્યમ કાસોઝી હું રાઝા સું, મારૂં કેડીયું લાવો.

**જયમલ**—હેમુ પટેલ! તમે રાજા નથી, તમે કાલે રાતે ખેતરમાં પીપળાના ઝાડ નીચે સુતા હતા ત્યારે ત્યાંથી ઉંઘમાં ઉપાડી લાવી આ રાજાનું કેડીયું પહેરાવી તમને ખોટા રાજા બનાવ્યા ને આ બધા તમારા ખોટા પ્રધાન, સીપાઇ તથા લશ્કરના ઉપરી થઈ ગયા. થોડીવાર સુધી તમને ખોટા રાજા રાખી પાછા તમાને ખેતરમાં મુકી આવ્યા ને પાછા હેમા પટેલ બનાવી દીધા.

હેમુ પટેલ—(આશ્ચર્ય પામી) હેં ! ઇમ સે ? તાણે તો મને ખોટા રાઝો કઇરો ! ને પાસો હેમલો ને હેમલોઝ રાઇખો. પણ ઇમ હું કામ કઇરૂં !

જયમલ—હેમુ પટેલ ! તમે કહેતા હતા કે હું ખેતરનો રાજા છું. ખરૂં ને !

હેમુપટેલ—હા, માં'રાજ !

જયમલ—તેથી તમને થોડીક વાર સાચા રાજા બનાવ્યા. હેમુ પટેલ હવે જુઓ ! ખેતરમાં જાઓ અને મહેનત કરી અનાજ પેદા કરો. તમે તો પટેલ છો તમારે રાજા થઇને શું કરવું છે ? ખૂબ ધ્યાન દઇ ખેતર ખેડો. જા વીરસિંહ ! તેને ખજાનચી પાસેથી વીસ રૂપીઆ અપાવજે.

હેમુ પટેલ—અરે મા'રાજ ! આ ઠોઉ કીધું ! થોડીકવાર હારૂં મને આમ રાજા બનાઇવો, મા'રાજ પાસું ખેતરે ઝીતું ઇમમું લાગે સે. એ મા'રાજ ! ઓલો ખેમો ને રામો મારી મશ્કરી કરહે.

જયમલ—જા હેમુ ! જા હું તને વીસ રૂપીઆ આપું છું તેમાંથી એક સારૂં ઘર અને એક સારૂં કેડીયું લે જે, ને મહેનત કરી તારા ખેતરમાંથી ખુબ અનાજ પેદા કરજે.

જયમલ—(તેના ગયા પછી પ્રધાનને) પ્રધાન ! આ હાસ્યરસપૂર્ણ નાટક ટુંક સમય ભજવી આપણે આનંદ મેળવ્યો. પ્રધાન ! તમારૂં કહેવું સાચુ જ છે કે આપણે કર્તવ્યથી કંટાળવું ન જોઇએ. હવેથી હું મારાં રાજા તરીકેનાં કર્તવ્યો બરાબર બજાવીશ અને અનેક આપત્તિ છતાં કર્તવ્ય પથથી વિમુખ થઇશ નહીં (બધા જાય છે.)

સમાપ્ત.

કલકત્તા. }
તા. ૧૩—૯—૧૩ }  ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

# ॥ श्री राम गीता भाष्य ॥

( અનુસંધાન ગતાંકથી )

વિચારઃ—વેદાંત વાક્યોને [63]તથા ગુરૂ વચનોને વારંવાર સ્મરણ કરવાં તથા ત્રણ દેહથી ભિન્ન સાક્ષી[64] રૂપ જે આત્મા તે જ મારૂં સ્વરૂપ છે, એવું વારંવાર વિચારવું તે વિચાર કહેવાય છે, આને મનન પણ કહે છે.

અભ્યાસઃ—જે યથાસ્થિત વસ્તુ છે, તેના સ્વરૂપને યથાસ્થિત જાણવા વાસ્તે શ્રદ્ધાપૂર્વક યત્ન કરવો તેને અભ્યાસ[65] કહે છે સ્વરૂપનું યથાસ્થિત જ્ઞાન થવામાં સ્થિર વૃત્તિની જરૂર છે તે વૃત્તિ પાંચ પ્રકારની છે. ૧ પ્રમાણ, ૨ વિપર્યય, ૩ વિકલ્પ, ૪ નિદ્રા, ૫ સ્મૃતિ.

( ૧ ). પ્રમાણઃ[66]—અંતઃકરણની વૃત્તિ ઇન્દ્રિયો દ્વારા નીકલી બહારના પદાર્થોનું કોઈ પણ જાતની ભ્રાંતિ વગર જ્યાં હતો ત્યાં છે તેવું જ્ઞાન કરાવે તે પ્રમાણ વૃત્તિ કહેવાય છે.

(૨). વિપર્યયઃ[67]—તાદાત્મ્યતાના દોષથી, નયનોના દોષથી અથવા અન્ય કોઇ દોષથી એક પદાર્થમાં બીજા પદાર્થનું દેખાવું તે જેમ સીપમાં રૂપુ દેખાય છે તે, સીપમાં રૂપાના જેવા ચકચકીત પણા રૂપી તાદાત્મ્ય દોષથી ભાસે છે. જેવરીમાં સર્પ ભાસે છે તે અધ-

---

૬૩. પ્રત્યેક શરીર ધારણ કરનાર જે શબલ જ્ઞાન ( મિથ્યા જ્ઞાન ) તે મિથ્યા જ્ઞાનનો અંત ( છેવટ અથવા નાશ ) તેને જ વેદાંત એવી સંજ્ઞા છે; હવે એ મિથ્યા જ્ઞાનનો નાશ કરવાનું તથા નિરાકાર સ્થિતિ આપવાનું જે શાસ્ત્ર (શીક્ષણ તેને જ વેદાંત કહે છે(વિષ્ણુબાવા).

૬૪. જ્ઞાતૃ, જ્ઞાન જ્ઞેયના આવિર્ભાવ તિરોભાવનો જ્ઞાતા ( જાણનાર ) સ્વયમેવ આવિર્ભાવ તિરોભાવ રહિત સ્વયંજ્યોતિ તે સાક્ષી એ પ્રમાણે કહેવાય છે. અથવા વ્યષ્ટિ સંઘાત ઉપહિત ચેતન જીવ સાક્ષી છે, અને સમષ્ટિ સંઘાત ઉપહિત ચેતન ઇશ્વર સાક્ષી છે.

૬૫ પતંજલી ભગવાન્ અભ્યાસનું સ્વરૂપ આ પ્રમાણે કહે છે કે, तत्र स्थितौय-त्नोऽभ्यासः। यो० १-१३ રાજસતામસ વૃત્તિ-શૂન્ય થયેલા ચિત્ત સત્ત્વની સાત્વિક વૃત્તિ પ્રવાહ રૂપા એકાગ્રતા અર્થે યમ નિયમાદિ સાધનોનું ઉત્સાહ પૂર્વક અનુષ્ઠાન કરવું એને અભ્યાસ કહે છે.

૬૬. प्रत्यक्षानुमानागमाः प्रमाणानि। पतंजली સમાધિપાદ ૭ પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એ પ્રમાણ વૃત્તિઓ છે. તે દરેકની વિસ્તિર્ણ વ્યાખ્યા જોવા ઇચ્છનારે યોગ દર્શન સમાધિપાદમાં જોવું.

૬૭. विपर्ययो मीथ्याज्ञानमतद्रुपप्रतिष्ठम् ॥ યો. સ. ૮ પોતાના વાસ્તવિક રૂપમાં સ્થિત નહિ રહેનારૂં તે મિથ્યા જ્ઞાન.

કારના દોષે કરી ભાસે છે; અને શંખમાં પીતત્વ ભાસે છે તે નેત્ર રૂપી કરણમાં કમલાના રોગ રૂપી દોષથી ભાસે છે.

(૩). વિકલ્પઃ[૬૮]—શબ્દ માત્રથી જ વ્યવહાર થતો રહે, પણ વસ્તુતાએ કાંઇ ન હોય તે. જેમ પુરૂષનું ચૈતન્ય, "રાહુનું શીર ઇત્યાદિ, પુરૂષનું ચૈતન્ય એમાં પુરૂષ અને ચૈતન્ય એ બે કાંઇ ભિન્ન પદાર્થ છે નહિ. ચૈતન્ય રૂપ જ પુરૂષ છે. તેમજ, રાહુનું શીર ", એમાં રાહુ શીરો રૂપ છે. પણ રાહુ અને શીર એ બે ભિન્ન નથી. એવી રીતે વસ્તુતાએ ભિન્ન નથી છતાં શબ્દથી જ માત્ર બોલાય છે.

(૪). નિદ્રાઃ[૬૯]—જાગ્રત તથા સ્વપ્ન વૃત્તિનો અભાવ કરનારો તમોગુણ જેનો વિષય છે, તે નિદ્રા વૃત્તિ કહેવાય છે, કેમકે સુષુપ્તિ કાલમાં તમોગુણ રૂપી એક અજ્ઞાન જ રહે છે.

(૫). સ્મૃતિઃ[૭૦]—પ્રથમ કાલમાં અનુભવ કરેલા વિષયનું જે સ્ફુરણ થવું તે સ્મૃતિ કહેવાય છે.

જ્યારે અંતઃકરણ એ પાંચે વૃત્તિઓથી રહિત થાય છેઃ ત્યારે તે આત્મસ્વરૂપ તરફ લાગે છે. એવા અંતઃકરણના પ્રવાહને સ્થિત્ કહે છે. તેવું સ્થિત અંતઃકરણ કરવા વાસ્તે શ્રદ્ધાપૂર્વક વારંવાર આગ્રહથી યત્ન કરવો તે અભ્યાસ કહેવાય છે. તે અભ્યાસ બે પ્રકારનો છે. ૧ દૃઢરૂપ, ૨ અલ્પરૂપ.

(૧). દૃઢરૂપઃ—જે દીર્ઘકાલ પર્યન્ત આદર સહિત નૈરંતર કરવામાં આવે તે, એને દૃઢભૂમિ પણ કહે છે.

(૨). અલ્પરૂપઃ—આત્મજ્ઞાનના નિમિત્ત ક્વચિત્ ક્વચિત્ પ્રયત્ન કરવામાં આવે તે.

વૈરાગ્યઃ—વિષયો વિષે પ્રીતિથી રહિત થવું તેનું નામ વૈરાગ્ય તે વૈરાગ્ય બે પ્રકારના છે. ૧ અપર, ૨ પર.

(૧). અપર વૈરાગ્યઃ—તેના ચાર પ્રકાર છે. ૧ યતમાન, ૨ વ્યતિરેક, ૩ એકેંદ્રિય ૪ વશીકાર.

---

૬૮. शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्पः યો. સ. ૯. શબ્દ વડે ઉપજાવેલા જ્ઞાન પછી અવશ્ય ઉત્પન્ન થનારી નિર્વિષય વૃત્તિ તેઃ—વિકલ્પ.

૬૯. अभावप्रत्ययालम्बनावृत्तिर्निद्रा, યો. સ. ૧૦ જાગ્રત તથા સ્વપ્નની વૃત્તિઓના પ્રવિષયમાં કારણ જે તમસ્ જ જેનો વિષય છે તે વૃત્તિ.

૭૦. संस्कारमात्र जन्यं ज्ञानंस्मृतिः સંસ્કાર માત્રે કરી જે જ્ઞાન થાય તે સ્મૃતિ કહેવાય. પ. સ. વિષે વધારે જાણવાની ઇચ્છાવાને તત્વાનુ સંધાનમાં અપ્રમાનો વિષય જુવો.

(૧). યતમાનઃ—સંસારને દુઃખ સ્વરૂપ જાણી સંત પુરૂષોની સંગત કરવી, તથા સંસારનાં સુખોને મિથ્યા સમજી ઇશ્વરના સ્વરૂપ જ, પ્રાપ્તિ વાસ્તે જે પ્રયત્ન કરવો તે યતમાન વૈરાગ્ય કહેવાય છે.

(૨). વ્યતિરેક—સંતપુરૂષોના શરણમાં જઇને સતકથાઓનું શ્રવણ કરે, અને વિચારે કે મારામાં કઇ કઇ દૈવી સંપત્તિ તથા કઇ કઇ આસુરી સંપત્તિ છે. અને તે સત્ સંગથી ગુણ દોષનું જ્ઞાન થાય, ત્યારે આસુરી સંપત્તિને ઘટાવે, અને દૈવી સંપત્તિને વધારે, તથા કયા કયા દોષો રહ્યા એ સંબંધી તપાસ કરતો રહે, તે સ્થિતિને વ્યતિરેકવૈરાગ્ય કહે છે.

(૩). એકેંદ્રિયઃ—બહારના વિષયો દૂર થયા હોય, પરંતુ વાસનાથી મનમાં વિષયોની કાંઇક કાંઇક રમણિકતા રહી ગઈ હોય તે સ્થિતિને એકેન્દ્રિય વૈરાગ્ય કહે છે.

(૪). વશીકારઃ—આ લોક તથા સ્વર્ગાદિકલોકોના ભોગથી તૃષ્ણા રહિત, અને દશ્ય પ્રપંચના સર્વ પદાર્થો પરથી રાગ રહિત થવું તે સ્થિતિને વશીકાર વૈરાગ્ય કહે છે.

(૫) પરવૈરાગ્યઃ—પ્રકૃતિ અને પ્રકૃતિનાં જેટલાં પરિણામ છે, તે સર્વમાં તૃષ્ણા રહિત તત્ત્વ ઉત્પન્ન થાય ત્યારે તે પરવૈરાગ્ય કહેવાય છે, જ્યારે આ પરવૈરાગ્ય ઉત્પન્ન થાય છે, ત્યારે વૃત્તિ આત્મ તત્ત્વ વિષે સ્થિત થાય છે.

જ્ઞાન સૂર્ય રૂપ છે, કામ્ય કર્મો તમો એટલે અંધારા રૂપ છે, તેથી અવિદ્યાનો નાશ કરવા કર્મ સમર્થ નથી, જ્ઞાન જ સમર્થ છે. આ પ્રકારે કર્મની ગૌણતા, અને જ્ઞાનની શ્રેષ્ટતા શ્રવણ કરી શિખરે સ્થિત્ થવાની ઇચ્છાવાલા શ્રી લક્ષ્મણજી પરમાત્મા શ્રી રામચંદ્રજી પ્રતે નીચે પ્રમાણે કહેતા હવા.

આંહિતક મુક્તિનું કારણ જ્ઞાનનું મંડન કરી, કર્મથી મુક્તિ થાય છે, તેનું ખંડન કર્યું હવે પછીના શ્લોકમાં કર્મ અને જ્ઞાન એ બંનેથી મુક્તિ થાય છે એવો લક્ષ્મણજી પોતાનો સિદ્ધાંત જણાવી શંકા કરે છે કેઃ—

ननुक्रिया वेदमुखेन चोदिता
यथैव विद्या पुरुषार्थ साधनम ॥

कर्तव्यता प्राणभृतः प्रचोदिता,
विद्याय सहायत्वमुपैतिसा पुनः ॥११॥

ભાવાર્થઃ—શંકાઃ—જેમ જ્ઞાન મોક્ષનું સાધન વેદે કહ્યું છે, તેમ પ્રાણિઓને કરવા યોગ્ય કર્મો પણ મુક્તિનું સાધન છે, એમ પણ કહ્યું છે. માટે જ્ઞાન અને કર્મ બંને સાથે રહીને મોક્ષના સાધનરૂપ છે, એમ સિદ્ધ થાય છે.

વિવેચનઃ—અગ્નિહોત્ર તથા અશ્વમેધાદિક કર્મો પણ જ્ઞાનની પેઠે શ્રુતિપ્રતિપાદિત છે. તો મોક્ષનું સાધન જેમ જ્ઞાન છે. તેમ કર્મ પણ મોક્ષનું સાધન છે. ऋतेज्ञानान्न मुक्ति એ શ્રુતિ જ્ઞાનવિના મુક્તિ નહિ હોવાનું કહે છે. તેમ उभाभ्यामेव पक्षाभ्यां यथाखे पक्षिणांगतिः । तथैव ज्ञानकर्मभ्यां प्राप्यते ब्रह्मशाश्वतम । જેમ પક્ષી બંને પાંખો વડે કરી આકાશમાં ઉડી શકે છે, પણ એક પાંખથી ઉડી શકતું નથી, તેમ જ્ઞાન અને કર્મ એ બંને સાધનો સિદ્ધ થયા પછીજ મુક્તિ મળે છે. આ સર્વે ઉપરથી સિદ્ધ થાય છે કે, વેદ શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે કર્મો કરવાં એ પ્રાણિઓનું મુખ્ય કર્તવ્ય છે, અને એ કર્મો કરવાની આવશ્યકતા એટલાજ માટે છે કે તે બ્રહ્મ વિદ્યાની પ્રાપ્તિ કરવામાં સહાયક થાય છે. નિષ્કામ કર્મ કરવાથી અંતઃકરણ શુદ્ધ થઇ જ્ઞાનનો ઉદય થાય છે, તેથી કર્મ પણ જ્ઞાન થવામાં સહાયક હોવાથી મોક્ષના સાધનભૂત મનાયું છે.

ઉપરના શ્લોકમાં જ્ઞાન અને કર્મ એ બંને મોક્ષના સાધનભૂત છે એવો શંકારૂપે પોતાનો સિદ્ધાંત લક્ષમણજીએ જણાવી, પુનઃ પણ નીચેના બારમા શ્લોકના પૂર્વાર્ધમાં એજ આશય જણાવેલો છે, અને તેના ઉત્તરાર્દ્ધમાં જ્ઞાનનેજ સ્વતંત્ર કહેલું છે. તેનું નિરૂપણ આ બારમા શ્લોકવડે કરે છે.

कर्माकृतौ दोषमपि श्रुतिर्जगौ
तस्मात्सदा कार्यमिदं मुमुक्षुणा ॥
ननु स्वतंत्रा ध्रुव कार्यकारिणी
विद्यान किंचिन्मनसाप्यपेक्षते ॥१२॥

ભાવાર્થઃ—કર્મ ન કરવાથી દોષ ઉત્પન્ન થાય છે, એમ શ્રુતિમાં કહ્યું છે. માટે મોક્ષની ઇચ્છા વાળાએ સર્વદા જ્ઞાનની સાથે કર્મ પણ કરવાની જરૂર છે. [ સિદ્ધાંતિ શંકા કરે છે કે,] એમ નથી, પણ જેમ તેજ બીજા કોઇની પણ સહાયતા વગર અંધકારને નિવૃત્ત કરવા સમર્થ છે, તેમ વિદ્યા અર્થાત્ જ્ઞાનને મોક્ષ ફલ આપવામાં બીજા કોઇની સહાયતાની આવશ્યકતા હોતી નથી.

વિવેચનઃ—કર્મો ન કરવાથી પ્રત્યવાય લાગે છે. તેવીજ દોષ વિધિવિના કર્મોનો ત્યાગ કરવાથી પણ લાગે છે એમ વેદમાં કહ્યું છે. વેદમાં જે વર્ણાશ્રમ ધર્મની પરિપા-

લના કરવાની આજ્ઞા કરી છે, તે પ્રમાણે નહિ કરનાર પુરૂષ પાપી થાય છે. તેથી મુમુક્ષુને કર્મ કરવાની અવશ્ય જરૂર છે. કર્મ વિનાનું એકલું જ્ઞાનજ મોક્ષની પ્રાપ્તિ વિષે સમર્થ થઇ શકતું નથી, કેમકે કર્મ કર્યા વિના અંતઃકરણની શુદ્ધિ થઇ શકતી નથી, અને કર્મથી રહિત અશુદ્ધ અંતઃકરણમાં જે જ્ઞાન ઉત્પન્ન થાય તે અનર્થનું હેતુ થવાનો વધારે સંભવ રહે છે. માટે કર્મ કરવાં એ વધારે યોગ્ય છે. तयोस्तुकर्म संन्यासात्कर्मयोगोविशिष्यते । આવું વચન શ્રી કૃષ્ણ પરમાત્માએ પણ અર્જુન પ્રત્યે કહ્યું છે. કર્મ કરવાથી અંતઃકરણ શુદ્ધ થઇ જ્ઞાનની ઇચ્છા પ્રકટે છે, ત્યારે તે સદ્ગુરૂના શરણને પ્રાપ્ત થાય છે. સદ્ગુરૂ તેને અધિકારી જાણી જ્ઞાનનો ઉપદેશ શ્રવણ કરાવે છે, અને તે ગુરૂએ શ્રવણ કરાવેલા જ્ઞાનનું મનન તથા નિદિધ્યાસન કરવાથી તે સાધકને તત્ત્વ સાક્ષાત્કાર થઇ મોક્ષ સિદ્ધ થાય છે, માટે મોક્ષના સાધનમાં કર્મ પણ મૂલ કારણ છે. જેમ મૃતિકા વિના ઘટ સંભવતો નથી, તેમ કર્મ વિના જ્ઞાન સંભવતું નથી ? આવી શંકા લક્ષ્મણજીની શ્રવણ કરી સમાધાનમાં પરમાત્મા શ્રી રામચંદ્રજી કહે છે કે, હે લક્ષ્મણ મોક્ષ વિષે જ્ઞાન સ્વતંત્ર હોવાથી તે બીજા કોઇ સાધનની અપેક્ષા રાખતું નથી. અંતઃકરણની શુદ્ધિ કરવામાં કર્મો કરવાની જરૂર છે, એ વાત સત્ય છે; પરંતુ અંતઃકરણની શુદ્ધિ તો નિષ્કામ કર્મોવડે, કામ્ય કર્મોવડે થતી નથી. યજ્ઞાદિક સકામ કર્મોથી તો સ્વર્ગાદિક લોકની પ્રાપ્તિ થાય છે, કે જે સ્વર્ગાદિક લોકવિષે વિષયસુખની બાહુલ્યતા હોવાથી પ્રમાદજ થાય છે. તેથી તેની પ્રાપ્તિની કુશલતા સંભવતી નથી, અને કદચિત્ વેદે થોડા દુઃખથી બચાવી (અંતઃકરણ શુદ્ધ કરવા સકામ કર્મો કરવાની આજ્ઞા આપી) મહાન દુઃખમાં નાખે તો (અંતઃકરણની શુદ્ધિ અર્થે કરાતાં સકામ કર્મોથી સ્વર્ગાદિક નશ્વર લોકની પ્રાપ્તિરૂપ મહાન દુઃખ) દુઃખનો આપનાર વેદજ થાય. તો તે દોષ વેદ ઉપર ન આવવા માટે કામ્ય કર્મોનો ત્યાગ કરી નિષ્કામ કર્મ કરવાં એજ શ્રેષ્ઠ છે.

પુનઃ સમુચ્ચયવાદી, ઉપર કહેવામાં આવેલી યુક્તિનું પણ ખંડન, નીચેના તેરમા શ્લોકવડે કરે છે.

> नसत्य कार्योऽपि हियद्वदध्वरः,
> प्रकांक्षतेऽन्यानपि कारकादिकान् ॥
> तथैव विद्या विधितः प्रकाशितै·
> र्विशिष्यते कर्मभिरेव मुक्तये ॥१३॥

ભાવાર્થઃ—(પ્રતિવાદિ) નિશ્ચય કરીને કહું છું કે આ વાત સત્ય નથી, કેમકે યજ્ઞ જેમ બીજી સામગ્રીઓની અપેક્ષા રાખે છે, તેવી રીતે જ્ઞાન પણ વેદ વિહિત કર્મોની અપેક્ષા રાખે છે; એટલે કર્મ સંયુક્ત જ્ઞાનજ મુક્તિનું કારણ છે.

વિવેચનઃ—શ્રી રામચંદ્રજીનો ઉત્તર સાંભળી લક્ષ્મણજી કહેવા લાગ્યા કે હે મહારાજ આપ કહો છો કે, જ્ઞાન સ્વતંત્ર છે, અને તે કોઇ સાધનની અપેક્ષા રાખતું નથી, આ

આપનું કહેવું મને સત્ય લાગતું નથી, કેમકે શ્રુતિ કહે છે કે, अपाम सोममृता अभूम अक्षय्यं ह वै चातुर्मास्य याजिनः सुकृतं भवतीति श्रुतेः। ચાતુર્માસ આદિ યજ્ઞ કરવાવાળા પુણ્યવાન પુરૂષ અક્ષય ફલને પ્રાપ્ત થાય છે? આ પ્રકારે વેદ પ્રતિપાદિત નાશ રહિત યજ્ઞાદિક કર્મના ફલને આપ નાશમાન કેમ કહો છો ? માટે આપનું કહેવું યોગ્ય જણાતું નથી. વળી અનુમાન કરીને જોઇએ તો જેમ અનેક પ્રકારના કર્મ કરનારાની સહાયતા વડેજ ક્રિયાની સિદ્ધિ થાય છે, તેમ વિદ્યા પણ અનેક પ્રકારનાં અગ્નિહોત્રાદિક જે કર્મ છે, ત્હેની સહાયતા વડે કરી મુક્તિ સંપાદન કરવા સમર્થ થાય છે, માટે સિદ્ધ થાય છે કે વિદ્યા જનિત ફલ સિદ્ધિને લીધે કર્મને અવશ્ય અંગીકાર કરવાં પડે છે. અર્થાત્ કે જેમ યજ્ઞ, ગંગા તિરાદિક ઉત્તમ દેશ, ગ્રહણાદિક ઉત્તમ કાલ ઇત્યાદિક સામગ્રીઓની અપેક્ષા રાખે છે, અને તેના દ્વારા-આયક ફલ પ્રદ થાય છે, તેમ જ્ઞાન વિધિવાક્ય વડે પ્રકાશ કરેલાં અગ્નિહોત્રાદિક કર્મની સહાયતા વડેજ શીઘ્ર મુક્તિ દાયક થાય છે.

સમુચ્ચય વાદી ( પૂર્વ પક્ષી ) એ ઉપરના શ્લોકમાં જે યુક્તિ કહી તેનું આ નિચેના શ્લોકથી ખંડન કરેઃ—

केचिद्वदन्तीति वितर्कवादिन
स्तदप्यसद्दृष्ट विरोधकारणात ॥
देहाभिमानादभिवर्धते क्रिया
विद्यागताहंकृतितः प्रसिद्धयति ॥१४॥

ભાવાર્થ—આ સાંભળી શ્રી રામચંદ્રજીએ પ્રત્યુતર આપ્યો કે, ઉલટા તર્ક વાલા મીમાંસકો જ વિશેષ કરીને કર્મનું પ્રતિપાદન કરી તેને જ મોક્ષનું સાધન માને છે એ વાત સત્ય નથી, અને તેમાં પ્રત્યક્ષ વિરોધ આવે છે, કેમકે, કર્મ તો દેહાભિમાનથી થાય છે, અને જ્ઞાન તો દેહાભિમાન રહિત થવાથી ઉત્પન્ન થાય છે, માટે સ્પષ્ટ છે કે જ્ઞાન તથા કર્મનો પરસ્પર વિરોધ છે.

વિવેચનઃ—વિતર્કવાદી મીમાંસકો તો વિશેષે કરીને કર્મને જ પ્રધાન ગણે છે. ઉત્તમ અને અધમ સ્થિતિ એ બંને ક્રિયાથી જ ઉત્પન્ન થાય છે, તેને વિષે મીમાંસકો દ્દષ્ટાંત આપે છે કે, यात्यधोऽधो व्रजत्युच्चैर्नरः स्वैरेव कर्मभिः। कूपस्य खनिता यद्वत्प्राकारस्येव कारकः ॥ કુવાના ખોદનારની ગતિ નીચેજ થાય છે; અને કિલ્લાના બનાવનારની ગતિ ઉર્ધ્વ થાય છે. એ રીતે અશુભ કર્મ કરનારની ગતિ નરકાદિક અધો પ્રદેશમાં થાય છે; અને શુભ કર્મો કરનારની ગતિ સ્વર્ગાદિક ઉર્ધ્વ લોકમાં થાય છે. પોતાનાં કરેલાં કર્મો જ સુખ યા દુઃખની પ્રાપ્તિ કરાવવામાં કારણ રૂપ છે, શુભ કર્મોથી સુખ અને અશુભ કર્મોથી દુઃખ થાય છે, માટે અક્ષય સુખની પ્રાપ્તિ જે સ્વર્ગ રૂપ મોક્ષ તેની પ્રાપ્તિ નિમિત્ત શુભ કર્મો અવશ્ય કરવાં જોઇએ, આહવું જે પ્રતિપાદન કરે છે, તેનો મત પણ મોક્ષના

કારણમાં વિરોધી છે; કેમકે મોક્ષ માર્ગ અદ્વૈત અને અસંગ છે. તેને વિષે સંગ માર્ગ જે ક્રિયા કર્મ બતાવનાર દ્વૈત પ્રપંચ તેને પ્રતિપાદન કરનારનું મત કેવી રીતે સહાક થઈ શકે ? અર્થાત્ ન જ થઈ શકે. માટે એ મીમાંસકોનો મત મોક્ષ માર્ગમાં—વિરોધી છે. કર્માદિક ક્રિયા તો અનાત્મ પદાર્થમાં આત્મબુદ્ધિ થવાથી જ થાય છે, અને જ્ઞાન તો અહંકાર રહિત થવાથી જ થાય છે: देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि। यत्र तत्र मनो याति तत्र तत्र समाधयः। માટે કર્મ અને જ્ઞાનનો પરસ્પર વિરોધ છે.

( અપૂર્ણ. )

શ્યામચંદ ગોવર્ધનદાસ.

---

# बुद्धोपदेश आपणने शुं शीखवे छे.



"યમકવર્ગ" નામના પ્રકરણમાં મહાત્મા બુદ્ધનો અમૂલ્ય ઉપદેશ વાંચવામાં આવ્યો કે "આપણી હાલની સ્થિતિ આપણા વિચારોનું પરિણામ છે, આપણા વિચારોપર આધાર રાખે છે અને આપણા વિચારોથી બનેલી છે." ફક્ત આ સત્તર શબ્દો કેટલો બધો અણ-મૂલ બોધ આપે છે.

દુનિઆની અંદર મનાતા સુખ દુઃખનો આધાર આપણા પોતાના આચાર વિચાર અને વર્તન ઉપર રહે છે, કારણ કે હૃદયમાં ઉત્પન્ન થતાં 'સારા યા માઠા' વિચારોને અંગે આપણું વર્તન પણ તેજ પ્રમાણે થાય છે, કે જેથી કરીને સારા વિચાર અને વર્તનને અંગે સુખ પ્રાપ્ત થાય છે. અને નઠારાને અંગે દુઃખ પેદા થાય છે. તો આપણે હંમેશાં, ઉઠતાં, બેસતાં, હાલમાં ચાલતાં, સુતાં, જાગતાં, કે સુષુપ્તિમાં પણ હૃદયને વિષે ખરાબ વિચારોને આદર નહિ આપતાં સદ્‌વિચારને જ સન્માન દેવું કે જેથી કરીને સદ્‌વિચારને અંગે ઉત્પન્ન થતાં સદ્‌વર્ત્તનથી, આપણે સુખી જ થઇ શકીએ; વળી જીવનના પ્રવાહમાં વહેતા આત્માને આ સંસાર સમુદ્રમાં એક જ જાતનાં સુખ દુઃખ હોતાં નથી, પણ અનેક જાતિનાં હોય છે.

ત્વચાને શાન્તિકર પદાર્થોથી, રસનાને મીષ્ટ ભોજનથી,નાસીકાને સુવાસિત—સૌગંધિક વસ્તુથી, ચક્ષુઓને પ્રિય વસ્તુનું નિરીક્ષણ કરવાથી, અત્યંત સુખ થાય છે. તેમજ કર્ણને પ્રિય—સુખદ, શાન્તિદ, અને આનંદ દાયક શબ્દો સાંભળવાથી સુખ થાય છે, માટે જો હૃદય સમુદ્ર સદ્‌વિચાર રૂપ મિષ્ટ અને મધુર-અમૃતમય જળથી સંપૂર્ણ ભરેલ હોય તો તેનો પ્રવાહ મુખદ્વારા અમૃત ઝરણ સમ સુમિષ્ટ જ વહેવાનો કે જેથી કરીને કર્ણ રૂપ

REGISTERED No. B 76.

આદ્યતંત્રી— અધ્યાપક મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

—તંત્રી— માધવલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

( ધર્મ-શુદ્ધ રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૮-અંક ૯ ]　　( માસિક )　　[જુન-૧૯૧૩.]

## एक मिजमान विरादरने.

———:x:———

પ્રેમ !

અયે મિજમાન ! સૂના તૂં ! ન બોલ્યો બોલ એકે શું ?
અગર મયખાને આવીને નશામાં ભાન ભૂલ્યો શું ?
કલાલી મસ્ત મસ્તાની ! સુરાની રંગ રેલી શું !
તમાચા તોરમાં મારી ! મ્હડાની ઓર લાલી શું !

જિગર અશરાફ ત્હારૂં શું ગરીબી ઘેનમાં નાખ્યું !
મગર અશ્રુ નિહાળ્યું ના ! હમે તો એક પણ ત્હારૂં !
બિરાદર ! ઇશ્ક દર્વેશો જિગરની રૂયદમાં રહે છે !
મગર વ્હાલાં બધાં રૂબરૂ ચોરી ખુલ્લું કરી દે છે !

સલામત ના જિગર ત્હારૂં ! અગર મ્હારૂં સલામત ના !
મગર થર્મિન્દ થઇને શું જિગર ખોલી શક્યો તૂં ના ?
સનમ-સરકારની ત્હારે રજા લેવી ઘટે તો લે !
અગર હું એત આલેખી હકીકત એ જણાવી દે !

કબજ ર્‌હને કર્યો ક્‌યારે ? કહીં છે કયદખાનૂં એ !
સનમ સાકી બિરાજે ક્‌યહાં ! અગર મયૂખાનૂં ક્‌યહાં છે એ !
મુલાયમ પંખી અયગભરૂ ! પસારો પાંખ્ય ફૂટેલી !
જિગર અરમાનમાં ઉડી હવા ક્‌યહાં ઑર ચૂમેલી !

બદન જર્દ. દરદ વ્હાલા ! ન રહેવાતૂં સહી લેજે !
ઇજન વ્હોર્યૂં સનમ દિલનૂં જનમ કૂયદી બની રેહેજે !
શરાબી રંગની સાડી બદન પર તૂં લપેટી લે !
સનમ=મહતાબ—મહબૂબની બલા ! કુર્નિશ બજાવી લે !

શરમ ત્યહાં રૂહમ થાતી ના ! શરમ ત્યહાં શહ સમાતી ના !
મરદ શીદી બની મ્હેરી ! બદનનૂં ભાન ભૂલી જા !
હમારા માર્ગમાં મુર્શિદ હજારો ઓલિયા આંશક—
છૂપ્યા માશૂકની જુલ્ફે ! અજબ મુરાઓ ચૂમે બેશક !

મુસાફિર થઇ મઝલ કાપો ! હુકૂમ હકદારનો માગો !
ન કરવી મુફ્ત મુફલિસી ! ' ફકીરી હાલ " ને ચાહો !
જલાવી દે ! જલાવી દે ! જિગરના પ્યાર ઝહરી તૂં !
બિરાદર ! ઇશ્કી આલમમાં સનમ સાથે બિરાજી તૂં !

શરાબા પી થયા ચેલા ! મળો મુર્શિદ મ્હને ઘેલો !
દિવાની યારીમાં ભેજૂં ગુમાવ્યૂં ? છે મઝા યારો !
શિરાજી જામ પી ઓહો ! થયો ઇશ્કે મિઝાઝી હૂં !
તરસ ત્હારી છીપાવાને, ઇશાની એજ પીજે તૂં !

# संस्थिति भोग.



ભાઈ! સ્થિતિ વિષમતા સઘળી બની છે!
રે! દૂરથી પણ અજાણી ન એ રહી છે!
એકાકીને જ સહવી નકી એ લખી છે,
ઉચ્ચારવાનું લહીંયે ન કંઈ ઘટે છે!

સંસારની વિષમતા, વ્યવહારની યે,
ને આ અનુમ ઉરનું રડવું અધું યે:
નિત્યે વૃથા અહીં હમે અસહાયતા યે!
દૂરસ્થતા ય ધરતી નિજ ભાગ ત્યાં યે!

શક્તિ વિના સહનની અતિ ભોગ ઉંચા,
બેઠી પડ્યા અગર ભોગવવા પડે આ!
સંભોગ શક્તિ વિણ આ સુખ ભોગ ભોગો—
દુર્ભાગીથી અરર વા ન સહી શકાતો!

જાણું ન કાંઈ પણ આટલું તો દિસે કે,—
અન્તિમ દ્વાર સ્થિતિ આ જ ઉઘાડી જાશે!
પ્હેલું બતાવ્યું જગનું મુખ તે ય તેણે!
અન્તે ય એ જ અભિષેક નસીબમાં છે!

૫-૭-૧૯૧૦ } કુઞ્જ.

---

# ना, हुं नथो भूली.



પ્રિયે પ્રાણ મ્હારા હમે નેત-તારા,
મણી ગુણ ઉરમે જપું નામ વ્હાલા;
ભુલાણી ન ભૂલું છતાં પ્રાણ પ્યારા,
ગણ્યું ઉર શાને ભૂલી પ્રેમ દારા.

તમે સર્વથા સર્વદા શીખ સારી,
શીખાવી સુધારી ગણી પ્રાણ પ્યારી;
અગુણી ગણી ગુણી, ગુણે દીપાવી,
નિરાધાર આધાર પ્રેમે વધાવી.

પ્રિતિ ગાઢ આલિંગને પ્રાણ દાબી,
રમાડી રૂડે અંક અંકે સુહાવી;
હસાવી રીઝાવી અમી પ્રેમ પાઇ,
અરે એ પળો કેમ જાયે વિસારી!

પુરા પ્રેમથી પ્રાણ પાસે પધારી,
કરી વ્હાલી આલિંગને ઉર દાબી,
કરે કંઠ બીડી કરી પ્રેમ ચૂમી,
અરે એ પિયુ કેમ જાઉં હું ભૂલી.

'નથી ભૂલી', ભૂલી ગણો કેમ પ્યારી,
દગેથી દીઠું કે દીઠું સ્નેહ ગાંઠી;
ગણો સ્નેહી છો સ્નેહમાં સ્નેહ ઝાંખી,
રમાકાંત વ્હાલા હું સ્વામી તમારી.

રાજકોટ. } 'વ્રજ વિહારી.'

---

## ॥ केलवणी अने आत्मशिक्षण ॥

( ૨ )

( અનુસંધાન પૃષ્ઠ ૧૬૦ થી. )

આપણે આ પ્રમાણેના સાર ઉપર આવ્યા છીએ: (૧) આપણા યુવકોની જાતિ પરંપરાને અસર કરતા રોગોનાં કારણો આત્મ-શિક્ષણના અભાવમાં મળી આવે છે; (૨) માતપિતા અને શિક્ષકો આત્મ શિક્ષણના સંબંધમાં જ્યાં સુધી તેઓ પોતાના સમક્ષ આત્મશિક્ષણના સિદ્ધાંતો ના રાખે ત્યાં સુધી આ બાબતમાં કોઇ પ્રકારની સહાય કરી શકે એમ નથી; (૩) આત્મ-શિક્ષણના સિદ્ધાંતોનો આત્મ ચૈતન્યની જાગૃતિ સાથે ઘણો નિકટ સંબંધ છે.

ધાર્મિક અનુભવવિષેના શીખાઉઓની વ્યાખ્યાનું આપણે સ્મરણ કરીએ:—

"માનવ અને વિશ્વની દિવ્યપ્રકૃતિ વિષેનું જ્ઞાન એ ધાર્મિક અનુભવ; અન્ય શબ્દોમાં, સ્વરૂપોની અનેકતામાં સમાવેશ પામતા એક દિવ્યજીવનનો અનુભવ."

આથી એટલું સ્પષ્ટ થાય છે, કે ધાર્મિક અનુભવવડે સર્વ પ્રાણીઓની બંધુતાની ભાવનાનો અને દરેકની સર્વ માટેની જવાબદારીનો સ્વીકાર સૂચવાય છે; પરંતુ જવાબદારી વડે ક્રમવાર અમુક કર્તવ્યોનું અસ્તિત્વ સૂચવાય છે, આ તેમને સમજીને પાર પાડતાં શિખવું જોઇએ. અન્ય શબ્દોમાં કહેવા માગીએ તો આત્મ-શિક્ષણના સિદ્ધાંતો આપણા સમક્ષ નિશ્ચિત રીતે નિર્માણ થયલા ખડા થાય છે અને આ પ્રમાણે ધાર્મિક અનુભવની જાગ્રતિ અને આત્મ-શિક્ષણના પ્રયાસ વચ્ચેનો સંબંધ સુસ્થાપિત થાય છે.

પરંતુ આપણને પૂછવામાં આવશેઃ શું ધાર્મિક લાગણીનો આધાર રાખ્યા વિના આત્મ-શિક્ષણનું કાર્ય ચલાવવું સંભવિ શકે એમ નથી? શુદ્ધ જનહિતવાદ અથવા સામાજીક આપદ્ર ઉપર શું તે આશ્રય ના લઇ શકે? આનો આપણે સ્પષ્ટ ઉત્તર આપવો જોઇએઃ ના! આત્મ-શિક્ષણનો દૃઢ આધાર માત્ર માનવિની આત્મ-શ્રદ્ધા અને પોતાના ઉચ્ચ ભાવિની શ્રદ્ધા ઉપર છે. આપણી જાતને નવીન પ્રકારે કેળવવા માટે ઇચ્છા અને બલ પ્રાપ્ત કરવા સારૂ આપણે આપણી દિવ્યતાનો સ્વીકાર કરવાની જરૂર છે. પોતાની જાતને એક યંત્ર અથવા એક પ્રાણી રૂપે માનનાર માનવિને આગળ ધકેલાવા જેટલું ઉત્સાહક બલ મળી આવતું નથી, કારણ કે એક ઉચ્ચ પ્રકારના પ્રાણીનો નમુનો ઉપજાવવાના સંભવને તે માનતું નથી. અન્યપક્ષે અસ્તિત્વમાં ના હોય એવા પદાર્થ ઉપર કોઇ પ્રકારનું કાર્ય સંભવિ શકતું નથી. આપણે દેહના અસ્તિત્વનો સ્વીકાર કરીએ છીએ અને તેની સંભાળ રાખીએ છીએ. આપણે મનના અસ્તિત્વનો સ્વીકાર કરીએ છીએ અને તેને કેળવીએ છીએ. પરંતુ કેટલાક લોક કહે છે તેમ આત્માનું અસ્તિત્વજ ના હોય તો, જેનું અસ્તિત્વ જ નથી તેવા કશાકના આધારે કંઇ પણ કીમતનું ગણાય એવું આત્મિક જીવન આપણે કેવી રીતે કેળવી શકીશું? સ્પષ્ટ રીતે સર્વથી પ્રથમ તો આપણે આપણા આત્મિક, નિત્યતત્વના એટલે ધાર્મિક અનુભવના ચૈતન્યને જાગ્રત બનાવવું જોઇએ. આવા પ્રકારની જાગ્રતિ કેળવણીના કાર્યના મુખ્ય આધારરૂપ બનવી જોઇએ.

પરંતુ આપણે આવું કેવી રીતે લાવી શકીશું? જે જે સર્વ ઉચ્ચ અને શ્રેષ્ઠ છે તેને માત્ર ઉચ્ચ અને શ્રેષ્ઠવડે જ જાગ્રત બનાવીને આવિર્ભાવ પમાડી શકાય છે. સૌંદર્ય અને પ્રેમદ્વારા માનવિ પોતાની જાતને ઓળખે છે, પોતાના આંતર ઇશને પીછાને છે અને પોતામાં વસતા ઇશ્વર દ્વારા વિશ્વવ્યાપક ઇશ્વરની ભાવના યોજી લે છે. જ્યાં સુધી આપણે ઇશ્વરને સ્વર્ગોમાં શોધ્યાં કરીએ છીએ ત્યાં સુધી તેને શોધવાનુ કાર્ય આપણે માટે વિકટ બની જાય છે. જો આપણે તે આપણા અંતરમાં જ ના શોધી કાઢીએ તો આવા પ્રકારની શોધ મિથ્યા, નિષ્ફલ નિવડવી જોઇએ. માત્ર પછીથી જ આપણે સ્વર્ગના ઇશ્વરને જાણી શકીશું. ક્રાઇસ્ટ ઉપદેશે છેઃ "કોઇ પણ મારા વિના પ્રભુ પાસે આવી શકતું નથી." અન્ય શબ્દોમાં કહેવા માગીએ તો માત્ર આત્મા જ આત્માને પીછાની શકે. તેટલા

માટે સૌંદર્યને સમજવાની શક્તિને વિકસાવવાની જરૂર છે. આટલા માટે જ એકીકરણ રૂપે કેળવણીની અને રસિક, નૈતિક અને ધાર્મિક પ્રશ્નોને સાથે સાથે સંયોજવાની આવશ્યકતા છે, કે જેથી એક સામાન્ય પ્રયત્ન વડે ધાર્મિકઅનુભવ જાગ્રત બનીને વિકાસ પામતો ચાલે.

એક લેખકે યોગ્ય જ કહ્યું છે, "સૌંદર્યજ જગતનો ઉદ્ધાર કરશે." રસિક કલાઓ સંબંધી પ્રશ્નોની યુવકોની કેળવણીના સંબંધમાં અત્યંત અગત્ય છે; આવા પ્રશ્નોના ગંભિર અભ્યાસની જરૂર છે. સૌંદર્યવડે શ્રેષ્ઠ આંતર પુરુષમાં સમાન પ્રકારનાં આંદોલનો ઉપજી આવીને હૃદય ઉપર મહા સમર્થ અસર કરે છે, અનુકરણ કરવાની, જીવનમાં સૌંદર્ય દર્શાવવાની ઇચ્છાને જન્મ આપે છે. બાલકની અનુકરણની શક્તિયો ઉપયોગમાં લેવાવી જોઇએ. તેટલામાટે વિવિધ કલાઓના શિક્ષણના અને તેમને શિખવવા માટે નવીન રીતિયો શોધી કાઢવાના પ્રશ્નો પણ ઉંડો વિચાર ચલાવવા જેવા છે.

મોહક અને શ્રેષ્ઠ સ્વરૂપે સૌંદર્યનાં દર્શન થાય છે; એટલે વિચાર, લાગણી, વાણી, સ્વર, વર્ણ અને આકારના સૌંદર્યની દ્વારા તેનાં દર્શન થાય છે. આકાર, વર્ણ અને સ્વરના સૌંદર્યદર્શનમાંથી, સૌંદર્યની ભાવના આત્મ સૌંદર્યનાં દર્શન પર્યંત વિસ્તારતી શિક્ષણની નવીન રીતિયોવડે સૂક્ષ્મ પદાર્થોની સાક્ષાત પ્રાપ્તિ સુધી પણ જઇ શકાય છે. તેટલા માટે જ દરેકે દરેક માનવિને કલાની આવશ્યકતા છે; પસંદગીના શિષ્યોના એક નાના ટોળાના હક સમાન તે ના બનવી જોઇએ, પરંતુ તેમના બધા માટે એક આભશાલા સમાન બનવી જોઇએ, નહિ તો તેઓ કૃત્રિમ રીતે ઉપજાવી કાઢેલી ભ્રમણાઓ અને તડાકાઓના ગૂંચવાડામાં પડી જશે. કેળવણીનું આવું એક મહા સમર્થ હથિયાર શિક્ષણશાસ્ત્રે પોતાના હાથમાંથી જવા દેવું જોઇએ નહિ.

ચિત્ર, શિલ્પ, સંગીત, કાવ્ય, વાસ્તુતાંડવ, નૃત્ય, તાલયુક્ત વ્યાયામની કલાઓ વડે આપણા દેહ રૂપી બંધારણમાં તાલમય આંદોલનો ઉપજી આવે છે અને આ પ્રમાણે આપણે ઉચ્ચ અને વિશુદ્ધ ઉર્મિઓ સાથે એકતાલ બનીએ છીએ. આવી ઉર્મિયો આપણા ચૈતન્યમાં વ્યાપીને, હમેશાં વધારેને વધારે ઉચ્ચ પ્રકારનો સંતોષ શોધતી રસિક કામનાઓને જન્મ આપે છે આથી આપણને એક વધારે ઉચ્ચ પ્રકારનાં આંદોલનો ઉપજાવવાની ટેવ પડે છે, અને એક વિશેષ ઉચ્ચ પ્રકારના સૌંદર્યનાં દર્શન અને સમજ માટે તૈયાર બનાવે છે, તેટલા માટે કેળવણીમાં કલાઓના ક્રમની ઉપયોગિતા ઉપર જેટલો ભાર મુકીએ તેટલો ઓછોછે. આ ઉપરાંત વળી ખાસ સમાજો, મંડળો, ખાસ કલબો ઇત્યાદિ હોવાં જોઇએ કે જ્યાં બાળકો સૌંદર્ય માટે પ્રેમવાળાં બનવાનું, અને આનંદ લેવાનું શિખે. આસપાસના પ્રદેશમાં સુંદર ચિત્રો અને ઉપસ્કરો આવી રહેવાથી બાલક સ્વભાવિક રીતે જ કલા માટે પ્રેમવાળો બને છે, સૂક્ષ્મ અને શુદ્ધ આંદોલનો ઉપજાવવાની ટેવવાળો થાય છે, તેની રસિકતા કેળવાય છે અને ઇચ્છાબળને પોષણ મળે છે. રસિક કલાઓની કેળવણીના પ્રશ્નોમાં આટલી બધી હદ સુધી ઉંડે લાવવા માટે ઉત્સાહ અને શ્રદ્ધાથી ઉભરાઇ જતા મહા કલાવિદોની જરૂર છે.

આ સંબંધમાં બુદ્ધિશાળી રૂશિયન વિદ્યાવાદિની મિસિસ ઑન્કોવસ્કીના પ્રયત્નો ઘણા જ નવાઇ ભરેલા છે; તેણે તેની પોતાની "વર્ણ-સ્વર-સંખ્યાની" અદ્‌ભૂત રીતિશોધી કાઢી છે અને આવી રીતિ ક્યારનીએ શાળાઓમાં અસંત વિજયી નિવડી છે. નવીન શાલા-સંસ્થામાં કલા-શિક્ષણના વિભાગમાં આવા પ્રકારની રીતિ ખાત્રીથી અગત્યનો ભાગ ભજવશે, કારણ કે એનાથી બાલકમાં ગ્રાહકશક્તિ, અવલોકન, સૌંદર્ય બુદ્ધિનો વિકાસ થાયછે.

આપણાં દર્શન અને શ્રવણનાં સ્થૂલ અવયવો વડે દર્શન ના થઇ શકે એવા અતિશ્રેષ્ઠ અને સૂક્ષ્મ સ્વરો સમગ્ર બ્રહ્માંડમાં ઉભરાઇ જાય છે. સૃષ્ટિમાં કેટલો બધો આનંદ પ્રવર્તિ રહ્યો છે! આપણાથી ના જોઇ શકાય એવાં કેટલાં બધાં પ્રકાશિત અને સુંદર આંદોલનો ચારે પાસા આવી રહ્યાં છે! આપણા અંધકારમય અને અશિષ્ઠ જમાનામાં, આવા આનંદ અને આવા પ્રકાશમાં ભાગ પડાવવા માટે એક માનવને પોતાની ગ્રાહકશક્તિ કેળવવાની કેટલી બધી જરૂર છે!

મિસિસ-ઑન્કોવસ્કી પોતાના એક લેખમાં લખે છે:—

"સાદૃશ્યવડે જોઇ શકાય એવા બનાવોની એક સાંકળવડે વિશ્વનું જીવન સાથોસાથમાં જોડાયલું છે. આપણને તેમાં સંખ્યાની ભાવના સાથે સંબંધ ધરાવતા નિત્ય શબ્દનું શ્રવણ થાય છે, નિત્ય પ્રકાશનાં દર્શન થાય છે. આપણી શ્રવણ શક્તિ વધારે સૂક્ષ્મ બનતી જાય. આપણી દર્શન શક્તિ પણ વધારે વધારે સૂક્ષ્મ બનતી જાય તેમ તેમ વિશ્વના મૂલસ્વરના વારંવાર ફરી ફરી થતા પડઘાઓના જીવંત બનાવોનું સાદૃશ્ય આપણે શ્રેષ્ઠ પ્રકારે સમજતા થઇએ છીએ. જો આપણે જીવનના હૃદયનું માત્ર ધ્યાનપૂર્વક શ્રવણ, દર્શન કરીશું, આપણા વિચારને તેમાં એકતાર કરીશું તો આપણે પ્રકૃતિના સ્વરોને સાંભળી શકીશું, તેમનાં વર્ણોનાં દર્શન કરીશું, એ વર્ણોનું સ્વરોરૂપે દર્શન કરી શકીશું, અને આ પ્રમાણે ચિત્રો અને સંગીત ઉપજાવીશું. સૂર્યોદયો અને સૂર્યાસ્તોમાંથી અને ચંદ્રપ્રભાવાળી રાત્રીઓમાંથી આપણે સંગીતની નકલ કરી શકીશું; આપણે સંગીતમાંથી ચિત્રો ચિત્રિ શકીશું. આવો રસિક કલામાર્ગ ઉચ્ચ પ્રકારના અવલોકનનો માર્ગ છે......જીવનના પેલા આંતર, ગૂઢ અનુભવો કલામાં પ્રતિબિંબિત બને છે. આ વડે શુદ્ધ કલાના નમુનાઓ ઉપજી આવશે, તેમનો જન્મ જીવનના વિશુદ્ધ ઉત્પત્તિ સ્થાનમાંથી થયો હશે અને તેમના સાથમાં આવા અનુભવોને સમતાલ બનાવ્યા હશે; પ્રકૃતિના જીવનમાં અને આત્મ જીવનમાં જેવી રીતે તેઓ મિશ્રિત બનેલા હોય છે તેવીજ રીતે તેઓ ઉપરના સાથે મિશ્રિત બની જાય છે. પ્રકૃતિના સતત ચિંતનવડે, તેના જીવનના અવલોકન વડે આપણી બુદ્ધિનાં દ્વારો ખુલ્લાં થાય છે, આપણી આંતર દર્શન અને શ્રવણની શક્તિ વિકાસ પામે છે, આપણી ગ્રાહક શક્તિ પણ વૃદ્ધિમતિ થાય છે."

આવા ઉંડી લાગણીવાળા શબ્દોનું ઉંડા વિચારપૂર્વક ચિંતન થતાં, ધાંધલીયાં નગરોના મધ્યમાં ચલાવવામાં આવતી, ધૂલથી ઉભરાઈ જતા માર્ગોના ગંદા વાતાવરણમાં, ભારે અને ખરાબ આંદોલનોના મધ્યમાં પ્રચલિત બનેલી આપણી કેળવણીની ખામીઓ

સ્પષ્ટ રીતે નજર આગળ તરી આવે છે. શાલાનુંભવન ખુલ્લા મેદાનમાં, ચારે પાસા પુષ્પોવાળું, ઉપર ખુલ્લે ખુલ્લું નીલાકાશ આવ્યું હોય એવું જોઇએ; તેમાં ચારે પાસા સર્વ પ્રકાશ ઉભરાઇ જવો જોઇએ, જંગલી રોપાઓ અને પુષ્પોનો સુવાસ તેમાં ચારે પાસા ફેલાઇ રહેવો જોઇએ. ત્યાં બ્રહ્માંડનાં અદ્દભૂત આંદોલનો સર્વ પાસા પ્રવર્તિ રહેવાં જોઇએ. પ્રકૃતિ તરફ પીઠ ફેરવીને ઉભા રહેવાને લીધે આપણે આપણી અને આપણાં બાલકોની ગ્રાહક શક્તિઓને નિર્બલ બનાવીએ છીએ વર્ણ—સ્વર—સંખ્યા વિધિ, આપણને આ પ્રમાણે પ્રકૃતિ સાથે એકતાલ બનવાની આવશ્યકતા દર્શાવે છે, તેને સમજીને અનુભવવાનું તે શિખવે છે. મિસિસ ઓન્કોવસ્કીના વર્ગોમાં સ્વરો, વર્ણો અને સંખ્યાઓ ખરેખરાં જીવંતરૂપ ધારણ કરે છે. બાલકોને ભૂમિ ભાગો, પુષ્પો, પક્ષિયો, પતંગીયાં બતાવવામાં આવે છે. તેઓ વર્ણો સાથે મળતા આવતા સંગીત સ્વરો શોધી કાઢે છે, અને ચિત્રોને સંગીતમાં અવતારે છે. પછીથી તેઓ મૂલ સ્વરોને આધારે રચાયલાં ગીતો શિખે છે અને સંગીતમાં વનભૂમિ, સૂર્યાસ્ત, બુલબુલ વીગેરેનાં વખાણ ગાય છે તથા સાથે સાથેજ ગીતમાં સ્તુતિપાત્ર બનતા પદાર્થોનાં ચિત્રો માટે પણ તેઓ પ્રેમવાળાં બને છે. યુવકના આત્મિક વિકાસ માટે આમની કેટલી અગત્ય છે તથા તેમનું મોહક માધુર્ય પરિપૂર્ણ સમજવા માટે આવાં નવીન પ્રકારનાં સંગીત ચિત્રો સાંભળવાની જરૂર છે.

પરંતુ સૌંદર્ય માત્ર બાહ્ય સ્વરૂપેજ મધુરરૂપે દર્શન દેતું નથી; તેનાં ઉચ્ચ સ્વરૂપમાં પણ દર્શન થાય છે. પ્રકૃતિની દિવ્ય ઉત્પાદક શક્તિના, વિશ્વના વિકાસને નિયમતા નિયમોના અભ્યાસવડે રસિક વૃત્તિયોની આવી ઉચ્ચ દિશા ઉઘાડી શકાય છે. આ સંબંધે પ્રાકૃતિક ઇતિહાસ અને માનસશાસ્ત્રદ્વારા અભ્યાસનું એક વિશાલ ક્ષેત્ર મળી રહે છે.

પ્રાકૃતિક ઇતિહાસના પાઠોમાં પણ શિક્ષકે પોતાના શિક્ષણની હદ, અમુક અમુક પ્રકારના પ્રાણીના બંધારણના અથવા અમુક અમુક રોપાનાં પત્રોની સંખ્યાના અભ્યાસમાં ટુંકાવી તાણવાની નથી; તેણે તો પોતાના શિષ્યોને, દરેક ઉપજેલા પદાર્થ માટે પ્રેમવાળા બનવાનું, આવી અદ્દભૂત મધુરિમા અને સમતામાં આનંદ પામવાનું શિખવવાનું છે. દરેક પાસામાં, આકાશમાંથી પડતા ભૂમિતિ અનુસાર બરોબર આકારવાળા કરનાર ટુકડામાં, ખેતરોમાં આવેલા નાનામાં નાના પુષ્પની દરેક પાંખડીમાં કેટલા બધા સૌંદર્યનો સમાવેશ થાય છે. તેમનું માધુર્ય વિશ્વના સૃષ્ટાનું દિવ્ય જ્ઞાન સમર્થ રીતે દર્શાવી રહ્યું છે; આથી આપણને તેમણે પૂરા પાડેલા નિયમોની સંપૂર્ણતાનું ભાન થઇ આવે છે.

માનસશાસ્ત્ર, ઇતિહાસ અને સાહિત્ય વડે પણ કંઇ ઓછું વિશાલ ક્ષેત્ર પૂરૂં પડતું નથી. વીરો, યોગીઓ, બુદ્ધિમંતો, સાધુઓ, ધર્મવીરોરૂપી માનવજાતના શ્રેષ્ઠ દૃષ્ટાંતરૂપ માનવોનાં જીવન ચરિત્રોના અભ્યાસવડે આપણામાં ઉચ્ચ પ્રકારની ઉર્મિઓ ઉભરાઇ આવે છે, ઉત્સાહ વીર—પૂજા, ભક્તિ અને મહત્તા માટેની પૂજ્ય બુદ્ધિનો ઉદય થઇ આવે છે. યુવકમાં આ પ્રમાણે એક સ્થૂલ ભાવના આકાર પામીને ઘડાય છે. તેટલા માટે દરેક શાલા લાયબ્રેરીમાં ધર્મના, નીતિના, માનસશાસ્ત્રના અને જીવનચરિત્રના ખાસ પસંદ

REGISTERED No B. 764

આદ્ય તંત્રી—
સ્વ. સાક્ષર મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्यंपरंधीमहि"—भागवतम्

[પુસ્તક ૨૮—અંક ૧૦ ]  ( માસિક )  [ જુલાઇ.-૧૯૧૩. ]



—×—

અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ આમળદાસે છાપ્યું.

આદ્યદ્રષ્ટા—
એક અભેદમાર્ગપ્રવાસિ.
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી

( ધર્મ-શુદ્ધ રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्

[ પુસ્તક ૨૮—અંક ૧૦ ] ( માસિક ) [ જુલાઇ-૧૯૧૩. ]

## ॥ प्रातःकाळमां निद्रावश प्रियाना मुखनुं दर्शन ॥

( રાજા રવિવર્માના એક ચિત્ર ઉપરથી રચનાર—રા. રા. કૃષ્ણદાસ યમુનાદાસ ગાંધી બી. એ. એલ. એલ બી.—મુમ્બાઇ. )

( અષ્ટપદી, ઝુલણા જાતિ, રાગ વિભાસ, તાલ ઝંપાતાલ, મધ્યકાલ, માત્રા ૧૦. )

વીતી ગઇ શર્વરી, છવિતાધિશ્વરી—.
　　સ્વસ્થ નિદ્રાભરી નિરખી નયને.
મૂર્તિમત સરલતા, આ સ્વયં વિમલતા—
　　ચિત્ત-મૃદુ તનુ-લતા હરતી[1] શયને— ૧

દર્પ કંદર્પના દલતી નવયૌવના,
　　ઝીલતી સૌંદર્યના સાર ચયને,
દ્વિવિધ અબ્જાબ્જ જિત, આસ્ય પર હાસ્ય સિત,
　　સ્મિત કરે અનુપમિત હર્ષી ઉભયને-ધ્રુવ.

---

૧. સંપાદક રા. રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

નીલ વેણી છુટી, નાગિની ખરી વિટી-
રહી વપુવલ્લિને અંગનાની,
મોહવિષ તે તણું અસર મુજ પર ઘણું-
જે કરે તે વિતનુશક્તિ માની.— ૨

કૌમુદિ શોભિત લલાટ નભ પર વિમલ-
ચિન્હ મંગલ તરલ કુજ વિરાજે,
સ્કંદ કલ્પ્યોજ મેં તે કપોલે દમે,
ઉચિત તો મનુજ તુજ કિંકરા જે.- ૩

નાસિકા સુરભિ તિલ કુસુમવૃંતે નિખિલ—
જામાં ભૃંગાવલિ નવ છવિ દે,
ભ્રૂલતા તે નથી, પુષ્પશર ચાપ થૈ-
બાણ વિણ તૂર્ણ જે હૃદય ભેદે.— ૪

કેશભર અભ્ર પર શયિત મુખચંદ્રવર—
અર્ધમીલિત નયન ચિત્ત લોભે,
ઇંદીવર મુકુલ મધ્ય બદ્ધ મકરન્દ અલ—
કે કલંકે હરિણાંક શોભે.—

તવ અધર રક્તિમા સ્પર્ધવા યુક્તિમા-
અરૂણ મિથ્યા મથે સુપ્રભાવતું,
પ્રેખી પરિભૂત પતિ કોપ ઇર્ષ્યાવતી-
રક્તસિત પૂર્વ દિક વક્ર બનતું.— ૬

પદ્મરાગા વરણ વર્ણ સામ્યેય પણ—
અમણ બાલિશ અરૂણ તત્વ શુણતું,
સ્ફટિક મંજુષ હિત શત વિદ્યુદ્યુતિ સહિત—
અમલ મુક્તાવલિ પાસ કુણતું.— ૭

શ્રી તવ અપૂર્વ શી ગણુતિમાં ઊર્વશી-
મમ ઉરે તું વસી તુંજ કાન્તે !
વિરમ રમણિ મણિ ! લાગ શ્રથા, ઘણી-
પ્રસ્તુતિ તવ ભણી બંદિ કાન્તે.— ૮

# हवे चिन्ता धरुं शानी ?



અહો ! અશ્રુ સદા તાજાં અને મીઠાં રહે સાથીઃ
અરે પણ સૌ ફરી જાતાં હવે ચિન્તા ધરૂં શાની !

નફો નુકસાનને માન્યોઃ ફીકી પર્વા ન કીર્તિનીઃ
ન ધનની વા ન કિસ્મતની ! હવે ચિન્તા ધરૂં શાની ?

બધું નુકસાન વ્હોર્યું છે, સફલતા સર્વ એ માનીઃ
પરાર્થી એ જ સ્વાર્થી છે ! હવે ચિન્તા ધરૂં શાની ?

ધરી શ્રદ્ધા ધરી આશાઃ પીધી પ્યાલી કટુતાનીઃ
અમીનું નામ એ માન્યું, પછી ચિન્તા ધરૂં શાની ?

વીત્યાં સ્વપ્નો ! વીતે સ્વપ્નો ! જશે સ્વપ્નું ય આ વીતીઃ
અતિ દૌર્બલ્ય છે તો યે હવે ચિન્તા ધરૂં શાની ?

પ્રભુપચિન્તા થઈ ત્યારે થઇ ગતિ આટલી ન્હોતી,
જતાં શ્રદ્ધાપથે સાચા હવે ચિન્તા ધરૂં શાની ?

વસે વિશ્વાસ હૈયે જે, બધે હો હાજરી ત્હેની;-
કૃતિ, ગતિ, વાણિમાં નિત્યે ! પછી ચિન્તા રહે શાની ?

નિધન હો કે ગમે તે હો ! છતાં હો ચિત્તમાં શાન્તિ,
પ્રભો ! શ્રદ્ધા તુંમાં સાચી, પછી ચિન્તા ધરૂં શાની ?

નડે જે માર્ગમાં વિઘ્નો થશે તે નષ્ટ શ્રદ્ધાથી,
મુસાફિરીમાં પછી છેલ્લે હવે ચિન્તા ધરૂં શાની ?

પ્રતીતિ છે થશે કાંઈ, મળ્યું છે શ્રેય શ્રદ્ધાથીઃ
અમીદૃષ્ટિ થતી નિત્યે છતાં ચિન્તા ધરૂં શાની ?

દીઠું શુભ સર્વ છે ભાવિ સુપન્થે એ હજુ સુધીઃ
ન દેખું ક્ષુદ્ર આજે કૈં, છતાં ચિન્તા ધરૂં શાની ?

પિતા ! સર્વસ્વ છે ત્હારૂંઃ ન મ્હારૂં કાંઇ યે આંહીઃ
ધરી આજ્ઞા વહું ત્હારી, પછી ચિન્તા ધરૂં શાની ?

વડોદરા, ૧ : ૧ : ૧૯૧૨. } કુસુમ.

# रोती आंख्य ! ।



પ્રેમ !

રોતી આંખ્ય સદા રોશે તોઃ
રોતી આંખ્ય સદા રૂહેશે તોઃ
લાલી ઓર ભરી દેશે તોઃ
કૈં ને કૈં જોશે !
નવું એ કૈં ને કૈં જોશે !

રોતી આંખ્ય રડયે ધોવાશે !
કાળું બધું ધોવાઇ જાશે !
કૈંક કર્યું ન હતાં થઇ જાશે !
ને શુદ્ધિ ભરશે !
સદા યે વિશુદ્ધિ ભરશે !

વિકસિત દૃષ્ટિ તો તો થાશે !
ના જોયું કદિ એ જોવાશે !
અન્તરના પડદા ખોલાશે !
રોતી જો રૂહેશે !
સદા યે રોતી જો રૂહેશે !

રોતી આંખ્યે મોતી ઝરશે !
એ મોતી સાચાં પરખાશે !
હાર નવો હૈયે એ ધરશે !
ને હૈયું ઠરશે !
સદા યે મોતી જો ઝરશે !

# गोपी संदेश ।

—x—x—

(૧)

રસિયા ગોપાલ લાલ, વ્હાલરાં બનાવી;
વ્હાલરાં બનાવી તજ્યાં, દિલ શું દોષ લાવી.—રસિયા૦

કોટિ સૂર્ય મદનમોહન રસિક છબી પ્યારી;
ઉભલી ફિર થતી ન દૂર વહતી હાંડી હાંડી.—રસિયા૦

વસ્ત્ર હરી કદમ ચ્હડી, માન અમ મુકાવી;
લૂંટી લાજ કીધલ કાજ વરસે આંખ આંદી.—રસિયા૦

વેણુ ગાન ગજવી રાન રાત્રિએ બોલાવી;
ચૂસી રસ કરી નિરસ ધૂર્ત દૂર ધકાવી.— રસિયા૦

દેહ આદિ સકલ શુભ ચરણુ આપ ધારી;
પૂર્ણભાવ ભજતાં નાત કીક આ દાઝ દાખી— રસિયા૦

જુવતિ જોબન લાગ વહતી, સુગંધ રસ લેઇ;
ભૂલી આભાર તજતા પ્યાર, કહાન કો' નમેરી-રસિ ।૦

નમેરી નગુરાકો નરો, ભૂલી પ્રીત આભાર;
પય પી વિષ ફિર ધારતા, કૃષ્ણ સર્પ અનુસાર.

રાજકોટ, } "વ્રજ-વિહારી"

---

# ॥ एक मूर्खो ॥

—x॰x—

એક સમયે અમુક ગામમાં એક પુરૂષ વસતો હતો; તેને દરેક જણ "મૂર્ખો" ના નામથી બોલાવતું હતું. તે હમેશાં સુખી હતો. તેનો સાદો ચ્હેરો સંતોષથી પ્રકાશીત બનતો. જીવનના અનુભવવાળા, પરંતુ તેના વિષે કડવી ફરિયાદ કરવાવાળા લોક તેના તરફ તિરસ્કારનો દૃષ્ટિ નાખતા. તેમની એવી ખાત્રી હતી કે તેણે ભાગ્યે જ કોઈ કાલે ખરી

લાગણીનો અનુભવ કર્યો હશે. તેમના માનવા પ્રમાણે તેમનાં હૃદયો "મૂર્ખાને" અનુભવ થયો હોય તેના કરતાં ઘણા જ ઉંડા માત્સર્યથી ઉભરાઈ જતાં હતાં.

તે કેવા સંજોગોમાં મૂર્ખો બન્યો તે કોઇના પણ જાણવામાં નહતું, તેમજ તે જાણવાની કોઈ દરકાર પણ કરતું નહિ; આથી તેના મૌર્ખ્યનું કેવું સ્વરૂપ હતું તે પણ કોઇના જાણવામાં નહોતું. તેનું વર્તન તપાસતાં તેણે કોઈનું કંઇ પણ નુકશાન કર્યું નહતું. તે દેશમાં. જંગલમાં ઘણા સમય સુધી ફરવા જતો; ઢોર, અશ્વો અને કૂતરાઓ સાથે તે વાત ચીત ચલાવતો તથા તેનાથી કોઇ કાલે જરા પણ ભય ના પામતાં નાનાં બાલકો સાથે આનંદથી ભાગ લેતો. પરંતુ આવે સ્થલે બુદ્ધિશાલી લોક આવી લાગતાં મૂર્ખો નાસી જતો અને જંતુઓના હુમલામાંથી બચવાને ચાલા કરતો હોય તેવા ચાલા કરીને તે આશ્ચર્યથી બોલતો "અહા, હું તમને ઓળખું છું. તમારે યથાર્થ બાબતો.........વાદ વિવાદો...... ખુલાસાઓ જોઇએ છીએ......પરંતુ આવું સર્વ બુદ્ધિશાળી લોક માટે નથી! હું તો એક મૂર્ખ છું અને કોઇ કાલે કશાનો પણ વાદ વિવાદ કરતો નથી." આટલું બોલીને તે આગળને આગળ દોડી જતો, દાંત દેખાય તેમ ખુબ હસતો, દોડતાં દોડતાં પથ્થરોને લાતો લગાવતો જતો; હવામાં ઉંચું મસ્તક રાખતા એક બાલકના જેવો તેનો દેખાવ લાગતો.

એક દિને આ નાના ગામમાં એક મુસાફર આવી ચઢયો. તે ઘણે દૂરથી આવતો હતો. લોકમાં એવી વદંતિ હતી કે તે **સત્યનો પ્રેમી**, અન્ય શબ્દોમાં કહીએ તો એક **તત્ત્વવેત્તા** હતો. આવી શોધમાં તેણે અનેક દિનરાત ગાળ્યાં હતાં પરંતુ અફસોસ કે! સત્ય હમેશાં પોતાના ભક્તોને વધારે ને વધારે મોહક અને આકર્ષક હોવા છતાં સહજમાં પ્રાપ્ત થઇ શકતું નથી. જે ક્ષણે તત્ત્વવેત્તાની સંપૂર્ણ ખાત્રી થતી કે આખરે પોતે સત્ય શોધી કાઢયું છે કે તુર્ત જ તે તેના હાથમાંથી છટકી જતું. તેના ધારવા પ્રમાણે એક પ્રકારના નિત્ય સુખ માટે સર્વ પ્રકારના દુનિયાના ઉપભોગોનો ત્યાગ કરીને **સત્યના** જેટલી જ નિર્દય અને કઠોર એવી એક **વ્યક્તિના** પંજામાં તે ફસાયો છે, આવી તેની કડવી ફરીયાદ હતી. કોઇ કોઇવાર એવી લોકવાયકા તેને શ્રવણે પડતી કે અમુક વ્યક્તિને તેની શોધમાં વિજય મળ્યો છે. નવીન આશાથી પ્રેરાઇને તે વળી ફરીથી મુસાફરીએ નિકળતો પરંતુ પોતાના નિર્મિત સ્થાને આવી લાગતાં સત્યને મળતું આવતું કંઇ પણ કોઇ કાલે તેના જોવામાં આવતું નહિ. લોકોએ તેને જણાવ્યું કે એ તો કંટાળીને ફ્રાન્સમાંથી ચાલી નીકળ્યું છે, કારણ કે ત્યાં આગળ તેઓ તેની દિવ્ય ઉત્પત્તિ વિષે તકરાર કરવા લાગ્યા હતા. તેમણે સત્યને હિંમત પૂર્વક જણાવી દીધું હતું, કે અન્ય સર્વની પેઠે તારો જન્મ પણ ધૂલિમાંથી જ થયો છે. પછી આપણા તત્ત્વવેત્તાએ જર્મની તરફ પ્રમાણ કર્યું; ત્યાંથી પણ પોતાના ઉપર જ હુમલો થવાથી સત્ય નાશી છૂટયું છે, એટલું જ તેના જોવામાં આવ્યું.

એમ જણાયુ, કે આ લોકોએ તેના બે કટકા કરવાનો પ્રયત્ન કર્યો હતો; સત્ અદૃશ્ય અને સત્ દૃશ્ય. પછી તત્વવેત્તાએ તેની ઇગ્લન્ડમાં શોધ ચલાવી; ત્યાં આગળ તેણે આશા બર્યા હૃદયે એક વ્યાપારીનું બારણું ઠોક્યું. આથી ઉલટી રીતે વ્યાપારી તો તેને હસવા લાગ્યો.

"હે મિત્ર, મારા ઘરના ફક્ત બે માળજ છે," તેણે કહ્યું, "નીચેના માળમાં પદાર્થ

જોઇ રહ્યો. જાણે કે જૂનું ઓળખાણુ હોય તેમ એક અણજાણ્યા સાથે પ્રશ્ન પ્રતિપ્રશ્ન કરવાની આમ હિંમત કરનાર આ વિલક્ષણ પૂતળું કોણ હશે; આમ છતાંએ તેનામાં ગામડીયાનો કેઇ પ્રકારનો ગામડીયા પરિચય પણ જોવામાં આવતો નથી. આવી બાલકના જેવી નિર્દોષતા, આવી રાક્ષસી બુદ્ધિ, એનો અર્થ શો?

તત્ત્વવેત્તા પોતાના મનમાં વિચારવા લાગ્યોઃ "હું આ મૂર્ખાને પણ મારી મુસાફરીનો હેતુ સમજાવીશ; કોઇ બુદ્ધિશાળી માનવિ મને સંતોષકારક ઉત્તર આપવાને અસમર્થ નિવડેલું હોવાથી આવા મૂર્ખાને પૂછીને મારે હવે વધારે સમય ગૂમાવવાની જરૂર જ નથી." પછીથી તત્ત્વવેત્તાએ મૂર્ખાને નમ્રતાથી કહ્યું: "હું સત્યની શોધમાં જાઉં છું."

"સત્ય શોધવા!" મૂર્ખો બોલી ઉઠયો અને હવામાં હસ્ત ઉંચા કર્યા તથા એટલું બધું હસવા લાગ્યો કે તે લગભગ દિવાલ ઉપરથી ગબડવાની તૈયારી કરવા લાગ્યો. પછીથી તેણે એકાએક ગંભિર બનીને તત્ત્વવેત્તાને કહ્યું: "તમે શોધો છો તે સત્ય શું છે, એ તમે જાણો છો? જો તમે ના જાણતા હોતો, તમે તેને શોધી શકશો પરંતુ પીછાની શકશો નહિ–અને જો તમે જાણતા હશો તો," પોતાની વેધક દૃષ્ટિથી તત્ત્વવેત્તાના મુખની પરિક્ષા કરતાં કરતાં તેણે ખાસ ભાર મૂકીને ઉમેર્યું, "તેને શોધવા માટે તમે આટલે દૂર મુસાફરી જ કરશો નહિ. તેથી સાંજ!" તેણે દિવાલ ઉપર પોતાની ઘુંટણીઓ ટેકવા માંડી અને હવાનો વાસ લેવા માંડયો.

"ખરેખર કેવો આનંદી સંધ્યાકાલ છે? નાના, મારા મિત્ર, સત્ય કંઈ અસુરને આશ્રયે ગયું નથી; તેતો અહિંયાં અત્યારે, આપણા ઉપર, નીચે, આપણી આગળ પાછળ આપણા અંતરમાં વ્યાપેલું છે."

"અરે!" તત્ત્વવેત્તાએ ઉત્તર વાળ્યો. "કદાચ એ એમ હશે પરંતુ એવી રીતે પણ સત્યની શોધ વિકટ છે. દૃષ્ટાંત તરીકે હું જ, આ અનેક વર્ષો થયાં શોધ ચલાવી રહ્યો છું, પરંતુ મને તો માત્ર વિરોધોજ મળી આવે છે."

"ત્યારે શા માટે શોધ ચલાવો છો?" મૂર્ખાએ ઉદાસીનતાથી પૂછયું. "ભલે આથી, પછી તમારે શું કહેવાનું છે?" બીલકુલ અપમાનિત બનીને તત્ત્વવેત્તા ધૂંધવાઇ ઉઠયો; "તમારી કહેવાની બુદ્ધી હોય તો તમે તેને કયાંથી શોધી કાઢયું? તમે જાણે બધું એ જાણતા હો એવા પ્રકારની બોલી બોલો છો." (प्रज्ञावादांश्च भाषसे। गीता।)

"હા, મેં તેને જોયું છે," મૂર્ખાએ કહ્યું, "અને જ્યારથી તેને જોયું તે દિનથી હું એક માનવિ બનતો મટી ગયો છું. કારણ કે હમેશાં અશાંત રહેવું, હમેશાં લે લે કરવું, કોઇ કાલે સંતોષ ના માનવો, આવા આવા સર્વનો માનવ રૂપ બનવામાં સમાવેશ થાય છે! તમે જેમ તમારા બાલિશ વિચારોમાં એકતાર બનીને સૂર્યાસ્તના સૌંદર્યને નિહાળ્યા વિના જ આગળ મધ્યમાં જતા હતા તેમ આવી ધૂનમાં માનવજાત જીવનના આનંદોને અનુભવ્યા વિનાના રહેવા દઇને આગળને આગળ દોડયાં જાય છે. હા, એકવાર હું

માનવ હતો; મને કેટલું કષ્ટ! પરંતુ પછીથી ઘણા વિચારના અંતે અને બહુ અનુભવના પરિણામે, હું પ્રકૃતિ તરફ ધસી ગયો..........."

ભુરાં ચક્ષુઓ એટલાં બધાં નમ્રભાવ ભરેલાં જણાવા લાગ્યાં, કે તત્ત્વવેત્તા નવાઇમાં ગંરકાવ બનીને ચૂપજ રહ્યો.

"પરંતુ તમે પ્રશ્નો પૂછતા હતા," વિચાર-નિદ્રામાંથી જાગતાં મૂર્ખાએ પૂછ્યું. "વ્હાલા ભાઇ, એકાદ માનવ વ્યક્તિ સાથે બોલવાને મને ઘણો સમય વીતિ ગયો છે. કેટલોક સમય વીત્યો હશે એ મારાથી કહી શકાશે નહિ, કારણ કે તમારી અનંતતાને, દિનો, કલાકો, મિનિટો, માસો, વર્ષો, શતકોમાં સંભાળ સહિત વિભાજીત બનાવવાની રમત અમે રમતા નથી. પરંતુ જો તમારી સત્યને શોધી કાઢવાની ઇચ્છા હોય તો તમારી ટોપી ઉતારો. તે તમારા મસ્તકને દુષ્ટ બનાવે છે. એટલું શું તમારા સમજવામાં નથી આવતું કે લોક જે જે સર્વેને સુધારાના નામે વ્યવહરે છે તે સત્યના સામે એક સંપ હોયં છે! તમારાં ગૃહોમાં બંધાઇ પડેલા અને વસ્ત્રોમાં વીંટાઇ રહેલા તમે, સત્ય તમારા સુધી પહોંચશે એવી આશા શા માટે રાખો છો? સ્થૂલ દુનિયાની સત્યરૂપ પ્રકૃતિથી તો તમે નાસતા ફરો છો. ને જો આવા પ્રકારના સ્થૂલ વિરોધો હોય તો તે માત્ર તમે જ પેદા કર્યા છે! પરંતુ હે મિત્ર તમારા મસ્તકને તમારા વિચારો ના ઘરોથી અને દર્શનશાસ્ત્રની ભાવનાઓથી છૂટું કરો અને પછીથી કદાચ સત્ય તેમાં પ્રવેશવાની કૃપા કરે.

"વળી શાંત બનો, દુનિયામાં ચારે પાસા દોડાદોડી કરી મૂકો નહિ. જ્યારે તમે તેની શોધ માટે સો ગાઉ ટકે એવા બુટ પહેરો છો, અને તમારા પગ જેટલા જલદીથી ચાલે તેટલા જલદી તમે તેનાથી દૂરને દૂર દોડયાં જાઓ છો ત્યારે ખાત્રીથી સત્ય કંઇ તમારી પાછળ દોડીને આવવાનું નથી!...... . અને પછીથી પણ, જો તમારી ઇચ્છા સત્યને વાણીવાળું બનાવવાની હોય તો ખાત્રીથી તમારે શાંત બનવું જોઇએ... ........માનવિઓ એટલાં બધાં ગર્વિષ્ઠ છે, કે મા! જેવી એક વ્યક્તિ કે જેને આકાશ વિના કોઇ છાપરૂં નથી, કુદરત વિના અન્ય કોઇ કોપ નથી, જે સાદી અને શાંત છે—તેને તેઓ શા માટે એક મૂર્ખાનું નામ આપતા હશે!.........પછી તમે જે જે જુઓ તે પ્રત્યે નમ્ર પ્રેમવાળા બનો......માનવિ ઉપરાંત અન્ય સત્વો છે એટલું તમારા સમજવામાં આવશે; તમે આવાં સત્વોને સમજવા માંડશો. પછીથી તમે સત્યની ઝાંખી થવા તરફ વધારે નિકટ આવતા જશો.

મૂર્ખો ગૂલાબના ફુલોની એક નાની ડાળી તરફ ફર્યો, તેને તાજા પાણીમાં બોળી અને ઉચકીને કહેવા લાગ્યો! "આ નાનો પુષ્પગુચ્છ તમારા જેટલો જ ઉપયોગી છે, અને તમારા જેટલાં જ રહસ્યોનો તેમાં પણ સમાવેશ થાય છે."

"એક પછી એક ગુલાબના ફુલની પાંખડીઓ તોડી નાખીને, સુકી અને વિખરાયલી થવાના પ્રમાણમાં ભાવિ સૂચન કરી શકાય છે, એમ માનીને પ્રેમીઓથી રમાતી મૌર્ખ્ય ભરેલી રમત તમારા જાણવામાં હશે. તમે, તત્ત્વવેત્તાઓ, પંડિતો અને સાક્ષરો, તમે પણ

યથાર્થ બાબતો, સિદ્ધાંતો અને માનવ માન્યતાઓના સંબંધમાં આમજ વર્તો છો. જે પુષ્પરૂપ હોય છે તેમાંથી તમે પાંખડીઓને તોડી નાખો છો અને આવી સુકી પાંખડીઓને કોવા-ણથી ગંધાતા તમારા અભ્યાસમાં જોડો છો, અને આવાં સાધનથી એક વિશ્વ ફરીથી યોજવાના-એક જીવંત વિશ્વ નિર્માણ કરવાના તમે વિચાર ચલાવો છો! આ ઉપરાંત વળી, તમારા પ્રયત્નમાં ફતેહ ના મળતાં તમને નવાઇ લાગી આવે છે!" મૂર્ખો અટ્ટહાસ્ય કરવા લાગ્યો અને પોતાની ઘૂંટીઓ ખૂબ ધાંધલ થાય તેમ ઠોકવા લાગ્યો. તત્ત્વવેત્તાને પોતાના જીવનમાં પોતે સંપૂર્ણ રીતે બન્યો છે એવું પ્રથમવારજ લાગી આવ્યું.

# —युरोपना इतिहासमां शीखवा योग्य वातो—

(રા રા ત્રિમૂર્તિ શર્માના એક હિન્દી લેખનો અનુવાદ.)

એક સમય એવો હતો કે જ્યારે અનેક લોકો કહ્યા કરતા હતા કે હવે દેશના સારા દિવસો વહી ગયા, હવે તો કલીયુગ છે, આ યુગમાં હવે લોકોની દિવસે દિવસે એવી નિ-કૃષ્ટ દશા થતી જશે કે અન્તમાં બધાનો નાશ થઇ જશે-આ પ્રારબ્ધ ગતિ કોઇથી ટાળી શકાય એવી નથી-વ્યર્થ પ્રયત્ન કરવાથી શો લાભ મળશે? એ નિઃસંદેહ છે કે આ કલ્પના ઘણા સમયથી ચાલી આવેલી છે, અને આ કલ્પના વા નિરાશાવાદે જ બહુ મનુષ્યોને પ્રા-રબ્ધવાદી બનાવી દીધાં છે. પરંતુ હવે જમાનો ધીરે ધીરે બદલાતો જાય છે યદ્યપિ નિરા-શાવાદીઓનો પક્ષ હજી સુધી બળવાન છે, તથાપિ આશાવાદીઓની સંખ્યા પણ સંતોષ-કારક ગતિથી વધતી જાય છે. જે લોકોનાં મન પાશ્ચાત્ય વિદ્યાથી સુસંસ્કૃત થયાં છે, જે લોકોએ દુનીઆના ઇતિહાસની ઘટનાઓ પર કંઇક સ્વતંત્ર રીતે વિચાર કરેલો છે, અને જે લોકોએ પોતાના જીવનકાલમાં જ અનેક દેશોને અવનત થવાને બદલે દિનપ્રતિદિન ઉન્નત થતા જોયા છે તે લોકોએ ઉક્ત નિરાશાવાદનો સત્વર ત્યાગ કીધો છે. એવા લોકોનાં હૃદય ઉન્નતિની આશાથી પરીપૂર્ણ થઇ ગયાં છે. તે લોકોની જાગૃતિથી આપણી ઉન્નતિ વિષયક ઇચ્છા પણ પ્રકટરૂપે જણાવા લાગી છે. અને આપણે પણ હવે આવી નિકૃષ્ટ દશામાં અ-ધિક સમય ન પડયા રહેવું જોઇએ એમ આપણાં હૃદયો પ્રતિતિ આપે છે.

યુગપરમ્પરાગત નિરાશાવાદના શિથિલ થવાથી અને આશા તથા જાગ્રતિયુક્ત ઉન્નતિ-વાદના ઉત્પન્ન થવાથી આપણે અવશ્ય આનન્દિત થવું જોઇએ, પણ યાદ રાખવું જોઇએ કે તેટલાથી જ આપણું કામ પુરૂ થતું નથી આ વિચાર પરિવર્તનની સાથે એ પણ જા-ણવું આવશ્યક છે કે કોઇ દેશના સમાજ વા જાતિની ઉન્નતિ થવા માટે લોકોમાં કયા કયા ગુણો હોવા જોઇએ. આ વાતની શિક્ષા યુરોપના ઇતિહાસના વાંચનથી દેશોન્નતિના ક્રમનો જે યથાર્થ બોધ થઇ શકે છે તે અન્ય ઇતિહાસોથી નથી થઇ શકતો.

જે ઐતિહાસિક વાતોનું વિવેચન આ લેખમાં થવાનું છે તે વાતો નૂતન નથી, કેમકે

પ્રાયઃ બધી સ્કુલો અને કોલેજોમાં-ઇતિહાસના ગ્રન્થો ભણાવાય છે, અને બધા સાક્ષરોને ઈંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, ઇટલી, રોમ, ગ્રીસ આદિ દેશોની કાંઇકને કાંઇક વાતો અવશ્ય માલૂમ છે. પ્રભુના નિયમ અને કાલચક્રની ગતિ-અનુસાર જ્યારથી આ દેશમાં અંગ્રેજી રાજસત્તા સ્થપાઇ છે, અને આ દેશના યુવકોને પાશ્ચાત્ય શિક્ષા મળવા લાગી છે ત્યારથી-આપણા દેશબંધુઓનું લક્ષ સમસ્ત દુનીઆની ઐતિહાસિક વાતો પ્રતિ વિશેષ રીતિથી આકૃષ્ટ થવા લાગ્યું છે. છાત્રાવસ્થામાં ઇતિહાસ ભણવાનો માત્ર એજ ઉદ્દેશ હોય છે કે કોઇ પણ પ્રકારે પરીક્ષામાંથી ઉત્તીર્ણ થવાય. પરીક્ષા પાસ કરી પ્રત્યેક મનુષ્ય પોતાના ગુજરાન માટે કોઇ વ્યવસાયમાં ગુંથાઇ જાય છે, અને જીવન કલહની દોડધામમાં ઇતિહાસની શિક્ષાદાયક વાતો ભૂલી જાય છે. યદ્યપિ આ લેખમાં ઇતિહાસના ઉપયોગ તથા મહત્વની ચર્ચા-કરવાનું સ્થાન નથી તથાપિ આરંભમાં જ મારે જણાવવું જોઇએ કે મનુષ્ય જાતિની ઉન્નતિ માટે ઇતિહાસ સમાન કોઇ શિક્ષક નથી.

યુરોપના ઇતિહાસમાં, અતિ પ્રાચીન સમયમાં, કલા-કુશળતા, સમાજવ્યવસ્થા, રાજ્યપ્રબન્ધ આદિ વાતોમાં ગ્રીસ દેશે સર્વથી પ્રથમ ઉન્નતિ કીધી આથી પ્રથમ તે દેશના વિષયમાં જ કાંઇક લખવામાં આવે છે.

## ( ૧. )

## ગ્રીસ.

યદિ આ દેશની તુલના ભારતવર્ષની સાથે કરવામાં આવે તો જણાશે કે આ ઉભયમાં ઘણું સામ્ય છે. જેવી રીતે ગ્રીસમાં અનેક નાનાં નાનાં સંસ્થાનો હતાં તેવી રીતે ભરતખંડમાં પણ અનેક નાનાં રાજ્યો હતાં અને હજી પણ છે. જેવી રીતે તે દેશમાં મૂળ ભાષા યુનાની અર્થાત્ ગ્રીક હતી તેવી રીતે હિંદુસ્તાનમાં મૂળભાષા સંસ્કૃત હતી, અને સ્થાનભેદ અનુસાર:ભિન્ન ભિન્ન પ્રાન્તોમાં જેમ યુનાની ભાષાના અનેક ભેદ થઇ ગયા હતા તેવીજ રીતે સંસ્કૃત ભાષા પણ સ્થાનભેદ અનુસાર ભિન્ન ભિન્નરૂપે પ્રચલિત થઇ ગઇ છે. ગ્રીસ દેશના નિવાસીઓ કાવ્યાદિ કલાથી અને અધ્યાત્મતત્વ વિચારમાં પોતાની બુદ્ધિના પ્રભાવથી જેવી રીતે મહત્પદ પર આરૂઢ થયા તેવીજ રીતે આપણા દેશમાં પ્રાચીન-ઋષિ, મુનિ અને કવિગણ અનેક વિદ્યા, કલા તથા તત્વવિચારમાં નિપુણ થઇ ગયા છે.

ગ્રીક લોકો પોતાની બુદ્ધિ તેમજ પરાક્રમથી અનેક સમય સુધી વૈભવના શિખરપર ચઢેલા રહ્યા હતા, પરંતુ ભિન્ન ભિન્ન સંસ્થાનના પારસ્પરિક કલહને લીધે તેઓની એવી દુર્દશા થઇ ગઇ કે લગભગ બે હજાર વર્ષની ગ્રીસની સ્વતંત્રતા નષ્ટ થઇ ગઇ છે અને તેનો પ્રાચીન વૈભવ ચાલ્યો ગયો છે. આપણા દેશના વિષયમાં પણ બરાબર આમજ બન્યું છે. આ દેશમાં પણ મોટાં મોટાં રાજ્યો સ્થાપિત થયાં, તેમજ આ દેશના વૈભવે આ દેશના પ્રાચીન ઇતિહાસને સર્વમાન્ય બનાવી દીધો છે, પરંતુ પારસ્પરિક કલહથી ભારતવર્ષનું સર્વસ્વ નષ્ટ થઇ ગયું છે. આપણું કર્તવ્ય હવે એજ છે કે બ્રીટીશ રાજસત્તાને

શક્તિથી પોતાના શહેરમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપિત કર્યું. ધીરે ધીરે આ નાના પ્રજાસત્તાક રાજ્યનો વિસ્તાર એટલો બધો વધ્યો કે તેણે ઇટાલી દેશના અન્ય સર્વ સંસ્થાનોને જીતી લીધાં અને સમસ્ત યુરોપમાં, આફ્રિકાના ઉત્તર અને એશીઆના પશ્ચિમ ભાગમાં પણ, પોતાની સત્તા સ્થાપિત કરી ધર્મ, ન્યાય અને રાજ્યપ્રબન્ધમાં રોમન લોકો યુરોપીઅન રાષ્ટ્રોના માર્ગદર્શક તથા શિક્ષક કહેવાય છે. તેના અભ્યુદયનું તથા પતનનો ઇતિહાસ કેવળ આપણે માટેજ નહીં પણ સમસ્ત માનવજાતિને માટે શિક્ષાદાયક છે જે અનેક કારણોથી તેના પ્રજાસત્તાક રાજ્યની ઉન્નતિ થઇ તેમાંથી માત્ર બે બાબતોનો ઉલ્લેખ અહીં કરવામાં આવશે.

પહેલી બાબતઃ—રોમન લોકોમાં 'શ્રેષ્ઠ' અને 'કનિષ્ઠ' એવા બે ભેદ ઘણા પ્રાચીન સમયથી ચાલ્યા આવતા હતા. પ્રથમ સર્વ પ્રકારનો અધિકાર અને સર્વ પ્રકારની સ્વાધીનતા શ્રેષ્ઠ જાતિના લોકોને જ પ્રાપ્ત હતી. કનિષ્ઠ જાતિના લોકોને ન તો કોઇ જાતની સ્વાધીનતા આપવામાં આવી હતી કે ન તો તેમને કોઇ પણ પ્રકારના અધિકાર માટે યોગ્ય ગણવામાં આવતા હતા. આ ઉભય વચ્ચે વિવાહ ઇત્યાદિ સંબંધ પણ થતો નહોતો. આથી તેઓમાં સર્વદા કલહ ઉત્પન્ન થયા કરતો અને આજુબાજુના સંસ્થાનો રોમન લોકો પર હુમલો કરતાં ત્યારે શત્રુ સામે લડવા માટે કનિષ્ઠ જાતિના લોકો શ્રેષ્ઠ જાતિના લોકો સાથે કદાપિ પણ ભેળાતા નહોતા. તેઓ એમ કહેતા કે જ્યારે શ્રેષ્ઠ લોકો અમને તેમના સરખાજ હક અને સ્વતંત્રતા આપશે ત્યારે જ અમે તેઓ સાથે ભેળાઇશું. આથી શ્રેષ્ઠ જાતિના કેટલાક દૂરદર્શી અને વિચારવંત લોકોએ પોતાના કનિષ્ટ બંધુઓના આ કહેણનો સ્વીકાર કર્યો. સ્વદેશહિતની રક્ષાને અર્થે તે લોકોએ પોતાની જાતિની શ્રેષ્ટતાનું વૃથા અભિમાન તજી દીધું અને કનિષ્ઠ જાતિના લોકોને પોતાના સરખાજ હક આપી દીધા. જેવો આ 'શ્રેષ્ઠ' અને 'કનિષ્ઠ'નો ખોટો ભેદ નષ્ટ થઇ ગયો કે તરતજ રોમ શહેરના રહેવાશીએ 'રોમન' નામથી ઓળખાવા લાગ્યા. તેઓની આ એકત્ર શક્તિએ જાદુ સરખો ચમત્કાર બતાવ્યો. અલ્પ સમયમાં જ રોમન સામ્રાજ્ય સમસ્ત દુનિઆમાં ફેલાઇ ગયું. ઇતિહાસકારોએ તેને 'Mistress of the World'ની બહુ માનસૂચક પદવીથી વિભૂષિત કર્યું છે.

વારુ, હવે જુઓ, આપણામાં પણ 'શ્રેષ્ઠ' અને 'કનિષ્ઠ' જાતિભેદ છે. શું તે જાતિભેદને લીધે આપણામાં કલહ નથી ? શું આ અત્યંત હાનિકારક જાતિભેદ આપણા દેશની ઉન્નતિમાં વિઘ્ન નથી નાખતો ? જો નાખે છે તો શ્રેષ્ઠ કહેવાતી જાતિના નેતાઓએ રોમન શ્રેષ્ઠ જાતિના લોકોનું અનુસરણ કરી અને સ્વદેશહિત પ્રતિ લક્ષ દઇ 'કનિષ્ઠ' કહેવાતી જાતિના સર્વ લોકોને ઉદારભાવથી પોતામાં ભેળવી લેવાની શ્રેષ્ઠતા દેખાડવી જોઇએ. જાતિની શ્રેષ્ઠતા અને કનિષ્ઠતાસૂચક કૃત્રિમ અને હાનિકારક ભેદોનો નાશ થવાથીજ આપણું કલ્યાણ થશે. એ વાત એવી છે કે તેનાપર હવે અધિક લખવાની આવશ્યકતા નથી.

બીજી બાબતઃ—જ્યારે રોમન પ્રજાસત્તાક રાજ્યપર કોઇ સંકટ આવી પડતું ત્યારે રોમના રાજકર્તા તથા નીતિનિપુણ પુરુષો એવા જનને પોતાનો નાયક બનાવતા કે જે

પોતાના ગુણોને લીધે અન્ય સર્વ કરતાં અધિક શ્રેષ્ઠ હોય. તેઓ તે મનુષ્ય કઇ જાતિનો અથવા કેવી પદવીનો છે તેનો વિચાર ન કરતા, કોઇને પણ રાજ્યનો નાયક બનાવવામાં કેવળ સ્વદેશહિત તરફજ ધ્યાન આપવામાં આવતું હતું. આવા પ્રકારના કોઇ મનુષ્યની ચુંટણી થતાં જ તે મનુષ્ય પોતાનું કામ તજી દઈ પોતાની પ્રિય માતૃભૂમિની સેવા બજાવવા રોમ શહેરમાં આવી પહોંચતો. અહીં પ્રજા તરફથી તેને જે અધિકાર આપવામાં આવતો તેનો તે સ્વીકાર કરતો અને પોતાની ચતુરતા અને પરાક્રમથી દેશપર આવી પડેલા સંકટનું નિવારણ કરતો. જેવો તે વિજયી થઇ પોતાનું કામ પુરૂં કરતો કે તરતજ પ્રજા તરફથી મળેલા પોતાના અધિકાર તથા ઉચ્ચપદનો સંતોષપૂર્વક ત્યાગ કરી દેતો. આ રીતે સંકટના સમયમાં પોતાના દેશની સેવા બજાવી મોટા મોટા રોમન સરદારો પોતાના ગામમાં પાછા ચાલ્યા આવતા અને પછી પોતાના ઘરના કાર્યોમાં-ખેતી કરવામાં કે હળ ચલાવવામાં નિરભિમાનતાથી મગ્ન થઇ જતા. તેઓ સ્વપરાક્રમથી સમ્પાદિત કરેલી કીર્તિ, સમ્પત્તિ, ઐશ્વર્ય, વા વૈભવની જરા પણ અભિલાષા કરતા નહોતા. આવાજ નિરભિમાની, સ્વાર્થરહિત અને દેશહિતચિન્તક સત્પુરૂષોને લીધે રોમનું પ્રજાસત્તાક રાજ્ય ઉન્નતિના શિખર પર જઇ પહોંચ્યું.

આપણો આધુનિક ઇતિહાસ સાક્ષી પૂરે છે કે ખરાબ સમય આવતાં આપણા દેશના અનેક સ્વાર્થી અને લોભી સરદારો તથા કાર્યકર્ત્તાઓએ કેવળ પોતાનાજ ક્ષુદ્ર લાભ તરફ લક્ષ આપ્યું. આનું જે પરિણામ થયું તેથી વિચારશીલ પાઠકો તો વિદિતજ છે. ઇતિહાસ બતાવે છે કે જ્યારે કોઇ પુરૂષ કોઇ અધિકાર-પદ પર આ૮ થતો ત્યારે તે દેશહિતને એક બાજુએ મુકી પ્રાયઃ સ્વાર્થસાધન અને અભિમાન પ્રદર્શનનેજ પોતાનું કર્ત્તવ્ય સમજતો. પણ યાદ રાખવું કે જ્યાં સુધી દેશોન્નતિ કરવાવાળા આપણા બંધુઓમાં રોમન લોકો જેવા નિઃસ્વાર્થ મહાત્મા પ્રકટ નહીં થાય ત્યાં સુધી દેશહિતનું કોઇ પણ કાર્ય પૂર્ણ રીતે સફળ થશે નહીં. દેશોન્નતિનું મુખ્ય બીજ સ્વાર્થત્યાગજ છે.

(૨).

## વિદ્યાનું પુનરૂજ્જીવન.

યુરોપના ઇતિહાસથી એક બીજી પણ મહત્વપૂર્ણ વાત જાણી શકાય છે. તે વિદ્યાનું પુનરૂજ્જીવન છે. જ્યાં સુધી ઇસાઇ ધર્મના પ્રચારકોએ કેવળ પારમાર્થિક બુદ્ધિ અને લોકકલ્યાણની ઇચ્છાથી પોતાના ધર્મનાં વિશુદ્ધ તત્વોનો પ્રસાર કીધો ત્યાં સુધી જનસમાજ પર અત્યંત હિતકારક પરિણામ થયું. પરંતુ આગળ જતાં ધર્મોપદેશકોના હૃદયમાં સ્વાર્થે પ્રવેશ કીધો અને મુખ્ય મુખ્ય મઠાધિપતિઓના મનમાં મહત્વાકાંક્ષા ઉત્પન્ન થઈ, ત્યારે તેઓનું લક્ષ પારમાર્થિક બોધ તથા લોકહિત કરવા તરફથી ખસી ગયું. તેઓ સ્વયં પોતાના અધિકાર, પોતાની સત્તા, પોતાનું ઐશ્વર્ય અને પોતાના વૈભવની પ્રાપ્તિ માટેજ ઉપાય શોધવા લાગ્યા-અનેક-ઉપાયોથી તે પોતાની સત્તા વધારવાના જ પ્રયત્ન કરવા લાગ્યા ત્યારથીજ યુરોપમાં સત્યજ્ઞાનના પ્રસારનો પ્રવાહ બંધ થયો અને અજ્ઞાનરૂપી તિમિર છવાઇ

ગયું. ધર્મ અને નીતિના પારમાર્થિક સ્વરૂપનું વિસ્મરણ થવા લાગ્યું અને કેવળ તાન્ત્રિક ધર્મ અને બાહ્ય આડમ્બર વધવા લાગ્યાં. સતધર્મ અને સદ્‌વિચારની શિથિલતા થતાં જ સ્વાધિનતા નષ્ટ થઇ અને ઉદાત્ત તત્વ અને ઉદાર આચરણને બદલે કેવળ બાહ્ય આડમ્બરનેજ માન મળવા લાગ્યું આ રીતે લગભગ દશ શતક સુધી અજ્ઞાનરૂપ ઘોર અન્ધકારે યુરોપને આચ્છાદિત કરી દીધું હતું.

આપણા દેશનીરૂપણ આવીજ દશા થઇ છે. પરમાત્માના યથાર્થ સ્વરૂપનો બોધ ન થવાથી પ્રાણહિંસા મિશ્રિત યજ્ઞયાગાદિ કર્મોની ઘણા સમય સુધી પ્રબલતા રહી. જ્યારે વેદાન્ત, બૌદ્ધ તથા ભાગવતમતોદ્વારા ધર્મનું સંશોધન થવા લાગ્યું ત્યારે આપણા ધર્મપ્રચારકોએ, બ્રાહ્મણોના મહત્વની રક્ષા કરવા માટે, કેવળ બાહ્ય તથા તાન્ત્રિક ધર્માચારોની સ્થાપના કરી વિશુદ્ધ જ્ઞાન પ્રતિપાદક મતોને પાછળ હઠાવી દિધા અને અજ્ઞાનનું સામ્રાજ્ય સ્થિર કરી દીધું. આનું એ પરિણામ ગયું કે ધર્મ, નીતિ અને ઇશ્વરના વિષયમાં લોકોની બુદ્ધિ અનેક પ્રકારની ભ્રમોત્પાદક કલ્પનાઓથી આચ્છાદિત થઇ ગઇ. જે દેશના પરોપકારી ઋષિ અને મુનીઓએ ધર્મ, નીતિ અને ઇશ્વરના વિષયમાં સમસ્ત દુનીયાને ચકિત કરવાવાળા સિદ્ધાન્તો નિર્માણ કિધા તેજ દેશમાં સેંકડો વર્ષોથી અવિદ્યા અને અજ્ઞાનનું સામ્રાજ્ય ફેલાયું જોઇ કયા વિચારશીલ મનુષ્યનું હૃદય ખેદ અને શોકથી કમ્પિત નહીં થાય?

પંદરમી સદીમાં પૂર્વ-યુરોપમાં રાજ્ય-ક્રાન્તિ થઇ અને ત્યાં રોમન રાજ્યના જીર્ણ, જર્જર તથા આપદગ્રસ્ત થઇ જવાથી તુર્ક લોકોએ પોતાની સત્તા સ્થાપિત કીધી. તુર્કી શાસન કર્તાઓના હૃદયમાં ગ્રીસ અથવા રોમની પ્રાચીન વિદ્યાના વિષયમાં કાંઇ પણ સહાનુભૂતિ નહોતી, માત્ર એટલું જ નહીં પણ તેઓના શાસન-સમયમાં પ્રાચીન વિદ્યાભિમાની પંડિતોને અનેક કષ્ટ વેઠવું પડયું. તુર્કીના શાસન પહેલાં, પૂર્વ-યુરોપમાં, ગ્રીસ અને રોમની પ્રાચીન વિદ્યા કોઇ પ્રકારે પણ જીવતી હતી, પણ હવે તે ત્યાં પણ સુરક્ષિત રહી શકી નહીં. અતએવ આ વિદ્યાની રક્ષા કરવા વાળા પંડિતો, પોતાની વિદ્યા અને પ્રાચીન ગ્રંથો લઇ યુરોપના મધ્ય, દક્ષિણ અને પશ્ચિમ ભાગોમાં ચાલ્યા ગયા. ત્યાં ચોડાક વિદ્વાનો અને રાજકર્તાઓએ તેઓનો સત્કાર કીધો અને પ્રાચીન વિદ્યાને ઉદાર આશ્રય આપ્યો. આ સમયે સુક્ષ્મ વિચાર કરવાવાળા જ્ઞાનવાન મનુષ્યોને એ સારી રીતે વિદિત થઇ ગયું કે પ્રાચીન સમયમાં વિદ્યાની ઘણી ઉન્નતિ થઇ હતી અને જ્યાં સુધી ધર્મ પર કૃત્રિમ બન્ધનો ઉત્પન્ન નહોતાં થયાં ત્યાં સુધી તે વિદ્યાની ઉન્નતિ નિયમિત રીતે થતી રહી. આ વિશ્વાસ દૃઢ થતાં જ તે લોકો પ્રચલિત ધર્મબન્ધનોને શિથિલ કરવા, સર્વ સાધારણ લોકોની બુદ્ધિની સ્વધિનતાને પુનઃ ઉત્તેજિત કરવા, અને અનેક સદિઓ થયાં સંચિત થયેલા અજ્ઞાનનો નાશ કરવા, તેમજ યથાર્થ જ્ઞાનના પ્રચાર કરવાનો ભગીરથ પ્રયત્ન કરવા લાગ્યા. આ પ્રયત્નને યુરોપના ઇતિહાસમાં વિદ્યાનું પુનરુજ્જીવન કહે છે. આ પ્રયત્નનો આરંભ થતાં જ સમસ્ત યુરોપમાં વિચારશીલ લોકોના હૃદયમાં યથાર્થ જ્ઞાન પ્રકાશિત થવા લાગ્યું અને વિદ્યા પ્રાપ્તિની જીજ્ઞાસા શીઘ્રતાથી વધવા લાગી. પ્રાચીન વિદ્યાનો સમસ્ત જ્ઞાનભંડાર ગ્રીક, લેટિન અને હિબ્રુ ભાષાના ગ્રન્થોમાં ભરેલો હતો કે જે સાધારણ લોકોને સહજમાં હસ્તગત થઇ શકતો

પમાં વ્યક્તિ-વિષયક સ્વાધીનતા-સ્વયં વિચાર કરવાની અથવા સ્વસમ્મત પથનો સ્વીકાર કરવાની સ્વતંત્રતા-સંથાપિતકરવાના કાર્યમાં જે લોકોનું બળીદાન આપવામાં આવ્યું અને જે લોકોને સ્વજન, સ્વદેશ આદિનો ત્યાગ કરવો પડયો તેઓનાં પવિત્ર ચરિત્ર ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. ખરેખર એ વિચારવા જેવું છે કે યુરોપમાં અજ્ઞાન અને અવિદ્યાનો નાશ કરવા, અને યથાર્થ જ્ઞાનનો પ્રચાર કરવા સ્વાધિન મત-વાદિઓએ પોતાના દેશના ધર્માધિકારીઓ અને રાજકર્ત્તાઓની પ્રબલ તથા કઠોર સત્તાની રતીભાર પરવા ન કરી તે લોકોએ પોતાના પ્રાણ સુધી અર્પણ કરી દીધા. પણ આપણા દેશમાં વિદ્યાના પુનરુજ્જીવનનો માર્ગ એટલો ભયંકર અને ક્લેશદાયક નથી. હા, બે ત્રણ સો વર્ષ પહેલાં જે સાધુસંતોએ દેશી ભાષામાં યથાર્થ જ્ઞાનનો પ્રચાર કરવાનો પ્રયત્ન કીધો હતો તે મહાનુભાવોને પોતાના સમયના અહંકારી અને સ્વયં પ્રતિષ્ટિત પંડિતો અને કોરા નામધારી બ્રાહ્મણો દ્વારા અવશ્ય અપમાન અને દુઃખ સહન કરવું પડ્યું હતું, પરંતુ વર્તમાન સમયમાં તો વિદ્યોન્નતિનો માર્ગ અને સ્વતંત્ર વિચાર તથા યથાર્થ જ્ઞાનના દરવાજા બધાને માટે ખુલ્લા છે: પૂર્વની તથા પશ્ચિમની વિદ્યાનું સંમેલન બેધડક ચાલુ રહ્યું છે. વ્યક્તિગત સ્વાધિનતાનો માર્ગ નિષ્કંટક જણાય છે. આપણા ધર્માધિકારીઓના હાથમાં કઠોર દંડ દેવાની જરા પણ સત્તા નથી. તે લોકોએ યુરોપની પેઠે એવી રાક્ષસી ન્યાયસભા કદાપિ પણ સ્થાપિત નથી કીધી કે જે દ્વારા ધર્મસ્વાતંત્ર્યનું અવલમ્બન કરવાવાળાઓને અગ્નિમાં બાળવાનો, સમુદ્રમાં ડુબાડવાનો અને દેશનિકાલ કરવાનો ભયાનક દંડ દઇ શકાય. વિદ્યાની ઉન્નતિ, ધર્મની જાગ્રતિ, અને યથાર્થ જ્ઞાનના પ્રચારમાં, આ સમયે, રાજ તરફના દંડના ભયનું તો નામ સુદ્ધાં નથી! આ પ્રકારે સર્વે વાતે અનુકૂળતા હોવા છતાં આપણે દેશોન્નતિના માર્ગમાં શા માટે આપણા કદમ આગળ ન વધારીએ? વિદ્યાનું પુનરુજ્જીવન, ધર્મની જાગ્રતિ, યથાર્થ જ્ઞાનનો પ્રચાર, વા દેશોન્નતિના કાર્યમાં યુરોપની પેઠે સ્વાર્થ ત્યાગનું ઉદાહરણ અહીં કેમ દૃષ્ટિગોચર નથી થતું? તેને બદલે અહીં એવા લોકોની સંખ્યા કેમ અધિક જણાય છે કે જેઓ પરંપરાગત કૃત્રિમ અને હાનિકારક વિચારબન્ધનોની રક્ષા કરવામાં જ પોતાનું ગૌરવ સમજે છે! આશ્ચર્ય અને ખેદની વાત છે કે આ દેશના અનેક યુવકો પોતાની બુદ્ધિને પૂર્વ તથા પશ્ચિમની વિદ્યાઓદ્વારા સુસંસ્કૃત કરીને પણ ગતાનુગતિકત્વના દાસ બની જાય છે-જુની પ્રથાઓને અધિન બની રહે છે-અને અજ્ઞ જન સમાજને પ્રસન્ન કરવા માટે સમસ્ત દેશને અવિદ્યા અને અજ્ઞાનની મોહક જાળમાં ફસાવી રાખે છે! લોકોન્નતિનાં કદમો જરાક આગળ વધે છે કે તરત જ તે લોકો તેની ટાંગ પકડી તેને પાછલી તરફ ઘસડવા માંડે છે!

ઉપર યુરોપ અને હિન્દુસ્તાનમાં, વિદ્યાના પુનરુજ્જીવન તથા લોકોન્નતિના વિષયમાં જે અત્યંત મહત્વનો ભેદ બતાવવામાં આવ્યો છે તેમાંથી આપણે અનેક મહત્વની વાતો શીખી શકીયે તેમ છીએ. સર્વથી પહેલાં આપણે એ જાણવું ઉચિત છે કે આ ભેદનું કારણ શું છે? વિદ્યાના પુનરુજ્જીવનનો આરંભ થતાં જ યુરોપમાં જેવી લોકોન્નતિ થવા લાગી એવી આ દેશમાં કેમ જણાતી નથી? મનનશીલ પાઠકોને એ સૂચિત કરવું અનુચિત નહીં કહેવાય કે ઉક્ત મતભેદનું પ્રધાન કારણ આપણી માનસિક દુર્દશા જ છે. તે સિવાય દૃઢ નિશ્ચય, ઉત્સાહ, ધૈર્ય, સ્વદેશાભિમાન ઇત્યાદિ-સદ્‌ગુણોનો અભાવ અને સ્વાર્થપરાયણતા, દ્વેષ-

મત્સર, અસહિષ્ણુતા ઇત્યાદિ દુર્ગુણોનું અસ્તિત્વ પણ વિશેષ કારણોમાં ગણી શકાય. આ વિષયની અધિક ચર્ચા કરવાની આવશ્યક્તા નથી. માર્મિક જનો આ અલ્પ સૂચના માત્રથી જ અનેક શિક્ષા પ્રાપ્ત કરી શકે છે.

( ચાલુ. )

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

---

## ॥ श्री रामगीता भाष्य ॥



( અનુસંધાન ગતાંકથી. )

ઉપરના શ્લોકમાં પૂર્વપક્ષિના અનુમાનનું ખંડન કરી હવે નીચેના શ્લોકમાં આત્મવિદ્યાના સ્વરૂપનું નિરૂપણ કહે છે.

विशुद्धविज्ञानविरोचनाञ्चिता
विद्यात्मवृत्तिश्वरमेतिभण्यते ।
उदेतिकर्माखिलकारकादिभि
र्निहन्तिविद्याऽखिलकारकादिकम् ॥ १५ ॥

ભાવાર્થઃ—નિર્મલ વિજ્ઞાન ઉત્પત્તિ કરનારાં વેદાંત વાકયોના વિચાર વડે અંતઃકરણમાં બ્રહ્મ ભાવના થવી અર્થાત્ સર્વ જગત્ બ્રહ્મમય ભાસવું એવી વૃત્તિનું નામ વિદ્યા છે ( ब्रह्माहम स्मिइति ) યજ્ઞાદિ કર્મ કર્તૃત્વભોક્તૃત્વ વિગેરેને ઉત્પન્ન કરે છે, અને વિદ્યા ( જ્ઞાન ) કર્તૃત્વ, ભોક્તૃત્વ વિગેરેનો નાશ કરે છે, તેથી વિદ્યા અને કર્મ એ બંને પરસ્પરથી વિરૂદ્ધ છે.

વિવેચનઃ—સમુચ્ચયવાદી ( પૂર્વપક્ષી ) ના અનુમાનનું ખંડન કરી હવે આત્મવિદ્યાનું સ્વરૂપ કહે છે. ‘ विशुद्ध इति ’ વિશુદ્ધ જ્ઞાન કહેતાં સાક્ષાત્કાર–વેદાંત વાકયોનો વિશેષ વિચાર, અર્થાત્ જીવ બ્રહ્મની એકતા, ( શુદ્ધ ચૈતન્ય નિર્વિકાર અધિષ્ઠાન કૂટસ્થ આત્મસ્વરૂપ ) અને બ્રહ્મના અભેદ રૂપની સિદ્ધિ તેના વિચારે કરીને પ્રાપ્ત થઇ જે ચરમ કહેતાં આત્મ વૃત્તિ, ( અંતઃકરણ ) અર્થાત્ ચિત્તની અખંડ બ્રહ્માકાર વૃત્તિ ( સંશય વિપર્યય રહિત સાક્ષાત્કાર ) ને વિવેકી વિદ્યા કહે છે–સમુચ્ચયવાદનો નિષેધ કરવા પુનઃ વિદ્યા અને કર્મની વિષમતા જણાવે છે કે, યજ્ઞાદિક કર્મો અનેક પ્રકારના કર્તૃત્વ ભોક્તૃત્વનો ઉદય કરે છે, અને વિદ્યા કર્તૃત્વ, ભોક્તૃત્વ, રાગદ્વેષાદિકથી કરી જે જે બુદ્ધિના ધર્મ છે તેનો નાશ કરી જીવને પરમપદની પ્રાપ્તિ કરાવે છે. તાત્પર્ય કે સંપૂર્ણ વ્યવહારનો ત્યાગ કરવાથી શુદ્ધ ચૈતન્ય સાક્ષી

બ્રહ્મને વિષે બુદ્ધિની સ્થિતિ થઇ વિદ્યાની સમાપ્તિ થાય છે. (આત્માકાર વૃત્તિની બે અવસ્થા છે. ૧ વિચાર રૂપ, ૨ સિદ્ધ રૂપ, વિચાર રૂપ પ્રથમ અવસ્થામાં અભિમાન ક્ષીણ થાય છે; અને બીજી સિદ્ધરૂપ અવસ્થામાં અભિમાનનો અભાવ થાય છે) વિદ્યાની સિદ્ધિ ચિત્તની શુદ્ધિ દ્વારા થઇ શકે છે, કેમ કે જે પુરૂષનું ચિત્ત શુદ્ધ નથી તેને વૈરાગ્ય થવો દુર્લભ છે. અને જે પુરૂષને તીક્ષ્ણ વૈરાગ્ય નથી તેની વાસના વિષયો વિષેથી નિવૃત્ત થતી નથી; માટે ચિત્તની શુદ્ધિ અર્થે કર્મની ઇચ્છા હોવી એ ઠીક છે. તાત્પર્ય કે ચિત્તની શુદ્ધિ અર્થે કર્મ ઉપાસના અવશ્ય કર્તવ્ય રૂપ છે; અને મુક્તિ રૂપ ફલ પ્રાપ્તિને માટે તો કર્મ ઉપાસનાની ઇચ્છા ફલ જ્ઞાનનો નાશ કરવાના કારણરૂપ છે. આ પ્રકારે પૂર્વ પક્ષીના સિદ્ધાંતનું ખંડન કરી વિદ્યાની સ્વતંત્રતા વિષે દૃષ્ટાંત કહે છે કે, જેમ કોઇ પરદેશી પુરૂષ પોતાને દેશ જવા માટે માર્ગ વિષે વ્યાઘ્રચોરાદિકના ભયને લીધે રસ્તા રૂપી મહા વનમાંથી બહાર નીકળવા માટે માર્ગ દર્શક ભોમિયાની અપેક્ષા રાખે છે; તેમ વિદ્યા (જ્ઞાન) સંસાર રૂપ મહાવનમાંથી પાર જવા માટે કોઇ પણ જાતના કર્મ રૂપ ભોમિયાની અપેક્ષા રાખતી નથી, કેમકે તે સ્વતંત્ર છે.

કર્મનો ત્યાગ કર્યા પછી શ્રેષ્ઠ બુદ્ધિવાળાને શું કર્તવ્ય રૂપ છે તેનું નીચેના શ્લોકથી નિરૂપણ કરે છે.

तस्मात्यजेत् कार्यमशेषतः सुधी
विद्याविरोधान्न समुच्चयो भवेत् ॥
आत्मानुसंधान परायणः सदा
निवृत्त सर्वेन्द्रिय वृत्तिगोचरः ॥१६॥

ભાવાર્થઃ—એટલા માટે વિદ્વાન[૭૧] પુરૂષ સંપૂર્ણ કર્મોનો ત્યાગ કરે; કેમકે જ્ઞાન[૭૨] અને કર્મ બંને પરસ્પર વિરૂદ્ધ સ્વભાવવાળાં હોવાથી તે બંનેને સાથે રહેવાનું બનતું નથી, તેથી ઇન્દ્રિયોના સંપૂર્ણ વિષયોને ત્યાગ કરનાર મુમુક્ષુ[૭૩] એ સદા આત્માનુસંધાન[૭૪]માં તત્પર રહેવું.

વિવેચનઃ—જ્યારે સાધુ[૭૫] પુરૂષોના મુખથી આત્મ જ્ઞાન[૭૬]નું શ્રવણ કરવામાં આવે છે ત્યારે જીજ્ઞાસુ[૭૭] પુરૂષ, દેહાદિક પ્રપંચથી હું ભિન્ન છું। એમ સમજી ઇન્દ્રિયોની ચંચલ

૭૧ સમ્યક્ જ્ઞાનવાલો. ૭૨ જગત્ મિથ્યા છે; અને જીવ આનંદ સ્વરૂપ છે. તે જીવ અવસ્થાતીત થયે સ્વરૂપે બ્રહ્મથી ભિન્ન નથી; કિન્તુ બ્રહ્મરૂપ જ છે (જીવ બ્રહ્મ બે જુદા નથી) એવા નિશ્ચયનું નામ જ્ઞાન છે. ૭૩ જે વિવેકી, વિરક્ત શમાદિ ગુણવાલો પુરૂષ, ભવ બંધનની વિમુક્તિ અર્થે બાહ્ય વિષયોના સુખની સ્પૃહા તજીને આત્મ વસ્તુની સમ્યક્ હિતોક્તિમાં અને વિચારમાં પ્રવર્તે છે, અને જે પુરૂષ, અજ્ઞાન કલ્પિત અહંકારાદિ દેહાન્ત બંધોને સ્વસ્વરૂપના અવબોધે કરી મુકવાની ઇચ્છા કરે તે મુમુક્ષુ કહેવાય છે. ૭૪ નિજસ્વરૂપમાં જોડાવું. શ્રુતિ પણ તેમ કરવાની આજ્ઞા કરે છે आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मंतव्योनिदिध्यासितव्यः ૭૫. ત્રણે કાલમાં જેનો બાધ થઇ શકતો નથી તેવું જ્ઞાન જાણનાર મહાત્મા સાધુ કહેવાય. ૭૬ નિજસ્વરૂપનું જ્ઞાન. ૭૭ જે પુરૂષને ઉત્તમ સંસ્કારે

હતી. સિદ્ધાંતઃ—આ સ્થળે સિદ્ધાંત એવો છે કે, શ્રવણ જ્ઞાનવાળો જે રથી તથા મનન જ્ઞાન વાળો જે મહારથી, તેને દૈવી સંપત્તિઓની સહાયતાની જરૂર પડે છે; પરંતુ નિદિધ્યાસન દ્વારા જેણે આત્માનો સાક્ષાત્કાર કર્યો છે એવા અતિરથીને કોઇની સહાયતાની જરૂર રહેતી નથી. દૈવીસંપત્તિ રૂપ જે સદાચાર તથા અશ્વમેધાદિક સત્કર્મો તેના દ્વારા જેણે આત્માનો સાક્ષાત્કાર કર્યો છે એવા અતિરથીની જ્ઞાનવૃત્તિ વધતી નથી, તેમ આસુરી સંપત્તિ રૂપ જે અનાચાર તથા બ્રહ્મહત્યાદિક અસત્ કર્મો તેના દ્વારા પણ એ અતિરથીની જ્ઞાન વૃત્તિનો નાશ થતો નથી. શ્રુતિ પણ એજ ભાવનું કથન કરે છે કે, "તત્ત્વજ્ઞાનીનું જ્ઞાન હજારો અશ્વમેધ યજ્ઞ કરવાથી વધતું નથી, અને હજારો બ્રહ્મહત્યા કરવાથી ઘટતું નથી" વાસ્તે હે લક્ષ્મણ! બ્રહ્માકાર વૃત્તિનો જો એકવાર પણ ઉદય થઇ જાય તો પુનઃ તેનો નાશ થતો નથી, કેમકે તે અંતિમ બ્રહ્માકાર વૃત્તિ સર્વ કર્મોનો અને સંપૂર્ણ સાધનોનો નાશ થયા પછી જ ઉત્પન્ન થાય છે; તેથી તે આત્મસાક્ષાત્કાર રૂપ વિજ્ઞા[૯૮]નાનંદથી શુશોભિત છે માટે બુદ્ધિમાન પુરૂષે પોતાના કલ્યાણને માટે સંપૂર્ણ કર્મો તથા સંપૂર્ણ કાર્યોનો ત્યાગ કરીને બ્રહ્મ વિદ્યાના અભ્યાસમાં લાગવું એ ઘણું જ શ્રેષ્ટ છે.

કર્મ અને જ્ઞાનનો પરસ્પર વિરોધ સ્પષ્ટ જણાય છે; માટે એક જ વખતે તે બંનેનો સમુચ્ચય એકઠો રહેવો બનતો નથી. જેમ પ્રકાશ અને અંધારાનો પરસ્પર વિરોધ છે; તેથી એ બંને એકજ કાલમાં એક સાથે હોતાં નથી, તેવી જ રીતે જ્ઞાન અને કર્મ એ બંનેનો સમુચ્ચય થઇ શકતો નથી; માટે બુદ્ધિમાન પુરૂષે આત્મજ્ઞાન પરાયણ થઇ સર્વ ઇન્દ્રિયોના વિષય સુખનો તથા બંધન રૂપ સર્વે ક્રિયાનો ત્યાગ કરીને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે શ્રવણ, મનન અને નિદિધ્યાસન પરાયણ થવું જોઇએ. **શંકાઃ**—સર્વે ક્રિયાને બંધનું રૂપ કહેવાથી વેદોક્ત કર્મની પણ વ્યર્થતા થાય, કેમકે જે ક્રિયા કરવાથી કાંઇ પણ પરમાર્થ સિદ્ધ થતું નથી, તો તેવાં કર્મો કરવાનું કયા હેતુથી વેદે પ્રતિપાદન કર્યું હશે? વેદમાં પોતપોતાના વર્ણાશ્રમ ધર્મ પાલન કરવાનું તથા તે પ્રમાણે નહિ કરનારને પ્રત્યવાય લાગવાનું સ્પષ્ટ પ્રતિપાદન કરેલું છે. માટે જ્યાં લગી શરીર રહે ત્યાં સુધી વેદોક્ત કર્મોનું અનુષ્ઠાન શ્રદ્ધા પૂર્વક કરવું જ જોઇએ. **સમાધાનઃ**—વેદે જે કર્મોનું પ્રતિપાદન કરેલું છે, તથા તે કર્મો કરવાનું કહેવા વિષે વેદનું જે તાત્પર્ય છે તે જાણવા યોગ્ય છે, જેથી વેદનું તાત્પર્ય તથા કર્મનો વિધિ એ યથાનુક્રમે કહેવામાં આવે છે. આ વિષયમાં ત્રણ પક્ષ છે. ૧ વિકલ્પપક્ષ ૨ સમુચ્ચય પક્ષ ૩ વ્યવસ્થાપક.

(૧) ચાહે તો બ્રહ્મવિદ્યાને અંગીકાર કરે અને ચાહે તો કર્મને અંગીકાર કરે એ **વિકલ્પપક્ષ.**

(૨) કર્મ પણ કરે અને સાથે બ્રહ્મવિદ્યાનો પણ અભ્યાસ કરે એ **સમુચ્ચયપક્ષ.**

(૩) એક સમય કર્મ કરે અને બીજે સમય બ્રહ્મ વિદ્યાનો અભ્યાસ કરે તે **વ્યવસ્થાપક્ષ.**

આ ત્રણે પક્ષોમાં વ્યવસ્થા પક્ષ સર્વથી શ્રેષ્ટ છે; કેમકે વિકલ્પ જ્યાં બંનેનું બરાબરપણું સમજે ત્યાં થાય છે, બરાબરપણું સમજાયાથી બેમાંથી ચાહે તેનું સેવન કરે, પરંતુ

વિના જેને વિષે નિત્ય રહે છે તે ભગવાન્ કહેવાય છે. ૯૮ આત્મ સાક્ષાત્કારથી થતો આનંદ. ૯૯ સમુદાય એકઠાપણું, જથો.

વિકલ્પપક્ષ કર્મ તથા બ્રહ્મ વિદ્યા વિષે થઇ શકતો નથી, કેમકે કર્મો તો લઘુ છે; અને બ્રહ્મવિદ્યા તો સર્વથી શ્રેષ્ટ છે. બ્રહ્મવિદ્યા સૂર્યના પ્રકાશ જેવી છે. અને તેની આગળ કર્મ ખદ્યોત (પતંગીયા) તુલ્ય છે. બ્રહ્મવિદ્યા અમૃત સમાન છે; અને કર્મ ગોલ સમાન છે; માટે જે પદાર્થોમાં એટલો પરસ્પર ભેદ દેખાય તેની તુલ્યતા થઇ શકતી નથી. તેથી ત્યાં વિકલ્પ થવો અસંભવિત છે. સમુચ્ચય ત્યાંજ થઈ શકે કે, જ્યાં પરસ્પર વિરોધ નહોય. પરંતુ બ્રહ્મવિદ્યા અને કર્મનો તો પરસ્પર વિરોધ છે એમ આપણે પૂર્વે પણ પ્રતિપાદન કરેલું છે; જેથી પ્રકાશ અને અંધારૂ; જલ અને અગ્નિ; દિવસ અને રાત્રી, અને સુખ તથા દુઃખ એઓનો પરસ્પર વિરોધી સ્વભાવ હોવાથી તેઓ એકત્ર રહી શકતા નથી, ત્હેવીજ રીતે બ્રહ્મવિદ્યા અને કર્મનો સમુચ્ચય એકત્ર રહેવો સંભવતો નથી; માટે આ સ્થળે વ્યવસ્થા પક્ષ માનવો શ્રેષ્ટ છે. વ્યવસ્થા પક્ષનો અર્થ એવો છે કે, પ્રથમ અવસ્થામાં કર્મનું સેવન કરવું, અને તે પછીની અવસ્થામાં તેનો ત્યાગ કરી બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરવો. તાત્પર્ય કે નિત્ય નૈમિત્તિકાદિ કર્મ, જ્યાં સુધી ચિત્ત શુદ્ધિ નથઇ હોય ત્યાં સુધી નિષ્કામપણે ઇશ્વરાર્પણ કરવાં, તથા જ્યાં સુધી બ્રહ્મ વિચાર વિષે ચિત્તની સ્થિરતા નથાય ત્યાં સુધી સત્વગુણી શુભ કર્મો હોય તેનો ત્યાગ કરવો નહિ, કારણ કે ચિત્તની અશુદ્ધતા એજ જગતનું કારણ છે. માટે ઉપર જણાવ્યા પ્રમાણે પ્રથમ અવસ્થામાં શુભ કર્મો અવસ્ય કર્ત્તવ્યરૂપ છે. અને બીજી અવસ્થામાં ચિત્તની શુદ્ધિ થયા પછી તે કર્મો પણ ત્યાગ કરવા યોગ્ય છે. જેમ કુપ આદિને ખોદવા માટે પાવડા અને કોદાળી વિગેરેનો અવશ્ય ખપ પડે છે; પણ તે ખોદાઇ જઇ પાણી પ્રાપ્ત થયા પછી પાવડા કોદાળી વિગેરેની જરૂર ન રહેવાથી તેનો ત્યાગ કરવામાં આવે છે; અથવા જેમ પગમાં લાગેલા કાંટાને દૂર કરવા માટે બીજો કાંટો કે સોય ગ્રહણ કરવાની જરૂર પડે છે; પણ તે કાંટો નિકલી ગયા બાદ સોય કે કાંટાનો ત્યાગ કરવામાં આવે છે, તેમ મુમુક્ષુએ ચિત્ત શુદ્ધિ થતાં સુધી સત્વ ગુણી શુભ કર્મો હોય તેનું વિધિપૂર્વક પાલન કરવું એજ યોગ્ય છે; અને ચિત્તની શુદ્ધિ થયે વૃત્તિ જ્યારે બ્રહ્માકાર થાય છે ત્યારે તેનાથી સ્વભાવિક રીતેજ કર્મો થતાં અટકે છે.

મુમુક્ષુને ક્યાં સુધી કર્મ કરવાં યોગ્ય છે, તેનો બોધ થવા અર્થે ક્યારે કર્મોનું સેવન કરવું, અને ક્યારે બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરવો તે આ સત્તરમા શ્લોકમાં પુનઃ વિસ્તારથી કહે છે.

---

૧૦૦ સત્ય પદાર્થ તથા અસત્ય પદાર્થથી જે વિલક્ષણ હોય તે અથવા જેનું સત્ય રૂપે કરી કે અસત્યરૂપે કરી નિરૂપણ ન થઇ શકે તો તેનું સ્વરૂપ ત્રિગુણાત્મક છે; કેમકે અજ્ઞાનનું કાર્ય જે જગત્ તેને વિષે પણ ત્રિગુણરૂપ પ્રતીત થાય છે; જેથી કલ્પના થાય છે કે કારણના સમાન સ્વભાવવાળુજ કાર્ય થાય છે. માટે જગતરૂપ કાર્ય વિષે ત્રિગુણરૂપ જણાવાથી, તેના કારણ ભૂત અજ્ઞાન વિષે પણ ત્રણ ગુણની કલ્પના થઇ શકે છે. (આ વિષે વિશેષ જાણવા ઇચ્છનારે ગીતાજી ગૂઢાર્થ દિપિકા તથા તત્ત્વાનુસંધાન જોવાં) ૧૦૧ નંઇતિ, નઇતિ, એનહિ, એનહિ અકળ, અનંત, અપાર ઇત્યાદિ. ૧૦૨ આચાર્યનાં વચનો તથા શાસ્ત્રનાં વચનોના તાત્પર્યના વિષય ભૂત જે જે અર્થ તે તે સર્વ સત્ય છે એ પ્રકારની દૃઢ બુદ્ધિ. ૧૦૩ અજ્ઞાનમાં શુદ્ધ સત્વગુણ પ્રધાન પણ હોય તે વખતે તે માયા કહેવાય છે. આ વિષે વધારે વિસ્તારથી જાણવાની ઇચ્છાવાને તત્ત્વાનુસંધાનમાં જોવું

यावच्छरीरादिषु माययाऽऽत्मधी
स्तावद्विधेयो विधिवाद कर्मणाम् ॥
नेतीति वाक्यैरखिलं निषिध्य तत्
ज्ञात्वा परात्मानमथ सजेत् क्रिया ॥१७॥

ભાવાર્થઃ—જ્યાં સુધી શરીરાદિક પદાર્થોને વિષે અજ્ઞાને[૧૦૦] કરી આત્મબુદ્ધિ (હું કર્તા છું ઇત્યાદિરૂપ પ્રતીતિ) હોય ત્યાં સુધી પુરૂષે વૈદિક કર્મો કરવાં યોગ્ય છે. પણ જ્યારે તેની અહંકૃતિ નષ્ટ પામે અને નેતિ નેતિ[૧૦૧] ઇત્યાદિ શ્રુતિ વાક્યોથી તેને સઘળા જગતના મિથ્યાત્વનો નિશ્ચય[૧૦૨] થાય તથા આત્મસ્વરૂપ યથાર્થ સમજાય ત્યારે તેણે સઘળાં કર્મોનો ત્યાગ કરવો.

વિવેચનઃ—જ્યાંસુધી માયાને લીધે જીવ તથા ઇશ્વરના શરીરો વિષે આત્મબુદ્ધિ છે; ત્યાં સુધિ વેદોક્ત કર્મ કરવાનો અધિકાર ગણાય છે; કેમકે માયાએ કરી શરીરો વિષે આત્મ બુદ્ધિ (અહંતા) શરીર અને તેના સંબંધીઓ વિષે મમતા, તથા વિષયો વિષે તૃષ્ણા છે ત્યાં સુધી નિત્ય નૈમિત્તિક કર્મ કરવાની જરૂર છે. આ લોકના તથા પરલોકના વૈભવોની જેને ઇચ્છા છે, તેણે વેદોક્ત કર્મ અવશ્ય કરવાં જોઇએ; કારણ કે આવા પુરૂષો વેદોકત કર્મ ન કરેતો સુખ તથા પરમ ગતિને પ્રાપ્ત કરી શકતા નથી; એટલુંજ નહિ પણ પ્રત્યવાયિ થઈ નરકગામિ થાય છે. માટે સુખની, પ્રાપ્તિ નિમિત્ત તથા અંતઃકરણની શુદ્ધિ સારૂ જીવોએ કર્મો અવશ્ય કરવાં જોઇએ. આત્મ સાક્ષાત્કાર થયા પછી અથવા આત્મ સાક્ષાત્કાર કરવા નિમિત્ત જે પુરૂષ કર્મોનો ત્યાગ કરે છે, તેને માટે કાંઈ વિધિનિષેધ નથી. અને તેને પુનઃ વેદોક્ત કર્મ કરવાનો અધિકાર નથી. અર્થાત્ કે પોતાના સ્વરૂપને જાણ્યા પછી (સર્વનો સાક્ષી શેષ પરમાત્મા હું છું) કર્મ કરવાનો અધિકાર રહેતો નથી. ॥ **अथातः आदेशो नेति नेति । एकं ब्रह्मैवाद्वितीयं । नेहनानास्ति किंचन** ॥ ઇત્યાદિ શ્રુતિ પણ એજ ભાવનું કથન કરે છે. ઉપર કહેલા આત્મ સાક્ષાત્કાર થયેલા અને આત્મસાક્ષાત્કાર નિમિત્ત કર્મનો ત્યાગ કરનારા બંને પ્રકારના જીવો સિવાય જે કર્મોનો ત્યાગ કરે છે તે પ્રત્યવાયિ થાય છે. ઉપરના શ્લોકમાં ક્યારે કર્મો કરવાં, અને ક્યારે બ્રહ્મવિદ્યા ગ્રહણ કરવી તે જણાવી હવે નિચેના અઢારમા શ્લોકથી આત્માને સત્ ચિત્ત આનંદ સ્વરૂપ જાણ્યા પછી અજ્ઞાનનો નાશ થાય છે, તેનું નિરૂપણ કરે છે.

(ચાલુ)

**શ્યામચંદ્ર ગોરધનદાસ.**

# બુદ્ધોપદેશ આપણને શું શિખવે છે.

( અનુસંધાન ગતાંકથી. )

૮ મી ગાથા એમ કહે છે કે, આ શરીર નાશવંત છે. માટે આ નાશવંત-ક્ષણભંગુર શરીર પર મોહ નહિ રાખતાં, ધર્મના-પરોપકાર, દયા, દાન, વગેરેનાં કાર્યો કરી લેવાં કે જેથી કરીને અધોગતિમાં પડતા આત્માને અધર ઝીલી લીએ. ધર્મના કાર્યમાં ઢીલ કે પ્રમાદ કરવો નહિ.

૧૦ મી કલમ પરથી એ ધડો લેવાનો છે કે, આપણને જે નુકશાન આપણા શત્રુ કે દેવ, દાનવ પણ કરવા સમર્થ નથી તે નુકશાન અવળે રસ્તે ચડેલું આપણું પોતાનુંજ મન કરે છે. તેથી ઉલટું તેનું તેજ મન, આપણાં હિતેચ્છુ પ્રેમી-સ્નેહી, મિત્ર વગેરે આપણું ભલું નથી કરી શકતા એટલું ભલું કરે છે. માટે મનને સારે રસ્તે જ દોરવું. અવળો રસ્તો બતાવવો જ નહિ તેજ હિતકર છે.

હવે ૪થા પ્રકરણના પુષ્પ વર્ગ વિષે કંઇક વાત કરીએ એની જુદી જુદી ગાથાઓ પરથી લેવાની શીખામણો જુદા જુદા પારિગ્રાફથી આ નીચે જણાવું છું:

સદ્ગુણ એજ મોક્ષે જવાનો ખરો રસ્તો છે. માટે દુર્ગુણ રૂપ દુર્ગતિમાં પડવાનો રસ્તો છોડીને સદ્ગુણને જ ગ્રહણ કરવા. આપણા અંગત શત્રુ પર વિજય મેળવવાથી સદ્ગુણ પ્રાપ્ત થાય છે, અને મોક્ષને માર્ગે જઇ શકાય છે માટે દુર્ગુણ ત્યજીનેસદ્ગુણ ધારણ કરવા પ્રયત્નશીલ થવું તેજ ઉત્તમ ને શ્રેયસ્કર છે

પારકાં છિદ્રો જોવાં નહિ કારણ કે તેમ કરવાથી-કોઇનાં પાપો જોવાથી આપણાં પાપો વધે છે. માટે કોઇને ધિક્કારવા નહિ તેમજ કોઇનાં છિદ્રો જોવાં નહિ પણ પોતાના થોડા પણ અવગુણ તરફ લક્ષ્ય રાખવું ને તે સુધારવા મહેનત કરવી.

માણસજો કરવા ધારેતો અનેક સારાં કાર્યો કરી શકે છે. જેમ એકજ જીભથી લક્ષ મેળવી શકાય છે, ને તેનાથીજ લક્ષ ખોઇ શકાય છે, એકજ વચનથી માન પામી પૂજા-કરાવી શકાય છે ને તેનાથીજ મરણ પમાય છે. એકજ કાંપી-સ્વરથી રોવાય છે. ને આનંદદાયક ગાયન પણ તેનાથીજ ગવાય છે. એકજ મન અશાન્તિથી દુઃખ વોરી લીએ છે, ને શાન્તિમય સુખ પણ તેજ મનથી મેળવી શકાય છે. એકજ હૃદય રાગદ્વેષ ક્રોધ વગેરે કલહો કરીને શત્રુ બનાવે છે ને પ્રેમ-સ્નેહ નાખીને મિત્ર પણ તેજ હૃદય બનાવે છે. તેમજ એકજ મનુષ્ય નઠારૂં કાર્ય કરીને ભવસાગરમાં ડૂબી મરે છે, ને સારાં કાર્યો કરીને ભવસાગરને તરવા પણ તેજ સમર્થ બને છે. માટે માણસ જેમ ધારે તેમ તે કરી શકે છે તો અવશ્ય સારાં કાર્યો કરીને ભવસાગરને તરવા પ્રયત્ન શીલ થવું.

શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ, સુગન્ધદાર પદાર્થોની સુગન્ધ કરતાં સારા માણસના સદ્દગુણની સુવાસ—સુગન્ધ વધારે ઉત્તમ છે. પુષ્પની સુગન્ધ પણ ચારે બાજુ પ્રસરતી નથી, પણ સદ્દગુણી માણસની સુવાસતો ચારે બાજુ—લાંબો માઇલ સુધી ફેલાય છે. જેઓ સદ્દગુણ વિનાના હોય છે તેઓ ગમે તેટલા સૌન્દર્યવાન હોય તો પણ તે રંગરૂપ વાળા પણ સુગન્ધ વિનાના પુષ્પ જેવાં નકામાં છે.

સદ્દગુણ વિનાના રૂપ રંગની—એ બાહ્ય શોભા નકામી છે એટલું જ નહિ પણ લજ્જાવનાર છે. સદ્દગુણની આંતરિક શોભા તેજ ખરી શોભા છે અને તેજ શોભાવનાર છે. તેમાં જ ખરો ભપકો ને ખુશબોઇ છે. માટે દરેક માણસે સદ્દગુણને જ ધારણ કરવા. જે માણસ સદ્દગુણી હોય છે તેની જ ઉભય લોકમાં પ્રશંસા થાય છે.

કમળની ઉત્પત્તિ કાદવમાં જ થાય છે તો પણ તેની સુગન્ધ, સૌન્દર્ય કે પ્રશંસા ઓછી થતી નથી પણ વધારે થાય છે, ને શોભાયમાન લાગે છે. તેમજ મૂર્ખ-અજ્ઞાની મનુષ્યોમાં વસનાર જ્ઞાની માણસ વધારે શોભાવાળો લાગે છે અને પ્રશંસાને પાત્ર બને છે. માટે સુજ્ઞાન રૂપ દિવ્ય તેજથી વિભુષિત થવું.

પ મા પ્રકરણમાં બાળ વર્ગને ઉદ્દેશીને કેટલીક વાતો કરી છે. બાળ વર્ગ એટલે બાળક એમ સમજવાનું નથી—વૃદ્ધ હોય પરંતુ તેને સત્ય જ્ઞાન નહોય તો તે બાળકજ છે—મૂર્ખજ છે. આ પ મા પ્રકરણમાંથી જુદી જુદી ગાથાઓ ઉપરથી નિમ્નલિખિત સાર ઉપજાવી કહાડયો છે.

જેઓ સદ્દગુણ, ધર્મ, નીતિ, રીતિના નિયમો જાણતા નથી, આ મનુષ્ય જીવનનું ઉપયોગીપણું જાણતા નથી તેવા મૂર્ખ અજ્ઞાન મનુષ્યોને જીવન કંટાળા ભરેલું વિષમ લાગે છે. મહામહેનતે મળેલ અમૂલ્ય માનવ દેહની સાર્થકતા કરી શકતા નથી. કંટાળા ભરેલી સ્થિતિએ જીન્દગી પૂર્ણ કરે છે. માટે હાથ આવેલ તકને નહિ ગુમાવતાં, શાશ્વત સુખની સાધ્ય વસ્તુ મેળવવાનું સાધન ગણી તેનો અપૂર્વ લાભ લેવો. મોક્ષ પદને પામવાનું ખરૂં સાધન તો માનવ દેહજ છે. તો કંટાળા ભરેલી સ્થિતિમાં જીવન ગુમાવી નાંખવું નહિ પણ જીવનને ઘણુંજ ઉપયોગી ગણી તેનો પૂર્ણ લાભ લેવો.

હંમેશાં યાદ રાખવું કે કોઇ પણ સ્થળે કે કોઇ પણ પ્રકારે મૂર્ખની સાથે મિત્રાઇ કરવી નહિ. મિત્ર નહોય તો એકલાં રહેવું ઉત્તમ, પણ મૂર્ખ મિત્રના સહવાસી થવું તે હાની કર્તા છે. કહેવત છે કે,—"દાનો દુષ્મન હજો પણ મૂર્ખ મિત્ર નહજો." ડાહ્યા દુષ્મન હોય તે સારા પણ મૂર્ખ મિત્ર તો એક પણ નહિજ સારો. મૂર્ખની મિત્રતા કરવાથી અવશ્ય પસ્તાવું પડે છે. માટે બરાબર તપાસ—પરીક્ષા કરીનેજ મિત્રાઇ કરવી. કદાચિત કોઇ મૂર્ખની સાથે મિત્રાઇ થઇ ગઇ હોય તો પણ જાણ્યા પછી, જેમ સર્પ કાંચળી તજે છે તેમ દાના માણસોએ તેનો સંગ તજી દેવો, તેમાંજ સુજ્ઞતા છે અને તેજ સુખ કર છે.

દુષ્કૃત્ય કરતાં હંમેશાં યાદ રાખવું કે મલિન કાર્યનું ફળ પણ અવશ્ય મલિનજ મ-

ળશે. કહેવાય છે કે 'દેવાય તેવું લેવાય' 'વવાય તેવું લણાય' 'કરાય તેવું પમાય.' તે પ્રમાણે ખરાબ કાર્યનું ફળ પણ ખરાબ મલશે એમ જાણીને સુકૃત્યો કરવાં કે જેથી તેનું ફળ ઉત્તમ મલે ને તે ભોગવતાં પણ સુખ થાય. માટે સુખના અભિલાષિઓએ હમેશાં સારાં સારાં કાર્યો કરવાં.

જેઓ જડ જેવા છે, મૂર્ખ છે, પામર છે, અજ્ઞાની છે તેવા નાદાન માણસોજ પોતાનાં કરેલાં કાર્યની, દેશો દેશમાં કીર્તિની ને પૂજાવાની આશા રાખે છે. પણ જેઓ સુજ્ઞ છે તેઓ તો પોતાનું કર્તવ્ય-ફરજ માનીનેજ સત્કાર્યો કરે છે. તેઓ ગમે તેટલું કરે તોપણ ફળની ઇચ્છા કરતા નથી. જો ફળની આશા-કીર્તિની આશા રાખીને કાર્ય કરવામાં આવે તો તેનું પૂર્ણ ફળ મલતું નથી પણ માત્ર મજુરીજ મલે છે. માટે કંઈ થઇ શકે તે કોઇ પણ જાતના ફળની આશા વિના-નિષ્કામ પણે કરવું. હમેશાં એવો સિદ્ધાંત છે કે સત્કાર્યોનું ફળ એની મેળે અને ઉત્તમજ મળે છે; ફળ મળવું યા નમળવું તે તો કુદરતાધિન છે. માણસનો અધિકાર ફળ મેળવવાનો નથી પણ કાર્ય કરવાનોજ છે. કહ્યું છે કે,—"कर्मण्येवाधिकारस्ते माफलेषु कदाचन" ( કામ કરવાનો અધિકાર માણસનો છે, પણ ફળનો અધિકાર તેને નથી. ) આ વાક્ય હમેશાં યાદ રાખીને કોઇ પણ જાતની ઇચ્છા સિવાયજ સત્કાર્યો કરવાં

જે ઉત્તમાત્માને શાશ્વત સુખનો સ્વાદ સમજાયો છે, તેની કિંમત સમજી શકાય છે, તેનું સત્ય પણું સમજાયું છે, ને નાશવંત સુખ ઉપરથી-અસ્થિર સ્વરુપ સુખ ઉપરથી મોહ-ભાવ ઉતર્યો છે, તેઓ દેવ, દાનવ કે માનવમાં નાશવંત-તુચ્છ કીર્તિ વધારવાના પ્રયત્ન નહિ કરે પણ આ ફાનિ દુનિયામાંથી આ અસાર સંસારમાંથી સાર શોધી, મુક્ત-વિરક્ત થવા માટેજ સતત ઉદ્યોગ કરી રહે છે. માટે હે મોક્ષગામી ! હે શાશ્વત સુખના અનુયાયીઓ !-અભિલાષિઓ ! જાગૃત થઓ ને નાશવંત કીર્તિની દરકાર નહિ કરતાં, ખોટી મોટાઇ પાછળ નહિ દોડતાં, શાશ્વત સુખનો અનુભવથી સ્વાદ લેવા, અખંડ સુખમાં આનંદ કરવા, અવિનાશી પદના પ્રાપ્ત્યર્થે, કીર્તિ સંપાદનના પ્રયત્નો છોડી દઇ, આ ફાનિ દુનિયામાંથી આ અસાર-નિઃસાર હળાહળ વિષમ સંસારમાંથી પણ સાર શોધી લઇ તે વડે મુક્ત થવા-વિરક્ત થવા માટે, ત્વરાથી, ખંત અને ઉત્સાહથી, યત્ન-પ્રયત્ન સહિત ઉદ્યોગ કરો ! અંતે તેજ સત્ય છે, બાકી આ દૃશ્ય અદૃશ્ય સઘળાં પદાર્થો અનિત્ય છે.

માયાની મહાન્-પ્રબળ શક્તિવડે માની લીધેલ સુખ તે સત્ય સુખ નથી, પણ અવિચળ પદ તેજ ખરૂં સુખ છે; તેનાજ ગામી-ઉપાસક થવું એજ ઉત્તમોત્તમ છે.

પ્રકરણ ૫ હું પંડિત વર્ગ વિષે છે. તેમાંની જુદી જુદી ગાથા ઉપરથી ઉત્પન્ન થતી શિખામણોનો વિસ્તાર યથા મતિ આ નિચે કહુંછું.

જ્ઞાની માણસને અનુસરીને ચાલવાથી દશા-હાલત બગડતી નથી, બલકે વિશેષ સુધ-

રેછે-સારી થાય છે. માટે આપણને કોઇ લાયક સુજ્ઞ માણસ-જ્ઞાની માણસ કહે તેમ કરવું. આપણા દોષો બતાવે, આપણને ઉન્નતિનો માર્ગ બતાવે તો આપણે તેને ખરા હિતેચ્છુ માનીને તેને અનુસરીને ચાલવું તેજ ઉત્તમ છે અને તેજ સુખી થવાનો સરલ માર્ગ છે. તેવા જ્ઞાનીઓ મળી જાય તેપણ મહાભાગ્યની વાત છે, તેવા જ્ઞાનીઓ મળે તો આપણી અધમ દશા હોય તોપણ ઉંચ દશામાં લાવી મુકે છે ને ઘણીજ સારી દશાએ ચડાવી દીએ છે. માટે જ્ઞાનીનો સત્સંગ કરવો ને તેનેજ અનુસરીને ચાલવું.

હંમેશાં યાદ રાખવું કે નીચ કાર્ય કરનારા, પાશવ વૃત્તિવાળા અને આસુરી સંપત્તિવાળાને મિત્ર કરવો નહિ. તેની સંગત કરવી નહિ પણ ઉત્તમ કાર્ય કરનારા, સાધુ વૃત્તિવાળાની સાથે મિત્રતા કરવી; તેનોજ સત્સંગ કરવો. તેનું કારણ એજકે સહવાસ એવો અભ્યાસ થાય છે. તેથી હલકા માણસની મૈત્રી, આપણને હલકા-નીચ બનાવે છે ને અધમ દશાએ પહોચાડે છે તેથી ઉલટું, ઉંચ-સદ્‌ગુણી માણસની મૈત્રિ કરવામાં આવે તો આપણે સદ્‌ગુણી થઇએ છીએ ને ઉન્નત દશા થાય છે. માટેજ સદ્‌ગુણીની મિત્રતા કરવી તેજ સુખ દાયક છે.

વિદ્વાન પુરૂષો પોતાની જાતના રચનાર છે. આત્મા પોતાની સ્થિતિને ઉત્પન્ન કરનાર પોતેજ છે. કારણ કે સારાં યા માઠાં કાર્યો તે પોતેજ કરે છે, જે કાર્યના પ્રમાણમાં સ્થિતિ સ્વતઃ પ્રાપ્ત થાય છે. આપણી સ્થિતિનો નિયંતા અન્ય કોઇ નથી, પણ આપણેજ છીએ. આત્માએ સારાં કાર્યો કર્યા હોય તો સારી સ્થિતિ નિયત થાય છે। વિદ્વાન પુરૂષો પોતાની જાતના રચનાર પોતે છે" એમ કહેલું છે, કારણ કે વિદ્વાન મનુષ્યો અહર્નિશ સુકૃત્યોજ કરે છે તેથી તેની ઉન્નતિ થાય છે.

આપણી હાલની સ્થિતિનું કારણ ભૂતકાળમાં કરેલાં કાર્યોના પરિણામ રૂપે છે. ને ભવિષ્યમાં પ્રાપ્ત થવાની સ્થિતિનો આધાર આપણા વર્તમાનનાં કાર્યો ઉપર રહે છે માટેજ પોતાની જાત સારી રચવી હોય, સુખ જો વહાલું લાગતું હોય અને તે મેળવવું હોય તો તે આપણા પોતાનાજ હાથમાં છે.

સુખ યા દુઃખનો સંયોગ થવો ન થવો તે આત્માના ફલાફલ ઉપર વિશેષ આધાર રાખે છે. અન્ય કોઇ તો માત્ર કારણ ભૂત-નિમિત્ત રૂપ જ છે-તેમાં પણ તેનો કારણરૂપે વિશેષ ભાગ હોતો નથી. માટે આપત્તિ-વિપત્તિના પ્રસંગમાં અન્યને દોષ દેવો તે વ્યર્થ છે. સુકર્મ યા દુષ્કર્મને ઉત્પન્ન કરનાર પણ આત્મા પોતે જ છે. તો સુકૃત્યો ઉપાર્જન કરવા તે જ સુખી થવાનો રસ્તો છે.

જે માણસ સમચિત્ત વાળો હોય છે તે પ્રશંસાથી કે નિંદાથી ચલાયમાન થતો નથી. હમેશાં મનને દૃઢ બનાવવું, સુખ વા દુઃખ ગમે તે આવે તો પણ તટસ્થ-મધ્યસ્થ રહેવું. કોઇ એમ કહેશે કે દુઃખમાં તટસ્થ રહેવાનું કહ્યું તે તો ઠીક પણ સુખમાં શું તટસ્થ રહેવું તેનો જવાબ એ જ કે સુખ અને દુઃખ એ બે જાતના, માણસને ઘસડનારા પ્રવાહો છે,

સુખનો પ્રવાહ આવે ત્યારે માણસો ફુલાઇ જાય છે, બ્હેકી જાય છે, મદ ચડી જાય છે, સુખ એ એક જાતની કેફ છે ને તેનો નિશો ચડયા વિના રહેતો નથી. તે નિશો કોઇને પણ ચડયા પછી તેને આસપાસનું ભાન કે સારા સારનો વિચાર રહેતો નથી ને તે સુખ રૂપ કેફના મદમાં જેમ આવે તેમ બકે છે.

દુઃખના પ્રવાહમાં તેથી ઉલટું જ થાય છે. દુઃખ આવે છે ત્યારેપણ માણસને ભાન રહેતું નથી કે સારાસાર વિચાર કરવાનો અવકાશ તેના મગજને મળતો નથી. તન અને મન દિવસ અને રાત્રિ ચિન્તા રૂપ-અગ્નિમાં પ્રજળ્યાંજ કરે છે, દુઃખના અસહ્ય બોજા તળે ચંપાઇને હાલ બેહાલ સ્થિતિમાં આવી પડે છે. માટે જ સુખ અને દુઃખના ઉભય પ્રસંગમાં તટસ્થ-સમાચત્ત વાળા રહેવું તે જ ઉત્તમ છે. તેવા થઇ શકાય ત્યારે જ ખરૂં સુખ મળે-દુઃખમાં પણ સુખ અને સંતોષથી રહી શકાય છે. વાસ્તે સત્ય સુખના અભિલાષિઓએ ઉભય પ્રસંગમાં હિંમત હાર્યા વિના ચિત્તને સ્વસ્થ રાખીને તેમાંથી પસાર-મુક્ત થવું.

ધર્મ શાસ્ત્રનું શ્રવણ કરવાથી, ઉત્તમ પુસ્તકોનું વાંચન કરવાથી જ આત્મા દુર્ગુણત્યાગી સદ્દગુણ ધારણ કરીને શુદ્ધ-ચોકખો-નિર્મળ-ઉજ્જવળ-જવલંત પ્રકાશ વાળો બને છે. માટે મુમુક્ષુ જને તેનું જ સેવન કરવું. આત્માને પુષ્ટ બનાવનાર તેના જેવું રસાયન એક પણ નથી।

શાશ્વત સુખ મેળવવું હોય, અવિચલ પદ પ્રાપ્ત કરવું હોય તો આ દુનિયાપરના મનાતા નાશવંત સુખનો, અનિત્ય વસ્તુઓનો અને ક્ષુદ્ર શરીર પરથી મોહ છોડી, અહંતા મમતા દૂર કરી, મનની આધિઓ-ઉપાધિઓ અને વ્યાધિઓને ત્યજી દઇ, સર્વ ઉપરથી મારાપણાનો ત્યાગ કરીને સર્વ પ્રકારની ઉપાધિઓથી મુક્ત થવું. 'હું' અને 'મારૂં' એ જ આત્માને શાશ્વત સુખ મેળવવામાં બંધન કર્ત્તા છે. માટે દરેકે તે છોડવા પ્રયત્ન શીલ થવું

પ્રકરણ ૭ મું અર્હન વર્ગ વિષે છે. તેમાંની જૂદી જૂદી ગાથા ઉપરથી સમજાયેલો સાર નીચે પ્રમાણે યથામતિ લખું છું.

જેઓની વૃત્તિઓ કાબુમાં છે, અને જેઓનું જ્ઞાન પ્રકાશમય છે, તેઓ આ દુનિયામાં રહેવા છતાં મુક્ત જ છે। માત્ર સાધુનો વેશ પહેરીને ફરવાથી જ મુક્ત થઇ શકાતું નથી. સંસારમાં રહેવા છતાં પણ ઇન્દ્રિય દમન કરવામાં આવે, મન ઉપર દાબ રાખી શકાય, આત્મા નિર્લેપ-નિર્વિકારી-વિકાર વિના-નિર્મળ રહે તો જ મુક્ત થઇ શકાય છે. આત્માની મુક્તિને ઉપરના રાગ-રંગ કે વેશની સાથે લેવા દેવા કે કામ નથી-સંબંધ નથી પણ હૃદયના ખરા, શુદ્ધ રંગ-રાગ-વેશ-આચાર-વિચાર-સદ્દગુણ-નિર્મોહીપણું-નિર્વિકારીપણું-નિર્મળતા-પવિત્રતા-નીતિ-ધર્મ અને હૃદયની શુદ્ધિ સાથેજ કામ અને સંબંધ છે.

ઉક્ત પ્રકારના ગુણોથી આત્મા વિશુદ્ધ થયો હોય તો તે દરેક સ્થળે જંગલમાં કે શહેરમાં એકાન્તમાં કે વસ્તીમાં પણ તે મુક્ત જ છે. એ સિવાયના ગુણોવાળા આત્મા જંગલમાં જઇને બાહ્ય ક્રિયાઓ ત્યજીને બેસે તો પણ મુક્ત નથી. જનકરાજા રાજ્ય ચલાવતાં

છતાં, રાજ્યમાં રહેવા છતાં પણ વિદેહી હતા. શ્રીઋષભદેવ પ્રભુના મોટા પુત્ર ભરત મહારાજને અરીસા ભુવનમાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું તે શા કારણથી? માત્ર ઉક્ત પ્રકારના ગુણોથી જ! વળી શ્રી કૃષ્ણે અર્જુનને કહેલું છે કે,—

સંસારમાં સરસો રહે ને મન મારી પાસ,
સંસારથી લેપાય નહિ તે જાણો મારો દાસ—અર્જુન સુણો ગીતા.

બેશક નિર્લેપ દશામાં સંસારમાં રહેનારા જનક વિદેહી જેવા ઉત્તમ આત્માઓ મુક્ત જ છે. માટે સંસારમાં રહેવા છતાં પણ દરેકે આત્માની મુક્તયર્થે-આત્માને નિર્મળ બનાવવાના પ્રયત્નો કરવા તેજ ઉત્તમ છે. વળી મહાત્મા બુદ્ધે તેજ પ્રકરણમાં કહ્યું છે કે,-પૃથ્વીની માફક સહનશીલ, કાદવ વિનાના સરોવરની પેઠે નિર્મળ-વિશુદ્ધપણે પોતાનું દરેક કર્તવ્ય સમજીને યથાર્થ બજાવતાં છતાં પણ નિર્લેપ છે તેને ભવિષ્યમાં જન્મ લેવો પડશે નહિ.

જે માણસમાં સહન કરવાની શક્તિ હોય છે તેને ક્રોધ થતો નથી બીજા દુર્ગુણ પણ આવતા નથી. સહન શક્તિ વધારવાથી હંમેશાં સદ્‌ગુણ જ આવે છે ને દુર્ગુણનો નાશ થાય છે. વળી નિર્મળ રહેવાથી મલિનતા દૂર થાય છે. માટે હે! આત્મા! તું સહનશીલ-નિર્મળ-પવિત્ર-વિશુદ્ધ બન કે તારે ફરી જન્મ લેવો પડે નહિ.

'ચહો, સહો, ને ખમીખાઓ' એ નિયમ તું અહર્નિશ લક્ષમાં રાખજે, તેમાંથી જ તારૂં જીવીત સાર્થક થશે! પુનર્જન્મનો નાશ થશે!

માણસ જ્યારે ઉત્તમ જ્ઞાન મેળવીને પોતે તદ્દન શાન્ત થાય છે ત્યારે તેના વચનો અને દરેક કાર્ય પણ શાન્ત રીતે જ થાય છે. અર્થાત્ શાન્તિ જન્ય ચિત્તથી દરેક કાર્ય પણ શાન્તિમય જ થાય છે.

બાહ્યાડંબરના ત્યાગી, વિરાગીને આવા અર્હંત જ્યાં વસે છે ત્યાં-તે સ્થળ વિકટ હોય તો પણ આનંદ દાયક જ થાય છે! નિર્વિકારીને, સામાન્ય મનુષ્યને સ્વાભાવિક રીતે ખેદ-ભય ઉપજાવે તેવા નિર્જન અરણ્યમાં પણ આનંદ જ મલેછે. કારણ કે તેવા મહાત્માઓ નિજાનંદમાંજ મગ્ન ને પ્રભુ પદમાં જ તલ્લિન બનેલા હોય છે તેથી તેમને જંગલમાં પણ મંગળ જ લાગે છે. વિસ્તાર ભયને લીધે હવે ટૂંકાણમાં લખી નાંખવાનું ધાર્યું છે. બાકી તો દરેક વાક્યો એવાં અણમૂલ છે કે તેના ઉપર વિવેચનનાં પાનાંને પાનાં ભરાય તેમ છે.

પ્રકરણ ૮ મું સહસ્ર (હજાર) વર્ગ વિષે છે. તેમાં એ પ્રમાણે ઉપદેશ કરેલો છે કે અર્થ વિનાના હજાર શબ્દો હોય તો તે નકામા-નિરર્થક છે, પણ અર્થ વાળો ઉપયોગી એક પણ શબ્દ સારો છે. તે પ્રકરણની દરેક ગાથાનો અર્થ શું શીખવે છે?

તે શીખવે છે કે અર્થ વિનાના નકામા મોટાં મોટાં કાર્યો કરવા તે નિરર્થક છે. પણ અર્થવાળું નાનામાં નનું કાર્ય ઘણું જ ઉપયોગનું-કામનું છે. ઉપયોગ વિના ઉચી ઉચી

ભાષાના અઘરા અને લાંબા શબ્દો નકામા—જરૂર વિના બોલવા તે નિરર્થક છે, પણ સમયોચિત—ઉપયોગવાળો માત્ર સહેલો એક પણ શબ્દ તે જ ઉત્તમ છે. જરૂર વિનાનાં મોટાં મોટાં લેકચરો ને લેકચરો આપવામાં કે વાંચવામાં આવે તો પણ શા કામનાં? કંઈ જ કામના નહિ. માટે થોડું પણ ઉપયોગનું જ બોલવું. એ રીતે વાણીને, વિચારોને કાબુમાં રાખી ઉપયોગી બનાવવાં.

જ્યાં સુધી આત્મ જય કર્યો નથી ત્યાં સુધી સર્વ વ્યર્થ જ છે. પોતાના ઉપર જય મેળવનાર જ ખરો વિજેતા છે. બાકીના તો શત્રુને જિતેલ નહિ પણ શત્રુથી જિતાયેલા—પરાભવ પામેલા જ છે. માટે આત્મજય કરવો તે જરૂરનું છે.

હજારો વર્ષ સુધી યજ્ઞો કરવામાં આવે કે શરીરને અસહ્ય કષ્ટ દેવામાં આવે તેના કરતાં ઉત્તમ—આત્મજ્ઞાની મહાન્ પુરૂષને શુદ્ધ હૃદયથી માત્ર એક ક્ષણ વાર કરવામાં આવેલ નમસ્કાર—વંદન વધારે ઉત્તમ ને કિંમતી છે. ઓઘાને મુહપતિના મેરૂ પર્વત જેવડા ઢગલા કર્યા પણ સમકિત પ્રાપ્ત થયું નહિ એ વાતનો અહીં ખુલાસો મળી રહે છે.

( ચાલુ· )

બ્હેન નિર્મળ.

---

# । चक्र व्यूहमां अभिमन्यु ।

( અનુસંધાન ગતાંકથી. )

હાર્યો વિચારી કર્ણને નિજ ચિત્તમાં અતી ક્રુદ્ધ થઈ—
દુર્યોધનાત્મજ વીર લક્ષ્મણ આવીઓ પછી યુદ્ધ મહીં.
સન્મુખ તેને દેખીને આ રીત અભિમન્યુ વદેઃ—
જાણે ભયંકર સિન્ધુ નદી—હદ તોડીને વહેતો મસે—

( ૪૪ )

" તું ભયુ છો મુજ નેથી આ હું છું જ્યાનું તુજને—
ના સમજજે તું કે જણાવું છું હું નિર્બળ તુજને—
આ સમય તું નિજ સર્વ જનને એકવાર નિહાળી લે,
ધામેજ યમના અન્યથા ભગી શકીશ તે વિચારી લે, "

( ૪૫ )

આ વચનથી તે વીર-અંગે ક્રોધ-જ્વાળા ભભુકની,
થઇ ક્રુદ્ધ તેણે એક નિષ્ઠુર નાગ સમશક્તિ મુકી.
અભિમન્યુએ કરી વિફળ તેને "પાંડવોનો જય!" વદી,
પછી શર ચઢાવ્યું એક જેમાં જ્યોતિ અદ્‌ભુત વસી રહી

( ૪૬ )

તે અર્ધચંદ્રાકાર હા! છુટી શરે કોદંડથી,
છેદન કીધો રિપુ-કંઠ તત્ક્ષણ ફલક-ધાર પ્રચંડથી.
આ રીત ભાસિત બનતું તેનું શીશ નીચે તુટી પડયુ,
જે મસ્ત તારા ગગનમાં તુટતાં સમુ ઉજ્જ્વલ ખર્યું.

( ૪૭ )

તત્કાલ હાહાકાર-યુત રિપુપક્ષમાં દુ:ખધ્વનિ ઉઠયો,
પછી દુષ્ટ દુઃશાસન સમરમાં શીઘ્ર ઉપસ્થિત થયો.
અભિમન્યુ તેને નિરખીને અતી ક્રોધથી પ્રજ્વળિત થયો,
નિશ્વાસ વારંવાર તેનો ઉષ્ણતર ઉઠતો હતો.

( ૪૮ )

"રે! રે! નરાધમ! નારકી! તું ક્યાં સમય આ સહુ હતો!
મે બહુ સ્થળે તુંને અહીં રે! ક્યારથી શોધ્યો હતો,
આ નિરખ મારૂ બાણુ! તારા પ્રાણનાશ નિમિત્ત છે,
તૈયાર થા તુજ પાપનું સૌ આજ પ્રાયશ્ચિત છે.

( ૪૯ )

"સૈનિકોની સન્મુખજ હું આજ વધ કરી તુજને,
સંસારમાં માતા પિતાથી બનીશ હું ઉઋણ હવે,
મુજ કર થકી તુજને હવે શકશે બચાવી કો નહીં,
જોજે! પરંતુ રણભુમિથી નાશી તું કહીં જાય નહીં."

( ૫૦ )

વદી આમ તે અભિમન્યુએ છોડયું ધનુષથી બાણને,
રિપુભાલમાં તે ધસી ગયું ઝટ ભેદી શીર્ષ-ત્રાણને.
હા! રક્તરંગિત તે થઇ નીચે પડયો પામી વ્યથા,
સન્ધ્યા સમય પશ્ચિમ જલધિમાં અરૂણ રવિ પડતો યથા.

( ૫૧ )

મુર્છિત ગણી તેને સમર થકી લઇ ગયો રથ સારથી,
લડવા પછી મંડયો બૃહદબલ ઉચિત નામ મહારથી.
કરી ખેલ કૌતુકસક્ત હરિ જે રીત અરિને મારતો,
અભિમન્યુએ તે રીત તેને છિન્ન તન કરી ભેદીયો.

( ૫૨ )

અભિન્યુ એકજ સંગ ત્યાં જે જે લડયા રણભૂમિમાં,
માર્યા ગયા અથવા સમરથી વિમુખ થઇ કીર્તી ચુકયા.
જે રીત વિદ્યુદામથી યાતી શુશોભિત ઘનઘટા—
સર્વત્ર તે ચમકાવતો 'તો સમરમાં શસ્ત્રચ્છટા.

( ૫૩ )

આશ્ચર્ય ત્યારે કર્ણે દ્રોણાચાર્યને આ રીત વદ્યોઃ—
આચાર્ય ! જુવો તો નવો આ સિંહ નિદ્રાથી ઉઠયો !
રઘુવર–વિશિખથી સિન્ધુ સમ સહુ સૈન્ય તે થકી વ્યસ્ત છે,
તે પાર્થ-નન્દન પાર્થથી પણ ધીર વીર પ્રસસ્ત છે.

( ૫૪ )

" થાવું વિમુખ સંગ્રામથી તે પાપ છે વીરને મહા,
એ સમજીને જ હું આ સમય ઉભો રહ્યો છું સમરમાં.
કો પણ રીતે છે મારવો ઉચિત તેને ગરૂ અહીં,
નિજ પ્રાણ કાજે અન્યથા નિસ્તાર પછી થાશે નહીં "

( ૫૫ )

વીરાગ્રણી અભિમન્યુ તું છો ધન્ય આ સંસારમાં,
છે શત્રુ પણ હા મુગ્ધ જેના શૌર્ય પારાવારમાં.
નુજ નિકટ ચમકે દિવ્ય નિષ્પમ તે જ શક્તિનું, ધરનું,
કરતા વિપક્ષી પણ સદા ગુણગાન સાચા નરનું.

REGISTERED No E. 764

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्

[ પુસ્તક ૨૮—અંક ૧૧ ] ( માસિક ) [ ઓગષ્ટ—૧૯૧૩. ]



—×—

અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસકપની લીમીટેડમાં મોતીલાલ શોભળદાસે છાપ્યુ.

REGISTERED No B. 764

આદ્યદ્રષ્ટા—
શ્રીક અભેદમાર્ગપ્રવાસિ.
પ્રાતઃસ્મરણીય મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

તંત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्

[પુસ્તક ૨૮-અંક ૧૧ ] ( માસિક ) [ અગષ્ટ-૧૯૧૩.]

## सर्व समर्पण.

—※—

સહ્યું છે તે મહૂધુ આ દરદ તાજું ફરી થાતાં,
મગર, મ્હાતાં અને સ્હેતાં અરે શાને ડરી જાવું ?

દીનો વીતી કંઈ જાતાં ફરીથી ચશ્મ આ વ્હેતા
દરદ પ્યાલો ભરી પીતાં સુખે શાને દુઃખી થાવું !

મીઠાં દર્દો: અને ગાનો : બધી જૂની મીઠી લ્હાણો:
સહેતાં એ સુનિર્માણો વૃથા શાને દુઃખી થાવું ?

અહો પ્યારી જુદાઈ એ સદા માટે લખાઇ છે !
ખરી એ છે કમાઇ, તો રૂચે શાને જૂદું થાવું ?

હજી ભાવિ વિષે શાને દિલે અવકાશ આશાને ?
સમર્પણમાં સુખાશાને ઘટે કાં સ્થાન કૈં હોવું !

સદા એ યારીના તાને અને છે ડૂબવું ધ્યાને :
વૃથા, દિલ ! મા સજી દેને, 'સુખી થાવું,' 'દુઃખીથાવું'

સહ્યું તે સર્વ કો જાણે ? હતું દિલ શિખતું ત્યારે;
હવે કાબિલ થયાં જાને જતો; સ્હેવું, છતાં સ્હેવું !

# उदासीनता !

( પ્રેમ! )

અરર ! હાય ! ઓ ! પંખીડાં તમે !
ત્યજી ઉડી ગયાં ! ના ગમે મ્હને !
મરણ શર્ણ છું ! દાઝતા દિલે !
હૃદય ઊર્મિઓ ક્યહાં જઇ ઠરે !

ન શબ્દ નીકળે હજી અરર ! એક ઇચ્છા છતાં !
ન દિલ ખુલતું અરે ! જિગરનાં પ્રણયી જતાં !
ન શબ્દ પડતો ય હા ! કલમ ના ઠરતી ઠરે !
અવાચ્ય ઉરની ગતિ શિથિલ આ દહતી અરે !

રડાય નહિ ને હસાય નહિ હા ! ન સહાય રે !
ન દર્દ વસમું ! નહિ સરલ ! એ ન ખમાયરે !
ન સહ્ય અથવા લખી જરીય હું શકતો અરે !
નકી હૃદયમાં ઉદાસી વધતી રહમજાયરે !

ન શ્વાસ હૃદયે વહે ! અરર બન્ધ ન થાયરે !
રડાય અથવા ગવાય નહિ ને ગભરાઉં રે !
મસ્તાન મરતો જીવે ! અગર શું ય થનાર રે !
પ્રભો ! પ્રણયરૂપ તું પ્રણયી બાલ બચાવરે !

સ્વામી ત્હારી સદા ભક્તિ ને આપો ઉરને દગ !
બચાવી લે ! બચાવી લે ! ધૈર્ય દાવાનલે મૃગ !
આવી ! આવી ! ભલે આવી ! ઉદાસી ! આવજે સદા !
ઉપાસું સ્નેહ સેવાર્થે ! માગું મસ્તાન સર્વદા !

સીતાપુર—શરાબખાના
તા. ૯—એપ્રિલ ૧૯૧૧. } मस्तान.

# ॥ दिवाने–हाफेज़ ॥

—x•x—

( ગઝલ—૨૧ )

સાકીઆ તું જલ્દી કર ને રંગી જામ ભર,
ખાખ હો લ્યાનત હજો ગમગીન વખત પર—૧

હાથમાં દે માહરા છે પ્યારો જામ એ,
તજું દીલેથી રાખું હું કંથા ન બદન પર—૨

સજન કદિ અમ શિરે બદનામ જો પડી,
પરવા ન રહી જરાય દીલ ઇજ્જત નામ પર—૩

શરાબ દે તાજો મીઠો મગરૂર હવા સાથ,
ખાખ પડો નકામી બધી શિર મુરાદ પર—૪

નિશ્વાસ ઉંડા નાંખતું બળતું જીગર છે આ,
ભસ્મ કરે બતાવે દીલ દયા ન દંભિક પર—૫

તલાશ કરી મેં બધે ગરીબ તવંગર,
નજર પડે ન દોસ્ત એક મન મહેરમ પર—૬

ખુશ રહે દીલ માહરૂં જો હોય પ્રિયા સાથ,
તરાપ મારનાર કોણ મુજ આરામ પર—૭

બાગ સરૂ પર નહીં કદિ ઝાંખશે જરા,
જાન કર્મો કુરબાન સરૂ એત દીલ ઉપર—૮

સબ્ર કર હાફેઝ હમેશાં તું તંગીમાં,
મસ્તાન રે ! મળશે તને કાણુ મુરાદ પર—૯

ડી. બી. કથારીઆ.

—

# ॥ शीख लोकना धर्मनो इतिहास ॥

(૧.)

હિન્દી બાબતોના સંબંધમાં સામાન્ય અંગ્રેજ લોક તરફથી–સામાન્ય કેળવાયેલા અંગ્રેજ લોક તરફથી પણ–દર્શાવવામાં આવતો આદર ભાવનો વિલક્ષણ અભાવ, દરરોજના બનાવ સમાન થઇ પડયો છે. સામ્રાજ્ય નીતિની ગંભિર બાબતો કરતાં ફુટ બોલની એકાદ મેચ અથવા અસાધારણ નીચતા ભર્યા ખૂનનો એકાદ બનાવ આંગ્લભૂમિમાં વધારે લક્ષ દોરે છે, એમ વારંવાર કહેવામાં આવે છે. આવી ચર્ચાઓતો સાધારણ થઇ પડી છે. આવી નવાઇ પમાડતી બેદરકારી હોવા છતાં એ હિન્દની અશાંતિનો પ્રશ્ન એટલો બધો ગંભિર થઈ પડયો છે કે તેના તરફ એક બેદરકાર સમાજનું લક્ષપણ દોરાયા વિના રહ્યું નથી. કેટલાક વિભાગોમાં તો આવા સમગ્ર પ્રશ્નનું લગભગ સંપૂર્ણ રીતે પૃથક્કરણ કરવામાં આવ્યું છે અને તેના નિરાકરણ માટે અનેક પ્રકારના પ્રયત્ન કરવામાં આવ્યા છે. એમ દર્શાવવામાં આવે છે, કે આવા પ્રકારની મુશ્કેલી રાજદ્વારી હોવા કરતાં ધાર્મિક પ્રકારની વધારે છે, કારણ કે કેળવણીની પાશ્ચાત્ય ભાવનાઓ દેશના ધર્મનું નિકંદન કાઢે છે, તેથી જ્યાં સુધી આપણે આ બાબતના મૂલ સુધી ઉંડાના ઉતરીએ ત્યાં સુધી સુધારાના સર્વે પ્રકારના પ્રયત્નો માત્ર ક્ષણિક જ નિવડવા જોઇએ. દરેક બાબત આવા વિચારને ટેકો આપતી જણાય છે; પરંતુ સરકારે તો ધાર્મિક રાજનીતિના સંબંધમાં કોઇ પ્રકારનું પગલું ભર્યું નથી. એટલી ખરી વાત કે આ બાબતમાં આંગ્લભૂમિ તરફથી નામનું જ ડખાણ કરવામાં આવે છે. ઇંગ્લેન્ડની સરકારને ટેકો આપનાર એક સાધારણ વ્યક્તિ જાતે હિન્દી પ્રશ્નમાં ભાગ લેતી નથી, અને આવા પ્રશ્નના નિરાકરણની ઉતાવળી જરૂર તરફ પણ તે બીલકુલ બેદરકાર હોય છે. હિન્દ–વિશેષ નહિ તો હિન્દની આંતર દશા–હમેશાં તેને મન એક પ્રકારના ગૂઢ રહસ્ય સમાન જ હોય છે, અને તેના સ્વભાવને રૂચતાં ના હોવાથી તે રહસ્યોનો ધિક્કારનારો હોય છે. જે તેનાથી ના સમજી શકાય તેના તરફ તે વધારે ઉપેક્ષા વૃત્તિ રાખવાનું પસંદ કરે છે–અને બળવાન્ મહાન ઉપદેશો છતાંએ–હિન્દનો વિશાલ ખંડ કે જે માટે તે કેટલેક દરજ્જે જવાબદાર છે તેને પણ આવા અજ્ઞેયના પ્રદેશમાં ગણવામાં આવે છે.

જો આપણે એટલું કબુલ કરીએ કે અશાંતિની બાબતમાં ધાર્મિક અધોપતન મોટો ભાગ ભજવે છે તો આપણી ધાર્મિક રાજનીતિમાં અમુક નિશ્ચિત ફેરફાર રાજકૌશલના વિષય સમાન જણાઇ આવશે. એમ કહેવાય છે, નવીન ભાવનાઓ, વિચારોના સમગ્ર પ્રવાહને લીધે અધાર્મિકતા ઉપજી આવે છે, અને નાસ્તિકતા તથા સામે થવાના વલનને પોષતી વ્યાવહારિક કેળવણીની બક્ષિસને લીધે ખાસ કરીને આવું વધારે થઈ આવે છે. જો આ ખરૂ હોય તો સ્વતઃ ઉભયે શુભ અને લાભકારક પાશ્ચાત્ય અસરોને સમતોલ સ્થિતિમાં રાખવા માટે અમુક પ્રકારના સમાનબલની જરૂર ઉભી થાય છે. આવી ભાવનાઓ શ્રેષ્ઠ હેતુઓ

પૂર્વક પ્રવર્તાવવામાં આવે છે. પોતાના શિષ્ટાચાર, સુધારામાં જે શ્રેષ્ઠ હોય તે આપીને અંગ્રેજ લોક હિન્દનું નુકશાન કરે છે અને તેટલા માટે તેમની પ્રકૃતિ ઉપદ્રવ કર્તા હોવી જોઇએ, આવા પ્રકારના વિચારને આપણે સર્વ પ્રકારે તિલાંજલિ આપવાનો હવે સમય આવી લાગ્યો છે. તેમનામાં મનની સૂક્ષ્મતાની ખામી હોય છે. જેની સાથે તેમનો સંબંધ હોય છે તેને માટે શું શ્રેષ્ઠ છે તે સમજવા સારૂ તેના દૃષ્ટિબિંદુથી કેવી રીતે જોવું એ તેમના સમજવામાં આવતું નથી. ઇંગ્લેન્ડ માટે જે સારૂં છે તે હિન્દ માટે સારૂં હોવું જ જોઇએ, એમ તે સ્વીકારી લે છે; ઇંગ્લેન્ડ માટે જે ખરાબ નિવડે તે હિંદ માટે પણ ખરાબ જ નિવડવું જોઇએ. ભિન્ન પ્રકારના શિક્ષણની અસરમાં ઘણાજ જુદા પડતા સ્વભાવો ઘડાઇ આવે છે અને એક પ્રજાની ખરેખરી જરૂરીઆત ભાગ્યે જ અન્ય પ્રજાના સમજવામાં આવી શકે છે, એટલું તેના સમજવામાં આવતું નથી. દૃષ્ટાંત તરીકે તે જાતે જ ધર્મરહિત જીવન ગાળી શકે છે. મારે સુચવવાનું નથી તે ખાસ કરીને એક અધાર્મિક માનવિ છે, પરંતુ મારે એટલું જ દર્શાવવું છે, કે કોઇ પ્રકારના ધાર્મિક ઉત્સાહવિના અથવા કોઇ પ્રકારના સીધેસીધા ધાર્મિક ઉદ્દેશ વિના પણ તે ઉચ્ચ ભાવનાઓને, મોટા મોટા વિચારોને પોષણ આપી શકે છે. આવી ભાવના આપોઆપ જ હિન્દુને તો એક વિરોધ રૂપે જણાઇ આવે છે. એક અંગ્રેજ માટે કેલવણી અને ઉન્નતિની ભાવનાઓ, ધાર્મિક ભાવનાઓથી ભિન્ન રૂપે સંભવી શકે છે—તેમજ છે. આ વિભાવનાઓ કદાચ અંતિમ સાધ્યો રૂપે પણ હોય છે. કેન્દ્રસ્થ લક્ષણ રૂપે કોઇ પણ ખાસ ધર્મના આધાર વિના ન્યાય અપાતો, સદાચારના નિયમો પ્રવર્તાવાતાં, કેલવણી, આરોગ્ય વિદ્યા અને એવી બાબતોને ઉત્તેજન અપાતું. એક હિન્દીના જોવામાં પ્રથમ વાર જ આવે છે. મોટી મોટી બાબતો કરવામાં આવે છે, તે સીધે સીધી પ્રભુના અથવા અમુક સંતના નામ ખાતર કરવામાં આવતી નથી પરંતુ દેખીતી રીતે આવી બાબતો સ્વતઃ શુભ રૂપ હોવાથી જ કરવામાં આવે છે

નિઃસંશય એક પ્રકારનો ધાર્મિક આધારનો હોય છે; ક્રિશ્ચિયન ધર્મના ખાસ પ્રચારમાં લાગેલાં ઉત્સાહી લોકનાં ટોળા પણ અહિં તહિં જોવામાં આવે છે; પરંતુ સરખામણીમાં તેઓ એકલવાયાં અને લોકપ્રીતિ વિનાનાં બની ગયાં છે એટલી યથાર્થ વાત જ, બ્રિટિશ ધર્મ ભિન્ન પડી ગયાની બાબતને બાર મૂકીને દર્શાવી આપે છે; સામાન્ય રાજકર્તા તરફથી સીધે સીધું આવું શિક્ષણ મેળવવાની આશા રાખવી એક હિન્દી માટે નિરર્થક છે. ત્યારે તો આપણે હિન્દુઓના સમક્ષ જે ભાવના ધરી છે તે વ્યાવહારિકતાની છે—ધર્મ વિનાની ઉન્નતિની છે.—આથી તેમના મનમાં કેટલો જબરો ક્ષોભ થવો જોઇએ અને આખરે રાજ્યદ્વારી અશાંતિ રૂપે પરિણામ પામે છે, એ થોડુંજ લક્ષમાં રાખવામાં આવ્યું છે. જે આપણે માટે સંભવિત હતું તે ખરેખર હિન્દ માટે તો ભયંકર છે. સમજની ખામીને લીધે આપણે આમ વર્તીએ છીએ, આપણે સ્વભાવિક રીતે ઉપદ્રવકારક છીએ અથવા માત્ર સ્વ-લાભના વિચારથી આપણે રાજ કરીએ છીએ, આવા વિચારથી આમ કરવામાં આવ્યું નથી. ખરેખર, આની આવાનને અન્ય રીતે કહેવા માગીએ તો આપણા "ઉપદ્રવ" કરનાં આપણા પરોપકારને લીધેજ આવી દશા ઉભી થઇ છે—આપણી હોસ્પીટલો, લાયબ્રેરીઓ, સ્કુલો અને પાશ્ચાત્ય ભાવનાઓના પ્રચાર માટે આપણું બધું કરતી એ હવ-

રને એક અન્ય પરોપકારી સંસ્થાઓ આમાં સહાયક બને છે. આવા પરોપકારના ઉત્તમોત્તમ ફલ રૂપ કેલવણીને પણ સ્વત:, તાટસ્થ્યની ખાતર અવ્યાવહારિક બનાવેલામાં આવી છે અને બધાને સરખો લાભ મળવા માટે "ધાર્મિક તાટસ્થ્યની" વિખ્યાત રાજનીતિ ગ્રહણ કરવામાં આવી છે. આવા પ્રકારના એક દૃષ્ટાંતમાં પક્ષપાત કરતાં પણ અમુક વધારે ખરાબ અંશનો સમાવેશ થઈ શકે અને એક કીમતિ વારસાનો વિનાશ કરીને દર્શાવાતી ઉપેક્ષા સ્વજવા યોગ્ય ઉપદ્રવના જેટલીજ નિંધ નિવડે, એટલું અંગ્રેજ લોકના સમજવામાં આવી શક્યું નથી.

છતાંએ, આવું સર્વ ઉંડી નજરની ખામીને લીધે થઇ આવ્યું છે, ખરાબ હેતુપૂર્વક કરવામાં આવ્યું નથી; તેટલા માટે બ્રિટિશો સામે હિન્દીઓ તરફથી ચલાવાતી રાજદ્વારી ઉશ્કેરણીનો આની સાથે સંબંધ નથી. જો કાલ પ્રભાતમાંજ અંગ્રેજો ચાલ્યા જાયતો તેમણે ઇરાદાવિના કરેલું નુકશાન તેમનાથી સુધારી શકાય એમ નથી—જેથી આપણા રાજ્યના અસંખ્ય લાભ ગૂમાવી નાખવામાં આવે. નવીન વિચારની સૂક્ષ્મ અસરને લીધે ઉપજી આવેલી નાસ્તિકતા તો વાસો કરશેજ, પરન્તુ દેશ ગરબડમાં આવી પડશે. આ દૃષ્ટાંતમાં તો ભિતર અને બાહિર ઉભય તરફથી ખળભળાટ ઉપજી આવશે. હિન્દીઓના પોતાના કરતાં અન્ય કોઇ પણ આ બાબત શ્રેષ્ઠ પ્રકારે સમજતું નથી. ઉત્પત્તિ સ્થાનમાં—એટલે દેશના ધર્મમાં-પ્રવર્તતા અસંતોષને પહોંચીવળે એવા અમુક પ્રકારના રાજનીતિના ફેરફારની જરૂર છે. ઉશ્કેરનારાઓને કોઇ પ્રકારના ટૂકડા નાખવાથી કોઇ પ્રકારનું સ્થાઇ શ્રેય થઇ શકવાનું નથી કારણ કે આથી કઇ દુ:ખના મૂલને સ્પર્શ થતો નથી અને આખરે માત્ર નુકશાનજ થાય છે. અંગ્રેજ લોકની માનીતી રાજનીતિ—સમગ્ર પ્રશ્ન પ્રત્યે શ્રેષ્ઠ પ્રકારની ઉપેક્ષા—માત્ર આવી બાબતોને આગળ વધવા દેછે, કદાચ આખરે કંઇપણ કરવું ઘણુંજ મોડું થઇ પડશે. ત્યારે તો જે કરવાનું છે તે એટલુંજ, કે વર્તમાન નીતિમાં હિંમત ભર્યો ફેરફાર કરવો; પાશ્ચાત્ય ચર્ચામાંથી મોટા ભાગનો નિષેધ કરીને દેશના શ્રેષ્ઠ ધર્મના બચાવમાં, પોષણમાં, ઉત્તેજનમાં પ્રયત્નની જરૂર છે. ધાર્મિક પુનરૂદ્ધાર કરવાની બાબત સંભવી શકે એવી એક કુશલતાવાળી હીલચાલ બનશે, પરંતુ આવી જાતનું પુનરૂજ્જીવન સંપૂર્ણ રીતે શુદ્ધ પ્રકારનું હોવું જોઇએ; રાજદ્વારી ઉશ્કેરણી સાથે તેનો કોઇ પ્રકારનો સંબંધ હોવો ના જોઇએ. બ્રિટીશ શાસનનો વિરોધમાં તો તે બીલકુલ ના હોવો જોઇએ. રાજ્ય ધુરાધારીઓ તરફથીજ તેને ઉત્તેજન મળવું જોઇએ અને તેનો પ્રચાર થવો જોઇએ, છતાંએ તે પરિપૂર્ણ રીતે ઉત્તમોત્તમ અર્થમાં હિન્દી અને પ્રજાકીય હોવો જોઇએ. હિન્દુ ઉન્નતિની વર્તમાન દશાને બંધબેસતો થઇ પડે એવા પ્રકારનો તે હોવો જોઇએ. આવી એક હીલચાલ હંદપારની ભાવનાત્મક જણાશે—છતાંએ જ્યાં આવી દશાઓ મળી આવે છે, જ્યાં દરેક પ્રકારે ઉત્તેજન આપવા યોગ્ય છે, એવી વધારે નહિતો ઓછામાં ઓછી એક દિશા દર્શાવી શકાય એમ છે; જ્યાં આટલું બધું કરી શકાય એમ છે ત્યાં ઉપેક્ષા આરનીએ આવશ્યક અસરોનેજ ભૂસી નાખે છે, એ ખરેખર નવાઇ ભર્યું છે.

કદાચ કોઇ એમ પૂછશો કે શું હિંદીઓમાં પોતામાં આવી એક હીલચાલ પ્રવર્તતી

જોવામાં આપણે યથાર્થ નિવડીશું? શું કોઇ પણ ક્રિશ્ચિયન દેશ અન્ય ધર્મોના કોઇ પ્રકારના અસ્તિત્વને જરાપણ સહન કરી શકશે? આનો માત્ર એક ઉત્તર સંભવે છે. જો અંગ્રેજો હિન્દ જાળવી રાખવાના હોય તો આ એક એવી બાબત છે, કે જેનો બીલકુલ રાજદ્વારી અને સામનીતિથી વિચાર ચલાવવાની જરૂર છે. ભાવનાઓ પ્રવર્તાવવામાં, સિદ્ધાન્તો સિદ્ધ કરવામાં અથવા મનોતરંગાનુકૂલ દીલચાલો ચલાવવામાં ગમે તો ઘણું મોડું થયું છે અથવા ઘણુંજ વ્હેલું થયું છે. ક્રિશ્ચિયન મિશનવિષેપણ રાજ્યદ્વારી કુનેહના સંબંધમાં તેના પોતાના ગુણાવગુણાનુસાર વિચાર ચલાવવામાં આવશે, કારણ કે વર્તમાન દશા ઘણીજ અણીની થઇ પડી છે, કંઇક પણ ખરેખરૂં ઉપયોગી કરવાની જરૂર ઉભી થઇ છે. સરકારની સહાય અને સદ્‌ભાવ સારી રીતે બદલો મળી રહે એવી એક દિશા છે, એમ સૂચવવામાં આવે છે, પરંતુ આ વિષે વધારે બોલતા પૂર્વે અન્ય કોઇ પણ દિશામાંથી એકાદ મહાન ધાર્મિક દીલચાલ બાગ્યેજ ઉપજી આવવાનો સંભવ જણાય છે એટલું સમજવા માટે દેશના અન્ય મુખ્ય ધર્મોનું ટુંકમાં અવલોકન કરી જવું સલાહકારક છે.

પ્રથમ આપણે શાસક જાતિના ધર્મ ક્રિશ્ચિયાનીટી વિષે વિચાર ચલાવીએ અને ભૂતકાલમાં ખરેખરૂં શું બન્યું છે તે જોઇએ. આ સંબંધે ઇસ્ટઇન્ડિયા કંપનીની નીતિ (એક સમયે) પોતાની સત્તાના પ્રદેશમાં મિશનરીઓના કાર્યના બીલકુલ નિષેધ રૂપ હતી. અને આપણે આ વિષે વધારે વિચાર ચલાવવાની જરૂર નથી. જ્યારે અંગ્રેજોએ આખરે હિન્દ સરકારની લગામ પોતાના હાથમાં લીધી ત્યારે સર્વ ધર્મોને એક પ્રકારની ઉદાર છૂટ બક્ષવામાં આવી હતી. આંગ્લ ભૂમિના અતિચુસ્ત ક્રિશ્ચિયનોને આ વાત ગમી નહિ, તેમણે એવી દલીલ ચલાવી, કે ક્રિશ્ચિયન ધર્મને ખાસ સગવડો મળવીજ જોઇએ, પરંતુ તેઓ જેને "મૂર્તિ પૂજાના" નામથી વ્યવહરતા હતા તેને બીલકુલ ટેકો મળવો જોઇએ નહિ. આનું પરિણામ એવું આવ્યું, કે આશરે એકાદ શતક પૂર્વે હાઉસ ઓફ કોમન્સમાં એક ધારો પસાર કરવામાં આવ્યો અને મિશનરીઓને કાયદા સંબંધી સગવડો આપવામાં આવી. આનું ફલ એમ આવ્યું, કે સર્વ દિશાઓમાંથી હિન્દમાં ક્રિશ્ચિયન મિશનરીઓ ઉભરાઇ આવ્યા અને કાઇસ્ટના ઉપદેશની દરેક સંભવિત ભાવનાના ક્રિડાસ્થાનરૂપ આ દેશ બની રહ્યો. આવા સ્વરૂપે અંગ્રેજી રાજ્ય ધાર્મિક હતું એવું હિન્દીઓને સમજાવવાને બદલે તેણે તેમને અતિ ભેળસેળ ભરેલાં મંડળોનાં દર્શન કરાવ્યાં, જેના સભ્યો એક સાધારણ અંગ્રેજના કહેવા પ્રમાણે જુદા પડી આવતા હતા અને તેઓ પોતપોતામાં પણ અત્યંત દ્વેષ ભાવવાળા હતા. રોમન કેથોલિક અને દરપારના પ્રોટેસ્ટંટ મિશનરીઓ અન્યોન્યના નિકટમાં વસે છે, બિલકુલ ભિન્ન ભિન્ન પ્રકારે ક્રિશ્ચિયાનિટીનો ઉપદેશ કરે છે, અને પોતાના મતમાં વટલાવેલાઓ માટે અહર્નિશ: તકરાર કરે છે, આટલું સ્મરણ કરતાં ઉપરની બાબત કોઇથી પણ સહજમાં સમજી શકાશે. આમાંના એક પણ પંથ સાથે સામાન્ય બ્રિટિશ ગવર્નરને થોડું ઘણુંજ કામ પાડવાનું હતું. ત્યાંએ હિન્દીઓનો ભય ઘણો મોટો હતો: જો એમનો નહેરાતા ત્યાંએ વ્હેલે અથવા મોડે આ ધર્મ તેમના ઉપર ઠોકી બેસાડવામાં આવશે. એમ તેમનું માનવું હતું: જાગવા પહેલાં આવો ભય ઘણોજ પ્રવર્તમાન બન્યો હતો એમાં કોઇ પ્રકારનો સંદેહ નથી.

આવી માન્યતાની અગત્યનો સ્વીકાર કરીને સરકારે "ધાર્મિક તાટસ્થ્યની" વિખ્યાત રાજનીતિ પ્રસિદ્ધ કરી, જે તે સમયે તો પુનઃ આશ્વાસન આપવા સમાન નિવડી. સરકારી શાલાઓમાં કોઇપણ ધર્મ શીખવવાનો નહોતો, અને ધાર્મિક આચાર્યોને પ્રવેશવાનો કોઇ હક આપવામાં આવ્યો નહતો. આ પ્રમાણે વ્યાવહારિક ભાવનાનો અભિષેક થયો અને તેને સરકારનો ટેકો મળ્યો. બહારથી તો સર્વ સારૂં હતું પરંતુ આંતરમાં તો જડવાદમય ભાવનાઓ, સર્વ ધર્મના આધારને નિર્મૂલ બનાવતી હતી. ક્રિશ્ચિયન ધર્મને સરકારનો કોઇ પ્રકારનો ટેકો ના મળ્યો, આ પ્રમાણે હિંદુ ધર્મ માટેનો તેનો ભય કદાચ ઓછો થઇ ગયો હોત, પરંતુ હજુ એ વ્યાવહારિકતામાં આના કરતાં પણ વધારે કઠા શત્રુનો સમાવેશ થતો હતો.

ધાર્મિક પીડનથી કદાચ—વારંવાર થાય છે તેમ-ઉત્સાહ ઉભરાઇ આવે છે; તેનાથી ધાર્મિક ભાવનાઓ પ્રવર્તમાન રહે છે અને તેમની ઉપયોગીતા દર્શાવાય છે; પરંતુ બેદરકારી, તિરસ્કાર અને વિરોધિ ભાવનાઓની સ્થાપનાને લીધે ભસ્મનાભારથી હોય તેમ અગ્નિશિખાઓને ઢાંકી નાંખે છે. હિન્દીઓમાં વ્યાવહારિક ભાવનાનો અર્થ સમજાવવાનો હવે આરંભ થયો છે અને હમણાંજ આપણે આ વિષે વધારે ચર્ચા ચલાવીશું. ત્યારે સરકારના દષ્ટિ બિંદુથી ક્રિશ્ચિયન ધર્મ સાથે પણ અન્ય ધર્મોની પેઠેજ વર્તવામાં આવ્યું; પરંતુ હજુએ તેને આંગ્લ ભૂમિના કેટલાક વાસિઓ ઉત્સાહ ભર્યો ટેકો આપતા હતા; વર્તમાન ક્ષણની જરૂરીઆતને પહોંચી વળવા માટે સર્વ બાબતો ઉપરાંત તેનું નિર્માણ થયું છે, એમ તેમનું માનવું હતું. આવા દષ્ટિ બિંદુના સામે અનેક પ્રકારના બાધ ખ્યકા થઇ શકે એમ છે. એકતો એજ કે એક સમયે તેને ભારે પ્રસંગ પ્રાપ્ત થયો હતો, પરંતુ તે કોઇ પ્રકારની વિશાલ અસર ઉપજાવવામાં નિષ્ફલ નિવડયો હતો. જ્ઞાતિ અને કુલ વિષેના મૂલ ભરેલા વિચારો પણ બલવાન બંધનો રૂપ નિવડયા છે અને કદાચ એકતાનો અભાવ એ તો મોટામાં મોટી મુશ્કેલી છે. અભ્યાસિ હિન્દીઓ એટલા બધા સક્ષ્મ માનસિક બંધારણવાળા છે, કે ભાગ્યાં ટૂટયાં, તકરારી તત્ત્વશાસ્ત્રોથી તેમને સંતોષ વળે એમ નથી; ક્રિશ્ચિયન ધર્મનો પ્રબલ, ઉત્સાહક, એકત્રિતબલપૂર્વક પ્રચાર કરવામાં ના આવે તો, અન્ય તકરારી પંથો કરતાં તેમને મન તેના હક જરાપણ વધારે નથી. તેમને તકરાર કરવાની એક નવીન રંગ ભૂમિની જરૂર નથી, પરંતુ જીવન, ઉત્સાહ, આત્મિકતા, યથાર્થતાની આવશ્યકતા છે. પ્રોટેસ્ટંટ અને કૅથોલિક પંથો વચ્ચેના ભેદોપ્રતિ દુર્લક્ષ્ય કરીને સંતોષ પકડવા કરતાં તેમની બુદ્ધિ ઘણીજ તીવ્ર બની ગઇ છે: તેમના પોતાના દેશના કોઇપણ બે પંથોના જેટલી વિશાલતાથી આ ઉભયે પંથો વિરોધિ સિદ્ધાન્તો દર્શાવે છે. ત્યારે તો આવી એકતાની ખામી, એજ ક્રિશ્ચિયન ધર્મના પ્રચારમાં આવતાં વિઘાતક વિઘ્નોમાંના એક સમાન છે; જે વ્હેમ અને અત્યંત દ્વેષપૂર્વક તેના તરફ જોવામાં આવે છે, તેનાથી આ બાબત ઉતરતી અગત્યની છે. આવી બાબતોનો ઉપાય કરવામાં આવે તો પણ એટલી યથાર્થ બાબત તો રહેછે જ કે એક અંગ્રેજ મિશનરી એક ખાસ બાધ રૂપેજ જણાય છે; બ્રિટિશ રાજ્યનો હિન્દીઓને અત્યંત પ્રિય અંશ એટલો છે, કે તે પોતાના ધર્મથી અમુક ભિન્ન સ્વરૂપેજ પ્રકાશે છે. જ્યાં સુધી સાધારણ ઉચ્ચ દશામાં મૂકાયલો એક

અંગ્રેજ દરબારવાળો ના હોય એવો જણાય છે ત્યાં સુધી કેળવાયલો હિન્દી પણ તેના એટલોજ બેદરકાર હોય છે, અને ઉન્નતિના અગત્યના અંશ રૂપે ધર્મ છે એમ માનતો પણ નહિ. મિશનરીનું અનુકરણ કરવાની તેની મરજી નથી; તેની ઇચ્છા સંસ્કારી ચિત્ત વાળા રાજકર્તાનું અનુકરણ કરવાની હોય છે; તેના મનમાં આ ઉભયે બાબતો ભિન્નરૂપ ભિન્ન પ્રકારની બે ભાવનાઓ રૂપે સ્થાન લે છે.

( ચાલુ. )

## ॥ श्री रामगीता भाष्य ॥

( અનુસંધાન ગતાંકથી. )

यदा परमात्मात्म विभेद भेदकं,
विज्ञान मात्मन्यवभाति भास्वरम् ॥
तदैव माया प्रविलीयतेऽञ्जसा
सकारका कारणमात्मसंसृतेः ॥१८॥

ચ્ચિદાનંદ રૂપ પરબ્રહ્મને જાણવા અર્થે વિવિદિષા સન્યાસ[106] ગ્રહણ કરી તથા સાધન ચતુષ્ટય સંપન્ન થઇ વિરાગવાન્ થયો છે, તેને પુનઃકર્મ કરવાનો અધિકાર નથી; અને જેને જ્ઞાન તથા સાધન સંપન્ન પ્રાપ્ત નથી થયું, પણ મારી કથાને વિષે જેની અપ્રતિમ[107] પ્રીતિ છે, તથા મારા નામનું શ્રવણ મનન કરવાથી જેને રોમાંચખડાં થઇ અશ્રુપાત થવા લાગે છે, અને ચિત્ત દ્રવીભૂત[108] થઇ જાય છે; તેને પણ કર્મો કરવાનો અધિકાર નથી, કેમકે તે પુરૂષનો સઘળો વખત મારા ગુણનું શ્રવણ કરવામાં જ વ્યતિત થાય છે. માટે તેને કર્મો ન કરવાથી પ્રત્યવાય લાગતો નથી. કેમકે જે સ્થિતિમાં તે છે, તે સ્થિતિ તેના કર્મના ફળ રૂપે જ તેને પ્રાપ્ત થઇ છે. કર્મ કરવાથી અંતઃકરણ જ્યારે શુદ્ધ થાય છે, ત્યારે જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ અને તેનાં સાધનો પ્રકટ થાય છે; અને તેનું ફલ જ્યારે તે પુરૂષને પ્રાપ્ત થાય છે ત્યારે તેને કોઇ પણ જાતનો પ્રત્યવાય લાગતો નથી. જેટલાં જેટલાં પ્રાયશ્ચિત છે, તે માત્ર મારા નામ સ્મરણથી જ દૂર થઇ જાય છે. પ્રાયશ્ચિતની શુદ્ધિ કરવામાં મારા નામ સ્મરણ બરાબર બીજું કોઇ પણ સાધન શ્રેષ્ટ નથી.[109] આ સાધનતો તે મહાત્માને સિદ્ધ થયેલ હોય છે; જેથી તેને પ્રત્યવાય કેવી રીતે લાગે ? અર્થાત્ કે નજ લાગે; અને આવા જ જ્ઞાની હોય તેને જ કર્મો કરવાનો અધિકાર જ નથી. આ સિવાયના સઘલા પુરૂષોએ પોતાના કલ્યાણના નિમિત્ત કર્મોનું અવસ્ય સેવન કરવું ઘટે છે. હે લક્ષ્મણજી ! આત્માનુસંધાન કરવાથી હૃદયમાં જ્યારે જ્ઞાન તથા વિજ્ઞાન પ્રકાશમાન થાય છે, ત્યારે અવિદ્યા પોતાના કાર્ય સહિત કારણમાં લીન થઇ જાય છે; અર્થાત્ કે સજાતિય, વિજાતિય, તથા સ્વગત ભેદોથી રહિત થઇ જ્યારે શ્રવણ, મનન અને નિદિધ્યાસન થાય છે, ત્યારે આત્માકાર વૃત્તિનો ઉદય થઇ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે; તે વખતે માયા જે અવિદ્યા તે પોતાનાં કાર્ય જે મલ, આવરણ, તથા વિક્ષેપ તેના સહિત પોતાનું કારણ જે પરબ્રહ્મ તેને વિષે લીન થઇ જાય છે. અને ત્યારે જીવાત્મા અને પરમાત્મા વિષેની ભેદ રૂપી કલ્પના નષ્ટ થઇ **અહંब्रह्मास्मि** હું એક જ સચ્ચિદાનંદ સ્વરૂપ પરબ્રહ્મ છું " ઇત્યાદિક-અનુભવ-પૂર્વક-જ્ઞાન-પ્રકટ થાય છે.

---

અર્થે રૂપ જે, ત્રણ શરીર, ઉપહિત, ચૈતન્ય તેનું નામ જીવાત્મા १०६ જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાથી, જે સન્યાસ ધારણ કર્યો હોય તે. १०७ અતુલ, અનુપમ, ઉમદા.

१०८ આનંદથી પીગલી ગયેલું. ઇશ્વરના નામોચ્ચારણનો એવો મહિમા છે. १०९ ઇશ્વર સ્મરણથી અને નામોચ્ચારથી સઘલાં બંધનોથી મુક્ત થવાય છે. એવા ભાવનાં વાક્યો શાસ્ત્રમાં ઘણે સ્થળે જોવામાં આવે છે: सकृदुच्चारितंयेनहरिरित्यक्षरद्वयम । बद्धः परिकरस्तेन मोक्षाय गमनंप्रति ॥ માત્ર એક જ વાર હરિ એવા બેઅક્ષરવાલુ અચ્યુત પ્રભુનું નામ જે ઉચ્ચારે છે તે સર્વ બંધનથી મુક્ત થઇને મોક્ષ પામે છે. अज्ञानाद्थवा ज्ञानादुत्तमश्लोक नामयत् । सङ्कीर्तितमघंपुंसोदहेदेधोयथाऽनलः ॥ જાણીને અથવા વગર જાણે પણ જો ઉત્તમ શ્લોક એવા ભગવાન અચ્યુતનું નામ સંકીર્તન કરવામા આવે છે, તો તે કીર્તન કરનાર પ્રાણિનું સમસ્ત પાપ, જેમ ઇંધણાના ઢગલાને અગ્નિ બાળી નાંખે તેમ બાળી નાંખે છે.

ઉપર કહેલા શ્લોકનું રહસ્ય પુનઃ વિશેષ કરીને નીચેના શ્લોકથી કહે છે.

श्रुतिप्रमाणैरपि नाशिता चसा
कथं भविष्यत्यपि कार्यकारिणी ॥
विज्ञानमात्रादमलाद्द्वितीयात्
तस्माद् विद्या न पुनर्भविष्यति ॥१९॥

ભાવાર્થઃ—શ્રુતિયોનાં પ્રમાણો વડે કરીને તથા નિર્મલ અદ્વીતીય એવી વિજ્ઞાન સ્વ-રૂપની પ્રાપ્તિથી નષ્ટ થયેલી અવિદ્યા કર્મોને ઉત્પન્ન કરનારી શીરીતે થશે ? અર્થાત્ નહિજ થાય, કેમકે વિજ્ઞાન થયા પછી અજ્ઞાન રહેવા અથવા થવા પામતું નથી.

વિવેચનઃ—હે લક્ષ્મણજી ! પ્રત્યક્ષાદિ [૧૧૦]પ્રમાણો વડે જેને આત્માનો સાક્ષાત્કાર થયોછે, તથા તે પ્રમાણે આત્મજ્ઞાન થવાથી જ્યારે અવિદ્યાનો નાશ થાય છે, ત્યારે તે નાશ થયેલી અવિદ્યા પોતાનાં મોહાદિક જે કાર્ય તેને ઉત્પન્ન કરવા સમર્થ થઈ શકતી નથી. પ્રત્યક્ષાદિ પ્રમાણો પ્રમાણે વિચાર કરી જેણે આત્માને જાણ્યો છે તથા તે પ્રમાણોએ કરી જેને આત્માની પ્રાપ્તિ થઇ અવિદ્યા નાશ પામે છે તે પુનઃઉત્પન્ન થઇ શકતી નથી. અવિદ્યારૂપ અંધકાર આત્મજ્ઞાનરૂપ સૂર્યના ભયથી નષ્ટ થઇ પુનઃ ઉત્પન્ન થતો નથી. જેમ દીવો લઇ અંધારૂં શોધવા જાય તો અંધારાનો પત્તો લાગતો નથી તેમ આત્મજ્ઞાનરૂપ પ્રકાશ થવાથી અવિદ્યારૂપ અંધકારનો પત્તો મલતો નથી, જેમ રજ્જુને રજ્જુ રૂપે જાણ્યા પછી, તેમાં પ્રથમ સર્પ રૂપે જે સંભ્રમ હતો તે દૂર થાય છે, તેવીજ રીતે આધિષ્ટાનરૂપ જે પરબ્રહ્મ તેનું જ્ઞાન થવાથી અવિદ્યા અને અવિદ્યાનું કાર્ય જગતરૂપ પ્રપંચ તે સર્વ નષ્ટ થઇ જાય છે. ભગવાન શંકર કહે છે કે, [૧૧૧]आवरणस्य निवृत्तिर्भवतिच स-

---

૧૧૦ યથાર્થ જ્ઞાનનું સાધન તેના છ પ્રકાર છે (૧) પ્રત્યક્ષ પ્રમા- (વૃત્તિ વિષે પ્રતિબિંબિત જે ચૈતન્ય રૂપ બોધ તેનું નામ પ્રમા- बोधेद्धा वृत्तिः वृत्तिद्धु बोधोवा प्रमा) નું કરણ તે પ્રત્યક્ષ પ્રમાણ. શ્રોત્રાદિક પાંચ જ્ઞાનેંદ્રિયો. (૨) અનુમાન પ્રમાણઃ—પક્ષમાં હેતુ જોઇને સાધ્યની કલ્પના કરવી તે-પર્વતમાં ધુમાડો જોઇ અગ્નિની કલ્પના કરવી; તેમાં પર્વત પક્ષ, ધુમાડો હેતુ અને અગ્નિ સાધ્ય છે. (૩) ઉપમાન પ્રમાણઃ—સાદૃશ્ય—મળતાપણું જેમ ગાયના જેવું રોઝ હોય છે, એમ સાંભલ્યા પછી વનમાં રોઝને જોતાં તેનો બોધ થાય છે તેમાં મલતાપણું કારણ છે. (૪) શબ્દ પ્રમાણઃ—આપ્ત પુરૂષોએ ઉચ્ચારેલું વાક્યજ શબ્દ પ્રમાણ છે (૫) અર્થાપત્તિ પ્રમાણઃ—સિદ્ધ કરવાના અર્થની જેવડે પ્રાપ્તિ થાય તે, દિવસે ભોજન ત્યાગી પુરૂષને પુષ્ટ જોઇને એવું અનુમાન થાય છે કે. એ રાત્રીએ ભોજન કરે છે. અર્થાપત્તિ પ્રમાણ કહેવાય છે. (૬) અનુપલબ્ધિ પ્રમાણઃ—અપ્રતીતિ (જણાયું નહિ) તે આ વિષે વિસ્તારથી જાણવાની જીજ્ઞાસાવાને શ્રીન્યાયપ્રકાશમાં જોવું.

૧૧૧ પદાર્થનું યથાર્થ રીતે જ્ઞાન થવાથી આવરણની નીવૃત્તિ થાય છે, મિથ્યા જ્ઞાનનો નાશ થાય છે, ને વિક્ષેપ થયેલાં દુઃખોનો પણ નાશ થાય છે,

म्यक् पदार्थदर्शनतः । मिथ्याज्ञानविनाशस्तद्विक्षेपजनित दुःख निर्वृत्तिः ॥ વિદ્યાનાં અન્ય સાધન કર્મ ઉપાસનાદિની ઇચ્છા રહિત કેવલ જ્ઞાનથીજ મુક્તિ સિદ્ધ થાય છે એ નીચેના શ્લોકથી કહે છે.

यदिस्मनष्टा न पुनः प्रसूयते
कर्ताऽहमस्येति मतिः कथंलभेत् ॥
तस्मात्स्वतन्त्रान किमप्यपेक्षते
विद्याविमोक्षाय विभाति केवला ॥२०॥

ભાવાર્થઃ—જ્યારે અવિદ્યા નષ્ટ થઇ પુનઃ ઉત્પન્ન થતી નથી, તો પછી તેનાં કાર્યો અહંબુદ્ધિ આદિક કેમ ઉપજે ? અર્થાત્ નજ ઉપજે. તેથી સિદ્ધ થાય છે કે વિદ્યા (જ્ઞાન) મુક્તિરૂપ ફલ દેવામાં સ્વતંત્ર છે; પણ તે કોઇની સહાયતાની અપેક્ષા રાખતી નથી.

વિવેચનઃ—પ્રબલ પ્રમાણુ દ્વારા તત્વજ્ઞાને કરી નષ્ટ થયેલી માયા સંસારની ઉત્પતિ કરવામાં કેવી રીતે સમર્થ થાય ? અર્થાત્ નજ થાય. જેમ જીવિત દશામાં સુહો બીલિને નમારી શકે તો પુનઃ મૃત્યુ પછી સુહો બીલિને મારશે એ કહેવું કાંઇ પ્રમાણ પૂર્વક નથી. એ કૈમુતિક ન્યાય છે. કારણુ કે કારણનો અભાવ થવાથી કાર્યનો અભાવ પોતાની મેળેજ થઇ જાય છે. તેમ અજ્ઞાનનો એક વાર અભાવ થવાથી પુનઃ અહંમતિ એટલે અહંબુદ્ધિ કોઇપણ પ્રમાણે ઉત્પન્ન થતી નથી. તાત્પર્ય કે બ્રહ્માનંદના સુખનો એકવાર અનુભવ થવાથી પુનઃસંસારનાં દુઃખો વિષે રાગ કે હું મનુષ્ય સુખી, દુઃખી ઇત્યાદિક અધ્યાસ થતો નથી. જેમ અમૃતે કરી તૃપ્ત થયેલો પુરૂષ પુનઃ કુતરાની જૂઠી ખરી ખાવાની ઇચ્છા કરતો નથી. અહંકારનો અભાવ થવાથી કર્મનો અભાવ થાય છે; અને ધર્મ અધર્મ રૂપ કર્મનો અભાવ થવાથી જન્માંતરનો અભાવ થાય છે. તથા જન્માંતરનો અભાવ થવાથી દુઃખનો અભાવ થાય છે. આથી કરી સિદ્ધ થાય છે કે પોતાના તરફથી ફલની ઉત્પત્તિ કરવામાં વિદ્યા સ્વતંત્ર છે. અવિદ્યાના કલ્પિત સંયોગને લીધે આત્મામાં બંધનું જે આરોપણુ કરવામાં આવે છે, તે અવિદ્યાનો લય થાય છે ત્યારે દૂર થાય છે, અને તે વખતે પોતાને કલ્પનાનું કોઇ પણ પ્રકારનું બંધન ન રહેવાથી જીવાત્મા આનંદ રૂપ થાય છે. આવા જ્ઞાની પુરૂષને માટે શ્રુતિ કહે છે કે ॥ भिद्यतेहृदयग्रन्थि छिद्यन्ते सर्व संशयाः । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन दृष्टेपरावरे ॥ =તે પરાવર-પર એટલે પુનરાવૃત્તિવાલો-બ્રહ્મલોકાદિક જેનાથી અપર-નિકૃષ્ટ છે તે પ્રત્યગભિન્ન પરબ્રહ્મનું જ્યારે અપરોક્ષ જ્ઞાન થાય ત્યારે હૃદયના ગ્રંથિ અહંતા, મમતાદિક છે તે ભેદાઇ જાય છે, અને સર્વે પ્રકારના સંશય છેદાઇ જાય છે. તે સાથે સઘળાં (સંચિત) કર્મો ક્ષય પામે છે. કર્મ ઉપાસનાનું કર્તવ્ય આવી સ્થિતિ થયાપછી તેને કિંચિત પણ રહેતું નથી. અદ્વૈત હોવાથી કોઇની પણ સહાય વગર કેવલ વિદ્યા (જ્ઞાન) પોતાના મુક્તિરૂપ ફલને પ્રાપ્ત કરવા પોતેજ સમર્થ હોય છે. તેને કર્મ ઉપાસનાનું કાંઇ પણ પ્રયોજન રહેતું નથી. (ચાલુ)

શ્યામચંદ્ર ગોરધનદાસ.

ન્યાયાધિશોની આજ્ઞા અનુસાર તા. ૩ છ જાનેવારી સન ૧૬૪૯ ઇસવીમાં ઇંગ્લાંડના રાજા પ્રથમ ચાર્લ્સને તેના મહેલની પાસેજ ફાંસીએ ચઢાવવામાં આવ્યો. રાજાને અન્યાયપૂર્ણ તથા અનિયંત્રિત સત્તા ચલાવવાનું ફળ મળી ગયું.

તેના પછી જો કે બીજાં પણ અનેક વિઘ્નો ઉત્પન્ન થયાં તથાપિ પાર્લામેન્ટની સત્તા દિનપ્રતિદિન વધતી ચાલી—રાજ્યના પ્રબન્ધમાં તેનો અધિકાર દિવસે દિવસે વધવા લાગ્યો એમાં સંદેહ નથી કે પાર્લામેન્ટના અનેક સભ્યોને ઘણું કષ્ટ સહેવું પડ્યું પરંતુ અંતે પ્રજાપક્ષની જીત થઈ. જેવી રીતે સૂર્ય થોડા સમય સુધી મેઘમાળાથી આચ્છાદિત થઈ જાય છે, પણ અંતે સમસ્ત મેઘમંડળને ફોડી તે પોતાનું પ્રચંડ તેજ પ્રકટ કરે છે તેવીજ રીતે પ્રજાપક્ષની સત્તા થોડા સમય સુધી રાજસત્તા રૂપ મેઘમાળથી ઢંકાઇ ગઇ, પણ અંતેસર્વ વિઘ્નોનો નાશ કરી તે પાછી પ્રકાશિત થવા લાગી. ધીરે ધીરે પ્રજાના પ્રતિનિધિઓની શક્તિ એટલી બધી વધી ગઇ કે સત્તરમી સદીના અન્તિમ ભાગમાં જે બીજી રાજ્યક્રાન્તિ થઇ તે સમયે લોહીનું એક ટીપું પણ વહેવડાવવાની જરૂર પડી નહીં. ઇંગ્લાંડનો રાજા દ્વિતિય જેમ્સ સન ૧૬૮૮ ઇસવીમાં પોતાનું રાજ્યપદ છોડી દઇ ફ્રાંસમાં ભાગી ગયો. ત્યારે પાર્લામેન્ટે વિલિયમ નામક એક વિદેશી સરદાર જે ચાર્લ્સની મેરી નામક છોકરીનો પુત્ર થતો હતો તેને રાજા બનાવ્યો. આ રાજ્યક્રાન્તિની ઘટનાથી પાર્લામેન્ટની સ્વાધિનતા પૂર્ણપણે સ્થાપિત થઇ ગઇ. રાજ્ય પ્રબન્ધનાં સર્વ સુત્રો, પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે તેના હાથમાં આવી ગયાં. હવે પાર્લામેન્ટની સંમતિ વિના રાજ્ય પ્રબન્ધનું કાંઇ કાર્ય થતું નહીં. યદ્યપિ ઇંગ્લાંડમાં, ફ્રાન્સ અને અમેરિકાની પેઠે કેવળ પ્રજાસત્તાક શાસન–પદ્ધતિ નથી તો પણ ત્યાં રાજાની ઉચિત અને મર્યાદિત સત્તાની સાથે પ્રજાની સ્વાધિનતા એવી રીતે મિશ્ર થઇ ગઇ છે કે ઉભયનું લક્ષ દેશોન્નતિ પ્રતિજ લાગેલું રહે છે. યથાર્થમાં પ્રજાની સ્વાધિનતા અને શાસનપદ્ધતિની આ અત્યંત ઉન્નતાવસ્થા છે. દુનીઆના સર્વ રાજનીતિનિપુણ પંડિતોએ ઇંગ્લાંડની શાસનપદ્ધતિની પ્રશંસા કરી છે. શું એ આશ્ચર્ય અને પ્રશંશાની વાત નથી કે ઇંગ્લાંડ સરખો નાનકડો ટાપુ આ સમયે કેવળ પોતાની અદ્‌ભુત શાસનપદ્ધતિથી યુરોપનાં રાષ્ટ્રોમાં અત્યંત બળવાન અને માનનીય ગણાય છે?

જ્યારથી પૂર્વ અને પશ્ચિમનો સંયોગ થયો છે અને આપણને પશ્ચિમના દેશોની ઐતિહાસિક વાતો માલમ પડી છે ત્યારથી આપણા અનેક ભાઇઓના મનમાં પોતાના દેશના અભ્યુદય તથા ઉન્નતિની તીવ્ર ઇચ્છા જાગ્રત થઇ છે. આ ઇચ્છાને કાર્યમાં પરિણિત કરવા માટે ન્યાયપ્રિયતા અને સ્વાર્થત્યાગની આવશ્યકતા છે. સાથે સાથે દક્ષતાની પણ આવશ્યકતા છે. ઉપર્યુક્ત ગુણોના અભાવથી આપણા સર્વ યત્નોની એજ દશા થતી માલમ પડે છે કે જે આ વાકયમાં સૂચિત કરવામાં આવી છે—"उत्पद्यन्ते विलीयन्ते

adjudge that he, the said Charles Stuart, as a tyrant, traitor, murderer and public enemy, shall be put to death by severing his head from his body."—Readings from English History, Part II. p. 130-131.

દરિદ્રાણાં મનોરથાઃ" જો અંગ્રેજી રાજ્યનાં કૃપા છત્રનો આશ્રય મેળવીને પણ આપણે અંગરેજોના ઇતિહાસમાંથી દઢતા, સ્વાર્થત્યાગ અને ન્યાય પ્રેમની શિક્ષા ગ્રહણ નહી કરીએ તો ઉક્ત સંસ્કૃત વાક્યોમાં સૂચિત કરેલી દશામાં આપણે ચીરકાળ રહેવું પડશે. સફળતા ઉચિત ગુણોના વિકાસ તથા વૃદ્ધિથી થાય છે, માત્ર વાતો કરવાથી નથી થતી.

બીજી વાત એ છે કે આ ઇતિહાસથી એ શિક્ષા ન લેવી જોઇએ કે સત્તરમી સદીના અંગ્રેજોની પેઠે આપણે પણ પોતાના રાજાની સાથે એવોજ વ્યવહાર કરવો ઉચિત છે. પ્રાચીન ઇતિહાસનાં દૃષ્ટાન્તોથી એ પ્રકારની શિક્ષા ગ્રહણ કરવી એ મોટી ભૂલ તેમજ મૂર્ખતા ગણાશે. ઐતિહાસિક ઉદાહરણોથી કેવળ તાત્વિક શિક્ષા ગ્રહણ કરવી જોઇએ. જે હેતુની સિદ્ધિ માટે સત્તરમી સદીમાં ઉગ્ર ઉપાયોની યોજના કરવી પડી તેજ હેતુની સિદ્ધિ, અન્ય દેશોમાં, અન્ય ઉપાયોથી અનેકવાર કરવામાં આવી છે. સારાંશ એ કે આપણે ઉપાયો તરફ નહીં પણ ઉદ્દેશ તરફ ધ્યાન આપવું જોઇએ અને તેની સિદ્ધિ અર્થે વિધિ-વિહિત (Constitutional) માર્ગથી એક રતિ માત્ર હઠવું ન જોઇએ. અંગ્રેજી રાજ્યની છત્રછાયા નીચે રહી આપણને આપણી ઉન્નતિ કરવાનાં અનેક સાધનો પ્રાપ્ત થયાં છે. હવે આપણે કેવળ દઢતા, અધ્યવસાય અને નિઃસ્વાર્થ ભાવનું અવલમ્બન કરવું જોઇએ.

ત્રીજી વાત આ છેઃ—એમ ન વિચારવું જોઇએ કે અંગ્રેજ જાતિને વર્તમાન સમયની ઉન્નતાવસ્થા પ્રાપ્ત કરવામાં જેટલો સમય લાગ્યો છે તેટલોજ સમય આપણને પણ તેઓની સમકક્ષ થવામાં લાગશે નહીં, જે લોકોએ ઇતિહાસનું મનન કર્યું છે તેઓનો એવો મત છે કે જ્યારે કોઇ દેશ બીજા કોઇ દેશની સભ્યતાનું અનુકરણ કરવાનો યત્ન કરવા માંડે છે ત્યારે તે દેશ પોતાના ગુરૂરૂપ અર્થાત્ માર્ગદર્શક અન્ય દેશ કરતાં થોડાજ સમયમાં સંફળતા પ્રાપ્ત કરી લ્યે છે. આ વિષયમાં જાપાનનું ઉદાહરણ તાજુંજ છે. યુરોપને પોતાનો ગુરૂ બનાવી જાપાને અલ્પ સમયમાં પોતાની ઉન્નતિ કરી લીધી. આ પ્રકારનાં બીજાં પણ અનેક ઉદાહરણો છે. આવી અવસ્થામાં એમ કહી શકાય કે અંગ્રેજ ગુરૂઓની શિક્ષામાં રહીને પણ શિક્ષા, વ્યવસાય, સમાજ આદિ સાથે સંબંધ રાખવા વાળી આપણી ઉન્નતિ કરવામાં અનન્ત સમય લાગશે? જેઓ એમ કહે છે કે આ દેશની ઉન્નતિ માટે અનેક સુયોગોની આવશ્યકતા છે—અતએવ આપણી ભાવિ ઉન્નતિના વિષયમાં કોઇ પ્રકારનું ધ્યેય સ્થિર કરવું એ જાણે બીજનો ચંદ્રમા માગવા સમાન છે—તેના મત સાથે હું મળતો નથી. હા, એટલું તો ખરૂં કે આપણી ઉન્નતિની આડે આવનારા અનેક પ્રતિબન્ધ છે, તો પણ મને શ્રદ્ધા છે કે—અને આ શ્રદ્ધા અનેક દઢ પ્રમાણોને આધારે સ્થિત છે—કે જો આપણે આપણી ઉન્નતિ કરવા ઇચ્છીએ તો બહુ શીઘ્ર થઇ શકે છે. આપણે અંગ્રેજ જાતિના અનેક સદ્દગુણોનું અનુકરણ તથા અભ્યાસ કરતા રહેવું જોઇએ. નિરાશાવાદનો ત્યાગ કરી આશાવાદનું અવલંબન કરવું જોઇએ. સ્વાર્થને તિલાંજલી દઇ દેવી જોઇએ. સ્વભાવ સિદ્ધ માનની સ્વત્વોની પ્રાપ્તિ માટે નિયમપૂર્વક પ્રયત્નો અને ઉપાયોમાં સંલગ્ન રહેવું જોઇએ. પરમેશ્વર પ્રયત્ન કરનારનેજ સહાયતા કરે છે, આળસુઓને નહીં.

(ચાલુ.)

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

# बुद्धोपदेश आपणने शुं शिखवे छे.

( અનુસંધાન ગતાંકથી. )

પ્રકરણ ૯ મું પાપ વર્ગ વિષે છે.

' **शुभस्य शीघ्रम** ' સારાં કાર્યો માટે ઉતાવળ કરવી જોઇએ. 'સારાં કામને સો વિઘ્ન' તે પ્રમાણે શુભ કાર્યમાં તો ઢીલ કરવીજ નહિ,કારણ કે તેમ થવાથી તે કાર્યમાં વિઘ્ન આવ્યા વિના રહે નહિ. અનેક ભવના સંસ્કારોને લીધે જીવનો સ્વભાવજ કંઇક એવો બંધાઇ ગયો છે કે શુભ કરતાં અશુભમાં જલદી દોરવાઇ જઇએ છીએ. માટે જો શુભ કાર્યમાં બેદરકાર રહેવામાં આવે તો અશુભ માર્ગે દોરવાઇ જઇને મન અશુભ-પાપ કારી કાર્યોમાં પડે છે તેથી શુભ કાર્યો તો ઉતાવળેજ કરી લેવાં તેજ ઉત્તમ છે. તેમ પ્રકરણની ૨-૩ જી કલમમાં કહ્યું છે કે-'પાપ એકઠું થાય છે ત્યારે દુઃખ ઉત્પન્ન થાય છે. ને સારૂં કામ એકઠું થાય છે ત્યારે આનંદજન્ય સુખ ઉત્પન્ન થાય છે.' માટે એક વખત આપણાથી કદાચ પાપકારી કાર્ય થઇ ગયું હોય તો તે પ્રમાણે ફરીને નહિ કરતાં તેનું પ્રાયશ્ચિત લેવું. પણ સારાં કાર્યો તો વારંવાર કરવાં તેજ પ્રશંસનીય છે. જે મનુષ્ય પાપ કરતું નથી તેને વાસ્તે સ્વપ્નમાં પણ કશું દુઃખ થાય તેમ નથી તેને માટે બુદ્ધ મહાત્માએ ૯ કલમમાં કહ્યું છે કે; જેના હાથપર જખમ નથી તેને ઝેરનો ભલે સ્પર્શ થાય. ઝેર તેવા જખમ વગરનાને અસર કરતું નથી તેને વાસ્તે કાંઇ દુઃખ નથી. જેનું મન નિર્મળ-વિશુદ્ધ-નિર્દોષ છે. પાપકારી નથી તેને આ વિષમ સંસારની જ્વાળા અસર કરી શકતી નથી, દુઃખ તેને માટે નથી.

૧૦ મી કલમમાંથી એ પ્રમાણે શીખામણ મલે છે કેઃ નિરપરાધી, પવિત્ર અને નિર્દોષ ને નુકશાન કરવાથી પોતાના ઉપરજ દુઃખ આવી પડે છે. 'ખાડો ખોદે તે પડે' આપણે બીજાને દુઃખ દેવા ધારીએ તો આપણે પોતેજ દુઃખી થવું પડે વળી 'સૂર્ય સામે ધૂળ ઉડાડવામાં આવે તો પોતેજ ધૂળે ભરાઇએ' માટે અન્યને દુઃખ દેવાની કે નુકશાન કરવાની પેરવી સ્વપ્નામાં પણ ન કરવી તેજ સુખી થવાનો સુગમ રસ્તોછે.

પ્રકરણ ૧૦ મું દંડ વર્ગ માટે છે. તેમાંની ૨-૩-૪ થી કલમમાંથી પ્રાપ્ત થતી શીખામણનો સાર યથામતિ નીચે લખ્યો છે,

દરેક પ્રાણી માત્રનો આત્મા આપણા આત્મા જેવોજ છે. સર્વ કોઇને સુખ વહાલું છે અને દુઃખ અપ્રિય છે. તો આપણે સુખ ઇચ્છવા છતાં અન્યને દુઃખ દેવાની ઇચ્છા

કરીએ વા કહીએ તો આ લોકમાં તો દુઃખી થઈએ પણ મરણ પછી પરલોકમાં પણ દુઃખ મળે છે. માટે સુખના ઇચ્છનાર, એવા આપણે બીજાનો આત્મા પોતાના આત્મા જેવોજ ગણીને બીજાને દુઃખ નહિ આપતાં સુખ આપવું. આપણામાં સુખી-સંતોષી કરવા જેટલી શક્તિ નહોય તો દુઃખતો નજ દેવું તોજ ઉભય લોકમાં સુખી થઇ શકાશે.

૫ મી કલમમાં ઘાના બદલામાં ઘા સહન કરવા પડશે તેમ જણાવે છે. તે બરાબર લક્ષમાં રાખવાનું છે. કારણ કે આઘાત સામે પ્રત્યાઘાતજ હોય છે. દાખલા તરીકે આપણે જેટલા જોરથી ભીંતને મુક્કી મારીએ તેટલાજ જોરથી ભીંત આપણને વાગે છે. તે પ્રમાણે ઘાને બદલે ઘાજ પ્રાપ્ત થાય છે.

જ્યાં સુધી તૃષ્ણાને મારવામાં આવી નહોય ત્યાં સુધી ગમે તેટલો આડંબર કરવામાં આવે તો પણ પવિત્રતા-શુદ્ધતા આવતી નથી. પણ જો તૃષ્ણાને મારવામાં આવી હોય ઇન્દ્રિયો કાબુમાં રાખવામાં આવી હોય તો બાહ્ય વેશ ગમે તે પ્રકારનો હોય તો પણ (શ્રમણ) સાધુ પણાને તેજ લાયક છે એમ ૧૩ મી ૧૪ મી કલમમાં મહાત્મા બુદ્ધનો ઉપદેશ છે તે ખાસ કરીને ગ્રહણ કરવા જેવો છે. માટે મનને વશ કર્યાં પહેલાં બાહ્યાડંબર, માત્ર દુનિયાને છેતરવા કરવો નહિ.

નિર્વાણની પ્રાપ્તિ માટે વેશની સાથે કામ નથી પણ હૃદયની શુદ્ધતા સાથેજ ખરૂં કામ છે માટે હૃદયને નિર્મળ-ઉજ્વળ-શુદ્ધ-પવિત્ર બનાવવું. દુઃખનો નાશ કરવા, ધર્મના જ્ઞાનથી અને દરેક સદ્‌વર્તનથી ઉત્સાહી બની, જ્ઞાનમાં તથા ચારિત્રમાં સારી રીતજ્ઞાતમાં પરિપૂર્ણ બનવું અને કદાપિ પણ સન્નિયમને નહિ ભૂલવા.

જેમ કારીગર લોકો પોતાના હુન્નર-ઉદ્યોગની વસ્તુને મરજી મુજબ ગમે તેવું રૂપ આપી શકે છે તેજ પ્રમાણે સારા મનુષ્યો પોતાનું સ્વરૂપ પોતાની મેળે ઘડે છે. પ્રાણી માત્રની સ્થિતિનો આધાર તેના સુકૃત્યો ઉપરજ રહે છે.

સારાં યા માઠાં કૃત્યનો બદલો તેવાજ રૂપમાં મળતો આપણે જગતમાં અનેક ઠેકાણે જોઇએ છીએ માટે આપણે જો આપણું સ્વરૂપ સારૂં રચવું હોય તો સુકૃત્યોજ કરવાં.

પ્રકરણ ૧૧ મું વૃદ્ધાવસ્થા વિષે છે. હાડ્કામથી બનેલ, લોહી, માંસથી ભરેલ શરીર ગમે તેવું હશે તો પણ તેમાં જરા-વૃદ્ધાવસ્થા-રાગદ્વેષ-અભિમાન-કપટ, વગેરે તેમાં વસે છે. મૃત્યુતો તેના ઉપરજ લટકે છે. કાળ દેવ અન્તે તે શરીરનું એકજ આસમાં ભક્ષણ કરી જશે. દુનિયાપરની દરેક ચીજનો નાશ થાય છે સ્વર્ગમાં વસનાર દેવોના લાંબા આયુષ્યનો, મૃત્યુ લોકમાં વસનાર માનવીનો, તેમજ દાનવોનો પણ નાશ થાય છે; છતાં પણ સદાચરણી માણસના સદ્‌ગુણનો નાશ કદાપિ થતો નથી. તેતો ત્રણે કાળમાં સુપ્રખ્યાતજ રહે છે. આ પ્રમાણે ૯ હી કલમમાં મહાત્મા બુદ્ધનો ઉપદેશ છે.

૭ મી કલમમાં કહ્યું છે કે—જે મનુષ્ય અજ્ઞાની-થોડા અભ્યાસ વાળો હોય છે તે શરીર ને માંસ વૃદ્ધિ પામે છે પણ જ્ઞાન વધતું નથી. સુજ્ઞ માણસે પ્રમાદને દૂર કરીને

પોતાથી બને તે પ્રમાણે યથા શક્તિ અભ્યાસ કરીને નિરંતર જ્ઞાનમાં જ વૃદ્ધિ કરવી. આઠમી કલમમાં બુદ્ધ કહે છે કે, આ શરીરને બનાવનારની શોધમાં મેં ઘણા જન્મ ગુમાવ્યા છે; કારણ કે તે મને જડયો નહિ. જન્મ અને મરણ એ જીવ માત્રને દુઃખ દાયક છે ખરેખર! જો શરીરના રચનારને ખોળી કાઢવામાં આવે ને તે જોવામાં આવે તો શરીરને ફરી રચાવા પણું રહેજ નહિ. કલમ ૧૦મીમાં બુદ્ધનો બોધ એવો છે કે પ્રથમાવસ્થામાં બ્રહ્મચર્ય પાળવું, મધ્યમાવસ્થા-યુવાવસ્થામાં ધનનો સંચય કરવો; જે માણસો તે પ્રમાણે કરતા નથી તે જેમ માછલા વિનાના સરોવરમાં રહેનાર વૃદ્ધબગલાનો નાશ થાય છે તેમજ ઉક્ત પ્રકારે સ્થિતિને અનુસાર કામ નથી કરતા તેવા મનુષ્યોનો પણ વિનાશ થાય છે, માટે પ્રથમાવસ્થામાં બ્રહ્મચર્ય પાળવું, યુવાવસ્થામાં ધનનો સંચય કરવો ને વૃદ્ધાવસ્થામાં લોભ-તૃષ્ણાનો ત્યાગ કરી, નિવૃત્તિસ્થાનમાં રહીને એકાગ્ર ચિત્તે ધર્મ ધ્યાન કરવું.

મનુષ્યોને માટે ચાર આશ્રમ ( બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, ને સન્યસ્તાશ્રમ એ ચાર. ) કહ્યા છે. તે પ્રમાણે વર્તવામાં આવે તો-ઉભય લોકમાં દરેક રીતે સુખી થઇ શકાય છે.

પ્રકરણ ૧૨ મું આત્મવર્ગ માટે છે.

પોતાની જાતને ઉન્નતિમાં લાવવા ઇચ્છનાર-આત્માર્થીએ એક પહેરો તો અવશ્ય જાગૃત થવું, એવો બુદ્ધ મહાત્માનો ઉપદેશ ૧ લી કલમમાં છે.

આ બોધ આપણને ભાન કરાવે છે કે ત્રણ અવસ્થા-બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા એ ત્રણમાંથી એક અવસ્થામાં ચેતીને અજ્ઞાન રૂપ ઘોર નિદ્રામાંથી-અંધકારમાંથી, સત્કર્મ કરવા માટે જ્ઞાન રૂપ સૂર્ય પ્રકટાવીને જાગૃત રહેવું તેજ હિત કર્તા છે.

પ્રથમ પોતે સત્કાર્ય કરીને પછી બીજાને ઉપદેશ દેવો કે જેથી સુખી થઇ શકાય આપણે બીજાને બોધ આપવા જતાં પહેલાં તે પ્રમાણે આપણે આપણું પોતાનું વર્તન પ્રથમ કરવું જોઇએ. કોઇને પણ વશ કરવા કે તેના મનઉપર અસર કરવી હોય તો પોતે બોધ વર્તનમાં મેલીએ -વર્તનદ્વારા બોધ આપીએ-બોધ આપવાને લાયક થઇએ ત્યારેજ સામાના મન ઉપર આપણી છાપ પડે ને અસર પણ તત્કાળ થાય છે; વળી આપણે ઉપદેશ દેવાને યોગ્ય થયેલાં હોઇએ તો આપણી નિંદા નહિ થતાં સ્તુતિજ થાય છે. વળી આ ત્રીજી કલમમાં કહ્યું છે કે આત્મસંયમ બહુ દુષ્કર છે. માણસ આત્મ સંયમી હોઇને બીજાને જેમ તે પ્રકારે વશ કરી શકે છે.

આત્માનું નિર્વાણ કરનાર આત્મા પોતેજ છે: કારણ કે સારાં યા માઠાં દરેક કાર્ય પોતેજ કરે છે, ને તે કાર્ય પ્રમાણે પોતાનો નિયંતા પોતેજ છે.

આત્મસંયમી મનુષ્યોજ પ્રભુને મેળવી પ્રભુપદને પામે છે. આત્માની અવદશા કરનારાં ખરાબ કાર્યો કરવાં સહેલાં છે, પણ આત્માની ઉન્નતિ કરનારાં સારાં કાર્યો કરવાં તો અતિદુર્લભ છે.

આપણાથી બને તેટલાં સારાં કાર્યો કરવાં પણ દુષ્કૃત્યો તો નહિજ કરવાં.

ખરાબ કરેલું કાર્ય સુધારી શકાતું નથી ને તેનું પરિણામ પણ ખરાબજ ભોગવવું પડે છે. ખરાબ કરેલ કામ નહિ સુધરી-શકવા માટે એક કવિનું કહેલ વાક્ય યાદ આવે છે કેઃ–'સારૂં સહજ બગડી શકે, બગડ્યું ન સુધરનાર!' એ પ્રમાણે ખરાબ કામવડે સારૂં કામ બગાડી શકાય છે પણ ખરાબ કરેલ કામ સુધારી શકાતું નથી.

પોતાને પાપી યા પવિત્ર બનાવનાર પોતાનો જ આત્મા છે. આત્મા ચ્હાય તો પાપી બની શકે છે અને આત્મા ચ્હાયતો પરમ પવિત્ર–વિશુદ્ધ પણ પોતાની મેળે જ થઈ શકે છે તેમાં કોઈની સહાય કે મદદ કામ આવતી નથી. મોટા મોટા મહાત્મા પુરૂષો થઈ ગયા તે પણ પોતાના આત્મ બળથી જ પવિત્ર બનીને પોતાની અમર નામના કરીને શાશ્વત સુખને પામ્યા છે. જો કોઈ બીજાથી પવિત્ર બનાવી શકાતું હોય તો અધમ, પાપી પ્રાણીને પણ પવિત્ર બનાવી શકાય. માટે ૯ મી કલમમાં બુદ્ધે કહેલા ઉપદેશ ઉપરથી તાદૃશ્ય સમજાય છે કે પોતાની શુદ્ધિ કરવી તે પોતાનું જ કામ છે. અન્યનું નથી.

કલમ ૧૦ મીમાંથી એમ શિખામણ મળે છે કે પોતાનું કામ ગમે તેવું તુચ્છમાં પણ તુચ્છ હોય ને બીજાનું ઉત્તમ હોય તો પણ પોતાનું–સ્વકર્તવ્ય બજાવ્યા સિવાય બીજાનું ગમે તેટલું મહત્વ વાળું કામ હોય તો પણ તે કરવાની ઇચ્છાએ કરવી નહિ. પ્રથમ પોતાની ફરજ–પોતાનું કર્તવ્ય, યથાસ્થિત સમજીને લક્ષ પૂર્વક તે કર્તવ્ય બજાવવું જ જોઇએ; આ બુદ્ધ મહાત્માનો બોધ આપણને શું શિખવે છે; તે શિખવે છે કે આપણે આપણું સ્વ કર્તવ્ય ભૂલી ગયેલાં હોઇએ, કર્તવ્ય કરવામાં ઢીલીઢ થઇ ગયાં હોઇએ તો તે આપણું ખરૂં કર્તવ્ય સ્મરણમાં લાવી, ઉત્તેજીત થઇને બીજાના કર્તવ્ય ઉપર ધ્યાન નહિ રાખતાં, દુનિયા ઉપરના દરેક પ્રાણી પ્રત્યેની આપણી ફરજ–આપણું કર્તવ્ય શું છે? તે બરાબર કાળજીથી, સહૃદયપણે બજાવવું. એવો બોધ બુદ્ધદેવ આપણને આપી ગયા છે. ખરેખર! તે અણમૂલ છે. માટે તે બોધને સ્વીકારીને અમલમાં મેલવા અવસ્ય જરૂર છે. આપણું વર્તન તે પ્રમાણે થાય ત્યારે જ કર્તવ્યપરાયણતા કહેવાય!

પ્રકરણ ૧૩ મું લોકવર્ગ વિષે છે.

બુદ્ધ ભગવાન ૧૧ મી કલમમાં જણાવે છે કે અનુદાર મનુષ્યો કદાપિ સ્વર્ગ લોકમાં જતાં નથી. તે શબ્દોમાંથી આપણા હમેશનાં કર્તવ્ય માટે શિખામણ લેવાની છે કે આપણી યથાશક્તિ, આપણને મળેલા ધનમાંથી આપણા દુઃખી બાન્ધુઓને સંતોષવા જેટલી ઉદારતા રાખવી. ધનવાન લોકો કંજુસ થઇ પુન્યાર્થે પણ લક્ષ્મીનો વ્યય નહિ કરતાં તેને સાચવી રાખવા પ્રયત્ન કરશે તો પણ તે પ્રયાસ વૃથા છે. ભર્તૃહરિએ કહેલું છે કેઃ–

रे रे वित्तमदान्धमोहबधिरा मिथ्याभिमानोद्धता
व्यर्थेयं भवतां धनावनरतिः संसारकारागृहे ।

वद्धानां निगडेन गात्रममतासंज्ञेन यत्किंचिद
देव ब्राह्मणभिक्षुकादिषु धनं स्वप्नेऽपि न व्येतिवः ॥

માટે કંજુસ થવું નહિ. જે લોકો અજ્ઞાન ને મૂર્ખ હોય છે તેજ ઉદારતાની પ્રશંસા કરતા નથી ને નિંદા કરે છે, પણ સુજ્ઞ-જ્ઞાની મનુષ્યો તો ઉદારતાની સ્તુતિ-પ્રશંસાજ કરે છે.

પ્રકરણ ૧૪ મું. બુદ્ધ વર્ગ માટે છે.

માણસનો ભવ મળવો એ દુર્લભ છે. સદ્ધર્મનું શ્રવણ દુર્લભ છે. અને બુદ્ધનો જન્મ તો અતિ દુર્લભ છે! એમ ચોથી કલમમાં બુદ્ધ મહાત્માએ કહેલ છે. માટે હાલ જે મનુષ્ય જન્મની પ્રાપ્તિ થઇ છે, સદ્ધર્મનો યોગ થયો છે, તેનો ઉપયોગ સારી રીતે કરી લેવો. 'બુદ્ધત્વ' પોતાની મેળે ઉત્પન્ન થાય એવો આત્મબોધ તો મહા દુર્લભ છે તો પણ તેને માટે પ્રયાસ કરવામાં આવે તો કોઇક ભવે પણ તે દુર્લભ એ સુલભ થઇ જાય છે. કારણ કે આત્મા જ આત્માનો નિયંતા છે માટે આત્મબળી થતા જવું. કદાચિત માનવનો જન્મ તો મળે પણ આર્યક્ષેત્ર ઉત્તમકુળ અને સૌમાં શ્રેષ્ઠ-ઉત્તમ-એવો શિરોમણિ આર્યધર્મ ફરી ફરીને મળવાનો નથી. કદાપિ ઉકત પ્રકારે પ્રથમની બે વસ્તુઓ તો મળે પણ શ્રેષ્ઠ શિરોમણિ ધર્મ ફરીને તો નથી જ મળવાનો તો પછી બુદ્ધત્વની (આત્મબોધની) પ્રાપ્તિ થાય જ ક્યાંથી ? માટે દેવોને પણ દુર્લભ એવા માનવ જન્મને વ્યર્થ ગુમાવી નહિ નાંખતાં તેની સાર્થકતા કરી લેવી, તેજ પોતાની આબાદી ઇચ્છનારને માટે ઉત્તમ છે. એમ બુદ્ધદેવનો બોધ સમજાવે છે.

કલમ ૬ ઠીમાં જણાવે છે કે;-ધૈર્ય એ મોટો દીપ છે અને સહનશીલતા એ જ નિર્વાણ છે કારણ, કે જે બીજાને મારે છે તે 'પ્રવ્રજિત' (યતિ) નથી, જે બીજાનું અપમાન કરે છે તે 'શ્રમણ, નથી. ખરેખર, ધૈર્ય અને સહનશીલતા એજ મોટામાં મોટો ગુણ છે. અન્ય તપ કરતાં ધૈર્ય રૂપ તપ એ વધારે ચડી જાય છે કારણ કે ગમે તે પ્રકારનું મહાકષ્ટદાઇ તપ કરવામાં આવે તો પણ ધૈર્ય વિના નચિન્તપણે રહી શકાતું નથી. ધૈર્ય ધારણ કરેલ હોય તો જ દરેક પ્રસંગે હિંમતથી રહી શકાય છે.

તેમજ સહનશીલતામાં જ નિર્વાણની પ્રાપ્તિ છે. આપણામાં જો સહન શક્તિ વધારે હશે તો આપણે દરેક સ્થિતિમાં સમતોલ રહી શકીશું. દુઃખ યા સુખ એ ગમે તે આવે તેનું નામ તિતિક્ષા, એ શ્રેયો વસ્તુ છે ને તે મોક્ષ અપાવનાર છે. (सहनं सर्व दुःखानां मप्रतिकारं भवेद्यदि, चिन्ताविलापरहितं सातितिक्षानिगद्यते) માટે મોક્ષ અપાવનાર, શ્રેયો વસ્તુ, ધૈર્ય અને સહનશીલતા ગ્રહણ કરવાની અવશ્ય જરૂર છે.

૭ મી કલમ બુદ્ધોના શિક્ષણ વિષે જણાવે છે.

નિંદા ન કરવી, કોઇને મારવું નહિ, ધર્મની આજ્ઞા પ્રમાણે રહેવું, ખાવામાં મિતાહારી થવું, એકાન્તમાં બેસવું અને સુવું, અને ઉંચા વિચારોનું ચિન્તન કરવું. તે ઉક્ત પ્રકારનાં દરેક શિક્ષણોમાંથી શીખામણ લેવાનું મળી આવે છે.

પારકી નિંદા કરવી એ દુર્ગતિમાં પડવાનું લક્ષણ છે, અને ઉંચા વિચારોનું ચિન્તન કરવાથી સદ્‌ગતિમાં જવાય છે. માટે નિંદા છોડીને, ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરાવનાર ઉંચા પ્રકારના જ વિચારો કરવા. વળી નિંદા કરવાથી, મગજનિંદામયજ થઇ જાય છે–આસપાસનું વાતાવરણ નિંદામય એવું તો થઇ જાય છે કે, આપણા મગજમાં–હૃદયમાં કોઇની પ્રશંસા કે સ્તુતિ કરવાની સ્ફુરણા ઉદ્‌ભવતી જ નથી. આસપાસનું ભાન રહેતું નથી કે સારા સાર વિચાર પણ કરી શકાતો નથી. નિંદા કરનારને મા બાપ કે સ્વજન કુટુંબનું પણ ભાન રહેતું નથી. માટે નિંદા કરવી તો પ્રથમ પોતાની જ કરવી, પણ પારકી નહિ કરવી, આત્માને નિંદવાથી, આત્માના મળ–મેલ ધોવાઇને તે વિશુદ્ધ થાય છે.

પારકી નિંદા કરવાથી, જેમ બીજાના મેલમાં લુગડાં ધોવાથી વધારે મેલાં થાય, તેમ તેના આત્માનો મેલ–મળ ઉતરીને આપણા આત્માને લપેટાય છે. માટે નિંદા નજ કરવી એક કવિએ કહ્યું છે કે "**मन्निंदया यदिजनः परितोषमेतितनन्यप्रयत्न जनितो यमनुग्रहोमे**" આપણે પણ એમ જ સમજવું.

• પ્રકરણ ૧૫ મું. સુખ વર્ગ માટે છે.

પહેલી કલમમાં બુદ્ધદેવનો બોધ એ પ્રમાણે છે કે ધિક્કારનારને પણ નહિ ધિક્કારવાથી સુખમાં રહી શકાય છે. તેમાંથી ઘણું સારૂં શિક્ષણ મલે છે કે આપણને કોઇ પણ તુચ્છમાં તુચ્છ ગણે કે આપણા સામે ધિક્કારની દૃષ્ટિથી જુવે પણ આપણે તેની સામે તેમ નહિ કરતાં માનની દૃષ્ટિથી જોવું. અને તેમ રહી શકીએ ત્યારે આપણને તુચ્છ પામર ગણી ધિક્કારનારની વચ્ચે વસીને પણ ધિક્કારથી–તુચ્છતાથી છેટા–દૂર રહી શકીએ છીએ. માટે કોઇ પણ પ્રાણીને ધિક્કારવા નહિ કે તુચ્છકાર ભરી દૃષ્ટિએ તેના તરફ જોવું નહિ. કોઇ પણ માણસ કમ અક્કલનું કે ઓછી બુદ્ધિનું વા મૂર્ખ હોય તો તેની દયા રાખવી પણ ધિક્કારવું તો નહિજ.

કલમ ૬ ઠીમાંથી ઘણું જ ઉત્તમ શિક્ષણ મલે છે. શરીરને બાળનાર રાગ જેવો કોઇ અગ્નિ નથી, કોઇ પણ પ્રત્યેના રાગથી મન ચિન્તાતુર રહે છે તેથી કરીને શરીર અહર્નિશ બળ્યાં કરે છે. દ્વેષ–ઇર્ષ્યા જેવો કોઇ કલિ–કાળ નથી. કારણ કે કાળતો માણસના દેહનો એક જ સાથે નાશ–ભક્ષણ કરે છે, પણ દ્વેષ રૂપ કલિ–કાળ તો માણસના સુખ–શાન્તિ–સંતોષ અને શરીરનું ક્ષણે ક્ષણે ભક્ષણ કરીને તેને વિનાશ કરે છે એ જ દુઃખનું મૂળ કારણ છે; શાંતિ કરતાં ઉત્તમ શ્રેષ્ઠ સુખ આ લોકમાં કે પરલોકમાં છે જ નહિ.

સવ રસમાં ઉત્કૃષ્ટ રસાધિરાજ શાન્ત રસ જ છે માટે શરીરને બાળનાર, અગ્નિરૂપ રાગનો ત્યાગ કરી, દેહના કાળ શત્રુ, દ્વેષ–ઇર્ષ્યાથી દૂર રહી આ શરીર રચાવાનાં મૂળ કારણો શોધી તેનો નાશ કરી, શાન્ત રસનો સ્વાદ ચાખવા શાન્તિ રૂપ સર્વોત્તમ સુખ પ્રાપ્ત કરવા સંતોષ ધારણ કરીને યત્ન–પ્રયત્નમાં જ મચ્યા રહેવું.

કલમ ૮ મી માં કહ્યું છે કે,—'આરોગ્ય એજ મોટી બક્ષીસ છે.' કુદરત તરફથી મળેલી તે બક્ષીસ જેવી તેવી નથી. પણ નહિ મેળવી શકાય તેવી અમૂલ્ય અને ઉત્તમ

બક્ષીસ છે. કારણ કે "શરીરે સુખી તો સુખી સર્વ વાતે, શરીરે દુ:ખી તો દુ:ખી છે સદા તે." સઘળા સુખનો મુખ્ય આધાર શરીર ઉપરજ રહે છે. શરીર સુખી આરોગ્ય હોય તોજ દરેક વસ્તુ પ્રિયકર લાગે છે, પણું જો શરીર દુ:ખી-અનારોગ્ય હોય તો સઘળી વાતે સુખ છતાં-દુ:ખજ થાય છે. દરેક વસ્તુ અપ્રિય લાગે છે. માટે શરીરની આરોગ્યતા તેજ દુનિયામાં સાર છે ને તેજ બક્ષીસ અમૂલ્ય છે. તો તેનો દુરૂપયોગ નહિ કરતાં સદુપયોગ કરી, તેની સાર્થકતા કરવી.

માણસનું ખરૂં ધન તે સંતોષ છે. ક્રોડાધિપતિ હોવા છતાં સંતોષ ન હોય તો સુખી થઇ શકાતું નથી-ગમે તેટલું ધન હોય તો પણ તેની કંગાલાવસ્થા દૂર થતી નથી, પણ કોઇ સંતોષી માણસ એક સાદી ઝુંપડીમાં રહી, મહેનતથી ઉદરપૂરણાર્થે જેટલું પ્રાપ્ત કરી, સંતોષમાં રહેનાર સુખમાં રહી શકે છે. સંતોષ એજ સાચું ધન છે. કયાંયથી પણ ન મળે તેવું તે અમૂલ્ય ધન છે. તો તે સંતોષ રૂપ ધનનોજ સંચય કરવો.

સાચો સંબંધ વિશ્વાસ ઉપરજ બંધાય છે. સંબંધી હોવા છતાં ગેરવિશ્વાસ હોય તો તે માત્ર નામનોજ સંબંધ છે, અને સંબંધી નહિ હોવા છતાં વિશ્વાસ હોય તો તેજ સાચો સંબંધ છે. માટે વિશ્વાસ એજ સૌથી ઉત્તમ સંબંધ છે. વિશ્વાસથી જ સંબંધ બાંધી શકાય છે-સંબંધી રહી શકાય છે.

આ આત્માને નિર્વાણ પ્રાપ્તિ જેવું-મોક્ષે જવા જેવું એકે ઉત્તમ સુખ નથી, અથવા એજ સર્વોત્તમ સુખછે. માટે તે સુખ પ્રાપ્તિના ઉપાયો કર્યા કરવા.

કલમ ૧૦ મી માં બુદ્ધ મહાત્માએ કહ્યું છે કે,-જ્ઞાની સદ્દગુણીનુંજ દર્શન શુભ-સારૂં છે; તેવા સન્મનુષ્યોનો સમાગમ એ સુખજનક છે; જો મનુષ્ય અજ્ઞાની-મૂર્ખને જોવા ન પામે તો તે ખરેખર ! સુખી થાય ! આ ઉપરથી ખાસ શીખામણ લેવાની છે કે આપણાથી શ્રેષ્ઠ-જ્ઞાનીનો સમાગમ કરવો પણ અજ્ઞાની-મૂર્ખનો સમાગમ નજ કરવો. કારણ કે, 'સોબત તેવી અસર' તે પ્રમાણે સહવાસ તેવો અભ્યાસ થયા વિના રહેતો નથી. સોબતનો રંગ માણસના હૃદય પટ પર એકદમ ચડી જાય છે સારાંના સંગથી સારાઇ-ભલાઇ અને બુરાનાં સંગથી બુરાઇ આવે છે. જ્ઞાની માણસના સમાગમથી-સત્સંગથી, તેના સારા વિચારો-સારાં કાર્યોનો પ્રવેશ આપણામાં થાય છે. તેના ઉત્તમ જ્ઞાનની પ્રભા આપણા હૃદય પર પડવાથી આપણને તેનું અનુકરણ કરાવે છે ને તેથી સુખી થઇ શકાય છે. તેથીજ ઉલટું અજ્ઞાની મૂર્ખ માણસનો સમાગમ આપણને મૂર્ખ બનાવે છે એટલુંજ નહિ પણ અંતે દુ:ખી કરે છે. કહ્યું છે કે; "વરં [illegible] વસ્તુ છે ान्तं वनचरैः सह ॥ न मूर्खजन संपर्कः सुरेन्द्रभवनेष्वपि ॥" [illegible]दि, चिन्ताधिल्ता જ્ઞાનીની સાથે કરવો, પણ અજ્ઞાનીની સાથે તો નજ કરવો. ધૈર્ય અને.

( ચાલુ. )

બ્હેન નિર્મળા.

# मोक्रेटिसनी जीवनकलाना संस्मरणीय प्रसंग.

(શ્રીયુત પ્રો. ગોવિંદ ચિમણાજી ભાટેના લેખ ઉપરથી.)

"नास्ति जीवितादभिमततरं किमपीह जन्तूनाम" બાણભટ્ટની એ ઉક્તિ કેવી યથાર્થ છે? પ્રાણિમાત્રને પોતાના જીવન કરતાં અન્ય કંઇ પણ વિશેષ નથી। માતાનો પુત્ર ઉપરનો પ્રેમ અત્યંત નિરપેક્ષ અને પ્રાણ સમાન હોય છે, એમ આપણે કહીએ છીએ; પરંતુ ખરેખરી સ્થિતિ તો એક હરિદાસની કથામાં વર્ણવેલી વાનરીની સ્થિતિ પ્રમાણે છે, એમાં શંકા નથી. એક સમયે એક વાનરી એક પુરમાં સપડાઇ ગઇ, આથી તે પોતાના બચ્ચાને પીઠ પર લેઇને એક ઉચી જગાપર જઇ બેઠી; પરંતુ ત્યાં પણ પાણી ચઢી આવતાં તે એથી પણ ઉંચી જગાએ ગઇ; પણ પાણીએ તો ત્યાં પણ ધસારો કરવા માંડયો, અંતે તે બિચારી નિરૂપાય થઇને પોતાના પાછલા બે પગપર ઉભી રહી અને પોતાના બચ્ચાને માથા પર ચઢાવી દીધું. પાણી જોસ બંધ ચઢયાં જ જતું હતું, તે એના ગળા સુધી આવી પહોંચ્યું. હવે વાનરીનો જીવ ગભરાવા લાગ્યો અને પોતાનો જીવ બચાવવા માટે પોતાના બચ્ચાને પોતાના પગ નીચે નાંખીને તેના પર ઉભી રહી. પણ વ્યર્થ। અંતે એ મહાપુરમાં વાનરી અને તેના બચ્ચાનો અંત આવ્યો. આ દૃષ્ટાંત જોતાં એ સ્પષ્ટ થાય છે કે પોતાના પ્રાણ કરતાં અન્ય કંઇ પણ વિશેષ પ્રિય નથી, અને તેજ વાત મનુષ્યપ્રાણિને પણ લાગૂ પડે છે. મનુષ્યને જીવન સમાન અન્ય કંઇ પણ પ્રિય નથી."अंगं गलितं पलितं मुंडं, दशनविहीनं जातं तुंडम्" આવાંની પણ જીવવાની આશા છૂટતી નથી. જેમ તેવા કંજુસના સરદારને પ્રાણ કરતાં પૈસો પ્રિય લાગે; પરંતુ યમયાતનાના સમયે તે પણ પોતાનો પ્રાણ બચાવવા અર્થે પોતાની સર્વે સંપત્તિ આપી દેવા તત્પર થાય છે. પરંતુ જેમ પ્રાણિ માત્રમાં સમાનપણે રહેલા ષડ્રિપુપર પોતાની વિવેક બુદ્ધિ અને મનોદેવતા એ ઉભય શક્તિના યોગે મનુષ્ય વિજય મેળવે છે, તેજ પ્રમાણે એજ બે શસ્ત્રોની સહાયતાથી તે પોતાને અત્યંત પ્રિય એવા પ્રાણનો પણ આનંદથી ત્યાગ કરવા તૈયાર થાય છે. ખરી સાધુવૃત્તિ એવા વિજયમાંજ છે. સોક્રેટિસ આજ સાધુ કોટીમાંનો હતો. આજના લેખમાં એ સાધુ પુરૂષનું મરણ સમયનું વર્તન કેવું હતું, તે તેના આયુષ્યના છેવટના દિવસોની હકીકતથી વાચકોને દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવશે.

સોક્રેટિસને મોતની શિક્ષા કરવામાં આવી હતી. પરંતુ એથેન્સના રિવાજ પ્રમાણે એ સંસ્થાનનું વહાણ એજ સમયમાં ધાર્મિક પ્રવાસે ગયું હતું, અને તે પાછું ફરે ત્યાં સુધી સોક્રેટિસની શિક્ષા મુલતવી રાખવામાં આવી હતી. વહાણ પાછું આવતાં બીજેજ દિવસે સોક્રેટિસનો વધ કરવામાં આવનાર હતો. જે દિવસે વહાણ આવી પહોંચવાના સમાચાર શહેરમાં ફેલાયા, તેને બીજેજ દિવસે સોક્રેટિસના શિષ્યો અને મિત્રો પોતાના એ પૂજ્ય ગુરૂનું છેવટનું દર્શન કરવા માટે, અને તેના છેવટના ઉપદેશનું પાન કરવાને કારાગ્રહની બહાર અગાઉથી એકત્ર થયા હતા. દિવસ ઉગતાં જ સોક્રેટિસના પગમાંથી બેડીઓ કાઢી

નાંખવામાં આવી. પ્રથમ સોક્રેટિસની પત્ની અને છોકરાંને તેની પાસે લાવવામાં આવ્યાં. સોક્રેટિસની સ્ત્રી અત્યંત આક્રંદ કરવા લાગી, આથી સોક્રેટિસ તેને પાછી કાઢીને તરત જ પોતાના શિષ્ય–મિત્ર મંડળમાં આવી બેઠો. તે પોતાના હાથવતી પોતાના પગને ચોળતો ચોળતો બોલ્યો કે, "માનવો જેને સુખ કહે છે, તે કેટલી વિચિત્ર વસ્તુ છે! સુખથી ઉલટાં એવાં જે દુઃખ તેની સાથે સુખનો કેવો આશ્ચર્યકારક સંબંધ છે! સુખ કે દુઃખ એ કંઇ મનુષ્યને એકદમ મળતાં નથી; પરંતુ સુખની પાછળ પડીને તેને માણસો મેળવે છે, કે તરત જ તેની પછવાડે દુઃખ આવ્યું જ સમજવું! જાણે કે સુખ અને દુઃખ એ બે ભિન્ન વસ્તુની મડાગાંઠ ન પડી હોય! સુખ દુઃખની આ ગાંઠને ઈસાબાએ જોઇ હોત, તો તેણે એને માટે એવી રચના રચી હોત કે જેથી સુખ દુઃખનું દ્વંદ્વ થતાં દેવતા તેનું સમાધાન કરત. પરંતુ તેમ થઇ શકયું નહિ. સુખ દુઃખની આ ગાંઠ જ્યારે ઇસાબાએ જોઇ હતી, ત્યારે તેણે એને માટે એવી રચના રચી હશે કે, જેથી સુખ દુઃખનું દ્વંદ્વ થતાં દેવને તેમનું સમાધાન કરવાનો પ્રયત્ન કરવો પડયો. પરંતુ તેમાં તે સફળ થયા નહિ એટલે એમણે તે ઉભયને બાંધી લીધાં; આથી માનવપ્રાણિને એક મળતાં તેની પછવાડે બીજું આવીજ મળે. જુઓ, મારી એજ દશા થઇ છે. મારા પગમાં નાંખેલી બેડીઓથી મને પીડા થતી હતી, પરંતુ તે કાઢી નાંખતાં દુઃખની સાથે સાથે સુખ આવ્યું જ!"

આટલું કહીને સોક્રેટિસે પોતાની સામે એકત્ર થએલા મંડળ તરફ દૃષ્ટિ ફેંકી. એણે જોયું કે આ મંડળમાં એથેન્સ શિવાયના અન્ય નગરોના બીજા મનુષ્યો પણ આવેલા છે. એટલામાં પ્રથમ સીબ્સે બોલવાની શરૂઆત કરી. એણે કહ્યું, "અહો સોક્રેટિસ! તમે તુરંગમાં રહીને પણ અપોલો દેવની પ્રાર્થના કવિતામાં કરી, અને ઇસાબાની વાર્તાને પદ્યાત્મક સ્વરૂપ આપ્યું, આ માટે ઇવ્હીનસ કવિએ બે દિવસ અગાઉ મને પૂછ્યું હતું. તો કૃપા કરીને મને એનું કારણ કહેશો?'

આ ભાષણ સાંભળી સીમીયસ આશ્ચર્ય સહિત બોલી ઉઠયો "સોક્રેટિસ, ઇવ્હીનસને આપનો એ કેવો વિલક્ષણ ઉપદેશ! હું તેને ઘણી વખત મળ્યો છું, અને તેના સંબંધી મને જે માહિતી છે, તે પરથી મને એમ લાગે છે કે, બનતા સુધી ઇવ્હીનસ તમારા ઉપદેશ પ્રમાણે વર્તનાર નથી!"

સોક્રેટિસે કહ્યું, "ત્યારે શું ઇવ્હીનસ એ તત્વજ્ઞાની નથી?"

સીમીયસે ઉત્તર આપ્યો કે, "હોય એમ મને લાગે છે તો ખરૂં."

સોક્રેટિસે કહ્યું "ત્યારે તો પછી ઇવ્હીનસ મરણની ઇચ્છા કરશે. વળી જેને તત્વ જ્ઞાનના અભ્યાસનો શોખ છે, તે તો એવીજ ઇચ્છા કરશે! માત્ર તે આત્મહત્યા નહિ કરે. કારણ કે, એમ કરવું એ પાપ છે."

આટલું કહી સોક્રેટિસે પોતાના પગ ખાટલા પરથી ખસેડી જમીનપર મૂકયા, અને તે પછીના સર્વ સંભાષણ સમયે તે એમજ બેસી રહ્યા.

પછી સીબ્સે શંકા કરી કે, "સોક્રેટિસ, આત્મહત્યા કરવી એ ખરાબ છે એ ખરૂં, પણ તત્વજ્ઞાની મરનાર માણસની પછવાડે જવાની ઇચ્છા કરે છે, એવા આપના કથનનો અર્થ શો?"

સોક્રેટિસે કહ્યું "તમે બંને જણે ફીલોલૉસ પાસે જઇ આ સંબંધી કંઇ સાંભળ્યું નથી?"

"નિશ્ચિત એવું કંઇ સાંભળ્યું નથી."

"હશે, મેં પણ કાનોકાનજ સાંભળ્યું છે. તો પણ મેં જે સાંભળ્યું છે તે તને કહેવામાં શી હરકત છે? ખરેખર જ્યારે હું પરલોકના પ્રવાસે નીકળવાની તૈયારીમાં છું ત્યારે તે પ્રવાસના સ્વરૂપ માટે અને તે પ્રવાસ માટે મારે બોલવું એ શું યોગ્ય નથી? અસ્તાસ્તનો સમય અને સૂર્યાસ્ત એ ઉભય વચ્ચેના કાળનો આના કરતાં અન્ય સારો સદ્વ્યય કયો હોય?"

"તો પછી સોક્રેટિસ! આત્મહત્યા કરવી એ ખરાબ છે, એવું તે કેમ કહે છે? હું થીબ્સમાં હતો ત્યારે એ કૃત્ય કરવું એ સારૂં નથી, એવું ફીલોલૉસને બોલતાં મેં સાંભળ્યો છે. અન્યના મુખમાંથી પણ મેં એજ સાંભળ્યું છે; પરંતુ કોઇએ મને નિશ્ચયાત્મક એવું કંઇ પણ કહ્યું નથી."

સોક્રેટિસે કહ્યું "તારે નિરાશ થવું એ યોગ્ય નથી. કદાચિત કોઇ કાળે તને એવું નિશ્ચયાત્મક જ્ઞાન થશે, બીજા નિયમોને અપવાદ હોયછે; પરંતુ આ નિયમને અપવાદ નથી. તને આશ્ચર્ય લાગે છે, તે એ કે, ખરાબ પ્રસંગ કોઇ કોઇ વખતે કોઇ કોઇ માણસોને માટે સારા

હોય છે. પરંતુ આ નિયમ માત્ર મરણને લાગૂ પડતો નથી. જે માણસને માટે મરણ સારૂં છે, તેણે જાણી જોઇને પોતાના હાથે મરણ આણવું એ ઠીક નથી; એણે તે માટે તો ખીજાની વાટ જોવી જોઇએ."

હસતાં હસતાં તેમજ પોતાની પ્રાંતિક ભાષામાં સીબ્સે કહ્યું "ખરે જ"!

સોક્રેટિસે કહ્યું "ખરેખર! એવી રીતનું વિધાન તને વિચિત્ર લાગે; તો પણ તે સયુક્તિક છે, અને તે વિધાન માટે એક સયુક્તિક કારણ પણ બતાવી શકાશે. પણ મનુષ્ય પ્રાણી એ એક પ્રકારની તુરંગમાં છે, તેમજ તેમાંથી તે પોતાને મુક્ત કરે અથવા ત્યાંથી પલાયન કરી જાય એ યોગ્ય નથી. આ જે કારણ ગુપ્તવિદ્યા કહે છે, તે ઘણું ગહન હોઇ સહજમાં સમજી શકાય એમ નથી. તો પણ મને એમ લાગે છે કે, દેવ એ મનુષ્યના પાલક છે. અને માનવ એ એમની માલમતા છે. તને પણ એમ નથી લાગતું?"

"હશે; મને પણ એમ લાગે છે."

"તો પછી તેં એવા પ્રકારની ઇચ્છા પ્રદર્શિત ન કરી હોય છતાં તારો એકાદ સંબંધી આત્મહત્યા કરે, તો તેથી તને ક્રોધ નહિ થાય. અને બની શકે એમ હોય તો એ કૃત્ય માટે તું તેને શિક્ષા નહિ કરે?"

"જરૂર કરૂં."

"એમ છે તો આ વિચારસરણી પ્રમાણે કોઇ પણ મનુષ્યને આત્મહત્યા કરવાનો હક છે, એમ ઠરતું નથી. પ્રથમ કહેવા પ્રમાણે દેવનું આગ્રહપૂર્વક આમંત્રણ થતા સુધી મનુષ્યે રાહ જોવી જોઇએ. એણે આત્મહત્યા કરવી જોઇએ નહિ."

સીબ્સ બોલ્યો "હશે. તમારૂં કથન જણાય છે તો સ્વાભાવિક પરંતુ તમે હમણાંજ કહેતા હતા કે, તત્વજ્ઞાની મરણની ઇચ્છા કરે છે. પણ દેવ આપણા પાલન કર્તા છે, અને આપણે એના સેવક છીએ, એ જો સત્ય હોય, તો આ બે વિધાનોમાં વિરોધ નથી આવતો? સર્વ શાસન કર્તાઓમાં શ્રેષ્ઠ એવા દેવ જ્યારે ડાહ્યાપર દેખરેખ રાખે છે, ત્યારે એ અમલમાંથી મુક્તિ પામવાની ઇચ્છા ડાહ્યા મનુષ્યો કરે, એ વિચાર યુક્તને અનુકૂલ થતો નથી. આવું તો કદાચિત્ મૂર્ખનેજ થાય, અને તેજ પોતાના ધણીથી મુક્ત થવું ઉત્તમ છે, એમ કહે. આવા ઉત્તમ ધણીનો આપણે ત્યાગ કરવો ન જોઇએ, પરંતુ બને ત્યાં સુધી એનાજ અધિકારમાં રહેવું જોઇએ, એવું એનાજ મનમાં આવતું નથી, અને તેથી તે અવિચારના વમળમાં ફસાય છે. પરંતુ પોતાના કરતાં સર્વ પ્રકારે શ્રેષ્ઠ એવા પ્રભુ પાસે સદાકાલ રહેવાની ઇચ્છા શાણા પુરૂષો તો કરેજ. જો આ વિચાર સરણી સત્ય હોય, તો હમણાં આપે કહ્યું તેથી ઉલટુંજ અનુમાન નીકળે છે. શાણા મનુષ્યને મરણ માટે ભય લાગવો જોઇએ, અને મૂર્ખને આનંદ થવો જોઇએ."

સીબ્સના આ કથનથી સોક્રેટિસને આનંદ થયો હોય એમ જણાયું. એણે સર્વના પ્રતિ દૃષ્ટિ નાંખીને કહ્યું " સીબ્સ હમણાં પ્રમાણોને છિન્નભિન્ન કરેછે. અન્યના વિધાનોથી એનું કદાપિ પણ સમાધાન થતું નથી. "

સીમીયસ બોલી ઉઠયો, " સોક્રેટિસ, પણ સીબ્સ કહે છે, એમાં કંઇક તથ્ય છે, એમ મને પણ લાગે છે. ખરેખરો શાણો માણસ પોતાના ઉત્તમ શેઠ પાસેથી મુક્તિ મેળવવાની અને તેની સેવાનો ત્યાગ કરવાની શા માટે ઇચ્છા કરે ? મને લાગે છે કે, સીબ્સના કથનનો સર્વ કટાક્ષ તમારા ઉપરજ છે. કેમકે, તમારાજ કહેવા પ્રમાણે જે દેવ આવો ઉત્તમ શેઠ છે, તેનો અને અમારો ત્યાગ કરી જવાને તમો આટલા બધા ઉત્સુક થઈ રહ્યા છો. "

સોક્રેટિસે કહ્યું, " તમારૂં કહેવું ઠીક છે. તમારૂં એવું કહેવું છે કે, મારે ન્યાયની કોર્ટમાં હોઉં તે પ્રમાણે તમારા આક્ષેપોનું ખંડન કરવુંજ જોઇએ. "

સીમીયસ બોલ્યો, " ચાલો એમ; અમારો આશય એવોજ છે. "

સોક્રેટિસે કહ્યું, " તોતો ઠીક, મારા કેસની તપાસ વખતે મારા હાથે મારાપરના આરોપનું નિરસન ન્યાધીશને ગમે એવી રીતે થયું નથી. હવે એ તમને સંતોષ આપે એવું થાય, એટલે બસ. સીબ્સ અને સીમીયસ ! શ્રેષ્ટ અને શાણા દેવના સહવાસમાં અને આ મર્ત્યલોકના સારા માણસોના સહવાસમાં મારા મરણ પછી પણ રહેવાનું થશે, એવી મારી માન્યતા નહોત, તોતો મૃત્યુ એ મને શોકનું કારણ થઇ પડત. પણ હું શ્રેષ્ટ લોકના સહવાસમાં રહી શકીશ એવી મને શ્રદ્ધા છે. આ અતીન્દ્રિય સિદ્ધાન્ત માટે જેટલો વિશ્વાસ અને નિશ્ચય હોઈ શકે, તેટલો મારામાં છે; હું ઉત્તમોત્તમ શેઠ પાસે જનાર છું, એટલાજ માટે મને મરણ માટે જરાપણ દુઃખ થતું નથી. મારી એ દૃઢ માન્યતા છે કે, મૃત્યુ પશ્ચાત કોઇક એક-પ્રકારનું જીવન છે, અને તે જીવન દુષ્ટ કરતાં સદ્‌ગુણી માનવોને વિશેષ સુખદાયકછે."

શીમીયસે કહ્યું. "વારૂં, ત્યારે આપની આ માન્યતા આપનીજ પાસે રાખશો, કે તેનો અમને પણ લાભ આપશો ! આ સમાજમાં અમારો પણ હિત સંબંધ છે, એમ જણાય છે. નહિતો જેમ તમે અમારૂં સમાધાન કર્યું, તેમ તમારા વર્તનનું તમે સમર્થન કર્યું એમ પણ ગણાશે."

સોક્રેટિસે કહ્યું. " હું પ્રયત્ન કરી જોઉંછું. પણ ક્રિટો મારી સાથે વાત કરવા માગતો જણાય છે; તેથી એનું સાંભળવા દો. "

ક્રિટો આ સાંભળી બોલી ઉઠયો; " સોક્રેટિસ, મારે ફક્ત એટલુંજ કહેવાનું છે, કે તમને વિષપાન કરાવવાનું જે માણસનું કામ છે, એણે મારાદ્વારા તમને કહેવડાવ્યું છે કે, તમારે વધારે બોલવું નહિ. કારણ કે, બોલ બોલ કરવાથી મનુષ્યનું રક્ત તપી જાય છે, અને પછી એ ઉષ્ણતાને લીધે વિષનું પરિણામ કમજોર થાય છે. જેઓ પોતાના રક્તને તપાવે છે, તેઓને જરૂર જણાતાં બે કિંવા ત્રણ વખત વિષપ્રાસન કરાવવું પડે છે. "

સોક્રેટિસે કહ્યું, " વારૂ ત્યારે તો એને એના કામપર લાગવા દે અને બે વખત અથવા જરૂર પડેતો ત્રણ વખત મને વિષ આપવાની એને તૈયારી કરવા દે. "

ક્રિટો બોલ્યો " તમે આવોજ ઉત્તર આપશો, એ હું પહેલેથીજ જાણતો હતો. પરંતુ એ માણસનો ઘણો આગ્રહ હતો. "

સોક્રેટિસે કહ્યું, " એના કહેવા પર લક્ષ્ય આપવાનું કારણ નથી. પણ ચાલો હવે આપણે આપણા વિવાદિત વિષય તરફ વળીએ. "

( ચાલુ )

ફુલચંદ બાપુજી શાહ.

---

## ॥ तुं म्हने भूलीगइ ॥

---

ભૂલી પ્યારી પરમભજને તું મ્હને કેમ વ્હાલી!
શું તેં પ્યારા પ્રણયપુરની હું ગતિ ભંગ ભાળી ?
શ્યામા શાણી ! વચન વદીએ વેણુ ત્યારે હું શાંતિ,
શોભી, ચોભી, ગણું હું હૃદયે પ્રેમ તાગે પ્રમાણી.
પામું ધ્રુજાવું હૃદય હૃદયે પ્રેમ ત્હારો હું શ્યામા !
જોઇ જાણું પ્રણય પરખે પ્રેમ વાગ્યો રસાળાં;
દેજે હેજે અરગપણથી પ્રાણને પ્રાણ વ્હાલા,
આકૃતિ આ વચન વદીને " હું ભૂલી પ્રેમ દારા, "

રાજકોટ | " વ્રજવિહારિ "

---

# છપાય છે

થોડા સમયમાં પ્રસિદ્ધ થશે.

મુંબઈ સરકારના સંસ્કૃત સીરીઝમાં પ્રસિદ્ધ થયેલી નં.-૩૨ વાળી

## लौगाक्षिभास्करकृत–तर्ककौमुदी

સંસ્કૃત મૂલ તથા

પ્રૉ. મ. ન. દ્વીવેદિની અંગ્રેજી ઇન્ટ્રોડક્શન, નોટસ સાથે.

કી ૩૦—૧૨—૦

---

## આત્મનિમજ્જન

( બીજી આવૃત્તિ )

વેદાન્ત જીજ્ઞાસુઓને મનનકરવા જેવો અભુતપૂર્વ ગ્રંથ.

કી રૂ ૧—૦—૦



---

# લવાજમ.

સુદર્શનનું વાર્ષિક લવાજમ રૂ. ૨–૦–૦ અગાઉથી લેવાનો રીવાજ છે એવું અમારા સુજ્ઞ ગ્રાહકોને સમરણ હશેજ. જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે તુરત મોકલવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.
સુદર્શન ઑફિસ—નડીઆદ.

---

પ્ર. નિ મ: ન. દ્વિવેદી યોજીત.

# શ્રીમદ્‌ભગવદ્‌ગીતા.

આવૃત્તિ ( બીજી )

આ આવૃત્તિની પ્રસ્તાવનામાં ગીતાના સમય વિષે લંબાણ ચર્ચા ચલાવવામાં આવી છે.

સ્વ મણીલાલ નભુભાઈ દ્વીવેદી રચિત પ્રથમ આવૃત્તિ કરતાં સારા કાગળ ઉપર છપાઈ છે અને આ વખતે ઘણાઓના આગ્રહથી કિંમત ઘટાડી રૂ. ૪–૦–૦ ચાર રાખવામાં આવી છે કર્તાની છબી પણ મૂકવામાં આવી છે, ટપાલ ખ. જુદું

## સિધ્ધાન્તસાર.

બીજી આવૃતિ.

મોટાટાઈપ સારા કાગળ પાકુંપુઠું.) (કીંમત રૂ ૩–૦–૦)

## નારીપ્રતિષ્ટા.

બીજી આવૃત્ત.

બાળબોધ ટાઈપમાં સારા કાગળ (કીંમત રૂ. ૦–૮–૦)

લખો—મેનેજર
સુદર્શન ઑફિસ—નડીઆદ.

---

# એક ખાસ વિનંતિ.



આથી સર્વ સહૃદયોને વિનતિ કરવામાં આવે છે–અને ખાસ કરીને “ અભેદ માર્ગ પ્રવાસી ” સ્વર્ગવાસી, બ્રહ્મનિષ્ઠ સાક્ષર રત્ન મણિલાલ નભુભાઇ દ્વિવેદીના મિત્રો, ઓળખીતાઓને અને શિષ્યોને–તથા કોઈ પણ પ્રકારે એમના સબંધમા આવેલા સર્વને નમ્ર વિનતિ છે, કે તેઓ એમને વિષે જે જાણતા હોય–એમની જોડે કાંઇ પણ બનાવ–વાત ચીત–વાતો ખાનગી ચર્ચા અથવા પત્ર વ્યવહારાદિ થયેલો હોય તે અમને લખી વા લખાવી મોકલાવશે તો અમારા ઉપર અત્યંત આભાર થશે;—ખાસ કરીને જેમની પાસે પત્રો હોય તેમણે અમને તે પત્રો જ મોકલી આપવા ગોઠવણ કરવી–અથવા તો પત્રો મોકલીને પાછા મગાવી લેવા મહેરબાની કરવી કેટલાક કારણોથી એમનું જીવન આલેખવાનું જરૂરી લાગવાથી સ્વ મણિભાઇનાં સંબધિ જનો આટલું કાર્ય કરી અમને ઉપકૃત કરશે એવી આશા છે.

લી. એક સત્ય શોધક.

આ સંબંધિ સર્વ વ્યવહાર—તન્ત્રી—સુદર્શન—

સુદર્શન ઑફિસ–નડિયાદ.

—સાથે—

ગખવા મહેરબાની કરવી.

(તા૦ ક૦ સર્વ માસિક, ત્રિમાસિક, દૈનિક, અઠવાડિક, પાક્ષિક પત્રોના અધિપતિઓને એટલી નમ્ર વિનતિ છે કે ઉપરની વિનતિને પોતપોતાના પત્રોમાં સ્થાન આપીને મારા ઉપર ખાસ આભાર દર્શાવશે. લી આપ સર્વનો વશંવદ—તન્ત્રી—સુદર્શન.

REGISTERED No E 764

[illegible] — [illegible] [illegible] નભુભાઈ [illegible] દ્વિવેદી.

# સુદર્શન.

[illegible] દ્વિવેદી — તંત્રી—

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એમનો સબંધ અને સ્વરૂપનો વિચાર. )

"सत्यंपरंधीमहि"—भागवतम् -

[ પુસ્તક ૨૯—અંક ૧૨ ] ( માસિક- ) [સપ્ટેમ્બર—૧૯૧૩. ]



---

અમદાવાદ—ધી ય૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ સાંકળચંદે છાપ્યું.

REGISTERED No B 764

# સુદર્શન.

તંત્રી— માધવલાલ ગોકુળભાઈ દ્વિવેદી.

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्

[ પુસ્તક ૨૮—અંક ૧૨ ] ( માસિક ) [ સપ્ટેમ્બર—૧૯૧૩. ]

## ॥ मस्तान-योगी. ॥

અમે મસ્તાનમા યોગી, સદા એક મગ રહેનાના,
જગતના જે જુના રાહો, પણ તેમા વિચરનાના.

શુભ દેવને વશ ભક્તિથી, કરીશુ અમે બહુ સ્નેહથી,
પાની ન પાછી માંડીશુ, જે થાય જીવિત દેહથી

અમારે દ્વાર વાવીશુ, સદા વૃક્ષો અશોકોનાં,
ગૃહી સન્તોષ ફળો દેશુ, થવા કલ્યાણ લોકોના.

અમે મસ્તાનમાં યોગી०

સુખેથી જીદગી ગાળી, અમે ભવ પાર થાનાના,
અમારી "મગમાં એવા," ઘણાઓ સાથ લેવાના.

ભીતિ અમે નહીં રાખીશુ, એ દેવ દાનવથી કદા,
આનન્દમા ગરકાવ રેંશુ, દિવસ રજનિ સરવદા.

અમે સાચી પ્રીતિવાળા, બનીને આંહીં રહેવાના;
કપટ, છળ, દુષ્ટ, ના અંશો, હરો તો ફેંકી દેવાના.

અમે મસ્તાનમાં યોગી૦

ઉપાધિ વેગળે મૂકી, રહીશું ધ્યાનમાં ઝૂકી;
બીજાની લેશ ના પરવા, અમે સ્વાપરે કરવાના.

આધાર સાચો એક તેને, કોઈ દિન તજવું નહિ;
કલ્યાણ જેથી થાય તેને, વિસરવું ઘડિએ નહિ.

સદા એ લક્ષ્ય સાધીને, અમો એ ભાવ-ભરવાના;
હવાનાં પાતળાં પડના, અમે નીધિય તરવાના.

અમે મસ્તાનમાં યોગી૦

અમારા નિત્યના નિયમો, ક્રમાનુસાર થાવાના;
બને આવે વીધિ પંડે, જરા ના ભંગ થાવાના.

શાંતિ વિષે રહી સર્વથા, કાર્યો અમે કરીશું સહી;
વિઘ્નો કદાપિ આવશે તો, લેશ પણ ડરીશું નહીં.

દિવસ રજનિ અમારે તો, હમેશાં એક રહેવાનાં;
સદા આનન્દમાં મસ્તાન, સભાઓ સર્વ વહેવાના.

અમે મસ્તાનમાં યોગી૦

અમારે એક છે એક જ, સદા આધાર છે, જેનો;
કૃપા કરીનેય સંભાળે, શિરે શુભ્ર હસ્ત છે તેનો.

જગતના તુચ્છ વ્યવહારો, અહીંથી દૂર પળવાના;
અમે ત્યાં એકલા ધ્યાને, સદાએ બ્રહ્મ રળવાના.

પરમ પ્રીતિ ધરાવીને, પ્રભુનાં ગાન ગાવાના;
અલક રસ વિશ્વમાં જામે, અમે દીલેથી ન્હાવાના.

અમે મસ્તાનમાં યોગી૦

વિરામી વૃત્તિઓ જગની, ઉરે ધૈર્ય ધરવાના;
અને આત્મા તણાં મીઠાં, સદા સંમાન ગાવાના.

અમી બર ઇશ્વરીની હો, અનુભવશું અમે પ્યારા;
જુના પંથે વિચરનાં એ, હમારા પંથ છે ન્યારા.

પરિગ્રહે લગાવીશું; અમે નિશાન વૃત્તિનાં;
અનુસન્ધાનમાં રહેશું, સદા આનંદની કૃતિમાં.
અમે મસ્તાનમાં યોગી૦

* * * *

હિત ઇચ્છશું જગ જંતુનું, પૂરણ અમે પ્રીતિ થકી;
ઉદ્ધારવા જન માત્રને, યત્નો સદા કરશું નકી.
અમે મસ્તાનમાં યોગી૦

ધાંધલપૂર,
તા. ૧૫-૧૧-૧૩.
મહાશંકર-નાગર.

---

## ॥ વસન્ત-સત્કાર. ॥

આવે વસન્તરાજ આજ મારે આંગણે!
હૈયું હરખાય હા! અતિ હર્ષના સંચારણે!
આવે વસન્તરાજ આજ મારે આંગણે!

આમ્રકુંજ વાસી,
કોકિલ પ્રેમ પ્યાસી!
મીઠાં મીઠાં ગાન ગાતી, વીરાને વધાવતી!
હૃદયે ઉલ્લાસ શો વીર સ્નેહના સંભારણે!
આવે વસન્તરાજ આજ મારે આંગણે!

ખીલી નવ ચૂત મંજરી, સોહે કુંજ નિકુંજ;
ઘેર ઘટા તરૂ આમ્રની, સાક્ષાત્ સદન રસપુંજ.
ધારી અંગ સુન્દર શણગાર તન સુહાવે!
વ્હાય શીત સમીર સાથ સુરભિ શી બહલાવે!
સજ થઈ મધુકરગણ સવે વીર સ્વાગતને કારણે!
આવે વસન્તરાજ આજ મારે આંગણે!

નવ પુલ્લવ ધરી વનલતા, સખી વૃન્દ દીસે રસરેલ;
જાણે સ્વર્ગીય સુન્દરી, ભૂતલ વસી થઈ વેલ.

ચારુ પુષ્પ ખીલી વન ઉપવનશું વિહારે !
કુંજે અલિગણ ભમી ચોપાસ શું ગુંજારે !
વ્હીલી નવેલી થઈ ઘેલી વીરને વારણે !
આવે વસન્તરાજ આજ મારે આંગણે !

શોભા અહા ! શી વસન્તની શાન્તિપ્રદ ઉર વ્યાપતી;
વ્યાપ્તિત્વથી રસરાજની રેલ રગ રગ જામતી;
સંભ્રાન્ત અંગ અખિલને કરતી કંઈ નવ સંચારથી,
ઋતુરાજની ગતિ અકલ શી ! વસી ઉર અતિ સન્તાપતી.

હેતે ઝુલાવે !
કાળી કોયલડી ઝુલાવે !
દિવ્ય ગાન ગાતી શાં, વીરને વધાવે.

હૃદયે ઉલ્લાસ શો વીર સ્નેહના સમ્ભારણે !
આવે વસન્તરાજ આજ મારે આંગણે !

**વસન્તપઞ્ચમી.**
શારદાવિહાર–સુરત.

**છોટુભાઈ દાજીભાઈ દેશાઈ.**

---

## ॥ विद्याधन. ॥

ચેત મન ક્ષમા ખડ્ગજન ધરે, પરાકૃતિ તેજ હૃદયમાં દરે.—ધ્રુ૦

પ્રથમ પુણ્ય સહ સહનશીલતા, તદનન્તર જન તરે,
વેર વૃત્તિ પ્રાધાન્ય કાર્યથી, કેમ અર્થ કંઈ સરે—ચેત.

નદી પીધનાં ન્યારાં વદનો, વસુધામાં વિસ્તરે,
રેતીના પાયા પર ચણતર, એમ કરી કરિયા કરે—ચેત.

કર પરિશીલિત સર્વે કલ્પના, મન ! સ્વકામના ભરે,
અતિમાનિ જ્યાં ઓપ ન તાણે, કરી નોધ્ધ નરે—ચેત.

પઞ્ચેન્દ્રિયને ભળે જીતવા, જન્મ દિન જોયી લ્હે,
અસ્ત્રાભ્યાસિક કેમ ધર્મધર, ઝુઝર્દ દહનાં કરે—ચેત.

સાધુ સાધુતા અર્થ ન સમજે, કષ્ટ સૌખ્ય સંહરે,
અસત્ય ગમ ન જુવે ફરે જન, ક્રોધ પ્રમાણિકપરે—ચેત.

ઉધમગ્રસ્ત નિયમસર કાર્યે, ભરત ખણ્ડ જન ભરે,
પરા ધુરન્ધર દે-વિધા-ધન, વધે જેમ વાવરે—ચેત.

महन्त

---

# ॥ दिवाने-हाफेज. ॥

( ગઝલ-૨૨ )

સ્હવાર કીસ્મતની થઈ પ્યાલો, ચમકતો ક્યાં ગયો,
બહેતર મળે ક્યાં તક હવે પ્યાલો શરાબી ક્યાં ગયો—૧

સંતોષ તું ધર, દોસ્ત સાકી ને ચતુર ગાયક જન,
ઐશની મોસમ, ફરે પ્યાલો, જમાનો યોવન—૨

માશુકને સાકી ખુશી ને મસ્તી ચઢાવે નાચથી
સાકી ઇસારે નિંદને ખેંચે શરાબીની આંખથી—૩

એકાંત મરદી, ચેનમાં, દીલડાં અનુરૂપ મિત્રનાં,
(આ) મજલસિમાં એક મળે તો દ્વાર હઝાર નિત્યે ખુલાં—૪

શરાબને દેવા આશાએશ બોમીઓ કુદરત તણી,
ગુલાબ કેરા પાનમાં રસ ભરે ગુલાબી ગુલ તણી—૫

કરવા પ્રફુલિત ભાવને જેવર મનોહર બાંધવા,
પ્યાલા સુનેરીમાં મળી મદિરા બન્યા જ્યમ બન્ધવા—૬

મસ્તાન ? ચેદા મોતી લે હાફેઝનાં દીલથી અગર,
વીણા તણો પહોંચે હમેશાં સુર ઝહરા કાન પર—૭

ડી. બી. કથારીઆ.

---

## ॥ 'सुदर्शन' नी पूर्वस्थितिनुं स्मरण ॥

સુશોભિત મણિ જ્યોતિ ભૂષિત—
ઉજ્જવલ અનુપ સુદર્શન !

ગૃહ—રાજ્ય—સાહિત્ય—ધર્મના—
દર્શનરૂપ સુદર્શન !

સુજ્ઞ, અજ્ઞ, વિવિધ જન—
પ્રદર્શનરૂપ સુદર્શન !

તુજ ચરણ પ્રેમેથી પૂજુ—
મમ આત્મરૂપ સુદર્શન !

કલકત્તા. } ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

---

## ॥ शीख लोकना धर्मनो इतिहास. ॥

( અનુસંધાન ગતાંકથી. )

એમ જણાય છે; પરંતુ અત્રે પણ બ્રાહ્મણો માટે તેનો પોતાના ધર્મમાં સહજમાં સમાવેશ કરી લેવો એ સરખામણીમાં ઘણું જ સહેલું છે. વારંવાર ક્રિશ્ચિયન્ ધર્મના લાભમાં દર્શાવવામાં આવતી બાબતથી—કે એ ધર્મ સ્વાભાવિક રીતે જ પૌર્વાત્ય છે, હિન્દીઓથી સમજી શકાય એવો અને સંપૂર્ણ રીતે હિન્દી સ્વરૂપ આપી શકાય એવો છે—માત્ર એટલું જ સુચવાય છે, કે તે કેટલી સુગમતાથી હિંદુ ધર્મમાં ભળી જાય એવો છે. બ્રાહ્મણો માટે—જેમ તેમણે બુદ્ધ માટે કર્યું હતું તેમ—ક્રાઇસ્ટને વિષ્ણુના એક અવતાર રૂપે દર્શાવવાનું જ માત્ર બાકી રહે છે; પશ્ચાતાપ અને દિવ્ય પુત્ર વિષેના સિદ્ધાન્તોમાં તેમની સ્વાભાવિક સૂક્ષ્મ બુદ્ધિ અનુસાર સહજ સાજ ફેરફાર કરવો પડશે અને આવું પ્રતિકામે સંપૂર્ણ થશે. આ પ્રમાણે જો ક્રિશ્ચિયન્ ધર્મ કોઈ પ્રકારના વિશાળ વિસ્તારમાં હિન્દી સ્વરૂપ ધારણ કરવાનો હોય તો તેનો હિન્દુ ધર્મમાં સમાવેશ થઈ જવાનો ઘણો જ સંભવ છે; આથી ઉલટી રીતે જો તે પોતાના સંપૂર્ણ પાશ્ચાત્ય સ્વરૂપમાં રહેવા માગશે તો પણ તે લોકના ખરેખરા જીવન અને આત્માના પ્રદેશની પારજ વસશે."

હવે ક્રિશ્ચિયન ધર્મને રહેવા દઈને દેશના ધર્મો વિષે વિચાર ચલાવતાં ખરાબ દેખાવ નજરે આવે છે. હિન્દુઓના મુખ્ય સમૂહના ધર્મ રૂપ બ્રાહ્મણ ધર્મને નવીન કેળવણીથી ઘણું જ સહન કરવું પડ્યું છે. ક્રિયાકાંડ અને તત્ત્વશાસ્ત્રના ઉભય પક્ષથી તે સંતોષ આપવામાં નિષ્ફળ નિવડતો જાય છે. કદાચ હમેશાં કેળવણીમાં એકાદ એવી ભૂમિકા હશે કે જેમાં ધાર્મિક પ્રેરણાવાળાથી જ રહી શકાય છે. ઇંગ્લેન્ડમાં કેટલેક અંશે આવો અનુભવ આપણને મળે છે, પરંતુ અત્રે હિન્દમાં તો લોક સમાજ નૈતિક ઉપદેશોમાં સારી રીતે ઘડાયલો હોય છે અને તે ટકાવી રાખવા માટે તેનો એક પ્રકારનો વિશ્વાસુ, આત્મ-શ્રદ્ધાવાળો સ્વભાવ હોય છે. આ ઉપરાંત વળી તેમનો ધર્મ સાદી રીતે સમજાવી શકાય એવો છે, અર્ધ-કેળવાયલા લોક હમેશાં આવી રીતિ શોધતા હોય છે. હિન્દમાં આમ નથી. હિન્દુ ધર્મનાં બે મુખ્ય સ્વરૂપો છે, જે ઉભય ખાસ કરીને એક પ્રકારની અર્ધ—કેળવાયલી દશાને બંધ બેસતાં થઈ શકે એવાં નથી. આમાંનું પ્રથમ અને પ્રકૃષ્ટ સ્વરૂપ એક ગંભિર અને અતિ સુંદિર તત્ત્વશાસ્ત્રનું છે, તે ઉચ્ચ અંશે કાવ્ય અને ભક્તિમય હોય છે, મોટે ભાગે આંતર્જ્ઞાનની શક્તિના ઉપર આધારવાળું છે. સાધારણ લોક માટે—જેઓ આવું તત્ત્વશાસ્ત્ર ગ્રહણ કરવાની કોઈ કાળે આશા રાખતા નથી—ક્રિયાકાણ્ડનો ઉપાય યોજવામાં આવ્યો છે. હિન્દુ માટે આચારની દરેક બાબતમાં ઘણી જ સંભાળ રાખવાનું આવશ્યક ઠરાવવામાં આવ્યું છે; આ પ્રમાણે તેનો ધર્મ તેના જીવનની દરેક ક્ષણમાં વ્યાપક બની જાય છે. ક્રિયાકાંડનો આચાર અને તત્ત્વશાસ્ત્રનો વિચાર ઉભયેથી અર્ધ-કેળવાયલું માનવિ કંટાળી જાય છે, હૃદયના આંતર્જ્ઞાનને બાધકારક રીતે માનસિક તર્કશક્તિનો વિજય ગણાવવામાં આવે છે, અને જે સમજી શકાતું નથી તે હોય એમ હવે વધારે વાર માનવામાં આવતું નથી. આચારો બુદ્ધિ વિનાના બાલિશતા ભર્યા લાગે છે, આંતર્જ્ઞાનનું તત્ત્વશાસ્ત્ર ગૂંચવાડા ભર્યું અને તરંગી જણાય છે. સુગમતા માટે ઇચ્છા વિનો પ્રયત્ન કરનાર તાર્કિક માનવિ માટે આ ઉભયે અતિ શ્રેષ્ઠ થઈ પડે છે તથા એ ઉભયેથી આત્માની બાબતો માટે હદ પારની સંભાળ સુચવાય છે. એક માર્ગને અનુસરવા યોગ્ય નમ્રતાનો, માનસિક અહંતાથી વિનાશ થાય છે; સૂક્ષ્મતાના અભાવને લીધે અન્યના સંભવનેજ વિનાશ સધાય છે. હિંદુ ધર્મના આવા ઉભય અંતોના મધ્યમાં

કોઈ મધ્ય સ્થળ શોધી કાઢવું મુશ્કિલ છે, તેટલા માટે અર્ધ-કેળવાયલી વ્યક્તિ આવી દશામાં અન્ય દશામાં હોય તેના કરતાં ઘણી ખરાબ સ્થિતિમાં આવી પડે છે. તેમના ધર્મમાં રહેલી આવી મુશ્કેલી ઉપરાંત આપણે ઉમેરીએ, કે શાસક કોમ તરફથી આના ઉપાય રૂપે સાધ્ય ઉદ્દેશ રૂપે વ્યાવહારિક કેળવણી આપવામાં આવે છે ત્યારે એથી બાબ્યે જ નવાઈ પામવાની છે, કે એક હિન્દુ એક ખરાબ કાર્ય રૂપે પોતાના ધર્મનું પુનઃ ગ્રહણ કરવાના કાર્યથી દૂર રહે છે અને ખુલ્લે ખુલ્લી નાસ્તિકતાનો અંગિકાર કરે છે. આવો ત્યાગ કરનારાઓ સ્વભાવે આખી દુનિયામાં અત્યંત ધાર્મિક હોય છે એટલું સ્મરણમાં લાવતાં હિન્દુ ધર્મની આવી દશા છે; હિન્દુની દશા પણ આપણી નજર સામે છે, ધર્મ સાથે જ તેનું હૃદય તેનામાંથી બહાર ખેંચી કાઢવામાં આવ્યું છે અને શાસ્ત્રીય દષ્ટિબિંદુને મળતું આવતું કંઈ પણ તેની પ્રકૃતિમાં અવશેષ રહેતું નથી. આવા વિચાર સામે તો હિન્દુ જાતે પણ વિરૂદ્ધ મત દર્શાવે છે; તે કદાચ એમ સિદ્ધ કરી દર્શાવે, કે તર્કશક્તિને પૂજનારૂં અંગ્રેજ મનનું વલન તેની પ્રકૃતિને સંપૂર્ણ રીતે બંધ બેસતું છે; પરંતુ આટલી સત્ય વાત જરા પણ આથી સિદ્ધ થતી નથી, કે તેને માટે ધર્મનો અભાવ એ એક નિર્દય નિષેધરૂપ છે, એના વિના તે એક હીણો, દ્વેષી, આત્મા વિનાના, હૃદય વિનાના પ્રાણી સમાન બની જાય છે.

એક હિન્દીને દીલાસા રૂપે શું બાકી રાખવામાં આવે છે ? પાશ્ચાત્ય કેળવણી અવશેષ રહે છે; આવી કીમતિ બક્ષિસનો લાભ હિન્દુઓએ ઉત્સાહ પૂર્વક મેળવ્યો છે; તેઓ હવે વધારે વાર તેમની પોતાની ભાષાઓ વાંચી શકતા નથી તેનો કંઈ હિસાબ નથી; આવી જ રીતે શાસ્ત્રોને પોતાને પણ ભૂલી જવામાં આવ્યાં હોય તો તેમાં કંઈ નવાઈ પામવા જેવું નથી. આવી બાબત ભલે દૂર થાય પરંતુ નવીન કેળવણી એ જ નવીન પ્રકાશ છે. જે પ્રેમ પૂર્વક એક હિન્દી હમેશાં એકાદ નવીન ધાર્મિક પંથને અથવા એકાદ મહાન ગુરૂને અનુસરે છે, તેટલા જ આદર સહિત તે હવે કેળવણી રૂપી પ્રભુ આગળ સાષ્ટાંગ દંડવત કરે છે અને વર્તમાન કાળે તો આ બાબત તેના જીવનના શ્વાસપ્રશ્વાસ રૂપ બની ગઈ છે. આના પછી કેવું પરિણામ આવે છે ? બાળકના સુવર્ણદ્વારમાં થઈને આખરે તે બહાર આવે છે—પ્રજ્ઞાન અને સદાચાર રૂપી સમૃદ્ધિથી સમૃદ્ધ બનેલા એક નવીન અધ્યાત્મ પ્રદેશમાં નહિ, પરંતુ જડવાદના મરુ ભૂમિ જેવા શુષ્ક અરણ્યમાં પ્રવેશ પામે છે. આવી અર્ધ-કેળવાયલી વ્યક્તિ કડવો અનુભવ મેળવીને પાછાં પગલાં ભરવા માંડે છે, પરંતુ તેનાથી પાછા ફરી શકાતું નથી, કારણ કે તેને માટે દરવાજો બંધ થઈ ગયો હોય છે, પ્રાચીન દિનોના દેવો તેને માટે હમેશાં અદશ્ય બની જાય છે. માત્ર આવા અરણ્યમાં કદાચ તેના હાથમાં એકાદ ઉપાય આવે છે, જેનો તે પોતાના શાસકો સામે ઉપયોગ કરે છે;—આવી ઉચ્ચ આશાઓ સહિત તેને આગળ ધપાવનાર વ્યક્તિઓને આવા છેલ્લા આશ્રય સ્થાનમાંથી, એકત્ર થયલા ઉત્સાહનું અરાજકતાના સ્વરૂપમાં વદન થતું જણાય છે. આવી રીતે રાજદ્રોહ પોષાય છે. તેના ધારવા પ્રમાણે એક વિરોધિ હિન્દી, એક નિર્દય ઉપદ્રવ કર્તાના ઉપદ્રવના એક ગુલામ સમાન નથી, પરંતુ તે તો એક બાળક સમાન છે, તે રોટલી માટે માગણી કરે છે ને તેને એક પથરો આપવામાં આવ્યો છે.

તેટલા માટે હિન્દુ ધર્મ અર્ધ-કેળવાયલી વ્યક્તિઓને સંતોષવામાં નિષ્ફળ નિવડતો જાય

છે; વર્તમાન દશાને પહોંચી વળવા માટે તે કોઈ પ્રકારનું સારું સ્વરૂપ ધારણ કરે એમ લાગતું નથી. એક ભાવના રૂપે વ્યાવહારિક કેળવણી તેનું સ્થાન લેતી જાય છે અને ફળદ્રુપ જમીનમાં નાસ્તિક ભાવનાઓ રોપાય છે. દેશનો મૂખ્ય ધર્મ આવા પ્રકારનો છે અને કદાચ અત્રે જ બધામાં ઘણો ગડબડાધ્યાય થઈ ગયો છે.

દેશના અન્ય ધર્મો વિષે આપણે અત્રે માત્ર ટૂંકમાં જ વિચારી શકીશું. મહમ્મદી ધર્મ વિષે કદાચ માત્ર એટલું જ કહેવું પૂરતું થશે, કે તેણે હિન્દમાં ઘણા લાંબા સમય સુધી શુદ્ધ કાર્ય ચલાવ્યું છે અને દેશના આત્માને ખરેખરો જીતી લેવામાં તે નિષ્ફળ નિવડયો છે; તેના પ્રયત્નો મોટે ભાગે અત્યંત રાજ્યદ્વારી દ્વેષમાં પરિણામ પામ્યા છે. ગમે તો તત્ત્વશાસ્ત્ર વર્તમાન ક્ષણની જરૂરીઆતોને સંપૂર્ણ સંતોષ આપે તો પણ આવા પ્રકારના એક ભૂતકાળમાંથી કોઈ પ્રકારનો મહાન પુનરૂદ્ધાર થઈ શકે એમ નથી. તેની વર્તમાન દશામાં, અતિ ઉચ્ચ પ્રકારનું તત્ત્વશાસ્ત્ર હોવાનો આરોપ તેના સામે લાવી શકાય એમ નથી, પરંતુ ઘેલછા અને ઉથલ પાથલ કરે એવી ભાવનાઓ સાથે જોડાયલું અતિ ઉચ્ચ પ્રકારનું આચારશાસ્ત્ર હોવાનો આરોપ તેના સામે લાવી શકાય એમ છે: આમાં પુનરૂદ્ધાર થઈ શકવાનો કોઈ પ્રકારનો સંભવ લાગતો નથી.

શુદ્ધ ધર્મના એક પ્રકારના પ્રબલ પુનરૂદ્ધારનો પ્રસંગ સહજમાં દૂર કરી શકાય એવો છે; તેનો બ્રાહ્મણ ધર્મ સાથેના ઝગડાનો ઝમાનો ચાલ્યો ગયો છે; આ ઝમાનામાં તેને કેટલેક ભાગે દૂર કરવામાં આવ્યો હતો અને કેટલેક ભાગે પોતામાં ભેળવી દેવામાં આવ્યો હતો; તેના તત્ત્વશાસ્ત્રના શુદ્ધ સ્વરૂપે પણ તે ઉત્સાહી હિન્દીને અત્યંત ઉત્સાહીત જણાઈ આવે છે; તેના અશુદ્ધ સ્વરૂપે તે અતિ ઉચ્ચ જણાય છે.

જૈન ધર્મ જેવા શુદ્ધ હિન્દી ઉત્પત્તિના અન્ય અનેક ધાર્મિક પંથો આપોઆપ નજર આગળ તરી આવે છે, પરંતુ દેશના સુધર્યા વિનાના મુખ્ય પંથો વિષે દર્શાવવામાં આવેલા દોષો તેમને પણ લાગૂ પડે છે. છતાંએ વિચારવા જેવી વર્તમાન કાળની કેટલીક સુધરેલી સંસ્થાઓ છે, આમાંની મુખ્ય **આર્યસમાજ અને બ્રહ્મોસમાજની** સંસ્થાઓ છે. આ ઉભય સંસ્થાઓએ નવીન વિચારની સાથે મળતા થવાનો પ્રયત્ન કર્યો છે, જો કે તેમણે ઘણું કર્યું છે, છતાંએ તેમના વર્તમાન કાલિન અને વિદેશી વલનની અમુક પ્રકારની ઉથલ પાથલ કરનાર વૃત્તિ સાથે જોડાયલી બાબત તેમના પુનરૂદ્ધારક બલમાં વિઘ્ન સમાન છે. તેમની યોજના ખરેખર રીતે રક્ષક પ્રકારની છે—ક્રિશ્ચિયન ધર્મના સામી દલીલ સમાન છે—અને આવા સ્વરૂપે તેમની કોઈ કાલે વિશાલ અસર થઈ શકવાની નથી. જો કે તેઓ વેદના વિશુદ્ધ ધર્મનો પુનદ્ધાર કરવાનો દાવો કરે છે, છતાંએ તેમનાથી વપરાતાં વાક્યો અને દલીલો પાશ્ચાત્ય રંગે રંગાયલાં જણાય છે. ઉભય દિશામાં નહિ ઇચ્છવા યોગ્ય આવા પ્રકારનો વિરોધ તેમની ઉપયોગિતાનો વિનાશ કરે છે..................વિશુદ્ધ હિન્દી ધાર્મિક જન્મ પામ્યા વિનાનાં, આવાં રાજદ્વારી અને નિષેધાત્મક મતવાદી સ્વરૂપો પોતાની મોટી કીમત અંકાવવાની આશા રાખી શકે નહિ અથવા સ્થાયી કીમત હોવાનો દાવો કરી શકે નહિ.

જેને માટે સરકાર પાસે યોગ્ય પ્રકારે સહાય મેળવી શકાય, જે સરખામણીમાં નાનો

હોવા છતાં જેના તરફથી આપણે વર્તમાનકાલે સહાયની આશા રાખી શકીએ એવો મારો મુકરેલો ધર્મ પ્રથમ અને અગ્રગણ્ય હિન્દી સ્વરૂપમાં છે, અધ્યાત્મ વંશની માનવંત પરંપરાએ ઉતરી આવવાનો તે હકપૂર્વક દાવો કરે છે. હિન્દુ ધર્મમાં પેસી ગયેલા સડાને તિરસ્કારવા જેટલા પ્રમાણમાં તે તેના સામે ઘોષ ગજાવે છે, અને આટલા સ્વરૂપમાં તો તે દેશના ધર્મના એક પ્રકારના સુધારા રૂપ છે. અન્ય પક્ષે તેના અંગમાં વર્તમાન અથવા વિદેશી સ્વરૂપનો જરા પણ સમાવેશ થતો નથી; તેને સામાન્ય રીતે હિંદુઓના એક પંથ રૂપે ગણવામાં આવે છે; તેનું તત્ત્વશાસ્ત્ર ઘણું જ સારું છે; તે એક પ્રકારે વિશુદ્ધ, ઉચ્ચ એકેશ્વરવાદી છે, કબીર અને તેમને અનુસરનારા ભક્તોના ઉપદેશમાંથી તે ઉપજાવી કાઢવામાં આવ્યું છે, અને એકાગ્ર વૃત્તિથી જીવન ગાળનારા તથા પોતાના ધર્મ માટે કેટલાક ખરેખરા ધર્મવીરનો અનુભવ મેળવનારા દશ ગુરુઓથી પ્રચાર પામ્યું છે. આવા તત્ત્વશાસ્ત્રથી ઉપદેશાતી ઈશ્વરની ભાવના મુસલમાનોની અલ્લાહની ભાવના કરતાં ઘણી જ ઓછી ઉપદ્રવકર્તા અને પૌરૂષેય છે, જ્યાંએ વેદાંતના સર્વ વ્યાપક બ્રહ્મની ભાવના કરતાં **તેનામાં** વિશેષ પૌરૂષેયત્વ અને બલનો સમાવેશ થાય છે. એટલું બીલકુલ સંભવિત છે, કે સોળમા શતકના આરંભકાલમાં આ પંથના સ્થાપનાર ગુરુનાનકે પોતાના સમયના હિન્દુ અને મુસલમાન ધર્મો વચ્ચે એકસંપ કરાવવાનો ખરેખરો પ્રયત્ન કર્યો હતો તથા સાથે સાથે જ ઉભયે ધર્મોમાં રહેલી આધ્યાત્મિકતાની ખામી સામે તેમણે પ્રબલ ઘોષ ગજાવ્યો હતો. સર્વ શક્તિમાન, પવિત્ર, પ્રેમ સ્વરૂપ, **પોતે** ઉપજાવેલાં બાલકોની તપાસ રાખીને સંભાળ રાખનાર, **પોતાની** ભક્તિ કરનાર તથા **પોતાને** ખાતર પવિત્ર જીવન ગાળનાર સર્વને સ્વર્ગ સુખ મળવાની ખાત્રી આપનાર એકેશ્વરને શીખ લોક માને છે. મુસલમાનોના **સખ્ત** ખંડના જડવાદનો આમાં અભાવ જોવામાં આવે છે; મહમ્મદી અને હિન્દુ ધર્મ ઉભયના અનુયાયીઓના આલંકારિક ક્રિયાકાંડની કડાકુટ પણ તેમાં જોવામાં આવતી નથી. સર્વ માન્ય ધર્મની તથા ભક્તિયોગના તત્ત્વશાસ્ત્રની ઝીણી ઝીણી માથાકુટો પણ તેમાંથી અદૃશ્ય થઈ ગઈ છે; ફરીથી વળી ઈશ્વર, સાહાય્ય, સામર્થ્ય, અને વિશુદ્ધિને ચહાનારનું સ્વરૂપ ધારણ કરે છે. ઐતિહાસિક તેમ જ તત્ત્વશાસ્ત્રના ઉભય પક્ષ તરફથી આપણે શીખ લોકના ધર્મ માટે સારી રીતે દાવો કરવાની આશા રાખી શકીએ; હિન્દીઓના પોતાના સાથે કોઈ પણ પ્રકારના સંબંધવાળા સર્વને આમાં આનંદ આવશે. પરંતુ એક રાજકાર્ય કુશલ સરકારે તેના વિષે કેટલોક વિચાર ચલાવવાની શા માટે ઉતાવળ કરવી જોઈએ એનું અન્ય કારણ છે.

રૂપે માંસનો ઉપયોગ કરવામાં આવે છે, પરંતુ સામર્થ્યના ક્ષય કરનાર રૂપે તમાકુ અને દારૂથી દૂર રહેવામાં આવે છે. આ દૃષ્ટાંતમાં તો ધર્મે જ શ્રેષ્ઠ પ્રકારના દેહો ઉપજાવી કાઢ્યા છે, આટલી સત્ય વાતનો વફાદારીની આજ્ઞાઓના સંબંધે વિચાર કરતાં, રાજ્યને એ કંઈ ઓછા લાભની નથી. છતાંએ ધાર્મિક તાટસ્થ્યના ભય હેતુને લેઇને આવી બાબતોને ભૂલી જવામાં આવે છે; શીખ લોક હવે પોતાનાં શાસ્ત્રો પણ વાંચી શકતા નથી. ધર્મને યથાર્થ સમજવા માટે અગત્યની એક ભાષા **ગુરુમુખી** પણ વિનાશ પામતી જાય છે; શીખ લોક પણ ઝડપથી હિંદુઓમાં ભળતા જાય છે. લગ્ન, મૃત્યુ અને સાંસારિક અગત્યના સર્વે પ્રસંગોએ બ્રાહ્મણોને સહાય માટે બોલાવવા પડે છે, વફાદારીની પ્રાચીન ભાવનાઓ, ભૂતકાલની બાબત સમાન બનતી જાય છે. પરંતુ હિન્દના શાસકો, જે જેમ થાય તેમ થવા દેવાના વલણવાળા થઇને પોતાના લાભ માટે જ આટલા બધા બેદરકાર બની ગયા છે, કે બ્રિટિશ લાભની આવી શક્તિને ગુમાવી બેસવામાં આવશે, અને ઘણું જ મોડું થતાં સુધી કંઈ પણ કરવામાં આવશે નહિ. એક પક્ષે આપણે એકતા અને વફાદારી ઉપજાવતા અડગ ગુણોની ખામી માટે શોક દર્શાવીએ છીએ, છતાંએ અન્ય પક્ષે જ્યાં આવા ગુણો હોય છે ત્યાં તેમને ઉત્તેજવા માટે આપણે કંઈ કરતા નથી, પરંતુ ઉલટી રીતે ઉપેક્ષા વૃત્તિથી તેમનો વિનાશ થવા દઇએ છીએ.

હવે પછીનાં લેખમાં શીખ ધર્મ સ્થાપક નાનકનો, તેમને અનુસરનાર દશ ગુરુઓનો, તેમના મુખ્ય સિદ્ધાંતો અને નૈતિક ઉપદેશ સહિત વૃત્તાંત આપવાની હું આશા રાખું છું; આ ઉપરાંત વળી આવા કીમતી ધર્મને વિસ્મરણ પંથે પળતાં અટકાવવામાં સરકાર હજુ પણ કંઇક કરી શકે એવા વ્યાવહારિક અને નિશ્ચિત માર્ગો દર્શાવવા માગું છું.

(ચાલુ.)

---

# ॥ श्री रामगीता भाष्य ॥

(અનુસંધાન ગતાંકથી.)

ઉપરના શ્લોકમાં જ્ઞાનથી જ મુક્તિ થાય છે એવું જણાવ્યા પછી પુનઃ તે આશયને વધારે સ્ફૂટ કરવા નીચેના શ્લોકમાં શ્રુતિના દ્રષ્ટાંત વડે તેને વિશેષ પુષ્ટ કરે છે.

सातैत्तिरीय श्रुतिराहसादरं
न्यासं प्रशस्ताखिल कर्मणां स्फुटम् ॥
एतावदित्याहच वाजिनां श्रुति
र्ज्ञानं विमोक्षाय न कर्म साधनम् ॥२१॥

ભાવાર્થઃ—તૈતિરીય શ્રુતિ પણ પ્રસિદ્ધ વિવાદે કરીને કહેવામાં આવેલાં કર્મ, તેનો

ત્યાગ કરવો એમ નિશ્ચયથી કહે છે. અને તે જ પ્રમાણે વાજસનેયી પણ કહે છે કે જ્ઞાન મોક્ષને માટે છે, પણ કર્મનું સાધન કરવા માટે નથી.

**વિવેચનઃ**—આ શ્લોકમાં જ્ઞાનજ મોક્ષનું સાધન છે: તેને માટે શ્રુતિ સ્મૃતિ રૂપ પ્રમાણ જણાવતાં કહે છે કે; **सा तैत्तिरीयइति** એટલે યુજુર્વેદની પ્રસિદ્ધ જે તૈત્તિરીય શાખા **सादरं** એટલે આદર પૂર્વક કહે છે કે, ॥ **न कर्मणा न प्रजया धनेन त्यागेनैकेन अमृतत्त्व मानशुः** ॥ એ શ્રુતિ ન શબ્દ ઉપર ચોખો ભાર મુકી કહે છે કે, કર્મથી, ઉપાસનાથી, અને પુત્ર, કલત્ર ધનાદિક સંસાર સંબંધી ભોગો ભોગવવાથી મુક્તિ થતી નથીઃ ત્યારે મુક્તિ કેવી રીતે થાય? તો કહે છે કે કર્માદિ સર્વ કાર્યોની નિવૃત્તિ થવાથી મુક્તિ થાય છે. **वायुर्वैक्षेपिष्ठा देवता । सएवैनं भूतिंगमयति । स्वीयेन भागधेयेनोपधावतीत्यादिगिरर्थवादैः** ॥ એ વેદના પૂર્વ ભાગની અર્થવાદ રૂપ શ્રુતિ ચાતુર્માસ્ય યજ્ઞ કરનારને અક્ષય ફલની પ્રાપ્તિ થાય છે; તેમજ દેવતા નિમિત્ત જે પુરૂષ કર્મ કરે છે તેને તેના ફલ રૂપ વિભૂતિ પ્રાપ્ત થાય છે. અર્થાત કે ધન, પુત્ર, સ્ત્રી, સંસાર ભોગ ઇત્યાદિ દેવતા આપે છે આ પ્રકારની સકામ કર્મનો બોધ કરનારી વેદના પૂર્વ વિભાગની અર્થવાદ રૂપ શ્રુતિનો, વેદના ઉત્તર ભાગ જ્ઞાનકાણ્ડની શ્રુતિઓ નિષેધ કરે છે. શ્રી ગીતાજીમાં શ્રી કૃષ્ણ ભગવાન્ અર્જુન પ્રત્યે કહે છે કે "**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन**" હે અર્જુન, જેમ અગ્નિ ઇંધન (લાકડાં) ને બાળી ભસ્મ કરે છે તેમ, જ્ઞાન રૂપ અગ્નિ અજ્ઞાનથી કરીને તે સર્વ કર્મ રૂપ ઇંધનનું ભસ્મ કરીને પુરૂષને પરમપદની પ્રાપ્તિ કરાવે છે. આ સર્વ વચનો પરથી સિદ્ધ થાય છે કે શ્રુતિનો ઉત્તર ભાગ જે જ્ઞાનકાણ્ડ તે વિશેષ બલવાન છે; અને કર્મ ઉપાસના વાલો શ્રુતિનો પૂર્વ ભાગ નિર્બલ છે. અર્થાત્ કે મુક્તિ પ્રાપ્ત કરાવવા સમર્થ નથી એ સુપ્રસિદ્ધ જ છે. વલી કોઇ તરફથી એમ કહેવામાં આવે કે જ્ઞાન અને કર્મ એ બનેના સમુચ્ચય (એકઠાપણું) વડે મુક્તિ થાય છે? તો તે કહેવું પણ મિથ્યા છે. કારણ કે, રૂગવેદની વાજસનેય શ્રુતિ કહે છે કે, **एतावदरे खल्वमृतत्त्व मित्यादिका ज्ञानं विमोक्षाय साधनं न कर्म**" અરે શિષ્ય, પ્રસિદ્ધ જે અમૃત (મોક્ષ) તેનું સાધન વિશેષે કરીને કેવલ જ્ઞાન જ છે; કારણ કે જ્ઞાન વગર કર્મ ઉપાસનાથી મુક્તિ થતી નથી; માટે સમુચ્ચવાદ (જ્ઞાન અને કર્મ બને વડે મુક્તિ થાય છે એવું કહેનારા.) પણ અસત્ય છે, ને તે કેવલ વાદ માત્ર જ છે. માટે મુમુક્ષુએ તેનો ત્યાગ કરવો. આ સ્થળે કર્મોનો ત્યાગ કરવા કહેવામાં આવ્યું; તેથી કર્મો ન કરવાં એવો અર્થ ગ્રહણ કરવાનો નથી પણ, કર્મોના ફલનો ત્યાગ કરવો એવો અર્થ ગ્રહણ કરવાનો છે; કેમકે કર્મોના ત્યાગથી જીવન સંભવતું નથી: વૈદિક કર્મો તથા લૌકિક કર્મોનો ત્યાગ તો કદાપિ કરી શકાય; પણ જે શારીરિક કર્મો છે તે તો દેહાવસાન પર્યંત કરવાં જ પડે છે. શારીરિક કર્મોનો પશુઓના દેહોનાં પણ થયાં જ કરે છે તો આ ઉત્તમ માનવ દેહ પ્રાપ્ત કરી જીવાત્માએ વિશેષ શું કર્યું? અર્થાત્ કે કેવલ પશુની માફક વ્યર્થ જીવન ગુમાવી દીધું. તેથી સૌને માટે યોગ્ય છે કે કર્મોના ફલની અભિલાષાનો ત્યાગ કરવો એજ કર્મનો ત્યાગ છે; પણ કાંઈ કર્મો ન જ કરવાં તે કર્મનો ત્યાગ નથી. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ એ જ ઉદ્દેશને લઇ ભગવાન્ શ્રી કૃષ્ણ વર્દે છે કે, "**कर्मण्येवाधिकारस्तेमा फलेषु कदाचन.**"

ઉપરના શ્લોકમાં કર્મ અને જ્ઞાનની એકતા બનતી નથી એમ જણાવી હવે કર્મ અને જ્ઞાનના ફલની સમાનતા નથી તે જણાવે છે.

विद्या समत्वेनतुदर्शितस्त्वया
क्रतुर्नदृष्टान्त उदाहृतः समः ॥
फलैः पृथक्त्वाद्बहुकारकैः क्रतुः
संसाध्यतेज्ञान मतोविपर्ययम् ॥२२॥

**ભાવાર્થઃ**—તમે ૧૩ તેરમા શ્લોકમાં યજ્ઞાદિક કર્મને વિદ્યા સમાન દેખાડવા માટે અનુમાન કરેલું છે, પણ તેમાં તમેં જોઇએ, ત્હેવાં દૃષ્ટાંત આપ્યાં નથી, તેથી તમારૂં અનુમાન યોગ્ય નથી. વિદ્યા અને કર્મનું ફલ પૃથક પૃથક હોવાથી તે બંનેની સમાનતા બની શકતી નથી; તેમજ કર્મ સંયમ આદિ આંતર સાધનોથી તથા દેશકાલ આદિ બાહ્ય સાધનોથી સિદ્ધ થાય છે. અને વિદ્યા તો અહંમમ અને દેશકાલાદિકનું ઉપમર્દન જ કરે છે. આવી રીતે જ્ઞાન અને કર્મબંને પરસ્પર વિરૂદ્ધ સ્વભાવવાળાં હોવાથી તેમની સમાનતા સિદ્ધ થતી નથી.

**વિવેચનઃ**—પ્રથમ અહંકારના ભાવ અને અભાવ રૂપ કારણની વિષમતાથી કર્મ અને જ્ઞાનની સમાનતા નથી એમ જણાવ્યું, અને હવે કર્મ અને જ્ઞાનના ફલની સમાનતા નથી તે કહેવામાં આવે છે કે, હે સમુચ્ચયવાદી ! તમે અગ્નિષ્ટોમાદિક યજ્ઞને વિદ્યા સમાન સિદ્ધ કરો છો, પણ તેનું કાંઈ યથાર્થ દૃષ્ટાંત જણાવતા નથી; કેમકે તમે કહો છો કે કર્મ અને વિદ્યાની સમાનતા શ્રુતિ પ્રમાણે કરી સિદ્ધ થાય છે માટે કર્મ અને જ્ઞાન બંનેથી જ મુક્તિ થાય છે. આ તમારૂં કહેવું યથાર્થ દૃષ્ટાંતથી રહિત હોવાથી અસત્ય છે. **શંકાઃ**—કર્મ અને જ્ઞાનને તમે વિષમ કહો છો તે ઠીક છે પણ બંનેનું ફલતો એક જ છે. જેથી બંનેની એકતા તમારા કહેવા પ્રમાણે ન બને પણ ફલની એકતાતો બને છે. જેમ ચક્ર દંડ અને સુત્રાદિકનું ઘટની ઉત્પત્તિ રૂપ ફલ એક જ છે. **સમાધાનઃ**—અરે સમુચ્ચવાદી ! ચક્રદંડ અને સુત્રાદિકનું ઘટની ઉત્પત્તિ રૂપ ફલ એક જ છે, તેમ કર્મ અને જ્ઞાનનું એકજ ફલ છે એવું તમારૂં અનુમાન, મહાન વિરોધ યુક્ત છે. કેમકે, કર્મનું ફલ સ્વર્ગ, નર્ક, ધન, પુત્ર, સ્ત્રી, આદિ સંપૂર્ણ સંસારની ઉપલબ્ધિ ભોગાયતન થઇ રહ્યા પછી નષ્ટ થાય છે. અને જ્ઞાનનું ફલ જે મુક્તિ તેનો તો કોઇ પણ પ્રમાણે કરી નાશ થતો નથી. એવો સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત છે; માટે તમારૂં અનુમાન સ્વરૂપ સિદ્ધિના કારણભૂત નથી. તથા તમારા કહેવા પ્રમાણે કર્મ અને જ્ઞાનની એકતા પણ બનતી નથી, કારણ કે યજ્ઞાદિક કર્મ અહંકાર, મમતા, અભિમાન, કર્ત્તા, ક્રિયા તથા દેશકાલાદિકના નિયમોવડે સાધનોએ કરી સિદ્ધ થાય છે; અને જ્ઞાનતો, તે સાધનોના અભાવે કરી સિદ્ધ થાય છે માટે જ્ઞાન અને કર્મની કોઈ પણ રીતે સમાનતા બની શકતી નથી.

જ્ઞાન અને કર્મની સમાનતા બનતી નથી એવું જણાવી હવે નીચેના શ્લોકે કરી,

શાસ્ત્રમાં જણાવેલાં નિત્ય નૈમિત્તિક સંધ્યોપાસન અને યજ્ઞાદિક કર્મ જે પુરૂષ નથી કરતો તેને પાપ થાય છે, માટે કર્મ અવસ્ય કરવાં જોઇએ, આવી શંકાનું ઉત્તર વિસ્તાર પૂર્વક કહી બતાવે છે.

समसवायोह्य हमिसनात्मधी-
रज्ञमसिद्धानतु तत्वदर्शिनः ॥
तस्माद्बुधस्त्याज्यमविक्रियात्मभि-
र्विधानतः कर्मविधि प्रकाशितम् ॥२३॥

ભાવાર્થ:--કર્મનો ત્યાગ કરવાથી હું પાપી થઇશ એવી બુદ્ધિ અજ્ઞાનીનેજ ઉત્પન્ન થાય છે, પરંતુ તત્વદષ્ટિવાલા જ્ઞાનીઓને થતી નથી. માટે જેની બુદ્ધ વિકાર ભાવને પ્રાપ્ત નથી થઇ એવા શુદ્ધ પ્રજ્ઞાવાન પુરૂષે તો વેદે પ્રકાશીત કરેલાં વિધિ નિષેધાત્મક કર્મવાલાં શાસ્ત્રનો વિધિપૂર્વક ત્યાગ કરવો અર્થાત્ કે સંન્યાસ ગ્રહણ કરવો.

વિવેચન:—જેની અનાત્મ જડપદાર્થો વિષે અહં બુદ્ધિ હોય, અને જે પોતાને દેહ રૂપ જાણી સર્વ કર્મનો કર્ત્તા ભોક્તા પોતાને જાણે છે તેને તો કર્મજ કરવાનો અધિકાર છે. કેમકે તેની અનાત્મ બુદ્ધિ પ્રત્યવાયથી જોડાએલી હોય છે જેથી તેના પ્રાયશ્ચિત માટે તેવા પુરૂષને કર્મજ કરવાં યોગ્ય છે. **श्रौतंचापि तथा स्मार्त, कर्मालंब्य वसेद्द्विजः । तद्विहीनः पतत्येव, ह्यालंबरहितांधवत् ॥** (શ્રુતિએ તથા સ્મૃતિએ કહેલાં નિત્યકર્મો નો આશ્રય કરીને દ્વિજે સ્થિત થવું. નિત્યકર્મો કર્યા વિના દ્વિજ અવસ્ય અધોગામી થાય છે; જેમ લાકડી વિગેરેના આલંબન વિનાનો આંધલો પુરૂષ ખાડામાં પડે છે તેમ) આ શ્રુતિ એ કરી એહવી શંકા ઉત્પન્ન થાય કે, શાસ્ત્રે બોધ કરેલાં નિત્ય નૈમિત્તિક અને સંધ્યો પાસનાદિક વિગેરે યજ્ઞાદિક કર્મ જે પુરૂષ નથી કરતો તેને પ્રત્યવાય લાગે છે, તો કર્મ કરવાની અવશ્ય જરૂર છે? એમ કહીશ તો કહુંછું કે. શ્રુતિના કહેવાનું તાત્પર્ય એવું છે કે જે પુરૂષ, નિર્વિકાર, અધિષ્ટાન, કુટસ્થ, સાક્ષી, ચૈતન્ય આત્મવિષે દેહ, ઇન્દ્રિયો, મન. બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ અંતઃકરણ ચતુષ્ટય વિગેરે અનાત્માના ધર્મોનું આરોપણ કરે છે, એવો અજ્ઞાની વિવેક ભ્રષ્ટ અને મૂર્ખ પુરૂષ કહે છે કે, હું જો કર્મનો ત્યાગ કરીશ તો મને પાપ લાગશે, અને હું મહા નીચ પાપરૂપ સ્વર્ગ નર્કને ભોગવનારો જીવ ઇશ્વરની સમાનતા કરી કર્મ ધર્મને છોડીશ તો ભ્રષ્ટ થઇશ; માટે મને કર્મજ કરવાનો અધિકાર છે. કેમકે કર્મવડે ક્રમે ક્રમે કરીને મોક્ષ સિદ્ધ થાય છે. વળી **कर्मणैवहिसंसिद्धिमा स्थिताजनकादयः ।** આ શ્રુતિ કહે છે કે, જનકઆદિ પુરૂષો કર્મો કરીને અંતઃકરણ શુદ્ધ થયાથી તત્વ જ્ઞાનને પામ્યા છે. તો હું પણ ગૃહસ્થ છું માટે મારે પણ કર્મજ કરવાં શ્રેષ્ટ છે. જ્ઞાનનું મારે માટે કાંઇ પણ પ્રયોજન નથી. આવા મૂર્ખના સિદ્ધાંતો તે વિષયાસક્ત કામનાવાળો નાના પ્રકારના ભોગોની તૃષ્ણાને આધિન થઇ મિથ્યાજ બકયા કરે છે, અને દેહ, ઇંદ્રિય આદિ જડપદાર્થોનો સાક્ષી કૂટસ્થ અધિષ્ટાન ચૈતન્ય આત્મા એ સર્વથી ભિન્ન છે, એવું જાણનારો તત્વદર્શી (આત્મ તત્વનો વિવેક કરનાર) તેમ કહે તો નથી, કારણ કે તેનું માનવું એમ હોય છે કે, પાપ પૂણ્ય, ધર્મ અધર્મ, સ્વર્ગ નર્કાદિક, સુખ દુઃખ, જાતિ, આશ્રમ, વર્ણ વ્યવહાર એ સર્વ સ્થૂલ સૂક્ષ્મ શરીરના ધર્મો છે. ( **नाहंभूतगणो देहोनाहं चाक्षगणस्तथा ॥ एतद्विलक्षणः कश्चिद्विचारः सोयमीदृशः ॥** અપરોક્ષાનુ

ભૂતિ ભગવાન શંકરકૃત ઉપર કહેલા તત્ત્વદર્શીના વિચારો આ શ્લોકને મલતાજ છે ) અને હું એ સર્વેનો પ્રકાશક સાક્ષિ આધષ્ઠાન તે સર્વથી ભિન્ન છું ( આહવો નિશ્ચય થવો તેને બ્રહ્મબોધ, આત્મ તત્ત્વવિવેક અને બ્રહ્મવિદ્યા કહે છે. આવો સાક્ષાત્કાર જીવનમુક્ત અવસ્થા કહેવાય છે ) આવા વિચારોવાલો તત્ત્વવેત્તાપુરૂષ, ભોગોની ઇચ્છા કરી દેહાભિમાન કરતો નથી તથા કર્મનાં ફલોને નાશવંત સમજી તેની ઇચ્છા કરતો નથી; અને તેહવા દેહાભિમાન રહિત તથા પાપપુણ્યના ભયથી રહિત શુદ્ધ ( વિવેકી ) પુરૂષે વિધિ વાક્યો એટલે વેદે પ્રકાશિત કરેલાં વિધિ નિષેધાત્મક કર્મનાં શાસ્ત્રનો વિધિ પૂર્વક ત્યાગ કરવો અર્થાત્ કે સન્યાસ ગ્રહણ કરવો. काम्यानांकर्मणांन्यासं सन्यासंकवयोविदुः । કામ્ય કર્મોનો ત્યાગ તેજ વાસ્તવિક સન્યાસ છે. જેથી ફલની ઇચ્છાનો ત્યાગ કરી કેવલ ચિત્ત શુદ્ધિ અર્થે નિષ્કામ કર્મો કરવાં પણ તેને મોક્ષનું સાક્ષાત સાધન માનવું નહિ, કારણકે મોક્ષનું સાક્ષાત સાધન તો જ્ઞાનજ છે. અને જ્ઞાન થયા સિવાય કદાપિ પણ મોક્ષ સિદ્ધ થતો કથી. ભગવાન્ શંકર પણ આત્મબોધમાં કયે છે કે;-बोधोऽन्यसाधनेभ्योहि, साक्षान्मोक्षैकसाधनम् । पाकस्यवह्निवज्ज्ञानं विनामोक्षो न सिद्ध्यति ॥ ( કર્મ આદિ અન્ય સાધનો અંતઃકરણના મલ વિક્ષેપ આદિ દોષોની નિવૃત્તિદ્વારા મોક્ષનાં સાધક છે. સાક્ષાત મોક્ષનું સાધન તો અપરોક્ષ જ્ઞાન જ છે કર્મ નથી. પાચક ઈંધન આદિ છતાં એક અગ્નિ વિના જેમ રસોઇ તૈયાર થતી નથી તેમ જ્ઞાન વિના મોક્ષ મલતો નથી. )

सम्प्रत्यत्रायो. એ શ્લોકવડે નિત્ય નૈમિત્તિકાદિક કર્મો ન કરનારને પાપ લાગે છે માટે કર્મો કરવાં જોઇએ ? એ શંકાનું સમાધાન કરી હવે તીવ્રવૈરાગ્યવાલા આત્મવેત્તા વિવેકી પુરૂષનું શું કર્તવ્ય છે તેને નીચેના શ્લોકવડે પ્રતિપાદન કરે છે.

श्रद्धान्वितस्तत्त्वमसीति वाक्यतो<br>
गुरोः प्रसादादपि शुद्ध मानसः ॥<br>
विज्ञाय चैकात्म्यमथात्मजीवयोः<br>
सुखीभवेन्मेरुरिवाप्रकम्पनः ॥२४॥

ભાવાર્થઃ--ગુરૂ અને શાસ્ત્રનાં વાક્યો પર શ્રદ્ધા રાખી નિષ્કામ બુદ્ધિ અને શુદ્ધ અંતઃકરણવાલા થઇ ગુરૂકૃપાવડે તત્ત્વમસિ મહાવાક્યના અર્થને જાણવાથી જીવ અને આત્માની એકતા સમજી મેરૂની પેઠે સ્થીરતા રાખવી.

વિવેચનઃ--આ શ્લોકમાં તીવ્ર વૈરાગ્યવાલા વિવેકી આત્મવેત્તા થવું હોય તેણે ગુરૂ અને શાસ્ત્રનાં વચનપર વિશ્વાસ, મનને શુદ્ધ રાખવું અને ગુરૂપ્રસાદે કરી જીવ અને ઇશ્વરની એકતા સંબંધી રહેલું સંશય વિપર્યયવાળું ભેદ જ્ઞાન નષ્ટ કરવું. તેમાં પ્રથમ ગુરૂ અને શાસ્ત્રના વચનપર વિશ્વાસ રાખવો એટલે ગુરૂ અને શાસ્ત્ર કહે તે સત્યજ છે એમ માનવું તે શ્રદ્ધા કહેવાય છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરનાર જીજ્ઞાસુને શ્રદ્ધાની પુરેપુરી આવશ્યક્તા છે. શ્રુતિ પણ કહે છે કે, श्रद्धावान् लभतेज्ञानं ( શ્રદ્ધાથી જ્ઞાન જેવી. દુર્લભ વસ્તુ પ્રાપ્ત થાય છે) માટે આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં શ્રદ્ધા મુખ્ય સાધનરૂપ છે. દ્વિતિય સાધન મનને શુદ્ધ કરવું એટલે નિષ્કામ કર્મોએ કરી મનને રાગદ્વેષ રહિત કરવું. આવું જેનું મન હોય તેજ, આત્મા પરમાત્માની એકતારૂપ મોક્ષના સાધનભૂત જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે. મનવિષે ભગવાન્ શંકર કહે છે કેઃ—

अध्यास दोषात्पुरुषस्य संसृतिर-
ध्यासबन्धस्त्वमुनैव कल्पितः ।
रजस्तमो दोषवतो विवेकिनो
जन्मादि दुःखस्य निदानमेतत्

ભાવાર્થઃ—પુરૂષને દેહના અધ્યાસ રૂપ દોષથી સંસાર થાય છે. અને અધ્યાસ રૂપ બંધન મને જ કલ્પેલું છે. એટલા માટે રજોગુણ અને તમોગુણવાલા અવિવેકીને જન્મ આદિ દુઃખોના મૂળકારણરૂપ મન જ છે.

अतः प्राहुर्मनो विद्यांपण्डितास्तत्त्वदर्शिनः ।
येनैवभ्राम्यते विश्वंवायुनेवाभ्रमण्डलम् ॥

એટલા માટે તત્વ જાણનારા પંડિત લોકો મનનેજ અવિદ્યારૂપ કહે છે કે જે મન, વાયુ જેમ વાદળાંના મંડલને ભમાવે છે તેમ જગતને ભમાવે છે.

तन्मनः शोधनं कार्यं प्रयत्ने न मुमुक्षुणा ।
विशुद्धेसति चैतस्मिन्मुक्तिः करफलायते ॥

આમ છે તેથી મુમુક્ષુએ પ્રયત્નપૂર્વક મનને શુદ્ધ કરવું જોઇએ, મન શુદ્ધ થાય તો પછી મુક્તિ હસ્તામલકની પેઠે સુગમજ થઇ પડે છે.

આ પ્રકારે મનને શુદ્ધ રાખવું એ આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં વિશેષ ઉપયોગી ગણાય છે. હવે તૃતીય સાધન ગુરૂકૃપા એટલે શિષ્ય ને યોગ્ય સઘલા ગુણવાલા થઈ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂને શ્રદ્ધાપૂર્વક સેવા કરી પ્રસન્ન કરવા કે જેથી તેમની કૃપા થવાથી શિષ્ય જીવ ઈશ્વરની એકતા સંબંધીના સંશય વિપર્યયને તત્કાલ દૂર કરી શકે છે. શ્રી ગુરૂ ગીતામાં કહ્યું છે કે,

न सुखं वेदशास्त्रेषुन सुखं मंत्र यंत्रके ।
गुरोः प्रसादादन्यत्रसुखंनास्ति महीतले ॥

ગુરૂની કૃપા વિના બીજે ઠેકાણે વેદ અને શાસ્ત્રમાં પણ સુખ નથી; મંત્ર યંત્રમાં પણ સુખ નથી; તેમજ પૃથ્વીમાં પણ સુખ નથી.

ध्यानयाज्यां गुरोर्मूर्त्तिः पूजायोग्यगुरोः पदम् ॥
मंत्र योग्यं गुरोर्वाक्य मुक्तियोग्या गुरोकृपा ॥

ધ્યાન કરવા યોગ્ય ગુરૂની મૂર્તિ છે; પુજન કરવા લાયક ગુરૂનું ચરણ છે. વિચારવા યોગ્ય ગુરૂનું વાક્ય છે, અને મુક્તિનો હેતુ ગુરૂની કૃપા છે

અન્યશ્રુતિ પણ શ્રીસદ્‌ગુરૂનું શરણ પ્રાપ્ત કરવા સુચવે છે. કે आचार्यवान् पुरुषोवेद જે પુરૂષ ગુરૂને શરણ થએલો હોય છે તેને જ જ્ઞાન થાય છે.

આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં ગુરૂ કૃપા જેવું અન્ય એકે ઉત્તમ સાધન નથી; કારણ કે તેણે કરી "तत्त्वमसि" આદિ મહાવાક્યોનું શ્રવણ થવાથી જીવાત્મા તથા પરમાત્માનું એક સ્વરૂપે જ્ઞાન અર્થાત્ સાક્ષાત્કાર થાય છે. આ પ્રકારે આત્મજ્ઞાનની પ્રાપ્તિના ઈચ્છાવાન મુમુક્ષુએ શ્રદ્ધા, અંતઃકરણની શુદ્ધિ અને ગુરૂ કૃપા પ્રાપ્ત કરી "तत्त्वमेवत्त्वमेवतयं यथं श्रुतिशतोदितम्"ઈત્યાદિ વાક્યો વડે જીવ બ્રહ્મની એકતા કરી મેરૂની પેઠે સ્થિર ચિત્તવાલા થવું. (મેરૂની દરેક સ્થિતીમાં સ્થિરતાજ હોય છે તેમાં ઘણું અધ્યાત્મિક રહસ્ય રહેલું છે, ચિત્તની તેના જેવીજ સ્થિરતા એ જ મુક્તિ—એમ કહેવાનો ભાવ છે. (ચાલુ.)

શ્યામચંદ્ર ગોરધનદાસ.

# सोक्रेटिसनी जीवनकलाना संस्मरणीय प्रसंग.

(અનુસંધાન ગતાંકથી)

આટલું પ્રસ્તાવના રૂપ સંભાષણ થતાં સોક્રેટિસે પ્રથમ તત્વજ્ઞાન એ જ એક પ્રકારની મરણ મીમાંસા કેવી રીતે છે, તે સિદ્ધ કર્યું, અને તે પછી આત્મા અમર હોવાની પોતાની માન્યતા કેટલી સત્ય છે, તે સંબંધી વિવેચન કર્યું. સીબ્સ અને સીમીયસે પોતાનાથી બને તેટલા આક્ષેપ મૂક્યા, પણ એ સર્વ આક્ષેપોનું સોક્રેટિસે ખંડન કર્યું, તેમજ પોતાના કથનને સપ્રમાણ સિદ્ધ કર્યું. પરંતુ એ સર્વ વાદવિવાદ અને તેમાંનાં પ્રમાણો સોક્રેટિસનાં ન હોઈ એ પ્રમાણોમાં પ્લેટોનું સર્વ તત્વજ્ઞાન અને એના વિશેષ સિદ્ધાંતોની ભરતી થએલી હોવાથી એ ભાગ ઘણો ગહન તેમજ કંઇક રૂક્ષ છે અને તે વાચકોને ઘણો શુષ્ક લાગવાનો સંભવ છે. આથી એ ભાગનું દિગ્દર્શન કરાવ્યું નથી. વળી સોક્રેટિસના ચારિત્રની દ્રષ્ટિથી પણ તેનો કંઈ ઉપયોગ નથી. સોક્રેટિસે આ આત્મવાદ કેટલાક દિવસો સુધી ચલાવ્યો હતો. વાદના અંતે સોક્રેટિસે મરણ પછી આત્મા પોતાના પાપપુણ્યના યોગે જુદા જુદા લોકમાં કેવી રીતે જાય છે, અને ત્યાં એને પોતાનાં સારાં નરતાં કર્મોના બદલામાં સુખ કિંવા દુઃખ કેવી રીતે મળે છે, એ વિષયની કથા કહી હતી. આ આખ્યાયિકા અતીન્દ્રિય હોવાથી પ્રમાણોથી સિદ્ધ થઈ શકે એવી નથી, એ વાત પણ એણે સ્વીકારી હતી, અને તે પછી એણે જણાવ્યું હતું કે "મારા કહેવા પ્રમાણે જ આબેહુબ સ્થિતિ છે, એવું કોઇ પણ પ્રજ્ઞપુરૂષ કહેશે નહિ. પણ આત્મા અને તેનો પછીનો નિવાસ એવું કંઇક પણ હોવું જોઇએ, એમ મને લાગે છે. કારણ, આત્મા અમર છે, એટલું તો આપણે સિદ્ધ કરી ચૂક્યા છીએ. આથી તે પછીના વર્ણન પર વિશ્વાસ રાખવો એજ ઠીક છે. તાત્પર્ય કે, જો મનુષ્યે શરીર અને પોતાના વિષય સુખની પરવા કર્યા વિના વિદ્યાધન તેમજ સદ્‌ગુણ ધન પ્રાપ્ત કરવામાં પોતાનો સમય વ્યતીત કર્યો હોય, તો એણે પોતાના આત્મા અર્થે પરવા ન રાખતાં આનંદથી મરવાની ઇચ્છા રાખવી જોઇએ. સીમીયસ તેમજ મારા અન્ય મિત્રો! તમે સર્વ પોતપોતાના યોગ્ય સમયે આ પ્રવાસે નિકળજો. પણ કવિ વચનાનુસાર કહું તો હવે દૈવે મને બોલાવ્યો છે, આથી મારે સ્નાન કરી તૈયાર થઈ જવું એજ ઠીક છે. કારણ કે, વિષપાન કરતા અગાઉ સ્નાન કર્યું હોય તો પ્રેતને સ્નાન કરાવવાનો ત્રાસ સ્ત્રીઓને ભોગવવો પડે નહિ."

સોક્રેટિસનું બોલવું પૂર્ણ થતાં ક્રિટોએ ઉત્તર આપ્યો. "આપની ઇચ્છા ઠીક છે. પણ તમારા મિત્રોને કિંવા આપનાં બાળકો સંબંધી અથવા અન્ય કોઇ વિષય સંબંધી કંઈ કહેવા જેવું છે? અને અમે આપના માટે શું કરીએ?"

સોક્રેટિસે કહ્યું, "ક્રિટો, મેં અત્યાર સુધીમાં તમને જે ઉપદેશ કર્યો છે, તે પ્રમાણે તમે અનુસરો, એટલે મને સર્વ કંઇ મળી ચૂક્યું. તમે તમારા આત્માની યોગ્ય સંભાળ રાખો, એટલે મારી, મારાં બાળ બચ્ચાંની અને તમારી પોતાની પણ યોગ્ય સેવા કરવા સમાન થશે. પણ તમે હજી મને વચન આપ્યું નથી, તો પણ હરકત નથી. પરંતુ

જો તમે તમારા આત્મા માટે બેપરવા રહેશો, અને આજના તેમજ અન્ય કોઇ પણ પ્રસંગના વાદ વિવાદમાં આયુષ્યક્રમનું ચિત્ર જે રીતે આપણે દોર્યું છે, તે પ્રમાણે વર્તશો નહિ, તો તમે આજે આપેલાં વચનો ચાહ્ય તેટલાં મ્હોટાં અને મનોભાવથી આપેલાં હોય, તે કશાએ કામનાં થવાનાં નથી !"

ક્રિટો બોલ્યો, "સોક્રેટિસ, અમે આપના ઉપદેશ પ્રમાણે મનવચન કર્મથો વર્તવા બનશે એટલો પ્રયત્ન કરીશું. વારૂં પણ અમે તમને કેવી રીતે દાટીએ ?"

સોક્રેટિસે કહ્યું, "તમારી ઇચ્છા પ્રમાણે અંત્યેષ્ટિ કરજો. માત્ર મને પ્રથમ દાટવા કરતાં તમારે મને તમારી પાસેથી દૂર જવા ન દેતાં પકડી રાખવો જોઇએ."

એ પછી સોક્રેટિસ સ્મિત મુખ કરી પોતાના મિત્રો ભણી જોઇ બોલ્યો "હે મિત્રો ! તમારા સમક્ષ વિવાદ કરનારો અને પોતાનાં પ્રમાણો વ્યવસ્થા પૂર્વક આપનારો એ જ હું સોક્રેટિસ, એ વાત ક્રિટોને કંઇ ગોઠતી નથી ! એને એમ લાગે છે કે, હમણાં જ શત્ર થઇ પડનારૂં મારૂં આ શરીર, તે જ હું છું; અને તેથી મને કેવી રીતે દાટવો એનો જ એ વિચાર કર્યા કરે છે. વિષ પ્રાશન કર્યા પછી હું અહીં રહેનાર નથી, પણ ઉચ્ચ લોકની વસ્તીમાં જઇશ, એ સિદ્ધ કરવા માટે મેં જે પ્રમાણોનો ઉપદેશ કર્યો છે, અને જે પ્રમાંણોના યોગથી તમારૂં અને મારૂં સમાધાન થયું, તે પ્રમાણો ક્રિટોના મન પર ઝાકળના પાણી સમાન થઇ ગયાં છે ! વળી તે જેમ મારા કેસની તપાસ વખતે મારો જામીન થયો હતો, તેમ હવે તમે મારા જુદી રીતના જામીન થાવ. હું અહીંથી નાશી જઇશ નહિ, હાજર રહીશ, એ માટે એણે હીંમત રાખી હતી; પરંતુ હવે મારા મરણ પશ્ચાત હું તમારી સાથે રહેવાનો નથી, પણ અહીંથી જઇશ, એ માટે તમે હીંમત રાખી જામીન થાવ. જો આટલું કરો તો, મારા મરણનું એને ઓછું દુઃખ લાગશે; અને તે જ્યારે મારા શરીરને બળતાં કિંવા દટાતાં જોશે, ત્યારે મને એથી ભયંકર યાતના થાય છે, એવું એને લાગશે નહિ. એજ પ્રમાણે મારી સ્મશાન વિધિના સમયે સોક્રેટિસને વસ્ત્ર પરિધાન કરાવી સદ્ભાઇથી બેસાડયો કે નહિ કિંવા સોક્રેટિસને બાળે છે કે દાટે છે એની એને પંચાત થશે નહિ. કારણ, પ્રિય ક્રિટો ! તું એ લક્ષ્યમાં રાખ કે, અયથાર્થ શબ્દ પ્રસંગ કરવા એ એક દોષ છે, એટલું જ નહિ, પણ એના યોગથી આત્માને પણ દોષ લાગે છે. આથી તું આનંદી રહી મારા શરીરને ઠેકાણે પાડવાનો એવો શબ્દ પ્રયોગ કરજે, અને મારા એ દેહને તને ઠીક લાગે તે પ્રમાણે ઠેકાણે પાડજે."

આટલું બોલી સોક્રેટિસ ઉઠયો અને સ્નાન કરવાને બીજી ઓરડીમાં ગયો. ક્રિટો એની પછાડી ગયો અને બાકીની મંડળી પાછળ રહી. સર્વે સોક્રેટિસના વાદ વિષયપર વાતો કરતા હતા અને આપણા પર કેટલું બધું સંકટ આવ્યું છે, શું આજે આપણા પિતાજી મરે છે, અને હવે પછીની આખી જીંદગીમાં આપણે વિયોગીજ રહેવાના" એવું એમના મનમાં થઈ આવતું હતું.

થોડાજ સમયમાં સોક્રેટિસ સ્નાન કરી રહ્યો અને તેની એનાં કુટુંબિયો સાથે ભેટ કરાવવામાં આવી. ક્રિટોના સમક્ષજ એ પોતાની પત્ની અને છોકરાંને કહેવા લાગ્યો, અને તેમ કરતાં એણે પોતાની છેવટની આજ્ઞા સંભળાવી દીધી; તેઓના ગયા પછી તે પોતાના મિત્રો તરફ વળ્યો. આ સમયે સૂર્ય અસ્તાચલ તરફ ગમન કરવા લાગ્યો હતો. સ્નાન કરી મિત્રમંડળમાં બેસવા પછી એનાં વિશેષ વચનામૃત સાંભળવાનો લાભ મળ્યો નહોતો,

થોડાજ સમયમાં એક સરકારી માણસે આવી સોક્રેટિસને કહ્યું "સોક્રેટિસ, અન્ય મનુષ્યોની પેઠે તમે મૂર્ખાઈથી વર્તશો નહિ, એ હું જાણું છું. હું તેઓને સરકારી હુકમ પ્રમાણે વિષપાન કરવાનું કહું છું, કે તરતજ તેઓ મારાપર ક્રોધ કરે છે, અને મને અસંખ્ય શ્રાપ આપે છે. ખરેખર, આજ સુધીમાં જે જે લોક તુરંગમાં આવી ગયા છે, તે સર્વમાં તમારા સમાન ઉદાર, શાંત તેમજ ઉત્કૃષ્ટ મનુષ્ય મેં કદિ પણ જોયો નથી! મને વિશ્વાસ છે કે, તમે ખોટું લગાડશો નહિ, પણ જેનાપર મૃત્યુનું વાદળ ફાટી ચૂક્યું છે, તેનાપર રિસાજો; જેનો કંઈ ઉપાયજ નથી, તેને તમે શાંતિથી સહન કરવાનો પ્રયત્ન કરો. હું અહીં કેમ આવ્યો છું તે તો તમે જાણોજ છો. હવે હું આપને તેની ખબર આપું છું"

સોક્રેટિસે એના તરફ જોઈ કહ્યું "બહુસારૂં, તમે કહોછો એ પ્રમાણે વર્તવાને હું તૈયાર છું"

આટલું કહી તે મિત્ર મંડળી તરફ ફર્યો અને કહ્યું, "આ મનુષ્ય કેવો સભ્ય છે. મારા કારાગ્રહવાસના સર્વ દિવસોમાં એ મારી પાસે આવતો, કદિ તે મારી સાથે વાતો કરતો, અને મારી સાથે ઘણી સારી રીતે વર્તતો. હમણાં એને મારે માટે કેટલું દુઃખ થાયછે! ક્રિટો, ચાલ આપણે એના કહેવા પ્રમાણે કરીએ. વિષ તૈયાર થયું હોય તો લાવો, અને તૈયાર ન થયું હોય તો તેને તૈયાર કરો.

ક્રિટો બોલ્યો, "નહિ, સોક્રેટિસ, હજીતો સૂર્ય ટેકરીઓ ઉપર છે. સૂર્યદેવ અસ્ત પામ્યા નથી. અન્ય મનુષ્યો હજી મોડેથી વિષ પ્રાશન કરે છે; અને વિષ લેવા માટે સૂચના અપાયા છતાં તેઓ ઉમંગથી ખાય છે, પીએ છે, તેમજ પોતાના નિકટના મિત્રોના સહવાસનું સુખ ભોગવે છે. આથી તમારે ઉતાવળ કરવાનું કારણ નથી, હજુતો વાર છે."

સોક્રેટિસે કહ્યું "ક્રિટો, જેઓને માટે તું આમ કહે છે, તેઓ સાહજીકજ તેમ કરે છે; કારણ કે એમ કરવાથી પોતાને લાભ છે, એવું તેઓ માને છે. પણ માત્ર હુંજ તેમ કરનાર નથી. કેમકે, થોડા સમય પછી વિષપાન કરવાથી મને કંઈ પણ મળનાર નથી. ઉલટું જે આયુષ્ય ઘણે અંશે પૂર્ણ થઈ ચૂક્યું છે, તે આયુષ્યને આગ્રહથી સંગ્રહી રાખવાનું કાર્ય કરૂંતો તેથી હું મને તુચ્છજ માનું. આથીજ હું કહું છું તે પ્રમાણે કરવાની ના પાડીશ નહિ."

ક્રિટોએ તરતજ પાસે ઉભેલા ગુલામને ઇસારત કરી. ગુલામ બહાર ગયો અને થોડાજ સમયમાં વિષનો પ્યાલો હાથમાં લીધેલા માણસ સાથે તે પાછો આવ્યો.

આ માણસને જોઈ સોક્રેટિસ બોલ્યો "મારે શું કરવાનું છે એની તને સર્વ માહિતી છે?

એણે ઉત્તર આપ્યો "માત્ર આ તમે પી જાવ, અને પગ જડ થતા સુધી અહીં તહીં ફરો અને તે પછી પડી રહો. આથી વિષનું પરિણામ આપોઆપ થશે."

આટલું કહી એણે પોતાના હાથમાંનો પ્યાલો સોક્રેટિસને આપ્યો; ચહેરામાં કિંવા મુખાકૃતિમાં યત્કિંચિત્ પણ ફરક પડયા વિના તેમજ કંપ્યાવિના સોક્રેટિસે ઘણા આનંદથી તે લીધો.

પોતાની હમેશની સ્થિર દ્દષ્ટિથી એ માણસ પ્રત્યે જોઈ સોક્રેટિસે પૂછ્યું "આ પ્યાલામાંથી દેવને અર્પણ કરવાના સંબંધમાં તમારૂં શું કહેવું છે? હું તેમ કરૂં કે નહિ?"

એ માણસે ઉત્તર આપ્યો કે, "અમે તો એકજ માણસને પુરૂ થાય એટલું વિષ તયાર કરીએ છીએ."

સોક્રેટિસે કહ્યું "હું સમજ્યો, પણ મને અર્પણ કરવાને વાંધો નથી, તેમજ દેવની પ્રાર્થના તો મારે કરવીજ જોઇએ. તેમ કરવાથી મારો પછીનો પ્રવાસ આનંદરૂપ થશે. આજ મારી પ્રાર્થના, અને તે પ્રમાણે થાવ."

આટલું કહી સોક્રેટિસ વિષનો પ્યાલો પોતાની જીહ્વા આગળ લેઈ ગયો અને એ-માંના વિષનું પાન એણે શાંતિથી અને આનંદથી કર્યું. અત્યાર સુધીતો સોક્રેટિસના સ્નેહિ મંડળે પોતાના દુઃખને ઘણાજ પ્રયત્નથી સહન કર્યું હતું. પરંતુ જ્યારે તેઓએ સોક્રેટિસને વિષપાન કરતાં અને તે પૂરૂ કરતાં જોયો ત્યારે તો કોઈપણ પોતાના દુઃખને રોકી શ-ક્યું નહિ; સર્વે ચોધાર આંસુએ રડીપડી અત્યંત કલ્પાંત કરવા લાગ્યા, આ સર્વે મંડળ કંઈ સોક્રેટિસને માટે રૂદન કરતુ નહોતું, પરંતુ પોતાના એક ઉત્તમ મિત્રનો આમ નાશ થવાથી આ શોકજનક દૃશ્ય થઇ રહ્યું હતું. ક્રિટોતો પોતાનાં અશ્રુ રોકી ન શકવાથી બહાર જતો રહ્યો; એણે આખો દિવસ ચોધાર આંસુએ રડયાં કર્યું હતું. અપોલોડોરસ સહિતનું એનું હૃદય દ્રાવક કલ્પાંત અને દયાજનક ડસકાં સહિતના વિલાપથી તો સર્વનાં હૃદય ઓગળી ગયાં. આ વખતે માત્ર સોક્રેટિસજ શાંત હતો, એણે સર્વને ઉદ્દેશી કહ્યું "હે મિત્રો! તમે આશું માંડયું છે? આવું પ્રદર્શન તો નજ થવું જોઇએ, એમ સમજીનેજ મ્હેં બૈરાં છોકરાંને અહીંથી મોકલાવી દીધાં હતાં. મેં એમ સાંભળેલું છે કે, મનુષ્યને શાં-તિથી મરણ પ્રાપ્ત થાય, તે માટે તમારે શાંત થવું અને ધૈર્યને ધારણ કરવું."

સોક્રેટિસનું આ કથન સાંભળી સર્વ મંડળ શરમાઈ ગયું અને સર્વ શોકને રોકી શાંત થઇ ગયા સોક્રેટિસ આમતેમ આંટા મારી રહ્યો હતો; એટલામાં તેને પોતાના પગ જડ થતા જણાયા, અને પછી તે સૂચના અપાયા પ્રમાણે સૂઈ રહ્યો. તે પછી વિષ આપનાર માણસ એના હાથ પગ તપાસવા લાગ્યો, તેમજ પગને જોરથી દબાવી એને વેદના થાય છે કે નહિ, તેની ખાત્રી કરવા લાગ્યો. એના પૂછવાથી સોક્રેટિસે જણાવ્યું કે "વેદના થતી નથી" એ પછી એણે એના શરીરને દબાવ્યું, અને સોક્રેટિસનું શરીર શિથિલ અને શીત થતું જાય છે તે સર્વને બતાવ્યું. સોક્રેટિસે પણ તે જોયું અને "તે હૃદય પર્યંત પ-હોંચશે એટલે હું જઇશ," એમ કહ્યું. કેડ સુધીનો ભાગ જડ થયો, એટલે સોક્રેટિસે પો-તાના મુખપરનું આવરણ કાઢી નાંખ્યુ, અને નીચેના શબ્દ બોલ્યો—આ એના છેવટના શબ્દ હતા.

"ક્રિટો, એસ્કલપીયસ દેવને મારે એક કામળી આપવાની રહી ગઇ ગઇ છે, તે આપવાનું તું ભૂલી જઇશ નહિ."

ક્રિટોએ કહ્યું "હું જરૂર આપીશ, અન્ય કંઇપણ છેવટની ઇચ્છા છે?

આ પ્રશ્નનો સોક્રેટિસે ઉત્તર ન આપ્યો. પણ થોડાજ સમયમાં થોડી હાલચાલ થઇ અને તે માણસેસોક્રેટિસને ખુલ્લો કર્યો ત્યારે એની આંખ ઉઘાડી હતી. ક્રિટોએ એનું મુખ અને આંખ મીંચાવી.

આ પ્રમાણે એ અદ્વિતીય બુદ્ધિમાન,શાણા નિસ્પૃહી અને સર્વોત્કૃષ્ઠ સાધુજનનું મરણ થયું.

ફુલચંદ બાપુજી શાહ.

---

# बुद्धोपदेश आपणने शुं शिखवे छे.

( અનુસંધાન ગતાંકથી. )

પ્રકરણ ૧૬ મું પ્રિય વર્ગ વિષે છે.

આ પ્રકરણની કલમ ૩ જીમાં કહ્યું છે, કે પ્રેયોવસ્તુનો વિયોગ એજ દુઃખ છે. આ વાક્યનો અનુભવ સૌ કોઇને ઓછા વત્તા પ્રમાણમાં જાતિ અનુભવથીજ થયેલો હોય છે તોપણ ટુંકમાં એ વિષેનો સાર લખવાની એટલીજ અગત્ય કે પ્રિય વસ્તુ એજ બંધન કર્તા છે. જેને પ્રિય કે અપ્રિય વસ્તુ ઉપર સરખો ભાવ છે એટલે કે એક વસ્તુને વ્હાલી નહિને બીજીને તુચ્છકારવી-ધિક્કારવી નહિ, તેને દુનિયા ઉપર કોઇપણ વસ્તુ બંધન કર્તા નથી. માણસ માત્રનો-જીવ માત્રનો સ્વભાવ એવોજ છે કે પ્રિય વસ્તુના અભાવે ને અપ્રિય વસ્તુના સંયોગે દુઃખ પ્રાપ્ત થયેલ માને છે. વળી જેનો સંયોગ તેનો વિયોગ તો થાયજ છે. માટે પ્રિય વસ્તુ પાછળ દોડવું નહિ પણ શ્રેયોવસ્તુ પ્રાપ્તિનાજ ઉપાયો કર્યા કરવા.

મહાત્મા પુરૂષો શ્રેયોવસ્તુ માટેજ પોતાનું જીવન ગાળે છે. તેઓ પ્રેયોવસ્તુની પાછળ દોડતા નથી. ( પ્રેયોવસ્તુ અને શ્રેયોવસ્તુ વિષે સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇએ લીલાવતી જીવનકલાની ૭ મી-૮મી કલમમાં સારી રીતે સમજાવેલું છે. ) કલમ ૫ મીમાં એક લેવા યોગ્ય શિખામણ આપેલી છે કે જે સ્નેહથી મુક્ત છે તે ભય કે શોકને જાણતો નથી. તે પાઠ બરાબર પઢવા જેવો છે. કારણ કે નિઃસ્વાર્થ-નિર્દોષ-નિર્મળ સ્નેહથી પણ શોક ઉત્પન્ન થાય છે અને વળી દરેકનો ભય રાખવો પડે છે. પવિત્ર સ્નેહનો રસ્તો પણ અગમ્ય કંટકોથી ભરપૂર હોય છે. તેમાંથી સુવ્યવસ્થિત રીતે પસાર થવું તે અલભ્ય-દુર્લભ છે. સ્નેહના પુષ્પ તળે છુપા કંટકો રહેલા હોય છે તેથી તે પુષ્પ હૃદયમાં ધારણ કરવાથી તેમાં છુપા રહેલા કંટકો અહર્નિશ હૃદયમાં ભોંકાયા કરે છે.

આત્માને શોક ભય દુઃખ વગેરે ઉત્પન્ન કરી અધોગતિમાં લઈ જનાર નાશવંત પદાર્થના સ્નેહ કરતાં આત્માને ઉન્નતિના શિખર પર ચઢાવનાર મોક્ષ નગરે લઈ જનાર પ્રભુ પ્રત્યે જો સ્નેહ રાખી પ્રભુપરાયણ થવામાં આવે તો ખરેખર બેડો પારજ થઈ જાય. પણ અધોગતિમાં જનાર હે પામર આત્મા! તે તને સુઝેજ ક્યાંથી? તે માર્ગ રૂચેજ ક્યાંથી? ખેદ! નજ રૂચે ને નજ સુઝે. પણ અન્તે એજ કલ્યાણકારી છે, અન્ય તો નથીજ.

કલમ ૯ મીનો સાર એ પ્રમાણે શિક્ષણ આપે છે કે, બુદ્ધિની સાથે સદ્‌ગુણી થવું, ન્યાયી અને સત્ય વચની થઈ પોતાનું-સ્વકર્તવ્ય માણસ માત્રે બજાવવું

ઉક્ત પ્રકારના ગુણવાળાં થવાથીજ વિશ્વમાં-જગતમાં સૌ કોઇને વહાલાં-પ્રિય થઈ શકાય છે. દુર્ગુણી માણસ કોઇને પ્રિય નહિ લાગતાં-અપ્રિયજ લાગે છે. માટે માત્ર વિશ્વમાં પ્રિય થવાનેજ નહિ પણ પ્રભુને પ્રિય થવા-પોતાની ઉન્નતિ કરવા માટે ઉપરોક્ત ગુણો ધારણ કરવાની ઘણીજ જરૂર છે. માત્ર બાહ્ય પ્રદેશે નહિ પણ હૃદય પ્રદેશે.

પ્રકરણ ૧૭ મું ક્રોધ વિષયે.

આ પ્રકરણની ૨ જી કલમમાં બુદ્ધ દેવ કહે છે કે ચડતા ક્રોધને અટકાવી શકે છે તે આત્માજ ઇન્દ્રિયોનો ખરો સારથી છે બાકી તો સારથીનું નામ ધારણ કરનાર માત્ર

છે. જ્ઞાનીને ક્રોધ ચઢતો નથી ને ચડે તો પણ તે રોકી શકે છે પણ મૂર્ખ લોકોનેજ ક્રોધ ચડે છે ને તેઓજ રોકી શકતા નથી. માટે ચઢતા ક્રોધને રોકવા માટે અભ્યાસ પાડી શક્તિવાળાં થવું.

કલમ ૭ મીમાં બુદ્ધે પોતાના અતુલ નામના શિષ્યને ઉદ્દેશીને કહેલ છે કે જે ચૂપ બેસી રહે છે તેની લોકો નિંદા કરે છે, જે બહુ બોલે છે તેની લોકો નિંદા કરે છે, જે થોડું બોલે છે તેની પણ તેઓ નિંદા કરે છે. આ જગતમાં એવો એક પણ નથી કે જેની નિંદા ન થઈ હોય! દુનિયાનો-ક્રમજ એવો છે કે ગમે તેવા ગુણવાનનો પણ દુર્જન મનુષ્યો દોષ કાઢે છે. કોઈ પણ માણુસ સદા પ્રશંસાને પાત્ર કે સર્વદા નિંદાને જ પાત્ર થયેલ નહિ હોય. દુર્જનો ગુણવાન પુરૂષોના સર્વ ગુણોને દોષ રૂપ ગણે છે, તેને માટે કહ્યું છે કે;

> जाड्यं ह्रीमति गण्यते व्रतरुचौ दम्भः शुचौ कैतवं
> शूरे निर्घृणता मुनौ विमतिता दैन्यं प्रियालापिनि।
> तेजस्विन्यवलिप्तता मुखरता वक्तर्यशक्तिः स्थिरे
> तत्को नाम गुणो भवेत्सगुणिनां यो दुर्जनैर्नाङ्कितः॥

માટે દુર્જન લોકો કોઇની પ્રશંસા નહિ કરતાં સર્વ કોઈની નિંદાજ કરે છે તો આ કલમ ઉપરથી શિખામણ એવી લેવાની છે કે તેવા લોકો, ન્હાય તો નિંદા કરે યા મ્હાયતો પ્રશંસા કરે તો પણ હર્ષ કે શોક કરવો નહિ, સર્વદા નિંદા કે સર્વદા સ્તુતિ કોઈ પણ કાળમાં કોઇની થઈ નથી, થતી નથી, ને થશે પણ નહિ.

કલમ ૧૧ મી ૧૨ મી અને ૧૩ મીનો સાર એ પ્રમાણે છે કે શારીરિક, માનસિક અને જીભના ક્રોધથી ચેતતા રહેવું. શરીરને, મનને ને જીભને વશ રાખવી. શારીરિક, માનસિક અને જીભના પાપોનો ત્યાગ કરવો. શરીરથી, મનથી ને જીભ વડે સદ્‌ગુણ પાળવા. તે શીખામણ વર્તનમાં મૂકવા યોગ્ય છે. કારણ કે, શરીર અને મનને ઉક્ત પ્રકારના ગુણોથી અલંકૃત કરવામાં નથી આવતું તો આત્માની અધો ગતિ કરાવે છે. જીભને કાબુમાં રાખવામાં આવે નહિ તો હરકોઈની સાથે વૈર કરાવી અન્તે દુઃખી હાલતમાં લાવી મેલે છે; માટે મન, વચન ને શરીર એ ત્રિકરણની શુદ્ધતા રાખવા પ્રયત્નશીલ થવું.

પ્રકરણ ૧૮ મું. મલ (અશુદ્ધિ) વર્ગ માટે છે.

કલમ ૫ મીમાં બુદ્ધ ભગવાને સુજ્ઞ મનુષ્યને હૃદયની અશુદ્ધતા કાઢવા માટે કહેલ છે. આત્માને શરીરની શુદ્ધતા સાથે કામ કે લેવા દેવા નથી, પણ ખરૂં કામ હૃદયની શુદ્ધતા સાથેજ છે! હૃદયની શુદ્ધતા એજ ખરી શુદ્ધતા છે ને તેજ આત્માને વિશુદ્ધ-ઉજ્જ્વળ કરીને ઉન્નત બનાવશે. માટે હૃદયને શુદ્ધ-નિર્મળ-પવિત્ર બનાવવા માટે હૃદયમાંથી અશુદ્ધતાનો દરેક પળે પળે ત્યાગ કરવો તેજ શ્રેયઃ સાધકને અવનતિ નાશક છે.

કલમ ૯ મીમાં કહ્યું છે કે માણુસને માથે મોટામાં મોટું કલંક તે અવિદ્યાજ છે. અવિદ્યા-અજ્ઞાનાંધકાર જેવો, આત્માને ઘોર અંધકારમાં રાખનાર એક પણ અંધકાર નથી.

જ્ઞાન-વિદ્યા જેવો, આત્માને પ્રકાશમાં આણનાર બીજો એક પણ પ્રકાશ નથી.

માત્ર વિદ્યાજ આત્માને નિર્મળ-પવિત્ર બનાવીને પ્રકાશમાં લાવે છે. તો ક્યાં વિદ્યા અને ક્યાં અવિદ્યા ? એક ઉન્નતિના શિખરપર ચડાવનાર ને એક અધોગતિમાં ઘસડી જનાર! આકાશ અને પાતાળનો તફાવત!

काहं ब्रह्मेति विद्या निरतिशयसुखं दर्शयन्ती विशुद्धं
कूटस्थं स्वप्रकाशं प्रकृतिसुचरिता खण्डयन्ती च मायाम् ।
काचिद्याहंममेति स्थगितपरसुखा चित्तभित्तौ लिखन्ती
सर्वानर्थाननर्थान् विषयगिरिभुवा वासनागैरिकेण ॥

માટે અહંતા, મમતા વાળી અવિદ્યાનો નાશ કરી, અજ્ઞાનરૂપ કલંકને દૂર કરીને વિદ્યારૂપ સદ્‌ગુણ ધારણ કરીને નિર્મળ થવું. સુખના અભિલાષીએ વિદ્યા મેળવવામાં પ્રવૃત્ત થવું.

માણસના દેહને બાળનાર વિકાર સમાન બીજી આગ નથી, દ્વેષના જેવો આત્માને ગળી જનાર મગર નથી, અજ્ઞાન જેવી આત્માને પોતાના પાસમાં સપડાવનાર-ફસાવનાર બીજી જાળ નથી, અને તૃષ્ણા જેવી આત્માને તાણી જનાર-ડુબાડનાર સદા નહિ સુકાય તેવી બીજી એકે નદી નથી. તો તે સઘળાં ભયથી દૂર રહેવા ચાહનારે ઉપરોક્ત દુર્ગુણથી અહર્નિશ દૂરના દૂરજ રહેવું.

કલમ ૧૮ મીનો બુદ્ધ મહાત્માનો ઉપદેશ આપણને શીખવાડે છે કે; બીજાઓના દોષ સહેલાઈથી જોઈ શકાય છે, પણ પોતાના દોષ જોવા મુશ્કેલ છે. માટે પ્રથમ પોતાના દોષને જોતાં શીખવું ને તે શીખ્યાબાદ બીજાના દોષો જોવા પણ જ્યાં સુધી પોતાના દોષ જોવામાં આવતા નથી ને માત્ર બીજાનાજ દોષ જોવામાં આવે છે ત્યાં સુધી બીજાના દોષ દૂર કરવા જતાં પોતાના દોષ છુપાવવા પડે છે ને જૂઠી જાળ રચવી પડેછે માટે તે નવીન પાપ વોરવાનું કૃત્ય નહિ કરતાં પ્રથમ પોતાના દોષો જોઇ, તેને દૂર કરીને આત્માને વિશુદ્ધ બનાવવો. ત્યાર પછીજ બીજાના દોષો જોઈ, તે દૂર કરવાનો ઉપદેશ દેવો કે જેની અસર સારી થાય અને વળી આપણી નિંદા પણ થાય નહિ.

પ્રકરણ ૧૯ મું. ધર્મશીળ વર્ગ માટે છે.

બહુ વાચાળપણાથી પંડિતાઇ આવતી નથી પણ દૂરજ જાય છે. પણ આપણે જો સહનશીલ, કોઇપણ જાતના વૈર વિના નિડર-નિર્ભય હઈશું તોજ પંડિતાઇ આવશે ને ત્યારેજ ખરૂં પંડિતપણું કહેવાય, માટે ઘણા વાચાળ થવું નહિ. આપણી શક્તિના પ્રમાણમાં મધ્યસ્થ રહેવું તેજ ઉત્તમ છે.

કલમ ૯ મીમાં કહેલ છે કે, વૃત્ત વિનાનો અને જુઠું બોલનારો પુરૂષ માથું મુંડાવવાથી શ્રમણ બનતો નથી. જેનામાં લોભ અને તૃષ્ણા વસેલાં છે, તેને કેવી રીતે શ્રમણ કહી શકાય ? આ બુદ્ધ મહાત્માની કહેલ ગાથા ઉપરથી, કેવા પુરૂષ મહાયોગી કહેવાય છે તે યાદ આવતાં લખું છું.

नयस्यामित्रं न चकोपिशत्रुर्निजः परोत्रापिन कश्चनास्ति ।
नचेन्द्रियार्थेषु रमेतचेतः कषायमुक्तः परमः सयोगी ॥

એ પ્રકારના ગુણો વાળાજ મહાયોગી પુરૂષો કહેવાય છે. આ ઉપરથી શીખવાનું છે કે લોભ અને તૃષ્ણાનો જેમ બને તેમ નાશ કરવો. માણસ વૃદ્ધ થાય છે, તેનો નાશ થાય છે, પણ તૃષ્ણા જીર્ણ થતી નથી ને પ્રાણાંત સુધી પણ તેનો નાશ થતો નથી કહ્યું છે કે,—

वलिभिर्मुखमाक्रान्तं पलितैरंकितं शिरः ॥
गात्राणि शिथिलायन्ते तृष्णैका तरुणायते ॥

તે પ્રમાણે તૃષ્ણાતો હૅર હંમેશ તરુણજ રહે છે, ને તે ઓછી નહિ થતાં દિનપ્રતિદિન વધતીજ જાય છે. માટે જેમ બને તેમ તેનો ત્યાગ કરવો.

વળી બુદ્ધ દેવ કહે છે કે, જે પ્રાણીઓની હિંસા કરે છે, તે આર્ય કહેવાતો નથી; જે સર્વ પ્રાણીઓ પર દયા રાખે છે તેજ આર્ય છે. આ ઉપરથી સમજવાનું છે કે માત્ર પ્રાણીનો ઘાત કરવો તેજ હિંસા નહિ પણ કોઇ પણ પ્રકારનું દુઃખ દેવું તે સર્વ હિંસા બરાબરજ છે. માટે સર્વ પ્રત્યે દયા રાખીને તન,મન અને વચનથી સંતોષ આપી સુખી કરવાં. દરેક પ્રત્યે સમભાવથી વર્તવું. મનથી પણ કોઇને દુઃખ દેવું નહિ કે બુરૂં ચિન્તવવું નહિ.

પ્રકરણ ૨૦ મું ધર્મ માર્ગ વર્ગ.

આપણી વાણી ઉપર દેખરેખ રાખવી, મનને કાબુમાં રાખવું, પોતાના શરીરથી કાંઇ પણ ખોટું કાર્ય કરવું નહિ આ ત્રણ રસ્તે શુદ્ધ રીતે ચાલવાથી, બુદ્ધ મહાત્મા કહે છે કે જ્ઞાનીઓએ કહેલો-ઉપદેશેલો માર્ગ ગ્રહણ કરી શકાશે.

આત્માને નીચે યા ઉંચે ચઢાવનાર કે ઉતારનાર એ ત્રિપુટી—મન, વાણી અને શરીરજ છે; માટે તન, મન અને વચન એ ત્રણે ઉપર બરાબર દેખરેખ રાખીને યોગ્ય રસ્તે પ્રવર્તાવવા, એ આત્માનું મુખ્ય કર્તવ્ય છે.

ઉત્સાહથીજ માણસમાં જ્ઞાનની વૃદ્ધિ થાય છે. ઉત્સાહના અભાવથી જ્ઞાનનો ક્ષય-નાશ થાય છે. આ બે માર્ગને બરાબર જાણીને એવી રીતે વર્તવું જોઇએ કે જેથી જ્ઞાનની વૃદ્ધિ થાય, હમેશાં નવું નવું જોવાના, જાણવાના અને શીખવાના કાર્ય માટે ખંતથી, ઉત્સાહ રાખ્યાં કરવો. ખંત અને સઉત્સાહ કાર્ય કરવામાં આવે તો તે પાર પડે છે ને જ્ઞાનની વૃદ્ધિ થાય છે, કોઇ પણ કાર્ય ઉત્સાહ વિના થઇ શકતું નથી. વળી દરેક કાર્ય ધીમે ધીમે થાય છે પણ ઉતાવળથી થતું નથી માટે ઉત્સાહ સહિત ધીમે ધીમે કાર્ય પાર પાડવા પ્રયત્ન શીલ થવું. ગમે તેવું દુર્ઘટ કાર્ય હોય તો ઉત્સાહ ને ધીરજથી થઇ શકે છે કહ્યું છે **शनैः पन्थाः शनैः कन्थाः शनैः पर्वतमस्तके । शनैर्विद्या शनैर्वित्तं पंचैतानि शनैः शनैः** દરેક કાર્ય ધીમે ધીમે થઇ શકે છે માટે જ્ઞાનની વૃદ્ધિ થાય તેવાં કાર્યો કરવાં. ઉત્સાહ અને ધીરજથી મંડયા રહેવું.

મહાત્મા બુદ્ધ કહે છે કે તૃષ્ણાના માત્ર એકજ વૃક્ષને કાપતા નહિ, પણ આખા જંગલને કાપી નાંખજો. તૃષ્ણાનું મૂળ જ્યારે ઉખેડી નાંખવામાં આવે છે ત્યારેજ તૃષ્ણા રહિત થઇ શકાય છે. જેમ વૃક્ષને મૂળમાંથી ઉખેડી નાંખવામાં નથી આવતું ત્યાં સુધી તેનો નાશ થતો નથી. વર્ષાકાળમાં પાણીનું પોષણ મળવાથી મૂળમાંથી તે વૃક્ષ રૂપે થઇને ફાલે ફુલે છે. તેમજ તૃષ્ણાને મૂળમાંથી છેદવામાં નથી આવતી ત્યાંસુધી તેનો નાશ થતો નથી ને સંપત્તિ કાળમાં ધનના પોષણથી તે વૃક્ષ રૂપે થઇને ફાલે, ફુલે છે; માટે તૃષ્ણારૂપ વૃક્ષનું મૂળમાંથીજ છેદન કરવું. વળી ધન વગેરેની તૃષ્ણા રાખી દુર્ઘટ કાર્યો કરવામાં આવે તોપણ તેથી કાંઇ મળતું નથી, તેમ તૃષ્ણા પણ ઓછી થતી નથી કે માણસને છોડતી નથી. પણ વધારેને વધારે વધતી જાય છે. તેને માટે ભર્તૃહરિએ કહેલું છે કે;—

उत्खातं निधिशंकया क्षितितलं ध्माता गिरेर्धातवो ।
निस्तीर्णः सरितांपतिर्नृपतयो यत्नेन संतोषिताः ।
मन्त्राराधनतत्परेण मनसा नीताः स्मशाने निशाः
प्राप्तःकाणवराटकोऽपि न मया तृष्णेऽधुना मुंच माम् ॥

તૃષ્ણાનો જેમ બને તેમ ત્યાગ કરવો એ આ શ્લોકનું તાત્પર્ય છે.

પ્રકરણ ૨૧ મું. પ્રકીર્ણ વર્ગ માટે.

બુદ્ધ કહે છે કે જો થોડા સુખનો ત્યાગ કરવાથી વિશેષ સુખનો લાભ થતો હોય તો ડાહ્યા પુરૂષે તે થોડા સુખનો ત્યાગ કરી વિશેષ સુખપર ચિત્ત લગાડવું જોઇએ. એ ઉપદેશમાંથી શિક્ષણ લેવાનું છે કે આ લોકનું સુખ તે થોડું, ક્ષુદ્ર અને અલ્પ સમયને માટે છે, પણ પરલોકનું-મોક્ષનું સુખ સારૂં-ઉત્તમ, ઘણું અને ચિરસ્થાયી-હમેશાં રહે તેવું છે; માટે તે અનંત સુખ વાસ્તે આ લોકના થોડાને ક્ષણિક સુખનો ત્યાગ કરીને ઉત્તમ કાર્યમાં ચિત્તને રોકવું, પરલોકના વધારે સુખની ખાતર યથાશક્તિ આલોકના સુખનો ભોગ આપવો.

બીજાને દુઃખ આપીને પોતાને વાસ્તે સુખ મેળવવાના ઉપાયો કરવા નહિ. જો તેમ કરવામાં આવે તો પોતાને સુખ મળતું નથી પણ બીજા તરફના દ્વેષભાવથી આપણે દુઃખ મુક્ત થઇ શકતા નથી, પણ વધારે દુઃખી થઇએજ. માટે બીજાને દુઃખ આપીને સુખ મેળવવાની આશા-ઇચ્છા સ્વપ્ને પણ કરવી નહિ. હરકોઇને સુખ આપીનેજ સુખ મેળવવાની આશા-ઇચ્છા રાખવી કે જેથી સુખ મળી શકે.

કલમ ૧૪ મીમાં કહેલ છે કે શ્રદ્ધાવાન્ શીલવાન્ કીર્તિસંયુક્ત પુરૂષ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં માન પામે છે. આ ઉપદેશ આપણને શીખવે છે કે વિના મહેનતે અને વિના ખર્ચે માત્ર પોતાની સારી રીતભાતથીજ સર્વ સ્થળે આદર-માન મળે છે તો, ધર્મમાં કે કોઇ પણ કાર્યને માટે અંધશ્રદ્ધા નહિ પણ સત્યશ્રદ્ધા રાખવી, પોતાનું ચારિત્ર-રીતભાત સારી-વીવેકી ને નીતિ વાળી રાખવી અને સત્કાર્ય કરીને કીર્તિ સંપાદન કરવી કે જેથી કરીને સર્વને પ્રિયકર થઇ શકાય-વળી સુખી થવાનો એ સહેલામાં સહેલો રસ્તો છે.

પ્રકરણ ૨૨ મું નિરય વર્ગ (અધોગતિના માર્ગ) વિષે છે.

કલમ ૩ જી. માં કરેલો ઉપદેશ એકલા ભિક્ષા માગીખાનારા ભિક્ષુકોનેજ લાગુ પડતો નથી પણ સર્વને લાગું પડે તેવો છે; સર્વ કોઇએ ઇન્દ્રિય દમન કરવાની જરૂર છે ને પોતાનું ચારિત્ર સુચરિત્રવાળું કરવાની પૂર્ણ આવશ્યકતા છે. માટે તે પ્રયોગને વાસ્તે યથા શક્તિ પ્રયત્ન કરવા માટે તે શીખામણ લેવાની ખાસ કરીને જરૂર છે. કેવળ ઇન્દ્રિયોનેજ તૃપ્ત કરવા આ માનવ દેહની પ્રાપ્તિ નથી, પણ આત્માને આ ભવસાગરથી તરવાનું સાધન-નાવ છે માટે ઇચ્છીત સ્થાને પહોંચતાં સુધી તે નાવને સુવ્યવસ્થિત-કોઇ પણ જાતના સંકટમાં આવી નપડે તેમ સંભાળીને ચલાવવું, હર્ષ શોક કે મોહના પ્રવાહમાં ગમે ત્યાં કે ગમે તેમ તણાવા કે ગોથાં ખાવા દેવું નહિ.

કલમ ૬ ઠી માં કહેલું છે કે; જો સન્યાસ બરાબર પાળવામાં નઆવે તો તે નરકમાં લઇ જાય છે, ધર્મનો વેશ ધારણ કરીને તે વેશને યોગ્ય તેમાં જેવાં જોઇએ તેવાં કાર્યો કિ વર્તન કરવામાં ન આવે તો આત્મા વધારે અપવિત્ર થતો જાય છે. આ ઉપરથી દરેકને શીખામણ લેવાની છે કે કોઇ પણ ધર્મનું કામ આરંભીને તેની વિરૂદ્ધ વર્તન કરીને વધારે પાપની પ્રાપ્તિ કરવી નહિ, ધર્મ બ્હાને ઢોંગ થવા ન જોઇએ. પાપનો ત્યાગ કરવાને અર્થે ધર્મ ક્રિયાઓ કરવામાં આવે છે ને તેમાંજ જો પાપ વધારે વહોરનારી ક્રિયાઓ થાય તો પછી પાપ નાશ કરવાનો રસ્તોજ ક્યાં રહ્યો ? માટે યથાશક્તિ ધર્મ કાર્યો કરવાં પણ શેરને બદલે સવાશેર પાપ ગ્રહણ કરવા જેવું કરવું નહિ. કાંઇક પણ પાપ મુક્ત થઇએ તેમ કરવું-નહિતો કાંઈ નજ કરેલું તે બ્હેતર છે. માટે ધર્મ નિમિત્તે પાપ થાય નહિ તે લક્ષમાં રાખવાનું છે.

કલમ ૧૦ મી માં એક ક્ષણ પણ નકામી ગુમાવવી નહિ, તેને માટે કહેલું છે. દરેક રીતે આત્માનું રક્ષણ કરવા માટે એક પળની પણ ઢીલ કરવી નહિ. કારણ કે જે વખત

જાય છે તે મહા કિંમતી છે, પળે પળને મીનીટે મીનીટ જાય છે તે અમૂલ્ય છે. જે વખત જાય છે તે વખત લાખો પૈસા આપતાં પણ પાછો મલતો નથી. 'કદી પુરવ પુન્યથી સકળ સંપદા પાસે, પણ સમય સમજજો ગયો ફરી નહિ આવે. જો પૂર્વનાં પુન્ય સારાં હોય તો સ્ત્રી, પુત્ર, મિત્ર, ધન, વગેરે મળે છે પણ જે સમય જાય છે તેતો કદી પણ આવતોજ નથી, માટેજ જતો વખત અમૂલ્ય કહેવાય છે તો એવો અમૂલ્ય વખત ફોકટ ગુમાવનારાને પાછળથી પસ્તાવું પડે છે. માટે પાછળથી પસ્તાવું ન પડે એટલા માટે-આત્માની સિધ્યર્થ પ્રાપ્ત થએલ સમયનો ઉત્તમ કાર્યોમાં ઉપયોગ કરી લેવો તેજ સુગ્નમાણનું કામ છે.

પ્રકરણ ૨૩ મું નાગ (હાથી) વર્ગ માટે છે,

બુદ્ધ ભગવાન કહે છે કે, હું અપમાન સહન કરીશ, કારણ કે જગતજ દુષ્ટ સ્વભાવવાળું છે. જે નિંદા સહન કરે છે, અને ઇન્દ્રિયોનું દમન કરે છે તેજ પુરૂષ મનુષ્યમાં ઉત્તમ છે; વળી આત્માને વશ કરનાર સૌથી ઉત્તમ છે. અપમાન, નિંદા વગેરે સહન કરવું. ઇન્દ્રિયોનું દમન કરવું, અને આત્માને વશ કરવો તે વીરલ પુરૂષથીજ થાય છે. તે પ્રમાણે વર્તનારનેજ ધન્ય છે. આત્મસંયમી મહાત્માઓ સ્તુતિ કે નિંદાથી હર્ષ, શોક પામતા નથી. કહ્યું છે કે,—

चाण्डालः किमयं द्विजातिरथवा शूद्रोऽथ किं तापसः
किंवा तत्त्वविवेकपेशलमतिर्योगीश्वरः कोऽपि किम् ।
इत्युत्पन्नविकल्पजल्पमुखरैः संभाष्यमाणा जनै-
र्नक्रुद्धाः पथि नैव तुष्टमनसो यान्ति स्वयं योगिनः ॥

આ રીતે વિવિધ તર્ક કરી બોલતા લોકોથી કંઇપણ કોપ કે સંતોષ પામ્યા વગર યોગીશ્વરો માર્ગમાં ચાલ્યા જાય છે. જેને હર્ષ, શોક થતો નથી, એવા નિર્લેપ યોગીઓનેજ ધન્ય છે. શ્રી બુદ્ધદેવના વખતમાં ધનપાળક નામે એક હાથી હતો. લોકોએ તેને કોઈપણ રસ્તે પકડી લીધો: પણ તેનું મન તેની માતાની સેવામાં લાગેલું હોવાથી તેણે અન્ન જળ લીધાં નહિ. આ ઉપરથી એ બોધ લેવાનો છે કે એક અજ્ઞાન પ્રાણી પણ પોતાની માતાની સેવામાં કેવું તલ્લિન રહે છે? તો પછી જ્ઞાની-મનુષ્ય દેહ ધારી-પ્રાણીએ તો માતા પિતાની સેવા ચાકરી અવશ્ય કરવીજ જોઇએ. માતાપિતાના ઋણથી કોઇ પણ રીતે મુક્ત થઇ શકાય તેમ નથી. તેઓની સેવા કરવી એ બાળકોની ફરજ-મુખ્ય કર્તવ્ય છે.

વૃદ્ધાવસ્થા સુધી સદ્‌ગુણ પાળવા, દ્દ, પણ સત્ય શ્રદ્ધા રાખવી, જ્ઞાન પ્રાપ્ત કરવું; પાપ કર્મનો ત્યાગ કરવો તે સર્વ કાર્યો સુખ દાયક અને દુઃખને દહન કરનારાં છે.

પ્રકરણ ૨૪ મું તૃષ્ણા વર્ગ.

થા તોડી શકાય છે, પણ જે મોહ-તૃષ્ણાની બેડી છે તેજ મજબૂત બંધન કર્તા છે, તે તોડી શકાતી નથી. તેવું બંધન ઉભય લોકમાં દુઃખ દાઇ છે. વળી ધનથી અનેક પ્રકારની હાનિ થાય છે. માટે તેની તૃષ્ણા નહિ રાખતાં બનતા સુધી ત્યાગ કરવો. કહ્યું છે કે;—

आरंभैर्भरितो निमज्जति यतः प्राणी भवांभोनिधा-
वींहंते कुनृपादयश्च पुरुषा येनच्छलाद्बाधितुम् ।
चिंताव्याकुलताकृतेश्च हरते यो धर्मकर्मस्मृतिं,
विज्ञा ! भूरिपरिग्रहं त्यजत तं भोग्यं परैः प्रायशः ॥

માટે વિદ્વાને-સૂજ્ઞે ધનનો સંગ્રહ કરવા માટેની તૃષ્ણા અને તે ઉપરનો મોહ ત્યજી દેવો.

પ્રકરણ ૨૫ મું ભિક્ષુ વર્ગ.

કલમ ૧ લી માં બુદ્ધ મહાત્મા કહે છે કે, આંખને સંયમમાં રાખવી, કાનને સંયમમાં રાખવા, ઘ્રાણ-નાસિકાને સંયમમાં રાખવી, જીભને સંયમમાં રાખવી, એ પાંચે ઇન્દ્રિયોને સંયમમાં રાખવી તે હિતકારી છે.

કલમ ૯ મીમાં કહ્યું છે કે, સર્વે પ્રત્યે દયાથી વર્તવું, ધર્મના શાસનમાં આનંદ માનવો એ પ્રમાણે વર્તવાથી સર્વે સંસ્કારનો નાશ થાય છે અને પરમ શાંતિરૂપ નિર્વાણ મેળવી શકાય છે. "મિથ્યા કલ્પના, સંશય, મિથ્યાવ્રત, વિષય ભોગેચ્છા, અને હિંસા-આ પાંચ હલકી ગતિમાં લેઇ જનારાં કારણોને કાપી નાંખો; રૂપરાગ, અરૂપરાગ, અહંકાર, અસ્થિરતા અને અવિદ્યા આ પાંચને તજીદો. શ્રદ્ધા, ઉત્સાહ, સ્મૃતિ, સમાધિ, અને પ્રજ્ઞા-આ પાંચને વધારો. લોભ, દ્વેષ, મોહ માન અને મિથ્યા કલ્પના;-આ પાંચનો જેને સંગ છૂટયો છે, તે સંસાર રૂપી નદીના પૂરને ઓળંગી ગયો છે."

એ પ્રમાણે બુદ્ધભગવાને ઉપદેશ આપેલો છે તેમાંથી ઘણુંજ શિક્ષણ લેવાનું છે. પ્રથમ પાંચને કાપી નાંખવા, દ્વિતીય પાંચને તજી દેવા, ત્યાર પછીના પાંચને વધારવા, અને છેવટના પાંચનો સંગ છોડવો કે જેથી કરીને આ ભવરૂપ સમુદ્રને ઓળંગીને પેલેપાર જવાય છે.

પ્રકરણ ૨૬ મું બ્રાહ્મણ વર્ગ.

આ પ્રકરણમાં બુદ્ધમહાત્માએ, બ્રાહ્મણનું કાર્ય શું ? આચાર, વિચાર ને વર્તન કેવા પ્રકારનું હોવું જોઇએ, અને કેવા પ્રકારના વર્તનવાળાં-ચરિત્રવાળાં હોય તોજ તે ખરા બ્રાહ્મણ કહેવાય છે તે વિષયે ઉપદેશ આપેલો છે. માત્ર બ્રાહ્મણના નામથી કે જાતથીજ બ્રાહ્મણ કહી શકાતાં નથી પણ જેણે પાપનો ત્યાગ કર્યો છે તેજ ખરા બ્રાહ્મણ છે. જે સમભાવથી-કોઇના પ્રત્યે રાગ દ્વેષ-ઇર્ષ્યા કર્યા વગર ચાલે છે તેજ શ્રમણ-સાધુ છે. તે પ્રમાણે નહિ વર્તનાર-ચાલનાર મુનિને ઉલટો પાપ બંધ થાય છે.

स्वयं प्रमादैर्निपतन् भवांबुधौ कथं स्वभक्तानपि तारयिष्यसि ।
प्रतारयन् स्वार्थमृजून् शिवार्थिनः स्वतोऽन्यतश्चैव विलुप्यसेंऽहसा ॥

એવા સાધુઓ-શ્રમણો તો પાપમાંથી મુક્ત થવાને બદલે વધારે બંધનમાં પડે છે. વળી જે પોતાના મળનો-હૃદયની અશુદ્ધિનો ત્યાગ કરે છે તેજ ખરા સન્યાસી છે સન્યાસીપણાના ગુણ એજ સન્યસ્ત છે, વેશ માત્રથી કાંઇ વળતું નથી, કહ્યું છે કે,—

आजीविकार्थमिह यद्यतिवेषमेष,
धत्से चरित्रममलं न तु कष्टभीरुः ।
तद्वेत्सिं किं न न बिभेति जगज्जिघृक्षु-
र्मृत्युः कुतोपि नरकश्च न वेषमात्रात् ॥

ઉપરના વેશથી તરી શકાતું નથી. સંન્યાસનો હેતુ વેશ નથી પણ ભાવનામય સ્વરૂપ છે.

ते तीर्णा भववारिधिं मुनिवरास्तेभ्यो नमस्कुर्महे,
येषां नो विषयेषु गृध्यति मनोनो वा कषायैः प्लुतम् ।
रागद्वेषविमुक् प्रशांतकलुषं साम्याप्तशर्माद्वयं,
नित्यं खेलति चात्मसंयमगुणाक्रीडे भजद्भावनाः ॥

ઉક્ત પ્રકારના જેનું ભાવનામયસ્વરૂપ હોય તેજ સંસાર સમુદ્રને તરી જાય છે. અને તેજ નમસ્કાર કરવાને યોગ્ય છે.

કલમ ૧૧ મી માં કહ્યું છે કે, જટા ધારણ કરવાથી, અથવા ગોત્રથી, અથવા જન્મથી કોઇ બ્રાહ્મણ થતો નથી; જેનામાં સત્ય અને ધર્મ છે તેજ પવિત્ર છે, અને તેજ બ્રાહ્મણ છે. માટે અન્તરંગ શુદ્ધિ કરવાની જરૂર છે. મોક્ષ થવાનું સાધન બાહ્ય વેશ નથી, પણ અંતરની શુદ્ધિ–પવિત્રતા–નિર્મળતા–સદ્‌વૃત્તિ સદ્‌વિચાર અને સદાચાર એજ ખરૂં સાધન છે.

બુદ્ધનાં વિવિધ શિક્ષણોમાંથી મૈત્રિભાવના, જીવરક્ષા, માતા પિતાની સેવાને ઉચ્ચ વ્યાપાર, સત્યવાણી અને મતાંતરોની સહિષ્ણુતા, બીજા પંથોને સમાનમાન અને મિત્ર ધર્મ, મનુષ્યોને અભ્યાસના ઓપની જરૂર, બુદ્ધલોકની ઉચ્ચ ભાવનાઓ, પાંચ નૈતિક શક્તિઓ અને પ્રયત્નો એ બધી વાતો ખાસ લક્ષમાં લેવા જેવી છે ને તે પ્રમાણે વર્તવાની પુરેપુરી જરૂર છે.

અશોકના શિલાલેખોમાંની આજ્ઞાઓ જીવદયા અને નીતિ માટે કેટલો બધો બોધ કરે છે એ દરેક આજ્ઞાઓ પર પાનાનાં પાનાં ભરાય એટલું બધું લખી શકાય તેમ છે. પરંતુ વિસ્તાર ભયથી માત્ર હાલના રાજા રજવાડાઓ અને અધિકારીઓને તે પ્રમાણે ચાલવાની ખાસ જરૂર છે, એટલુંજ કહી વિરમું છું.

દરેક કલાકે લોકોની હકીકત મને પહોંચાડવી જોઇએ, ગમે તે કામમાં હોઉં તોપણ લોકોની ફરિયાદ નિરંતર મારે સાંભળવીજ જોઇએ એમ જનસમુદાયના કલ્યાણાર્થે મારે કામતો કરવુંજ જોઇએ, સત્કાર્યો એજ ધર્મ ક્રિયાઓ છે. દરેક જણ દુઃખથી મુક્ત થાય એવો ઉદ્યમ પ્રિયદર્શી રાજા કરે છે.

ધર્મની મિત્રતા સમાન બીજો કોઇ પણ મિત્ર નથી કે જે ભવસમુદ્રથી તારીને સુરક્ષિત સ્થાને પહોંચાડે, જીવોની રક્ષા કરવી તેના જેવું ઉત્તમ કાર્ય બીજું નથી બલકે તેજ કાર્ય ઉત્તમોત્તમ છે.

નીતિ માટે સન્યાસીઓ તથા લોકો ઉપર દેખરેખ રાખનારા અધિકારીઓની નીમણુક, ધીરજથી નુકશાન ખમવું, મૃદુતા-કોમળતા ને આનંદ માટેના ઉપાયો વગેરે જે જે બાબતો એ શાસનોમાંથી રત્નની માળા પ્રમાણે તારવી ગુંથી શકાય તેમ છે, તે આજના રાજાઓ અને અધિકારીવર્ગો લક્ષમાં લેતો કેવું સારૂં !

—બ્હેન નિર્મળા.

# સુદર્શન.

( પુસ્તક—૨૮—ઈ. સ.—૧૯૧૨—૧૩. )

ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધો વિચાર.

सत्यंपरं धीमहि ॥–भागवतम् ।


આદ્યદષ્ટા—" એક અભેદ માર્ગ પ્રવાસી "બ્રહ્મનિષ્ઠ.

મણિલાલ નભુભાઈ દ્વીવેદિ

ઉપદ્રષ્ટા—પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

—तन्त्री—

માધવલાલ નભુભાઇ દ્વીવેદિ.

સુદર્શન ઓફિસ—નડિયાદ.

# સુદર્શન.

( પુસ્તક ૨૮ )

ઈ. સ. ૧૯૧૨-૧૩.

## અનુક્રમણિકા.

ब.



भ.



म.





र.



ल.

व.



श.





ह.

## છપાય છે

થોડા સમયમાં પ્રસિદ્ધ થશે.

મુંબઈ સરકારના સંસ્કૃત સીરીઝમાં પ્રસિદ્ધ થયેલી નં.-૩૨ વાળી

## लौगाक्षिभास्करकृत–तर्ककौमुदी

સંસ્કૃત મૂલ તથા

પ્રૉ. મ. ન. દ્વીવેદિની અંગ્રેજી ઇન્ટ્રોડકશન, નોટસ સાથે.

કી. ૩૦–૧૨–૦

———:o:———

## આત્મનિમજ્જન

( બીજી આવૃત્તિ )

વેદાન્ત જીજ્ઞાસુઓને મનનકરવા જેવો અભૂતપૂર્વ ગ્રંથ.

કી રૂ ૧–૦–૦

લખો મેનેજર—સુદર્શન ઓફિસ નડિઆદ.

# એક ખાસ વિનંતિ.



આથી સન સહૃદયોને વિનતિ કરવામા આવે છે—અને ખાસ કરીને "અભેદ માર્ગ પ્રવાસી' સ્વર્ગવાસી; બ્રહ્મનિષ્ટ માક્ષર રત્ન મણિલાલ નભુ ભાઇ દ્વિવેદીના મિત્રો, ઓળખીતાઓને અને શિષ્યોને–તથા કોઈ પણ પ્રકારે એમના સબંધમા આવેલા સર્વને નમ્ર વિનતિ છે, કે તેઓ એમને વિષે જે જાણતા હોય–એમની જોડે કાઇ પણ બનાવ–વાત ચીત–વાતો ખાનગી ચર્ચા અથવા પત્ર વ્યવહારાદિ થયેલા હોય તે અમને લખી વા લખાવી મોકલાવશે તો અમારા ઉપર અત્યત આભાર થશે —ખાસ કરીને જેમની પાસે પત્રો હોય તેમણે અમને તે પત્રો જ મોકલી આપવા ગોઠવણ કરવી–અથવા તો પત્રો મોકલીને પાછા મગાવી લેવા મહેરબાની કરવી—કેટલાક કારણોથી એમનુ જીવન આલેખવાનું જરૂરી લાગવાથી – સ્વ મણિભાઇના સબધિ જનો આટલુ કાર્ય કરી અમને ઉપકૃત કરશે એવી આશા છે

લી એક સત્ય શોધક.

આ સબધિ સર્વ વ્યવહાર—તન્ત્રી—સુદર્શન—

સુદર્શન ઑફિસ–નડિયાદ

—સાથે—

રાખવા મહેરબાની કરવી

(તા૦ ક૦ સર્વ માસિક, ત્રિમાસિક, દૈનિક, અઠવાડિક, પાક્ષિક પત્રોના અધિપતિઓને એટલી નમ્ર વિનતિ છે કે ઉપરની વિનતિને પોતપોતાના પત્રોમા સ્થાન આપીને મારા ઉપર ખાસ આભાર દર્શાવશે લી આપ —સર્વનો વશ વદ—તન્ત્રી—સુદર્શન